# રણજિતરામ ગદ્યસંચય - ૨

રણજિતરામ વાવાભાઈ મહેતા




ગુજરાતી સાહિત્ય પરિષદ

અમદાવાદ-૩૮૦ ૦૦૯

પ્રકાશક :

રઘુવીર ચૌધરી

મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ

આશ્રમ માર્ગ, નદીકિનારે

અમદાવાદ–૩૮૦ ૦૦૯

પ્રથમ આવૃત્તિ : એપ્રિલ, ૧૯૮૨

રૂ. ૪૫/-









આવરણ સંયોજન : માધવ રામાનુજ

મુદ્રક :

કિરીટ સી. પટેલ

અંકુર પ્રિન્ટર્સ

૧૦૯૯/૧, ભવાનપુરા, શાહપુર

અમદાવાદ–૩૮૦ ૦૦૧

શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતા



જન્મ : કાર્તિક સુદી ૨ સં. ૧૯૩૮

અવસાન : જેઠ સુદી ૧૪ સં. ૧૯૭૩

# નિવેદન

ગુજરાતી સાહિત્ય પરિષદના સ્થાપક શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતાનું આ જન્મશતાબ્દી વર્ષ છે. એ નિમિત્તે તેમનાં બે અપ્રાપ્ય પુસ્તકો 'રણજિત-કૃતિ સંગ્રહ' (પ્ર. આ. ૧૯૨૧) અને 'રણજિતરામના નિબંધો' (પ્ર. આ. ૧૯૨૩) પરિષદ તરફથી 'રણજિતરામ ગદ્યસંચય-૧' રૂપે પુનર્મુદ્રણ પામ્યાં છે. રણજિત-રામ અને તેમના સર્જન વિષે શ્રી કનૈયાલાલ મુનશીએ લખેલો બહુમૂલ્ય ઉપોદ્‌ઘાત તે ગ્રંથમાં જોઈ જવા વાચકોને વિનંતિ છે.

તે ગ્રંથના નિવેદનમાં ઉલ્લેખ કર્યા મુજબ 'વિક્રમ સંવતના ૧૮મા સૈકામાં ગુજરાતનું સાંસારિક અને ધાર્મિક દર્શન' નામના શ્રી રણજિતરામે સર્વથી પહેલા લખેલા વિસ્તૃત લેખ સહિતનો આ 'રણજિતરામ ગદ્યસંચય-૨' પ્રગટ થાય છે. અગાઉ ગ્રંથસ્થ થવા ન પામેલાં તેમનાં મોટા ભાગનાં લખાણો આ ગ્રંથમાં સમાવી લેવા કોશિશ કરી છે. આ સદીના પ્રારંભના બે દાયકાઓમાં વિવિધ સામયિકોમાં પ્રસિદ્ધ થયેલાં અને કેટલાંક હસ્તપ્રતમાં જ જળવાઈ રહેલાં લખાણો પહેલી જ વાર અહીં ગ્રંથસ્વરૂપ પામે છે.

ગુજરાતના એક સંસ્કારપુરુષ શ્રી રણજિતરામની જન્મશતાબ્દીના સુભગ અવસરે આ બીજા ગ્રંથનું પણ પ્રકાશન થઈ રહ્યું છે તે પરિષદને માટે તેના સ્થાપકનું ઋણ અદા કરવાના અદના ફાળા તરીકે લેખાશે.

આ બધાં લખાણો—હસ્તપ્રત રૂપે કે સામયિકોમાં છપાયેલ સ્વરૂપે—વરસોથી કાળજીપૂર્વક સાચવી રાખનાર શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટ શ્રી રણજિતરામના ભાવનગર-નિવાસ કાળના નિકટના મિત્ર હતા. મિત્રભાવે આ લખાણોને ગ્રંથબદ્ધ કરવાના મનોરથ લાભશંકરભાઈનું અવસાન થવાથી અધૂરા રહ્યા. શ્રી રણજિતરામ વિષેનું તેમનું લખાણ આ ગ્રંથને અંતે આપેલા પરિશિષ્ટમાં મૂક્યું છે. લાભશંકરભાઈના પુત્ર શ્રી બકુલભાઈ ભટ્ટે આ બધાં લખાણો પરિષદને માનપૂર્વક સોંપ્યાં તે માટે પરિષદ તેમની આભારી છે.

ગુજરાતી સાહિત્ય પરિષદના સ્થાપકની બહુમુખી પ્રતિભાને આ ગ્રંથનું વિષયવૈવિધ્ય અને વિષયને વફાદાર રહેવાની તેમ જ ઊંડા ઊતરવાની ચીવટને

વાચકો જરૂર આવકારશે. પરિષદના અંતરંગ સ્વજન તેમ જ મુરબ્બી માર્ગદર્શક શ્રી અનંતરાય રાવળે આ ગ્રંથના પ્રકાશન અંગે કરેલાં ઉપયોગી સૂચનો માટે આભાર માનવાનો હોય નહિ, છતાં આટલો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય.

ગુજરાત રાજ્યના ભાષાનિયામકશ્રી તરફથી પચાસ ટકા અનુદાન આપવાની યોજનાનો લાભ આ ગ્રંથના પ્રકાશન માટે મળ્યો છે એ બદલ પરિષદ આભારની લાગણી વ્યક્ત કરતાં હર્ષ અનુભવે છે.

ગુજરાતી ગદ્યચાહકોને રણજિતરામના પહેલા સંચયની જેમ આ બીજો સંચય યત્કિંચિત પણ ઉપયોગી થશે તો પરિષદની પ્રકાશન–પ્રવૃત્તિને પ્રોત્સાહન મળશે.

**રઘુવીર ચૌધરી, કુમારપાળ દેસાઈ**
**પ્રફુલ્લ ભારતીય, ધીરુબહેન પટેલ**
મંત્રીઓ

# ગ્રંથાનુક્રમ

## ૧ : સાહિત્ય



## ૨ : સંસ્કૃતિ

**પરિશિષ્ટ**

# ગુજરાતનો ઇતિહાસ અને ગુજરાતી સાહિત્ય

મનુષ્યમાં જ્યાં લગી મનુષ્યત્વ છે ત્યાં લગી તેમનું જીવન કોઇ પણ દેશકાળમાં પરાક્રમ અને બુદ્ધિપ્રભાવથી કીર્તિવંત થયા વિના રહેતું નથી. જે પ્રજાનો ભૂતકાળ વિશાળ અને દીર્ઘ છે તે ભૂતકાળ ઘણી વાર આવી રીતે કીર્તિવંતો થયેલો હોય છે. એ ભૂતકાળની કીર્તિ પ્રજાના સ્મરણમાં અમ્લાન રહે છે અને વર્તમાન યા ભવિષ્યમાં નવી કીર્તિ સંપાદન કરવા પ્રેરણા અને ઉત્તેજન આપે છે. જ્યારે જ્યારે પ્રજાઓ રાષ્ટ્રભાવ પામે છે ત્યારે ત્યારે ભૂતકાળની કીર્તિ ઘણી ઉપયોગી થઇ પડે છે. એ કીર્તિના સ્મરણથી શૂરાતન પ્રજ્વલિત થાય છે, બુદ્ધિનો વિકાસ પ્રખર અને પ્રફુલ્લ થાય છે. અમારામાં પાણી છે એવી આત્મ-શ્રદ્ધા જાગ્રત થાય છે, અમે છેક નિર્માલ્ય નથી, પણ કાંઇક પરાક્રમ કરવા સર્જાયેલા છીએ એવો પોરસ આવે છે. આવી દશામાં પ્રજા પોતાનું ભાગ્ય ફેરવી શકે છે; પોતાની પ્રગતિની સાથે જગતના ઇતિહાસને જાજ્વલ્યમાન બનાવે છે.

આપણા ગુજરાત માટે આપણને તેમ પરદેશીઓને હાલ બહુ ઊંચો મત હોય, એમ લાગતું નથી. આપણે પરાક્રમહીન હોઇએ એવું આપણને લાગે છે. મરાઠા, રજપૂત કે બંગાળીઓ કે પંજાબીઓના આગળ આપણે કુછ બિસાતમાં નથી, એવું લાગે છે. વર્તમાન વિશ્વવિગ્રહમાં બંગાળીઓ સામેલ થયા છે, સમગ્ર હિન્દને હર્ષોત્સવનું સાધન થયું છે. એ પ્રસંગને હિંદીઓ પોતાના ક્ષાત્રભવિષ્યની ઉષા માને છે. મરાઠાઓની મોટી સંખ્યા વર્ષો થયાં બ્રિટિશ લશ્કરમાં છે અને વર્તમાન યુદ્ધમાં તેમણે પોતાનું લોહી રેડ્યું છે. પણ બિચારા ગુજરાતીઓ ક્યાં ? એ હિંગતોલુઓ લડાઇની શી વાત જાણે ? એમને અને યુદ્ધને કરોડો યોજનનું અંતર. આવું આપણે માનીએ છીએ ત્યારે આપણાં પડોશીઓ એવું માને તેમાં નવાઇ શી ? પણ એવો છેક જ આપણો અધઃપાત નથી થયો. થોડાકને જ ખબર હશે કે ગુજરાતીઓ આ વિગ્રહમાં લડવા ગયા છે. જામનગર અને ભાવનગરના રસાલામાંથી જે રજપૂતો લડવા ગયા છે તે બધા ગુજરાતીઓ છે. ભાવનગરના રસાલાના સેનાપતિ કેપ્ટન જોરાવરસિંહ મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે અને

મિસરના રણક્ષેત્રમાં તેમણે નામના મેળવી ગુજરાતીઓની પ્રતિષ્ઠા વધારી છે. પણ ગુજરાત બેદરકાર છે. એને એના શૂરા પુત્રો માટે ભાવ નથી. ભાવ નથી એનો દોષ અનેક કારણોનો છે અને તેમાંયે ખાસ દોષ ગુજરાતી સાહિત્યનો છે. ગુજરાતનું ક્ષત્રિયહૃદય એ સાહિત્યે હલમલાવ્યું નથી. જે પ્રજામાં ક્ષાત્રોદ્રેક નથી તે માણસાઈમાં જ નથી, એવી પ્રતીતિ નથી કરાવી. જે સાહિત્ય પોતાની પ્રજાના ઇતિહાસના પ્રત્યેક પરાક્રમથી ગાજી નથી રહ્યું તે સાહિત્યને શું કહેવું ?

આ ન્યૂનતા દૂર થાય એવા ઉદ્દેશથી પરાક્રમના થોડાક પ્રસંગોની ટૂંકી યાદી આ લેખમાં આપું છું. એ પ્રસંગોથી કાવ્યો, નાટકો, નવલકથા લખવા ગુજરાતના ‘ સાક્ષરો ’ પ્રેરાશે તો કૃતકૃત્ય થઈશ.

રાષ્ટ્રનું ચેતન જ્યારે ખીલવાનું હોય છે ત્યારે સાહિત્ય બે રીતે જુસ્સો જગાડે છે. એક રીત એવી છે કે પ્રજાના અતીત પરાક્રમોનું એવું યશોગાન કરવું કે પ્રજાની રગેરગમાં ક્ષાત્રોદ્રેક વહે. બીજી રીત એવી છે કે કલ્પિત પ્રસંગો ઉપજાવી પોતાની પ્રજાને પરાક્રમ કરતી ચીતરવી અને એ રીતે પ્રજામાં જે ગુણોની, જે જુસ્સાની ન્યૂનતા હોય તે જગાડવી. અંગ્રેજી બાળક પોતાની પ્રજાના પ્રત્યેક પરાક્રમથી વાકેફ હોય છે. એવાં પરાક્રમ કરવાની દરેકને હોંશ હોય છે. બંગાળી બાળક બંગાળી પ્રજાના પરાક્રમથી વાકેફ થતો જાય છે અને એવાં પરાક્રમો અથવા એથી પણ ઉત્તમ પરાક્રમો કરવા તે ઉત્સુક બને છે. ગુજરાતનાં બાળકો પણ એવાં બનો !

*

વર્તમાન ગુજરાતી સાહિત્યમાં ગુજરાત વિષે જે કંઈ લખાયું છે તેની પ્રથમ યાદી સ્મરણ ઉપરથી આપું છું.

કવિ નર્મદાશંકર : નર્મકવિતા તથા નર્મગદ્યમાં ગુજરાતને માટે ઘણું લખ્યું છે.

મહીપતરામ : વનરાજ ચાવડા તથા સિદ્ધરાજ જેસંગમાં.

હરિલાલ હર્ષદરાય ધ્રુવ : પરચૂરણ લેખો.

નાનાલાલ દલપતરાય કવિ : ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના બે બોલ.

સુમતિ લલ્લુભાઈ : મધુરી (નાટક)

અરદેશર ફરામજી ખબરદાર : ‘ ગુણવંતી ગુજરાત ’ અને ‘ આફ્રિકામાં હિંદીઓની લડાઈ ’* નામની કવિતાઓ.

* કવિતાનું નામ બરાબર યાદ નથી. એ કવિતા ‘ગુજરાતી’ પત્રમાં છપાઈ હતી.

અંબાલાલ સાકરલાલ : પરચૂરણ લેખો.

ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા : એક કાવ્ય અને એક લેખ.

ચિમનલાલ ડા. દલાલ : 'ગુજરાતનાં સંસ્કૃત નાટકો' (વસંતમાં).

નારાયણ વસનજી ઠક્કુર : ભદ્રકાળી (નવલકથા).

ચુનીલાલ વર્ધમાન શાહ : નવલકથાઓ.

નંદશંકર તુલજાશંકર : કરણ ઘેલો (નવલકથા).

નરસિંહરાવ ભોળાનાથ : 'સહસ્રલિંગ તળાવ' (કવિતા.)

પ્રો. બ. ક. ઠાકોર : સાહિત્ય પરિષદ વિષેનાં વ્યાખ્યાનો 'ગાંડી ગુજરાત.'

ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ : ગંગા (વાર્તા).

'ધનશ્યામ' : પાટણની પ્રભુતા (નવલકથા).

આ ઉપરાંત 'સ્વદેશ કીર્તન' વગેરે સંગ્રહોમાં ગુજરાત વિષે જે જે કવિતાઓ હોય તે. મોરબી, વાંકાનેર અને ગુજરાતી કંપનીઓએ મૂળરાજ, સિદ્ધરાજ, સારંગદેવ, કરણ વાઘેલા વગેરે સંબંધી ભજવેલા ખેલો.

પરદેશીઓમાં ફોર્બ્સ, કિનકેડ, વોટસન, ટેલર આદિએ ગુજરાતનું ગૌરવ ગાયું છે.

*

ગુજરાતનો જે ઇતિહાસ 'બૉમ્બે ગેઝીટીઅર'માં છપાયો છે તે ઉપરથી કેટલાક પ્રસંગોની ટીપ આપું છું. આમાંના મુખ્યત્વે રણસંગ્રામને લગતા છે. કલિંગ યુદ્ધમાં મનુષ્યોના સંહારથી ત્રાસ પામી દયાળુ થયેલા સમ્રાટ અશોકની અક્ષર આજ્ઞાઓ ગિરનાર પર કોતરાયેલી છે, છતાં ઇતિહાસ સ્પષ્ટ કહે છે કે લોહી રેડ્યા વિના પ્રજાઓનો ઉદ્ધાર નથી. એટલે જ એ યુદ્ધોના પ્રસંગોને મહત્ત્વ આપ્યું છે.

જ્યારે ઇતિહાસનો પડદો ઊપડે છે ત્યારે શ્રીકૃષ્ણ પોતાના યાદવો સાથે સૌરાષ્ટ્રમાં પધારે છે. આ કેવો ભવ્ય પ્રસંગ છે? બંગાળામાં શ્રીકૃષ્ણ વિષે મહાકાવ્યો વર્તમાનકાળમાં લખાયાં છે. એનાં જીવનચરિત્રો લખાયાં છે પણ ગુજરાતમાં કોઈની પ્રતિભા જાગી નથી.

પછી પાછો અંધકારનો યુગ આવે છે. પાછો પડદો ઊપડે છે ત્યારે મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તની આણ ગિરનાર આગળ વર્તે છે. સૌરાષ્ટ્રમાં ગણ હોવાની ચાણક્ય નોંધ લે છે. મૌર્યો, ક્ષત્રપો, ગુપ્તો આદિ પરદેશીઓને આધીન ગુજરાત રહે છે. તે કાળ પર એવું ગાઢ વાદળ છવાયેલું છે કે આપણા પૂર્વજોનાં પરાક્રમો

વિશે કાંઈ જાણી શકાયું નથી. એક ઉજ્જ્વળ પ્રસંગ જાવામાં જઈ રાજ્ય સ્થાપ્યાનો છે. વિજયે જઈ સિંહલદ્વીપમાં રાજ્ય સ્થાપ્યું અને આર્ય સંસ્કૃતિનો પ્રસાર કર્યો, એ પ્રસંગનો રાષ્ટ્રોદ્રેક માટે બંગાળીઓ કેટલો બધો ઉપયોગ કરે છે તે બંગાળી સાહિત્યના અભ્યાસીઓને સુવિદિત છે. પરંતુ ગુજરાતના કોઈ કવિની પ્રતિભા આ પ્રસંગથી હજુ સળગી ઊઠી નથી.

ગુપ્તોના અમલ દરમ્યાન માળવામાં ગુજરાતી રેશમી વણાટ કરનારાઓ જઈ વસ્યા હતા અને ત્યાં સમૃદ્ધ થયા હતા. ગુપ્તવંશની પાયમાલી કરનાર હૂણોને મગધેશ્વર, માલવેશ્વર, સ્થાણીશ્વર વગેરેએ ભેગા થઈ જે યુદ્ધમાં પરાજય પમાડ્યો તેમાં ગુજરાતનો વલ્લભીશ્વર મૈત્રક પોતાના સુભટો સાથે હતો. દેશ-મુક્તિના પ્રસંગમાં તે પણ અગ્રેસર હતો. પંચાસરના ચાવડાઓના પ્રસંગો ફાર્બસ, મહીપતરામ અને રા. બ. હરગોવિંદદાસને લીધે ગુજરાતના હૃદયમાં વસેલા છે. મૂળરાજ સોલંકીએ સોમનાથના રક્ષણ માટે ગ્રહરિપુ સાથે જે યુદ્ધ કર્યું હતું તેનું વીરરસપૂર્ણ કવન ગુર્જરશ્રેષ્ઠ હેમાચાર્યના દ્વાશ્રયમાં છે પણ તેનું આસ્વાદન કેટલા થોડા ગુજરાતીઓએ કર્યું છે? એ પ્રસંગનાં રણગીતોથી ગુજરાત ગાજવું જોઈએ. ભીમદેવ ૧લાના સમયમાં સોમનાથના રક્ષણ માટે મહમદ ગીઝની સાથે થયેલા યુદ્ધથી અથવા વિમલશાહના રણક્ષેત્ર, ધર્મક્ષેત્ર અને કલાના ક્ષેત્રમાં આવિર્ભાવ પામેલા પૌરુષથી પણ અર્વાચીન કવિહૃદય વ્યથિત થતું નથી. સિદ્ધરાજ જયસિંહના અને કુમારપાલના સમયમાં ગુર્જરોની તલવાર સર્વત્ર વિજયી થઈ હતી, સાહિત્ય અને સ્થાપત્યના પ્રદેશમાં તે સોળે કળા ખીલી હતી તે સમય પરત્વે કેટલું બધું વિપુલ અને વિવિધ સાહિત્ય ઉત્પન્ન થવું જોઈએ? પૃથ્વીરાજ ચૌહાણ સિદ્ધિરાજની દીકરીનો પૌત્ર હતો અને એના પિતાની સાથે ગયેલા નાગર મુત્સદ્દીનો બીજો દીકરો શહાબુદ્દીન ઘોરી સાથેના યુદ્ધમાં પોતાના પરાક્રમથી ઝળક્યો હતો, એ કેટલા ગુજરાતીઓ જાણે છે? વસ્તુપાળ તેજપાળ વિમળશાહના નવા અવતાર જેવા હતા. શૌર્ય અને કલાના પ્રદેશમાં ગુજરાતને ગૌરવભર્યું એ બે ભાઈઓએ કર્યું છે.

ગુજરાતનો હિન્દુ રાજ્યકાળ કાંઈક જાણીતો છે એટલે તે વિષે આટલો ટૂંકો ઉલ્લેખ કર્યો છે. હવે મુસલમાની કાળ લઈશું. તેમાં બે પ્રકારના પ્રસંગો પસંદ કરવામાં આવ્યા છે. મુસલમાની રાજકર્તાઓને ગુજરાતીઓ લેખી તેમનાં પરાક્રમ ગુજરાતના પરાક્રમરૂપે લેખવામાં આવ્યાં છે. મુસલમાની ઇતિહાસોમાં પણ આ જ દૃષ્ટિબિંદુ સ્વીકારાયેલું છે. મુસલમાનોના જુલ્મ સામે જ્યારે જ્યારે

હિન્દુઓ થયા છે, તે તે પ્રસંગો. એમાં ગુજરાતી હિન્દુઓમાં રહેલું ક્ષાત્રતેજ પ્રગટ થયું છે.

(૧) ગુજરાતમાં પહેલા મુસલમાન સુબા ઉલુધખાનની પછી આવેલા સુબા કમાલુદ્દીન સામે ગુજરાત થયું અને યુદ્ધમાં સુબો કામ આવ્યો. (૨) પીરમના મોખડાજી ગોહેલનાં પરાક્રમો. (૩) ફિરોઝ તુઘલકના વખતમાં સુબા શમ્સુદ્દીનના જુલ્મના ભોગ થયેલા રાજાઓ અને લોકોની મદદથી સુબાનો પાદશાહે નાશ કરાવ્યો. (૪) દિલ્હીના સુબાઓ સામે જૂનાગઢ અને રાજપીપળા પોતાની સ્વતંત્રતા જાળવી રહ્યાં હતાં. (૫) ઈ. સ. ૧૩૯૮માં સોમનાથ પાટણના લોકો સુબા ઝફરખાનની સામા થયા – હવે ગુજરાતની પોતાની સલ્તનત શરૂ થઈ. માળવાને અને ગુજરાતને ઇંગ્લેંડ અને ફ્રાન્સ જેવો વેરભાવનો સંબંધ હંમેશ રહ્યો છે. (૧) ગુજરાતના પહેલા સુલતાન મુઝફ્ફરશાહે માળવાના સુલતાન હુસંગ ઘોરીને ધાર આગળ હરાવ્યો. (૨) દિલ્હીના બાદશાહ મહમુદને દિલ્હીના રક્ષણ માટે મુઝફ્ફરે મદદ કરી. (૩) મુઝફ્ફરની સામા આસાવળના કોળીઓ થયા. (૪) સુલતાન અહમદશાહની સામા વડોદરા અને નડિયાદના જે લોકો થયા તેમાં જીવણદાસ એક આગેવાન હતો. (૫) ઈડરના રાજાઓ અનેક વાર ગુજરાતના સુલતાનો સામે થયેલા. જૂનાગઢ, ચાંપાનેર, નાંદોદ, ઈડર અને ઝાલાવાડના રાજાઓ એકઠા થઈ અહમદશાહની સામા થયા હતા. (૬) દક્ષિણ બ્રાહ્મણી સુલતાન અહમદના લશ્કરને ગુજરાતીઓએ માણેકપૂજ આગળ સખત હાર ખવડાવી. આ પરાજયથી ક્રુદ્ધ થઈ બ્રાહ્મણી સુલતાને લશ્કર મોકલી ઉત્તર કોંકણ ગુજરાતની આણમાંથી લઈ લીધું. ગુજરાતના સુલતાન અહમદશાહે દીવ, ઘોઘા અને ખંભાતથી નૌકાસૈન્ય એકઠું કરી થાણા ઉપર હલ્લો કર્યો અને તે સર કર્યું. અનેકવાર સમુદ્રયુદ્ધમાં ગુજરાતીઓની શમશેરો વિજયી નીવડી છે. ગુજરાતના કવિઓમાં ગુજરાત માટે અભિમાન હોય તો આવાં અનેક નૌકાયુદ્ધોમાં ગૌરવ અનુભવતું ગુજરાતને તેઓ કરી શકે. બાગલાણના ઘાટમાં પાછો બ્રાહ્મણી સુલતાન ગુર્જરેશ્વરને હાથે પરાજય પામ્યો. (૭) ગુજરાતના વીર સુલતાનોમાં અહમદશાહનું સ્થાન ઊજળું છે. એના ન્યાયની વાતો એને જેમ આપે એવી છે. (૮) માળવાનો સુલતાન મહમુદ ગુજરાત ઉપર ચડી આવ્યો ત્યારે નડિયાદના બ્રાહ્મણોએ ગાંડા હાથીને મારી પોતાની બહાદુરી બતાવી. કપડવંજ આગળ માળવાના લશ્કરનો સખત પરાજય થયો. (૯) મહમુદ બેગડો ગુજરાતના સુલતાનોમાં ઉત્તમ શ્રેણીનો બાદશાહ થઈ ગયો. તેનાં પરાક્રમોનાં જેટલાં યશોગાન ગાવાં હોય તેટલાં ગાઈ શકાય. (૧૦) મલબારના ચાંચિયાઓને મહમ્મદશાહે ઘોઘારી વહાણોની મદદથી સમુદ્રયુદ્ધમાં હરાવ્યા. (૧૧) પાવાગઢના પતાઈ રાવળ અને તેનાં લશ્કરનું વીરત્વ. (૧૨) ઈ. સ. ૧૫૦૭માં ગુજરાતના નૌકાસૈન્યે ચેઉલ આગળ ફિરંગીઓને પરાસ્ત કીધા.

(૧૩) ઈ. સ. ૧૫૧૮માં ગુજરાતના લશ્કરે માંડુ સર કીધું. (૧૪) મુઝફ્ફર બીજો વિદ્વાન, સાધુ, મદ્યનિષેધી, સંગીતકુશળ, કાબેલ સ્વાર, નિપુણ તરવારીઓ, સાદો અને નમ્ર હતો. આ ગુણો કીર્તિમંત થવા ઘટે છે. (૧૫) દીવ આગળ ગુર્જર નૌકાસૈન્યની ફત્તેહ થઈ. (૧૬) નિઝામશાહ, મલિક બેરીદ અને ઐનુલ-મુલ્કના એકત્ર લશ્કરને ગુર્જરોએ બુરહાનપુરના યુદ્ધમાં પરાજય પમાડ્યું અને સુલતાન બહાદુરશાહે અહમદનગર અને બુરહાનપુરમાં ખુતબો પઢાવ્યો. (૧૭) પાછો માંડુનો કિલ્લો બહાદુરશાહે બહાદુરીથી સર કર્યો. બહાદુરશાહના સમયમાં ગુજરાતની સત્તા પૂર્ણ કળાએ ખીલી હતી. (૧૮) મહમદ બીજાની સામે, ઈડર, સીરોહી, ડુંગરપુર, વાંસવડા, લુણાવાડા, રાજપીપળા અને દાહોદના લોકો થયા. (૧૯) નર્મદાકાંઠા પરના માંડવાના રાજાએ દિલ્હીના મોગલ બાદશાહના સુબા રાય ગોપીનાથ અને રાજા સૂરજસિંહને હરાવ્યા. (૨૦) હુમાયુન, અકબર, જહાંગીર, શાહજહાં, મુરાદ, ઔરંગઝેબ, દારા, આઝમ વગેરે બાદશાહો ગુજરાતમાં આવેલા તે પ્રસંગો. (૨૧) ઈ. સ. ૧૬૭૨માં કાંકરેજના કોળીઓ અને જામનગરના જામ સુબાઓની સામા થયા. (૨૨) ઈ.સ. ૧૬૪૫માં ચાંપાનેરના જંગલમાં ૭૩ સાથી પકડાયા. (૨૩) અમદાવાદના ઝવેરી શાંતિદાસની લોકસેવા. (૨૪) ઈ. સ. ૧૬૮૪માં દુકાળને લીધે અનાજના ભાવ એટલા વધી ગયા કે ભાવ નક્કી કરનાર શેખ મુહમુદ્દીનની સામે અમદાવાદીઓએ હુલ્લડ કર્યું. (૨૫) ઈ. સ. ૧૭૧૧માં મરાઠાઓને અંકલેશ્વર આગળ ગુજરાતીઓએ હરાવ્યા. (૨૬) નડિયાદના લોકો ઉપર રાઘોબા પેશ્વાએ રૂ. ૬૦,૦૦૦નો દંડ નાખ્યો, ત્યારે બ્રાહ્મણો અને ભાટ સામા થયા હતા તે પ્રસંગ.

બ્રિટિશ રાજ્ય દરમ્યાન સત્તાવનના બળવા વખતના પ્રસંગો, રૂપા અને કેવળ નાયકના બખેડા, ટોડા માણેક વગેરે વાઘેરોના બહારવટિયા તથા કાઠિયા-વાડમાં અનેક વખત બનેલા વીરોદ્રેકવાળા પ્રસંગો વિસ્તારભયે બાતલ રાખવામાં આવ્યા છે.

ઈ. સ. ૮૩૪-૩૫માં ગુજરાતી વહાણવટીઓ તિગ્રીસ નદી ઉપર ખલીફના પાટનગર ઉપર ઊતરી પડ્યા હતા. રાતા સમુદ્ર સુધી તેઓ લૂંટ ચલાવતા હતા. ઈ. સ. ૧૨૯૦માં માર્કોપોલો ગુજરાતના ચાંચિયાઓથી ત્રાસ પામ્યો હતો. આ ઉપરાંત 'ગેઝીટીઅર'માં આપેલો ઇતિહાસ રસથી, કલ્પનાથી અને સમત્વથી વંચાય તો ઘણા ઘણા પ્રસંગો ગુજરાતીઓના શૌર્ય, ઝનૂન, રણનૈપુણ્ય આદિ કીર્તિવંતા કરનારા મળી આવશે. ઉપલક નજરે જે પ્રસંગો મળ્યા તે જ મેં આ લેખમાં આપ્યા છે. ગુજરાતીઓ બાયલા છે – તેઓ માત્ર હિંગતોળુ વેપારીઓ

છે – તેમણે રણક્ષેત્રો કદી નિહાળ્યાં નથી એ આક્ષેપ ઇતિહાસ ખોટો પાડે છે. ગુજરાતી સાહિત્ય ગુજરાતનું સુપ્ત ચેતન જગાવશે તો એ આક્ષેપ દૂર થશે.

દેશના પુત્રોના ઝણઝણાટ પ્રેરતા વિચારોથી સાહિત્ય જ્વલંત હોય છે ત્યારે દેશમાં પણ ચેતન આવે છે. ગુજરાત માટે, પ્રત્યેક ગુજરાતી વસ્તુ, પ્રસંગ, પુરુષ માટે જ્યાં લગી અભિમાન, મમત્વ, ઉત્સાહ, માન નહીં જાગે ત્યાં લગી ગુજરાતની એકતા નથી. ગુજરાતના ભાગ્યમાં ત્યારે જ આપણને 'ગૌરવાન્વિત અને પૌરુષયુક્ત' શ્રદ્ધા થશે, ત્યારે જ નમ્રભાવનો ત્યાગ કરી, છાતી ઠોકી આપણે કહી શકીશું 'અમે ગુજરાતીઓ છીએ.' ત્યારે જ ગુજરાતીઓની બુદ્ધિ પુનર્જન્મ પામશે અને ફલવતી થશે. ×

× આ લેખમાં મેં સંગ્રામ સિવાયના પ્રદેશમાં ગુજરાતીઓએ કરેલાં પરાક્રમનો સમાવેશ નથી કર્યો. પરંતુ એ પ્રદેશો પણ સાહિત્યસર્જક વૃત્તિને સવળાવે એવા છે.

['ગુજરાતી' ઓક્ટો. ૨૨, ૧૯૧૬]

# ગુજરાત અને ગુજરાતી સાહિત્ય

ભારતવર્ષ મોટો દેશ છે. ભૂગોળના ખંડ જેવડો મોટો દેશ છે. દેશની સ્થિતિમાં કેવળ ન રહેતાં રાષ્ટ્રની સ્થિતિ પ્રાપ્ત કરવાની એની મહેચ્છા અનેક પ્રયત્નો દ્વારા પ્રગટ થઈ છે. એ મહેચ્છાનો જે પ્રવાહ વરસે છે તે હજુ દેશના પ્રત્યેક ભાગમાં ફરી વળ્યો નથી. દેશ ઘણો મોટો છે. જેમનાથી દેશ બનેલો છે એવાં અંગો જાતિ, ધર્મ, ભાષા, આચાર, પહેરવેશ, ગુણ આદિ પરત્વે જુદાં છે એટલું જ નહીં પણ ઘણી રીતે અન્યોન્યના વિરોધી અને ઘાતક છે. જ્યાં લગી આ અંગોના અણુઅણુમાં ઉક્ત મહેચ્છા જાગી ઊઠી નથી, એની પ્રેરિત ગતિમાં તેઓનું સંચલન નથી ત્યાં લગી સમગ્ર દેશની મહેચ્છા માત્ર મહેચ્છા જ રહેવાની.

ખેડાણ જમીન ફળદ્રુપ કરવા પાણીનો પ્રવાહ ચાલ્યો આવતો હોય તેથી જમીન ફળ આપતી નથી. જમીનમાં સર્વત્ર પાણી ફરી વળે અને જમીનના દરેક કટકાને તેની જરૂરિયાત પ્રમાણે જોઈતું પાણી મળે એવી જ્યાં લગી તજવીજ ન થાય ત્યાં લગી આવેલું પાણી ગમે તેટલું સમૃદ્ધિકારક હોય અને જમીન ગમે તેટલી કસવાળી હોય તોપણ ઇપ્સિત ફળ પ્રાપ્ત નહીં થવાનું. એકેક ક્યારાની ખાસ સંભાળ લેવાય, તેની જમીનનો કસ ઓછોવત્તો હોય તો તે પ્રમાણે જરૂરજોગા ઉપાય લેવાય, તેમાં ઉગાડવાનાં બી માતબર અને રોગહીન પસંદ થાય અને વ્યવસ્થાથી અને તેમના ઉછેરસંભાળથી, ખંતથી, ધીરજથી, ઉમળકાથી, શ્રદ્ધાથી થાય તો જ જમીન અને પાણીના સમાગમની સિદ્ધિ.

સમુદ્રમાં ભરતી આવે પણ તે માત્ર કિનારે અફળાઈ ચાલી જાય તેથી બસ છે? ભરતી સમુદ્રમાં થઈ ખાડીમાં પ્રવેશે અને ખાડીમાંથી નદીમાં, વહેળામાં, ઝરણામાં — મેદાનોમાં, ખીણોમાં, પર્વતની તરડોમાં જ્યાં લગી ફરી વળી નથી ત્યાં લગી ભરતી આવે તો ય શું અને ન આવી તો ય શું?

ભારતવર્ષને રાષ્ટ્ર થવાની મહેચ્છા થઈ પણ જ્યાં લગી એમાં વસતા હિન્દુઓ, મુસલમાનો, ખ્રિસ્તીઓ, પારસીઓને એ મહેચ્છા થઈ નથી – ગુજરાતીઓ, દક્ષિણીઓ, કાનડીઓ, તામીલો, તેલુગુઓ, બંગાળીઓ, આસામીઓ, બિહારીઓ, હિન્દુસ્તાનીઓ, પંજાબીઓ, સિન્ધીઓને એ મહેચ્છા થઈ નથી — બ્રાહ્મણોને, રજપૂતોને, વાણિયાને, કારીગરોને, વસવાયાને, ભંગીયાને એ મહેચ્છા

થઈ નથી – પુરુષોને, સ્ત્રીઓને, બાળકોને એ મહેચ્છા થઈ નથી – બાળકને, યુવાનને, વૃદ્ધને એ મહેચ્છા થઈ નથી – ગૃહસ્થને, સંન્યાસીને, વિદ્યાર્થીને એ મહેચ્છા થઈ નથી અને એ મહેચ્છાનું પ્રેર્યું જીવન સર્વનું વ્યતીત થતું નથી ત્યાં લગી એ મહેચ્છા સિદ્ધ થતાં કેટલા યુગ લાગશે ?

એક તરફથી સમગ્ર ભારતવર્ષમાં રાષ્ટ્રભાવના સિદ્ધ કરવા પ્રયત્નો થતા હોય તો બીજી તરફથી એ ભાવનાના વિરોધી નહીં પણ પોષક પ્રયત્નો થવાની ખાસ જરૂર છે. રાષ્ટ્ર થવા વ્યક્તિત્વનો વિનાશ કરવાનો નથી. વ્યક્તિત્વનો સંપૂર્ણ વિકાસ થાય નહીં ત્યાં લગી રાષ્ટ્ર સંપૂર્ણ ખીલતું નથી. જરૂર પડે રાષ્ટ્ર માટે વ્યક્તિત્વનો ત્યાગ કરાય પણ નાશ તો નહીં જ. રાષ્ટ્રના ભિન્ન ભિન્ન અંગોની ભિન્નતા છાંટી નાંખવાથી એકતા સિદ્ધ થતી નથી પણ ભિન્નતાનો એવો વિકાસ કરવામાં આવે કે વિકાસનું સ્વરૂપ એકતા લાવી શકે.

ભારતવર્ષની રાષ્ટ્રભાવના પોષવા જે બળો, સંસ્થાઓ ચાલે છે અથવા જન્મતાં જાય છે તેમનું કાર્ય વધારે સિદ્ધિકારક કરવા એ પ્રયોગ કરવાની જરૂર છે. ભારતવર્ષનાં અંગો જુદાં જુદાં ધોરણે પાડી શકાય છે છતાં ભાષા, સાહિત્ય, ઇતિહાસ, આચાર આદિને લઈ, પડેલા પ્રાન્તિક અંગોનો વિકાસ રાષ્ટ્રીય ધોરણે કરવામાં આવે, પ્રાંત પ્રાન્તની ખાસિયત પ્રમાણે વિકાસ થાય છતાં સમગ્ર ભારતવર્ષની એકતા ખંડિત ન કરે એવું એનું સ્વરૂપ જન્મે તો અખિલ ભારતવર્ષ દેશમાંથી રાષ્ટ્રમાં તરત જ ફરી જાય. પ્રાન્તિક રાષ્ટ્રભાવનાનું પોષણ અખિલ ભારતવર્ષની રાષ્ટ્રભાવનાની સિદ્ધિ માટે છે – પ્રાન્તિક રાષ્ટ્રભાવના ઉક્ત મોટી જ્વલંત ભાવનાની નાશક નીવડે તો તે ત્યાજ્ય છે એવા નિશ્ચયથી પ્રયોગ થાય તો સમગ્ર ભારતવર્ષની રાષ્ટ્રભાવનાને હાનિ નથી.

ગામડાનો વસનાર ગામડાનો દેશજન બને, શહેરનો વસનાર શહેરનો દેશજન બને, નગરનો વસનાર નગરનો દેશજન બને, પ્રાન્તનો વસનાર પ્રાન્તનો દેશજન બને અને દેશ સમગ્રનો વસનાર દેશ સમગ્રનો દેશજન બને અને દરેક સ્થિતિના ક્રમ પ્રમાણે તેનું મહત્ત્વ સમજી તે તે ક્રમના ધર્મો પાળે તો વિરોધ રહેતો નથી અને મૂળ સિદ્ધિ સબળ અને સમૃદ્ધ નીવડશે.

પૃથ્વીના ખંડ જેવડા ભારતવર્ષની રાષ્ટ્રસિદ્ધિ માટે તેના પ્રાન્તોની રાષ્ટ્રસિદ્ધિ ઘણી જ અગત્યની છે. એક પણ પ્રાન્ત રાષ્ટ્ર થયા વિના રહે તો ભારતવર્ષના રાષ્ટ્રનું એક અંગ નકામું થશે. અને નકામું અંગ શરીરને રોગી અથવા અશક્ત કરી નાંખે છે. પ્રાન્તે પ્રાન્ત રાષ્ટ્ર થવા ઉદ્યુક્ત થાય, પોતાની પરિસ્થિતિ પ્રમાણે પોતાના વિકાસની તજવીજ કરે અને જેટલું જેટલું સર્વસામાન્ય થતું જાય ત્યાં ત્યાં સમગ્ર દેશની એકતા અણાતી જાય તો તેથી ડરવું કે ઉત્તેજિત થવું ?

# સાહિત્ય પરિષદનો કાર્યપ્રદેશ

તા. ૨૯–૩૦–૩૧મી મે(૧૯૬૫)ના રોજ સુરતમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું પાંચમું અધિવેશન થશે. તે વખતે કેટલીક ચર્ચાઓ અને ઠરાવો થશે એવી આશા છે. બંગાળી સાહિત્ય સંમેલન અને મરાઠી સાહિત્ય સંમેલન કેવા કેવા પ્રશ્નો સ્પર્શે છે તેની વિગત અગાઉ મેં પ્રગટ કરી છે અને હવે પછી થોડીક પ્રગટ કરવાનો છું. દરમ્યાન આપણી પરિષદે ધ્યાન આપવા યોગ્ય કેટલીક બાબતો મને સૂઝી છે તે 'ગુજરાતી' પત્ર દ્વારા જાહેરમાં મૂકું છું. વખતે એમાંની કોઈ બાબત આગામી અધિવેશનમાં ચર્ચવાનું આથી સુકર થશે એમ ધારીને.

૧. ગુજરાતી સાહિત્ય લોકપ્રિય કરવા, એનો અભ્યાસ વધારવા – જન્મભાષા અને તેના સાહિત્યના ગાઢ સેવન અને પરિચયથી ગુજરાતીઓની માનસિક શક્તિઓના વિકાસ માટે શા શા ઉપાયો યોજવા ? (અ) હાઈસ્કૂલોમાં કેટલાક વિષયો અંગ્રેજીને બદલે ગુજરાતીમાં શીખવવાની હિમાયત કરવી જોઈએ અને ફતેહમંદ અજમાયશો પણ કરી બતાવવી જોઈએ. (આ) મેટ્રિક અને એવી બીજી પરીક્ષામાં કેટલાક વિષયોના સવાલોના ઉત્તરમાં ગુજરાતીમાં આપવાની છૂટ મેળવવા પ્રયત્ન થવા જોઈએ (ઇ) હાઈસ્કૂલોમાં ગુજરાતી વ્યાકરણ, નિબંધલેખન અને સાહિત્યનો ફરજિયાત અભ્યાસ દરેક વિદ્યાર્થી કરી શકે એવી તજવીજ કરવી જોઈએ. આ ઇષ્ટપ્રાપ્તિ માટે ક્રમવાર રસિક અભ્યાસપોથીઓની રચના થવી જોઈએ તેમ નિશાળોનાં ઉત્સવ સંમેલનોમાં અંગ્રેજી નાટચપ્રયોગો અને પઠન(recitation)ની સાથે ગુજરાતી નાટચ અને પઠન પ્રયોગોને વિશેષ સ્થાન મળવું જોઈએ. (ઈ) કૉલેજોમાં ગુજરાતી સાહિત્યનો અભ્યાસ પ્રારંભથી તે અંત લગી ઐચ્છિક વિષય તરીકે રખાવવા પ્રયત્ન થવો જોઈએ.

૨. ગુજરાતી સાહિત્યની શાસ્ત્રીય સમાલોચના થાય અને અભ્યાસ વધે માટે ગુજરાતની એકાદ કૉલેજમાં ગુજરાતી સાહિત્યના પ્રોફેસરની નિમણૂક થવી જોઈએ. હાલમાં યુનિવર્સિટી કેટલાક વિષયો પરત્વે વિદ્વાનો પાસે ભાષણો એમ. એ.ના વિદ્યાર્થીઓ માટે કરાવે છે. આ ભાષણમાળામાં ગુજરાતી સાહિત્યને સ્થાન અપાવા પ્રયત્ન કરવાં જોઈએ.

૩. જે જે સ્થળે ગુજરાતીમાં જ હુન્નરઉદ્યોગનું શિક્ષણ અપાતું હોય—વડોદરાના કલાભવન, અમદાવાદની રણછોડલાલ ટેક્ષટાઈલ ઇન્સ્ટિટયૂટ, સુરતની પારેખ હુન્નરશાળા વગેરે સ્થળે ગુજરાતી સાહિત્યના અભ્યાસ માટે તજવીજ થવી જોઈએ.

૪. સ્ત્રીશિક્ષણના પ્રસાર માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને ધર્મનીતિના જ્ઞાનના પ્રસારણ માટે થિયોસોફીકલ સોસાયટી જેવી વાર્ષિક પરીક્ષા લે છે તેવી ગુજરાતી સાહિત્યના અભ્યાસની વૃદ્ધિ માટે યોજના કરવી જોઈએ.

૫. જૂના ગુજરાતી હસ્તલેખો જુદે જુદે વિખરાયેલા છે તેના પરિવેક્ષણ (Survey), રક્ષણ અને સંગ્રહ માટે તજવીજ થવી જોઈએ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ ગુજરાતી સભા, ના. ગાયકવાડ સરકાર કે કોઈ ધનાઢ્ય જૈન મંડળ આ કાર્ય હાથમાં લે તો સત્વર નાશ પામતા સાહિત્યનું રક્ષણ થશે. સરકાર તરફથી પુણામાં સંસ્કૃત હસ્તલેખોનો સંગ્રહ થાય છે—પુણાના સંગ્રહનો લગભગ પોણો ભાગ ગુજરાતીમાંથી જ લઈ જવામાં આવ્યો છે, તેમ અમદાવાદમાં ગુજરાત કોલેજમાં ગુજરાતી હસ્તલેખોનો સંગ્રહ કરવા સરકારને વિનંતી કરવી જોઈએ. રાજકોટ પરિષદ વખતે કેટલાક ગ્રંથો આવ્યા હતા તેમાંના ઘણાનાં દર્શન સુરતમાં થવાનાં નથી તેમ સુરતના પ્રદર્શનમાં જે ગ્રંથો આવ્યા છે તેનાં પણ દર્શન પછીથી થવા સંભવ નથી. માટે આ દિશામાં જેટલું થઈ શકે તે સત્વર થવું જોઈએ.

૬. ગુજરાતના ઇતિહાસની સાચી માહિતી શિલાલેખો અને તામ્રલેખો અને સિક્કાઓ પરથી જેવી મળે છે તેવી બીજાં સાધનોથી પ્રાપ્ત નથી. આ કાર્યને માટે એક સરકારી ખાતું છે પણ તેના તાબામાં રાજસ્થાન, સિંધ, કચ્છ, ગુજરાત, દક્ષિણ, મધ્યપ્રાંત, માળવા વગેરે પ્રદેશો હોવાથી ગુજરાતની સમૃદ્ધિ એકઠી કરવા પર જોઈએ તેટલું ધ્યાન તેનાથી અપાતું નથી. રાજકોટમાં વોટ્સન મ્યુઝિયમ છે તેના અધિકારીઓ કાઠિયાવાડ અને કચ્છમાં ફરી ઘણી ઉપયોગી માહિતીનો સંગ્રહ કરે છે. તળ ગુજરાતમાંથી આવી માહિતી દેશી રાજ્યો, સરકારી પ્રાચીન શોધખાતું અને વોટ્સન મ્યુઝિયમના અધિકારી દ્વારા મેળવવા પ્રયત્ન થવા જોઈએ.

૭. ગુજરાતમાં સ્થળે સ્થળે સુંદર મંદિરો, તળાવો, મકાનો વગેરે છે તેમનાં વૃત્તાંતો, છબીઓ, નકશાઓ વગેરે અમદાવાદ જેવા મધ્ય સ્થળે એકઠાં કરાવવાં જોઈએ. આવું જ મૂર્તિઓ, પૂતળાં, ચિત્રો (મંદિરોમાંના અને બીજે સ્થળના) સંબંધમાં થવું જોઈએ.

૮. ગુજરાતની અતીત કળાનું દર્શન એક સ્થળે થાય એવી જોગવાઈ કરવા ઉપરાંત વર્તમાન અને ભવિષ્યત્ ગુજરાતમાં પાછું એવું જ કે એથી પણ સરસ કલાવિધાન આવિર્ભાવ પામે માટે કળાશિક્ષણમંદિર અને કલાસંગ્રહસ્થાન સ્થાપવા પ્રયત્ન થવા જોઈએ. સંગીત સર્વત્ર પ્રસારણ પામે તેમ જ શુદ્ધ સંસ્કારી સ્વરૂપમાં ખીલે એવા પ્રયત્નો થવા જોઈએ.

૯. ગુજરાતી રંગભૂમિ વધારે સુંદર અને ઉન્નત બને, અભિનયકળા વધારે ખીલે, દૃશ્ય વસ્તુઓ વધારે સ્વાભાવિક અને અનુકૂળ અને ઉચિત થાય, ગુજરાતનું નવજીવન ઘડવામાં તેઓ સંપૂર્ણ રીતે મદદગાર નીવડે માટે તેમના કાર્યની કડક સમીક્ષા કરાવવા, તેમનાથી થતા સારા અભિનયો વગેરેની ઉત્સાહભરી યોગ્ય તારીફ અને કદર કરાવવા પ્રયત્ન થવા જોઈએ.

૧૦. પરિષદના બે અધિવેશનના અંતરાળમાં જે જે સાહિત્ય પ્રસિદ્ધિ પામે અને જે જે નવા અભિનય થાય તેનું વિશેષજ્ઞો પાસે અવલોકન કરાવવા તજવીજ થવી જોઈએ. વર્તમાનપત્રો અને માસિકોમાં અવલોકનો નિયમિત રીતે પ્રગટ કરાવી આ કાર્ય સુકર અને સત્વર થઈ શકે એવી તજવીજ થવી ઘટે છે.

ગ્રંથવિક્રેતાઓ પાસેથી દર વર્ષે વાર્ષિક વિક્રયનું સરવૈયું મેળવી ગુજરાતની અભિરુચિનું માપ કાઢવા પ્રયત્ન થવા જોઈએ.

૧૧. મોતીભાઈ નરસિંહભાઈએ ખાનગી રીતે પ્રથમ જેમ ગામડામાં પુસ્તકસંગ્રહો સ્થાપ્યા હતા અને હાલમાંના ગાયકવાડ સરકાર તરફથી થાય છે તેમ થવા ગુજરાતનાં બીજાં દેશી રાજ્યો દ્વારા ગાળે ગાળે પુસ્તકસંગ્રહ અને વાંચનાલય સ્થાપવા પ્રવૃત્તિ ઉત્તેજવા પ્રયત્ન થવા ઘટે છે. ગુજરાતી પુસ્તકોનું સમગ્ર પુસ્તકાલય ગુજરાતમાં એક સ્થળે કરવા મહેનત થવી જોઈએ, રાજકોટમાં જન્મ પામેલા પરિષદ પુસ્તકાલયને પૂરતો આશ્રય મેળવી આપવા મહેનત કરવી જોઈએ. ગ્રંથકારો પાસેથી ના. સરકાર ત્રણ નકલ લે છે તો એક નકલ વધારે લઈ પરિષદ પુસ્તકાલયને આપે એવી વિનંતિ કરવી જોઈએ.

૧૨. ગુજરાતમાં પુરુષોની અને સ્ત્રીની કેળવણીના પ્રસાર માટે એક પણ ગામડું નિશાળ વિના રહી ન જાય એવી વ્યવસ્થા કરવા પ્રયત્ન થવો જોઈએ. (૧) પુરુષો માટે ગુજરાતી દ્વારા હુન્નર–ઉદ્યોગની કેળવણી મેળવવાનાં સાધનોની વિપુલ અને વિવિધ સામગ્રી ઊભી કરવા સતત પ્રયાસ થવા જોઈએ. (૨) વડોદરામાં સ્થપાયેલી 'વર્નાક્યુલર કૉલેજ' નિષ્ફળ ગઈ તે નિષ્ફળ ન નીવડે એવા રૂપમાં જુદે જુદે સ્થળે સ્થાપવા અને સિદ્ધિથી તે પ્રયાસને અંકિત કરવા ઉપાયો યોજવા ઘટે છે. (૩) હાલના ગ્રામ્ય ધોરણો વિશે જુદી જુદી ફરિયાદો આવે છે તે બહુ અઘરાં છે, વાણિયા બ્રાહ્મણના શિક્ષણને કુંઠિત કરનારાં છે વગેરે પ્રાથમિક

અને માધ્યમિક શાળાના અભ્યાસક્રમ, અભ્યાસ કાર્યક્રમ (ટાઈમ ટેબલ) અને અભ્યાસગ્રંથો વિશે નાના પ્રકારની બૂમો લોકોમાં ઊઠે છે તે-વગેરે સંબંધમાં યોગ્ય તપાસ ચલાવી જેટલું જેટલું અનિષ્ટ અને હાનિકારક લાગે તેનું ઉન્મૂલન કરાવવા પ્રયત્ન થવા જોઈએ. (૪) સાત સાત વર્ષ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલમાં ભણવા છતાં અંગ્રેજીમાં કાચા રહે છે, એમની માનસિક શક્તિઓ બુઠ્ઠી રહે છે, સ્વતંત્ર વિધાન તેઓ કરી શકતા નથી વગેરે જે જે અપવાદો અત્યારે આપણી શિક્ષણપ્રણાલીને અંગે પ્રચારમાં હોય તેમનું શાસ્ત્રીય અન્વેષણ કરાવી ગુજરાતની બુદ્ધિ અને શક્તિ વધારે કેવી રીતે વિકસે તેના ઉપાયો વિમર્શી, અમલમાં મુકાવા પ્રયત્નો કરવા જોઈએ. (૫) અંગ્રેજીનો વધારે ફેલાવો કરવા અને જ્ઞાન વધારે સંગીન કરવા પ્રાથમિક ગુજરાતી શાળાઓમાં અંગ્રેજી શીખવાની જોગવાઈ કરી આપી ગુજરાતી સાત ચોપડીઓ લગી અભ્યાસ કર્યા પછી જ શિક્ષાર્થીઓ હાઈસ્કૂલમાં જાય એવી રીત વાજબી અને ફળદાયી લાગતી હોય તો તેના સર્વત્ર સ્વીકાર માટે પ્રયત્ન થવા ઘટે છે.

૧૩. ગુજરાતી ભાષાનું શાસ્ત્રીય વ્યાકરણ રચવા જુદા જુદા પ્રદેશ અને નાતોમાં વપરાતી ભાષા, શબ્દો, રૂપો; રૂઢિપ્રયોગ, કહેવતો વગેરેનો સંગ્રહ કરાવવો જોઈએ.

૧૪. ગુજરાતના લોકોના રીતરિવાજ, માનતાઓ વગેરેનો સંગ્રહ કરાવવો અને પ્રત્યેક નાતો સંખ્યામાં ઘટે છે કે વધે છે; કેળવણીમાં આગળ કે પાછળ છે; આર્થિક સ્થિતિમાં સમૃદ્ધ કે નિષ્કિંચન છે; બુદ્ધિમાં પ્રૌઢ કે જડ છે, વગેરે બાબતો નિરૂપવાનાં સાધનો એકઠાં કરવાં.

૧૨-૫-૧૫.

# સુરતની સાહિત્ય પરિષદનું પ્રદર્શન

મે (૧૯૧૫)ના અન્તમાં સાહિત્ય પરિષદનું પાંચમું અધિવેશન સુરતમાં થયું હતું. સાથે હસ્તલેખો, મુદ્રિતગ્રંથો, ચિત્રો અને પુરાણી ચીજો વગેરેનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. લગભગ ૧૫૦૦ હસ્તલેખોનો સંગ્રહ થયો હતો. આથી જૈન અને હિન્દુ ગુજરાતી સાહિત્યનો, જુદા જુદા શતકમાં સંખ્યા, ભાષા તથા વિષયનાં દૃષ્ટિબિન્દુથી મુકાબલો કરવાનું, સુરતમાં કયા કયા કવિઓ લોકપ્રિય હતા તે જાણવાનું, કયા કયા કવિના કયા કયા ગ્રંથો ખાસ લોકપ્રિય થયા હતા તે પ્રદર્શનમાં આવેલી પ્રતોની સંખ્યા અને રચ્યાની સાલ પરથી જાણવાનું, ખાસ સુરતમાં અને સુરત જિલ્લામાં કયા કયા કવિઓ થઈ ગયા છે – તેમના કયા ગ્રંથો પ્રસિદ્ધ અને કયા ગ્રંથો અપ્રસિદ્ધ છે – તે જાણવાનું, સુરતમાં રચાયેલા કે લખાયેલા ગ્રંથોની સાલ પરથી સુરતના ભૂતકાળના ચોક્કસ સમયનિર્દેશ જાણવાથી સુરતની ઉત્પત્તિને લગતી દંતકથાઓની શોધનસમીક્ષા કરવાનું, ગુજરાતી ભાષામાં અર્વાચીન ગદ્યના જન્મ પૂર્વે કેવું ગદ્ય લખાતું હતું તે જોવાનું, પ્રસિદ્ધ ગ્રંથોની રચનાની સમીપની લેખિત પ્રતો જોવાનું અને તેથી હાલમાં પ્રચલિત પ્રતોના પાઠો તપાસવાનું અને ક્ષેપક અંશ પેસી ગયો હોય તો તે જોવાનું, પ્રાચીન ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ નિહાળવાનું, લોકશિક્ષણ માટે આપણા પૂર્વજોએ કરેલા પ્રયત્નોનું માપ કાઢવાનું બની આવે એવું હતું. ગ્રંથો શતકવાર ગોઠવવામાં આવ્યા હતા.

વડોદરામાં ૧૯૧૨માં ચોથું અધિવેશન થયા પછી ગુજરાતી ભાષામાં જે ગ્રંથો પ્રકટ થયા હોય તેમનો બને તેટલો સંગ્રહ કરવા પ્રયત્ન થયો હતો. આ વિભાગમાં આશરે ૨૩૦ ગ્રંથો, ચોપાનિયાં વગેરે હતાં. બે અધિવેશનના અંતરાળમાં ગ્રંથપ્રસિદ્ધિ તો આથી અનેકગણી હતી. સમયના સંકોચને લીધે પરિષદ વખતે એમનું અવલોકન રજૂ નહોતું કરી શકાયું. પરંતુ પુસ્તકો નજરે જોવાનો—ગુજરાતી ભાષામાં પ્રગટ થતા સારા ગ્રંથો અને ચોપાનિયાં એક સ્થળે જોવાનો પ્રસંગ ઘણાને પ્રાપ્ત થયો હતો. આ ગ્રંથસંગ્રહમાં અખંડાનંદે પ્રગટ કરેલાં સસ્તાં પુસ્તકો અને ભાવનગરની આત્માનંદ જૈન સભા તરફથી પ્રકાશિત ગ્રંથોની સંખ્યા મોટી હતી. આ સંગ્રહથી ગ્રંથોનું દર્શન થઈ શકે છે, ભાતભાતની

છપાઈ અને બંધામણી નજરે જોઈ શકાય છે અને ગુજરાતી ભાષામાં ક્યા ક્યા વિષયના કેવા કેવા ગ્રંથો રચાય છે તે પણ જોઈ શકાય છે.

પ્રાચીન વસ્તુઓ નાના પ્રકારની હતી. તામ્રલેખો હતા. અણહિલવાડના સોલંકીઓએ લાટદેશ ક્યારે સર કર્યો તે ધમડાછાના બે તામ્રપત્રો પરથી જણાયું. લાટના ચૌલુક્ય કીર્તિરાજનું તામ્રપત્ર હજુ અપ્રકાશિત છે. રાષ્ટ્રકુટ કક્કરાજનું તામ્રપત્ર પ્રગટ થયેલું છે. એક તામ્રપત્ર ઊકેલી શકાયું નહોતું. ખંડિત મૂર્તિઓના લેખો, ભાંગેલા શિલાલેખ વગેરે પણ હતા. સિક્કાઓ મોટી સંખ્યામાં હતા. અંગ્રેજી રીતરિવાજના પ્રવેશ પહેલાં સુરતના શ્રીમંતોમાં — હિંદુ, જૈન, મુસલમાન, પારસી શ્રીમંતોમાં કેવા કિંમતી અને કેવી તરેહનાં કપડાંનો વપરાશ હતો તે પ્રદર્શનમાં રજૂ થયેલાં કેટલાંક વસ્ત્રોથી જણાતું હતું. ચિનાઈ વાસણોનો સંગ્રહ દર્શનીય હતો. એના જે પારખ હોય છે તે ખરી ચીજ હાથ આવે છે તો મોંમાંગ્યું મૂલ આપી ખરીદે છે. સુરત મૂળે મોટું બંદર હતું તેથી અને હજુ મુસલમાનો સફરી હોવાથી વિવિધ ભાતના અને આકારનાં ચિનાઈ વાસણો સુરતમાં મળી આવે છે. પિત્તળનાં વાસણો, મૂર્તિઓ વગેરેનો પણ સંગ્રહ હતો. રોજના વપરાશની ચીજો પણ આપણા પૂર્વજો કેવી રમ્ય બનાવતા તેનો ખ્યાલ આથી આવતો. મૂર્તિવિદ્યાના અજ્ઞાનને લીધે તે ઓળખવાનું બની શક્યું નહોતું. આપણે ત્યાં અંગ્રેજી પ્રભાવ વિનાની ચિત્રકલા કેવી પ્રચલિત હતી તે ચિત્રો અને સચિત્ર હસ્તલેખોથી જોઈ શકાતું હતું. છેલ્લા બાજીરાવ પેશ્વાના સોબતી ત્રિંબકજી ડેંગલેએ ગાયકવાડના એલચી ગંગાધરરાવ શાસ્ત્રીનું ખૂન કર્યું હતું અને પરિણામે પેશ્વાઈ ખોઈ હતી, તે શાસ્ત્રીની સુરતમાં હવેલી છે. આ હવેલીના એક ઓરડાની ચારે ભીંતો ચિત્રોથી ભરેલી હતી. આ ચિત્રોમાંના કેટલાંક આવ્યાં હતાં. ઋતુઓનાં, માસનાં, રાગરાગણીનાં, રાશિઓનાં, શૃંગારનાં ચિત્રો હતાં. એક જૈન દિગંબર પંડિતની પોતાને હાથે ચીતરેલી તસ્વીર હતી. સચિત્ર ગ્રંથોમાં જૈન ગ્રંથો વિશેષ પ્રમાણમાં હતા. સુરતના દિગંબર જૈનોનાં પુસ્તકો અને ભાવનગરના શ્વેતાંબર જૈન પ્રેમચંદ રતનજીનાં પુસ્તકો ખાસ આકર્ષક હતાં. ધાર્મિક ગ્રંથો તેમ જ રાસાઓનાં ચિત્રો સુંદર હતાં. શકુનાવળીમાં જાનવરોનાં ચિત્રો આબેહૂબ હતાં. ચિત્ર દ્વારા આખી કથા કહેવાનો પ્રયત્ન થયેલો લાગતો હતો. ઓખાહરણ, ચંડીપાઠ અને ભગવદ્‌ગીતા એટલા સચિત્ર હિન્દુ ગ્રંથો હતા. આ સર્વેની કલમ ઊંચા પ્રકારની નહોતી પણ સુરત તરફ આ કલાઓને કેટલું પોષણ મળતું હતું તે એથી જણાતું હતું. સોનેરી શાહીથી જુદી જુદી ભોંય પર લખેલા અક્ષરોવાળા હસ્તલેખો રમણીય હતા. શાહી અને રંગનો જોગ જાળવવા દેશી બનાવટના ભાતભાતના રેશમી કકડાઓ દરેક પાના પર ઢાંકવામાં આવ્યા

હતા. અનાયાસે આપણે ત્યાં પૂર્વે કેવું રેશમી કાપડ બનતું તે જોવાનું આથી બની આવ્યું હતું.

ગુજરાતમાં હાલમાં જૂના પ્રકારની ચિત્રકળા નાબૂદ થયેલી લાગે છે, તેમ નવી ચિત્રકળા હજુ ખીલી નથી. મનુષ્યોની તસ્વીર ચીતરવા ઉપરાંત કલ્પિત પ્રસંગો ઘણા ઓછા પ્રમાણમાં ગુજરાતી ચિત્રકારો ચીતરે છે. જે જૂજ પ્રસંગો એમના ચિત્રપટ પર જન્મ પામે છે તે અંગ્રેજી કે દક્ષિણી ચિત્રોનાં નિર્જીવ અનુકરણ હોય છે. ગુજરાતી સૌન્દર્ય, શરીરગઠન, પહેરવેશ, વાતાવરણ, ભૂપ્રદેશ, જાનવરો વગેરેને સ્થાને સર્વ પરદેશી હોય છે. કલા પ્રજાના જીવનમાંથી જન્મતી નથી એટલે જ આવી રીતે આપણા રસની ક્ષતિ થાય છે અને આપણા સ્વદેશના ગૌરવનું ખંડન થાય છે. અર્વાચીન કાળમાં બંગાળી સાહિત્ય ઊંચા પ્રકારનું છે. જે રાષ્ટ્રીય ચેતને એ સાહિત્યનો ઉદ્‌ભવ કર્યો છે તેણે જ બંગાળમાં ખાસ ચિત્રકલાને આવિર્ભૂત કરી છે. હિંદી અને મરાઠી સાહિત્ય જેવું અર્વાચીન ગુજરાતી સાહિત્ય વિપુલ કે સમૃદ્ધ નહીં હોય પણ સરસ્વતીચંદ્ર જેવા એક ગ્રંથથી અને અર્વાચીન કવિતાથી ગુજરાતી સાહિત્ય એ બન્ને સાહિત્યથી સરસું છે. જે પ્રજા ગોવર્ધનરામ અને નાનાલાલ ઉત્પન્ન કરી શકે છે તે પ્રજાની અનુપમ સૌંદર્યભાવના ચિત્ર દ્વારા હજુ આવિર્ભાવ પામી નથી. રજપૂત અને મુસલમાની રાજ્યકાળે જે પ્રજાએ મંદિરો અને મૂર્તિઓની રચનાથી ગુજરાતને કલાનું ક્રીડાંગણ બનાવ્યું હતું તે પ્રજા શું રસશૂન્ય થઈ છે?

ગુજરાતમાં બે જ રસિક નગરો છે — સુરત અને જામનગર. ગમે તે પ્રકારે પોતાની રસિકતા અખોવન રાખવાનો ગોવર્ધનભાઈનો સુરતને પુણ્ય આદેશ છે. આ આદેશને વશ થઈ સુરત પરિષદના કાર્યવાહકોએ પરિષદના પ્રસંગે ગુજરાતની ચિત્રકલાને ગુજરાતી સ્વરૂપ આપવા મંગલાચરણ કર્યું છે. પ્રયાસ પ્રથમ, સમય ઓછો, જાહેરાત જૂજ, ભાવના નવી એટલે મોટા પ્રમાણમાં નવી ઢબનાં ચિત્રો નહોતાં આવ્યાં. છતાં સરસ્વતીચંદ્રની જુદા જુદા ચિત્રકારોની ચિત્રાવલી જોવાનું ભાગ્ય નાનુંસૂનું નહોતું. 'ગુર્જરસુંદરી'નું ચિત્ર પ્રદર્શનમાં ચિત્તાકર્ષક હતું. ભાવનાનો જન્મ થયો છે એટલે ઉજ્જ્વળ ભવિષ્યનાં કિરણો ફૂટવા માંડ્યાં છે.

પ્રદર્શનની દર્શનક્રિયાનો આરંભ સચીનના નવાબસાહેબે કર્યો હતો. સુરતના રાજવંશીને હાથે — અને ભારતવર્ષની ચિત્રકલાને પોષવા મુસલમાનોએ આપેલા આશ્રયના સંસ્મરણ રૂપે જાણે એ મુબારક હાથે સુરતનું પ્રદર્શન ઊઘડે એમાં

પણ ઉચિતતા જ હતી. રાજવંશીઓના આશ્રય વિના કલા પોષણ પામતી નથી. ગુજરાતનો બે તૃતીયાંશ જેટલો ભાગ દેશી રાજાઓને આધીન છે. એ સ્વરાજ્યમાં નવીન ચિત્રકલા ઉત્તેજન અને આશ્રય મેળવે.

વડોદરા રાજ્યના પ્રધાન ગુજરાતી રાજપુરુષ રા. રા. મનુભાઈ નંદશંકરે પ્રદર્શન સંબંધી પ્રાસ્તાવિક ભાષણ કર્યું હતું. એમની મધુર વાણી, વિદ્વત્તા અને પ્રતિષ્ઠાનો પ્રભાવ ઓર જ પડયો હતો. ભારતવર્ષના પ્રાચીન કલાવિધાનના સ્વરૂપોનો નિર્દેશ કરી અર્વાચીન સમયમાં પાશ્ચાત્ય પ્રભાવથી રવિ વર્માનું જે ચરણ પ્રકટ થયું છે તેની સમીક્ષા કરી હતી અને બંગાળના રાષ્ટ્રીય ચરણનો અંગુલિ-નિર્દેશ કર્યો હતો.

જે કોમે ગુજરાતી સાહિત્ય અને કલાના પોષણ માટે અમૂટ દ્રવ્ય વાપર્યું છે, જેમના ઉત્તેજન અને આશ્રય નીચે જન્મ પામેલાં સાહિત્ય અને કલાના આદર્શો આજે જગત્માં ગુજરાતને ગૌરવ અપાવે છે. કોમના – જૈન ઝવેરી રા.રા. જીવણચંદ સાકરચંદે પ્રદર્શનનો વૃત્તાંત વાંચી આ રસસત્રના કાર્યક્રમને એક રીતે ઉચિત અને સફળ બનાવ્યો હતો.

રસિક કલાની જનની પણ સુંદરીઓ છે. સુરતના આ રસસત્રને પહેલું ઉત્તેજન પન્નાના નામદાર મહારાણીસાહેબે (ભાવનગરના રાજકુંવરીસાહેબ) આપ્યું હતું. તેમની સાથે ગુજરાતી હિંદુ બેરોનેટ, ગુજરાતી હિંદુ ન્યાયમૂર્તિ (હાઈકોર્ટના ન્યાયાધીશ) અને બીજા ગુજરાતી રાજકુમારો અને શ્રીમંતોએ ચાંદ આપી સમભાવ દર્શાવ્યો હતો તે ઉપરથી ગુજરાતના રૂડા ભવિષ્યની આશા આપણને સચેતન રાખો એટલી વાંછનાથી વિરમું છું.

# ઈસુનું વર્ષ ૧૯૧૩

ચંડવેગથી પાંચ વર્ષ વીતી ગયાં. ગુજરાતના સારસ્વત જીવનમાં અનેક પ્રસંગો જન્મ્યા તો અનેક વિલય પણ પામ્યા. કવિ ન્હાનાલાલનું 'ઇન્દુકુમાર' (૧૯૦૯) નામનું નાટક પ્રગટ થયું. સુમતિની ખીલતી પીમળ ખરી પડી (૧૯૧૧). ઘણે વર્ષે એક ઇંગ્લિશ વ્યુત્પન્ન ગ્રંથનું સફળ ગુજરાતી ભાષાન્તર થયું છે. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ લેન્ડોરના કાલ્પનિક સંવાદો (૧૯૧૧-૧૨) ગુજરાતીમાં ઉતારી એ વિજય મેળવ્યો છે. રાજકોટ અને વડોદરામાં સાહિત્ય પરિષદના અધિવેશન (અનુક્રમે, ત્રીજું ૧૯૦૯માં; ચોથું ૧૯૧૨માં) થયાં. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાનો મણિમહોત્સવ ઊજવ્યો (૧૯૦૮-૦૯). અમદાવાદ શહેરની સ્થાપનાની (૧૪૧૧-૧૨) પંચશતસંવત્સરી વગર ઊજવી વહી ગઈ. સરસ્વતીચંદ્રનો નવલકથામાંથી રૂપાંતર પામી રંગભૂમિ પર અવતાર થયો (૧૯૧૨). 'વસન્ત'નું તંત્રીપદ બદલાયું[1] કેટલીક લોકમાન્ય પ્રતિષ્ઠા વીખાઈ છે. કેટલીક પ્રતિષ્ઠા મિત્રમાન્ય હતી તે લોકમાન્ય થવા માંડી છે. (નાનાલાલની) નવી કવિતા સામે ઝળકારા મારતો વિરોધ વિલોપ પામ્યો લાગે છે. ભારતીના વૈકુંઠમાં અનેક સિદ્ધો પ્રવેશ કરતા જાય છે અને ગરુડની પાંખમાંથી જેમ સામવેદનું ગાન સંભળાય છે તેમ તેમની ગતિમાંથી કવિત્વના સ્વર કંપિત થાય છે. ભારતીના ઉપવનમાં ગાતાં કેટલાંક પંખીઓ નિઃશબ્દ પણ થયાં છે. કેટલાક અભિલાષો મૂર્તિમાન થયા છે તો કેટલાક હજુ અભિલાષ જ રહ્યા છે અને કેટલાક સફળ થવાને બદલે નિષ્ફળ થયા છે.

આ જ વર્ષનું અવલોકન શા માટે? છેલ્લા અવલોકન ('ઈસુનું વર્ષ ૧૯૦૮ જુઓ : રણજિતરામ ગદ્યસંચય-૧ પૃ. ૩૩૮) પછી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પારિતોષિક આપી આવું વાર્ષિક અવલોકન નિયમિત કરવાની વ્યવસ્થા કરી અને અવલોકનનું કાર્ય પ્રતિષ્ઠિત વિદ્વાનોને સોંપ્યું. આથી મારા મિત્ર જીવણલાલ અમરસી અને મને પરમ આહ્લાદ થયો. પણ અમારાથી શરૂ થયેલી પ્રવૃત્તિ ઉછેરાતી અને વયે વધતી જોવાની અભિલાષા બર આવી નથી. દરગ્યાન સપ્ટેમ્બર ૧૯૧૩માં આપણા અગ્રેસર સાપ્તાહિક 'ગુજરાતી'એ

---

૧. ગુજરાત કૉલેજ ખાનગી મટી સરકારી બનતાં, થોડાં વર્ષ તંત્રી તરીકે નામ સ્વ. આનંદશંકરને બદલે સ્વ. રમણભાઈનું આવતું તેનો ઉલ્લેખ.

અવલોકનની યોજના ચાલુ રહેવા બાબત સૂચન કર્યું. તે પરથી ચાલુ જ વર્ષનું અવલોકન કરવા ઊર્મિ ઊઠી અને આ લેખ તે ઊર્મિનું ફરઝંદ છે.

છેલ્લા અવલોકન કરતાં આ ઘણી રીતે નિરાળું છે. ગુજરાતના સાહિત્ય-સેવકોની ન્યૂનતા કરતાં તેમના ગુણનું પ્રકીર્તન કરવામાં આવ્યું છે. કવિ નાનાલાલ કહે છે કે ફૂલ ખરે એને માટે શોચ મા કરો પણ નવું ફૂલ વાવવા પ્રયત્ન કરો. તેમ ન્યૂનતાની દાંડી પીટવા કરતાં ગુજરાતની વિભૂતિનાં યશોગાન ગાવાનો ઉપક્રમ કર્યો છે. સરસ્વતીચંદ્રકારે એમની અમર વાણીમાં કહ્યું છે કે દોષ કરતાં ગુણની કદર કરવી એ અઘરું છે. અલબત્ત ન્યૂનતા પ્રત્યે તદ્દન આંખ-મીંચામણાં નથી કરવામાં આવ્યાં. કદર અને તારીફમાં ખુશામત જણાવાની દેહશત રહે છે પણ માનવ આત્માની વિભૂતિનું દર્શન કરતાં થતી સ્તુતિ અને ઈશસ્તવન જેવી જ છે. અને ઈશસ્તવનમાં ખુશામત હોવાનો દોષ હસતે મુખડે ગુણ બતાવાય છે.

સાધનો મેળવવાની મુશ્કેલી પાંચ વર્ષને અંતે પણ ઓછી નથી થઈ. સરકારી ગૅઝેટમાંથી માસિકો અને બીજાં ક્રમિક પત્રોનાં ગ્રંથસ્વીકાર અને જાહેર-ખબર પરથી વાર્ષિક ગ્રંથપ્રસિદ્ધિનું ભરતિયું તૈયાર કરી મળ્યા એટલા ગ્રંથો જોઈ અથવા વાંચી જવામાં આવ્યા છે. કાઠિયાવાડ વગેરે દેશી રાજ્યોમાં છપાતા ગ્રંથો 'રજિસ્ટર' ન થતા હોવાથી તેમની સંપૂર્ણ યાદી મળી શકી નથી. વળી રા. રા. જીવણલાલ અમરસીએ ગ્રંથસ્વીકાર કરતી વખતે પ્રકાશનની સાલ આપવાનો પાડેલો રિવાજ સર્વત્ર આદરપાત્ર ન થવાથી જોઈએ તેવી સગવડ મળી શકી નથી. આથી આ લેખમાં કોઈ ગ્રન્થનો નિર્દેશ રહી ગયો હોય તો આવી જ કોઈ અગવડને લીધે એનું સુજ્ઞ લેખકો માનશે એવી આશા છે.

આવા સિંહાવલોકનની વિવિધ કારણોસર જરૂર લેખકો અને વાચકોને લાગી છે. ૧૯૦૮ના સિંહાવલોકન તરફ ગુર્જરાતમાં જ ધ્યાન ખેંચાયું હતું એટલું જ નહીં પણ આફ્રિકા સુદ્ધાંમાં ખેંચાયું હતું. ઘણા લેખકોએ સ્નેહભરી ઉદારતાથી પોતાના ગ્રન્થો મોકલ્યા હતા. ૧૯૦૯ની પ્રવૃત્તિ અવલોકવાનું ન બની શક્યું એટલે એ ગ્રન્થોની નોંધ ન લેવાયાથી એમનો હું ઋણી રહ્યો છું. પ્રસ્તુત લેખ એવા ઋણમાંથી છોડાવશે તોયે એના જન્મનું સાર્થક થશે.

ભૂત સમય ભવત્ અને ભવિષ્યતનું ગર્ભાશય છે. વંશાન્વયના નિયમાનુસાર તેનાં લક્ષણ જાણવાની અગત્ય છે. મુકાબલાથી પ્રગતિનો ઉન્મેષ થાય છે. મુકાબલાથી નિરાશા અને આત્મલાઘવ પણ ઘણી વાર પ્રગતિ અટકાવી દે છે. તેમ આત્મવિભૂતિની સિદ્ધિ, શક્તિમત્તા અને ન્યૂનતાનો અનુભવ પણ સરખામણી

કરાવે છે. પ્રસ્તુત લેખમાં સ્પષ્ટ મુકાબલો નથી, છતાં ઇંગ્લિશ, સંસ્કૃત, બંગાળી અને મરાઠી સાહિત્યનાં તોશાખાનાં જેવો ઝગઝગાટ આપણે ત્યાં છે કે નહીં તે તપાસતી વૃત્તિ સમગ્ર લેખમાં પ્રસરી રહેલી છે. આપણી ખાણોમાં નીકળતાં હતાં તેવાં કેવાં અને કેટલાં રત્નો નીકળે છે? પરદેશની ખાણોમાંથી કેવાં કેવાં રત્નો આવે છે? અને નવી ખાણો ખોદાઈ હોય તો તેની નીપજ કેવી છે? ઝવેરાતમાંથી કેટલું નકરું રહી તો કેટલું જડાવ થઈ જેબ આપે છે? આવા આવા સવાલો પ્રતિવર્ષે ઊઠ્યા કરે પણ તેની ચર્ચા દર વખત એક જ આસામીને હાથે રસિક કે માર્ગદર્શક ન પણ નીવડે. એટલે જ તોશાખાનાનું 'ઇન્સપેકશન' વર્ષેવર્ષે નવનવા અધિકારીથી થવું ઘટે છે. અધિક અને યોગ્ય નિષ્ણાતતાથી થતી તપાસણી વિવિધ દૃષ્ટિબિંદુઓ, તરેહતરેહના અનુભવો અને ખુલાસાઓ રજૂ કરી પ્રગતિ કહો કે ઉત્ક્રાન્તિ કહો તેના રસ્તા બતાવે એની ખાસ જરૂર છે. કદાચ આવું ન થાય તોપણ જમાનાના વિચારનું સુકાન કઈ દિશામાં હતું તે ભવિષ્યના સાહિત્યશાસ્ત્રી, સમાજશાસ્ત્રી, નીતિશાસ્ત્રી અને ઇતિહાસકારને જાણવાનું સુગમ થાય છે.

મારા છેલ્લા સિંહાવલોકનની શરૂઆત સાહિત્યથી નિરાળા વિષયોનાં વિહંગદર્શનથી કરવામાં આવી હતી, ને તેમ કરવાનું પ્રયોજન પણ સાથેસાથે વિદિત કરવામાં આવ્યું હતું. આવા લેખોની કેટલેક દરજ્જે ત્યારે શરૂઆત કરાતી હોવાથી એવા વિહંગદર્શન માટે જેવી અનુકૂળતા અને સામગ્રી હતી તેવી પ્રતિવર્ષે મળવી સંભવિત નહોતી છતાં પાંચ વર્ષ પછી નંખાતી દૃષ્ટિને નિરાશ થવાનું કારણ નથી. શેષશાયી વિષ્ણુના નાભિકમળ જેવું મનુષ્યજીવન છે. તેની એક પાંદડી સાહિત્ય છે. મનુષ્યજીવનના અનુભવો પ્રગટ કરવાનું અથવા તેના કોઈ ઇષ્ટ અથવા લક્ષ્યને પ્રાપ્ત કરાવાનું વાહન તે થાય છે ત્યારે સાહિત્યનાં ઉત્પત્તિપોષણ નોંખનોંખી તરેહથી થાય છે. દેવી સરસ્વતીના વૈકુંઠમાં વાલ્મીકિ અને વ્યાસ, કાળિદાસ અને ભવભૂતિ, શેક્સપીઅર અને ઇબ્સન, કલાપી અને ગોવર્ધનરામ વગેરે સામીપ્યમુક્તિ પામ્યા હોય છે. અનુભવપ્રકાશ અને લક્ષ્યપ્રાપ્તિ માટે સાહિત્ય ઉપરાંત સંગીત, ચિત્ર, નાટ્ય, મૂર્તિવિધાન, સ્થાપત્ય આદિ લલિતકળાઓનો આશ્રય પણ લેવામાં આવે છે. જે દેશમાં પ્રજાની આત્મસંપત્તિની મોરલીના સૂરસરસી આ સર્વે કલાગોપીઓ રાસ રમી રહી હોય છે તે દેશનું સૌભાગ્ય પૂર્ણિમાના પ્રકાશ જેવું ખીલી અમર થાય છે. આપણા ગુજરાતમાં આવો રાસ જામ્યો છે?

સમસ્ત ગુજરાતનું નિરનિરાળું અને અખિલ જીવન જોવાની નારદ જેવી શક્તિ અને તક હોય તો જ આ પ્રશ્નનો ઉત્તર અપાય. નારદતા સર્વના ભાગ્યમાં

નથી. જેના ભાગ્યમાં એ હોય તે મોખરે આવી પોતાને લેવાની ધુરા લે ત્યાં લગી વાટ જોવી પાલવે એમ નથી. એકથી થાય તે કરવું અથવા અનેકને ભેળા કરી સંઘશક્તિથી થઈ શકે તેવું કરવું. પરિષદો અને ક્રમિક પત્રોના ખાસ અંકોને આ કર્તવ્યધુરા વહન કરવાની છે. કાંઈક વિસ્તારથી વર્ણન કરીશું એટલે કર્તવ્યનું બિંબ સ્પષ્ટ પ્રકાશશે.

આપણા ગુજરાતની પ્રવૃત્તિ જાણવાનાં બે પ્રકટ સાધનો છે. ક્રમિક પત્રો અને અંગ્રેજ સરકાર તથા દેશી રાજ્યો તથા ભિન્ન ભિન્ન સંસ્થાઓ તરફથી પ્રગટ થતા ક્રમિક અહેવાલો. વર્તમાનપત્રોની ઑફિસમાં ભેટ તરીકે આવેલા આ અહેવાલોનો જવલ્લે જ સંગ્રહ થાય છે એટલે તેનો ઉપયોગ બિલકુલ થતો જ નથી. આવા અહેવાલો વાંચી તેમાં નિરૂપેલી હકીકત તેમ જ આપેલા આંકડાઓનાં કોષ્ટકો પરથી જરૂરી લાગતું તારતમ્ય તારવી આપવાની મુરાદ છેલ્લા સિંહાવલોકન પછી જાગી હતી અને તેને હાંસલ કરવાની નાનીસરખી શરૂઆત કરી હતી પણ ખરી. શરૂઆત શરૂઆત રહી અને ટિપ્પણ નોંધેલા કાગળો રવડી ગયા. એકલવાયા કરવાનું જલદી ન બને તેમ વિશાળ દૃષ્ટિથી સારગ્રહણ પણ ન થઈ શકે એવું ધારી વર્તમાનપત્રોના નિકટ સેવકોમાંના એકાદ મિત્રને એવા પ્રયત્ન આદરવાની સૂચના કરી હતી. વર્તમાનપત્રની નિરંતરની સતત સેવામાંથી એવા સેવકોને નિવૃત્તિ ન મળતી હોવાથી તેમના કરતાં અન્ય દ્વારા એવા પ્રયત્ન થાય તો તેના પ્રકાશન માટે વર્તમાનપત્રો સહાય આપી શકે એવો જવાબ સૂચનાને મળ્યો હતો. જવાબ ઉડાઉ નહીં પણ વાજબી છે. દર વર્ષે આપણાં વર્તમાનપત્રો ખાસ અંક અમુક ટાંકણે છાપે છે. આવા ખાસ અંકોમાં નિર્દિષ્ટ સિંહાવલોકન સામટું નહીં પણ વર્ગવાર સ્થાન પામે તોયે કાંઈ ઓછું નથી. ઉદાહરણના વિસ્તારમાં ઊતરીશું. સરકારી, રજવાડી અને સંસ્થાગત કેળવણીના અહેવાલો લઈ તે પરથી કેળવણીની સ્થિતિ, પ્રગતિ, અડચણો, સવાલો, ખામી વગેરેની મીમાંસા કરવામાં આવે. આરોગ્યના, ન્યાયના, વેપારના, ઉદ્યોગના, ધંધાના, ગુનાના અહેવાલો વિશે પણ એવી જ રીતે જુદા જુદા લેખકો પાસે ચર્ચા કરાવવામાં આવે તો ભવિષ્યની આગાહી જાણવાનું દૂર રાખીને પણ વર્તમાનનો યથાસ્વરૂપ પરિચય તો થાય, અને એ લાભ જેવો તેવો નથી. પત્રોમાં હંમેશ કવિતા, વાર્તા કે નિબંધો લખવાથી પ્રસિદ્ધ થયેલા લેખકોથી આવાં કામ ન થઈ શકે તો કામમાં રોકાયેલા વિદ્વાનોને આ સેવા કરવા પ્રોત્સાહ પ્રેરી, તેમની ધર્મબુદ્ધિ ઉત્તેજી વર્તમાનપત્રોએ પોતાના જીવનનો એક હેતુ સાધવો ઘટે છે. પ્રારંભમાં મુશ્કેલીઓ નડશે પણ તેથી ડરવાનું નથી. બજાર હશે તો માલ તૈયાર થવાનો જ. નાતોની પરિષદો ભરાવાથી સામાજિક ઉત્કર્ષ વિશે

લોકગમ્ય સાહિત્ય કેવું સરસ રચાતું જાય છે ? જે લોકો જિંદગીભર લખત નહીં અથવા લખ્યું ન હોય એવાએ ગૌરવશાળી, મીઠી, સચોટ અને વિચારપૂર્ણ પણ સાદી વાણી દ્વારા ઉત્કર્ષનાં અગત્ય, સાધન અને લક્ષ્ય દાખવ્યાં છે. જે વર્ગ કલમથી દૂર ભાગતો અને કલમ અમુકનો જ ઈજારો છે એવું માની બેઠો હતો તેણે પણ એવી જ કલમ પકડી સામાજિક ઉત્કર્ષના નાનાવિધના પ્રશ્નોની ચર્ચા કરી છે. આ અનુભવ ઉત્સાહ પ્રેર્યા વિના રહેશે નહીં. વળી આજે ઘણાં સુશિક્ષિત નરનારીને લખવાની ઊર્મિ ઊઠે છે, પણ વિષય જડતા નથી. તેમને આવી પ્રવૃત્તિથી પોતાની શક્તિ અને પ્રવૃત્તિના વ્યાપાર માટે સરલતા થશે. ધ્યાનમાં એટલું જ રાખવાનું છે કે પ્રયાસ સતત ઉત્સાહભેર થવો જોઈએ. પોતાથી ચાલી શકે એટલી લાગવગ ચલાવવી જોઈએ.

વર્તમાનપત્રોના તંત્રીઓને માટે આ દિશામાં તૈયારી સાહિત્યસભાઓ, મિત્રમંડળો, જ્ઞાનપ્રસારક સભાઓ કરી શકે. બીજી સાહિત્ય પરિષદ (૧૯૦૭) ભરાયા પછી અમદાવાદની સાહિત્યસભાથી તેનું તંત્ર નોખું પડી ગયું તે સાહિત્ય-સભાના ઘણા સભાસદોને રુચ્યું નહોતું અને એ ભેદને માટે તેઓ અફસોસ કરતા હતા. આ અરસામાં, તંત્ર હાથમાં રાખવા કરતાં સેવા કરવાની વૃત્તિ હોય તો તેની અનેક પ્રણાલિકા છે એવી મિત્રભાવે મેં સૂચના કરી હતી. સાહિત્ય પરિષદ સિવાય અનેક પરિષદો અમદાવાદમાં ભરવાનું ભાગ્ય સાહિત્ય-સભાને મેળવતાં આવડે તો છે. કેળવણીપરિષદ, કલાપ્રદર્શન આદિની સવિસ્તર યોજના પણ રોશન કરી હતી. ભવ્ય પાયા પર કરવા વખત અને દ્રવ્યની તંગી હોય તો જુદી રીતે પણ થઈ શકે એવું છે. અમદાવાદ જેવા પાટનગરમાં અનેક જાતના વિદ્વાનો નિવાસ કરે છે. સભાના કોઈ ક્રમિક કે નૈમિત્તિક અધિવેશનમાં તેમની વિદ્વત્તાનો ચર્ચાથી લાભ લઈ શકાય—જેવો એક વેળા 'કાવ્ય એટલે શું ?'ની ચર્ચાથી લેવાયો હતો. મેટ્રિક્યુલેશનમાં ગુજરાતી ભાષાનો પ્રશ્નપત્ર અઘરો હોવાની ફરિયાદ મુંબઈ યુનિવર્સિટી આગળ લઈ જનાર સભા પછી કેળવણીના હિત માટે—કેળવણી અપાતાં ઉપયોગાતાં સાહિત્યની સ્થિતિનાં સંસ્કરણ માટે કાંઈ કરી શકી નથી.

સાહિત્ય પરિષદનો પ્રભાવ દેશ પર પથરાવાથી રાજકોટ, સુરત અને ભરૂચમાં સાહિત્યસભાની સ્થાપના થઈ હતી. સુરતમાં એક વાર ગોવર્ધનરામ-જયંતી ઊજવાઈ હતી. ભરૂચમાં રા. બ. (પછીથી સર) રમણભાઈ અને રા. રા. નરસિંહરાવ આદિનાં વ્યાખ્યાન થતાં હતાં. રાજકોટમાં પણ થોડાંક ભાષણો થયાં હતાં, પણ બંગાળના ભિન્ન ભિન્ન નગરની સાહિત્ય પરિષદો (=આપણી

સાહિત્યસભા)ની પ્રવૃત્તિ આગળ આપણે શરમાવાનું જ રહ્યું છે. અમદાવાદ સિવાયની સાહિત્યસભાઓ જીવે છે કે મરે છે તે પણ વર્તમાનપત્રો જણાવતાં નથી. આ સભાઓને આડકતરી રીતે પોષણ આપે એવી વ્યાખ્યાનમાળા પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે ત્રીજી સાહિત્ય પરિષદ વેળા યોજી હતી પણ તેયે સિદ્ધ નથી થઈ. આ સર્વે ખેદજનક પરિણામ શાથી?

વિદ્વતા, ભાષાપ્રેમ, દેશહિત, આરોગ્ય અને નિરાંત હોય તો જ આ સર્વે સંસ્થાઓ નભી શકે. પણ એકલા આના અલ્પાધિક અભાવ ઉપરાંત નીતિનો રોગ નહિ હોય ને? માથે લીધેલું કામ કરવાની પ્રામાણિક ધર્મબુદ્ધિ સતેજ નહીં હોય? ઘણી સંસ્થાઓ વિદ્યાર્થીદશાના ઉત્સાહમાં જન્મે છે અને શક્તિ ન્યૂન હોય તો પણ ઉત્સાહથી અને વિદ્યાર્થીઓના સંઘસાવથી ચાલે છે. વિદ્યાર્થી કુટુંબ-પોષણનાં સાધન મેળવવામાં પડે છે એટલે વિદ્યાનું વાતાવરણ ઓછું થવા માંડે છે, નિરાંત ઘટી જાય છે અને વ્યવસાયો વધે છે. સાથે સાથે ભાવના પણ ઊંચી થાય છે એટલે ઉત્સાહની રુચિ ભાવનાને ઉત્કૃષ્ટ નથી લાગતી. વિદ્યાલયોમાં લાગેલો સાહિત્યનો ઢોળ જિંદગીના તડકાથી ઊડી જાય છે. ઘણી વેળા જિંદગીમાં પડ્યા પછી અનુભવો સાહિત્ય કરતાં બીજા જનહિત કે દેશહિતના પ્રશ્નોને મહત્ત્વ આપે છે. જેમને રુચિ, શક્તિ અને સંજોગ હોય છે તે પોતાનો એવો વાડો બાંધી બેસે છે કે બીજી કોઈ પણ પ્રવૃત્તિ હિતાવહ અને આવશ્યક હોય છતાં પોતાને માટે ત્યાજ્ય બલ્કે હાનિકારક લેખે છે. સાહિત્ય એ આચાર કરતાં વિચાર અને ભાવનાને આવિર્ભાવ પામવાનું સાધન હોવાથી જેમને આચારમાં ફળ નિહાળવાની સ્પૃહા હોય છે—'વાતો' કરતાં પરિણામ માટે જ તીવ્ર આગ્રહ હોય છે તેમને સાહિત્ય નિરુપયોગી લાગે છે.

સંસ્થાઓના તંત્રવાહકો પણ મંદતાને માટે દોષાસ્પદ હોય છે. સત્તા હાથમાં આવ્યા પછી તેનો મીણો ચડે છે અને સેવાધર્મ ભૂલી જવાય છે. ઉત્સાહ અને શક્તિની ભરતી કરવાનું આટોપી લેવામાં આવે છે. જિંદગીની દરેક ઉમ્મર સાથે સમભાવી સખ્ય રાખવું વિરલ હોવાથી વિદ્યાલયો સાથેનો નિકટ સંબંધ પણ તૂટી જાય છે અને સંસ્થાના જીવનમાં આવતો રસ સૂકાઈ જાય છે. આથી ઘણી વાર વિદ્યાર્થીઓ જૂની સંસ્થાના અંગભૂત થવા કરતાં નવી સંસ્થા સ્થાપે છે. વળી દેશમાં જ્યાં ઉત્સાહ અને શક્તિ નજરે પડે કે તરત જ તેમની સાથે મિત્રતા બાંધી સંસ્થાના પોષણવિકાસમાં તેમનો ઉપયોગ કરવાનું દરેકથી બની પણ નથી શકતું.

ધાર્મિક અથવા રાજદ્વારી હિલચાલો જેવું મંથન કરે છે તેવું સાહિત્ય

ન શકતું હોવાથી સાહિત્યસેવકો – જેમને મિત્રો અને ભાવિકો 'સાક્ષર' કહે છે — ઉપરાંત અન્ય વિદ્વાનોને આ પ્રદેશમાં આણી શકાતા નથી. રાજકોટમાં પ્રો. ઠાકોરે ત્રીજી સાહિત્ય પરિષદ — વેળા (૧૯૦૯) સાહિત્યસેવકો અને વ્યવહારકુશળ વિદ્વાન નાગરિકો વચ્ચે એખલાસ વધારી સાહિત્યસેવાની વૃદ્ધિ અર્થે જબરો અને સફળ દેખાતો પ્રયત્ન કર્યો હતો. પણ અફસોસ છે કે વડોદરાની પરિષદ (૧૯૧૨) વખતે રાજકોટનાં ઉત્સાહ અને એખલાસ ગેરહાજર રહ્યાં હતાં. વડોદરાનાં ઉત્સાહ અને એખલાસનું પણ એ જ ભાવિ છે.

ઉક્ત સંસ્થાઓના નિર્વાહ માટે દેશમાં દેશી પ્રોફેસરોની સારી સંખ્યા હોય અને વિદ્વાન વકીલદાક્તરોની ધર્મબુદ્ધિ દેશાનુરાગી અને સાહિત્યવિલાસી હોય તો કોઈ પણ પ્રકારની ઊણપ ન રહે.

સાહિત્યસભાઓની આવી સ્થિતિ છે ત્યારે સાહિત્ય પરિષદનું ભાવિ કેવું થશે ?—આ એના હિતેચ્છુઓને મૂંઝવતો પ્રશ્ન છે. નર્યા સાહિત્ય માટે ઉત્સાહ હંમેશ રહેવો કઠણ છે તેથી તેમ જ દેશજીવનના વિવિધ પ્રશ્નોની મીમાંસા ભાષા મારફત કરાવવી હિતાવહ હોવાથી સાહિત્ય પરિષદની કાર્યદિશા મુંબઈ અને રાજકોટમાં વિશાળ અને સર્વવ્યાપી રાખવામાં આવી હતી. આ હેતુ ન સમજાવાથી 'ગુજરાતી' પત્રે તેનું ખંડન કર્યું હતું અને વડોદરા પરિષદે પણ ખંડનથી ગભરાઈ હેતુ સંકુચિત કરી સંકોચમાં સમાયેલો ભય પ્રત્યક્ષ કરાવ્યો.

ઘણાં ઘણાં અભિલાષોનાં રોજા, છત્રી કે પાળીયા જોતાં નિરાશા નથી થતી. મૃત્યુ કરતાં જન્મ દુનિયામાં વધારે થાય છે. સાહિત્યસભાઓ પરથી નજર વાળી દેશના પગથાર પર પાથરું છું તો મારું હૃદય અનેક નાનીમોટી હિલચાલોનાં દર્શનથી ઉલ્લાસ પામે છે. ગુજરાતના ગ્રેજ્યુએટ સાક્ષરો જે કેટલુંક નથી કરી શકતા તે ઈતર લેખકો કર્યે જાય છે. અલબત્ત ઊંચી વિદ્વત્તાની અને રસિકતાની ખોટ છે તે તો રહે છે જ. પણ પ્રવૃત્તિનો રથ આગળ ચાલ્યો જાય છે – રબરની વાટ નહીં મળે તો લાકડાની વાટથી પણ.

જૈન કોમ જાગૃત થઈ છે. પોતાના ઉદ્ધાર અર્થે તેઓ નિશાળો સ્થાપે છે, વર્તમાનપત્રો ચલાવે છે અને ગ્રંથસંગ્રહો કરી વિદ્યાનું લહાણું કરે છે. નામદાર ગાયકવાડ સરકારે કેળવણીનો ફેલાવો કરવાની સાથે ગ્રંથસંગ્રહની વૃદ્ધિ કરવા માંડી છે અને શિક્ષણથી લાગેલી ભૂખને પણ મટાડવા આહાર ઘેર ઘેર પહોંચાડવા માંડ્યો છે. સ્વામી અખંડાનંદ ઉદ્દેશપૂર્વક સસ્તી ગ્રંથસમૃદ્ધિ વધારે છે તો ગ્રંથ વેચવાનો ધંધો કરનારા અને છાપખાનાની વૃદ્ધિ થવાથી પણ પુસ્તકોની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. અલબત્ત સારું થોડું લખાતું હશે, હાનિકારક

ઘણું લખાતું હશે અને શાણાઓ જે કરતાં ડરતા હશે તે મૂર્ખાઓ ઝપાટામાં કરી નાંખતા હશે.

શિક્ષણના પ્રસાર સાથે વાંચનની વાંછના વધતી જવાની તેને તૃપ્ત કરવાના ઉદ્દેશપૂર્વક પ્રયત્ન ન થાય તો હાનિ છે. વહેમ છે કે તરસ લાગી હોય તો પાણી પીધા વિના સૂઈ ન જવું કારણ કે તરસ્યું મન પછી ગમે ત્યાં પાણી પીવા જાય છે અને ઢેડના ઘરમાં માટલું ઉઘાડું દેખે તો ત્યાંથી પી આવી વટલાય છે. ઊંચી વાચનસામગ્રી ન પૂરી પાડવામાં આવી તો ગમે તેનાથી ચલાવી લેવાશે.

શિક્ષણના પ્રસાર અને ગ્રંથસંગ્રહોની વૃદ્ધિથી સારા ગ્રંથો લખવાનું કર્તવ્ય આપણા વિદ્વાનોને ભાગ્યે પ્રાપ્ત થયું છે. મુંબઈ યુનિવર્સિટીના સભામંડપમાં રા. રા. કેશવલાલે (બીજી સાહિત્ય પરિષદમાં; ૧૯૦૭) સિંહનાદથી તેમની કર્તવ્યપરાયણતા પ્રદીપ્ત અને અખંડપ્રકાશિત કરવા કરેલી ઘોષણાનો[1] પડઘો પણ હજુ નથી પડ્યો તે વસ્તુસ્થિતિની વાકેફગારીથી મારા દેશબન્ધુઓને ઉત્સાહિત કરશે એવી આશા અને આસ્થા છે.

નવું ગુજરાત ઘડવાની મહેચ્છા દેશમાં ફેરી રહી છે. સાહિત્યસભા અને સાહિત્ય પરિષદનો જન્મ એ મહેચ્છામાંથી થયો હતો માટે જ લોકાદર મેળવી શક્યો છે. આ વર્ષે જ ભાવનગરમાં મળેલી વિદ્યાર્થી પરિષદ પણ એમની જ સહોદર છે. મુંબઈમાં કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓનું મંડળ છે. તે 'ધી યુનિયન'ના લઘુ શરમાળ અભિધાનથી વ્યવહાર ચલાવતું હતું. મંડળના સભાસદોમાં ઘણા આશાસ્પદ લેખકો છે એટલું જ નહીં પણ ભાષકો અને વાદકારકો છે. મુંબઈની વિવિધ લોકસેવાની હિલચાલોમાં આ સભાસદો ઉમંગ, શક્તિ અને ધર્મબુદ્ધિથી સામેલ થાય છે. મુંબઈની કોલેજોમાં પ્રતિવર્ષે નિમાતા ગુજરાતી 'ફેલો' ખસુસ કરીને અને ઇતર વિદ્યાસંપન્ન ગ્રેજ્યુએટોને પોતાના મંડળ પ્રત્યે આકર્ષવાની ખંત એના તંત્રવાહકોને છે. એ મંડળમાં થતી ચર્ચા રસભરી અને સ્નેહભરી હોય છે. ચાલુ વર્ષમાં એ સભા ઉંમરે આવી હોય – એનો બ્રહ્મજન્મ થયો હોય એવું લાગે છે. એણે પોતાનો અભિધાન–સંસ્કાર નવેસર કર્યો છે અને 'ગુર્જરસભા'નું[2] ગૌરવાન્વિત નામ લીધું છે. મુંબઈ શહેરમાં અને

---

૧. આને માટે જોવાં, 'પરિષદ – પ્રમુખનાં ભાષણો'માંના બીજા વ્યાખ્યાનનાં 'પૂર્વનું ઉત્તેજક અને પશ્ચિમનું પોષક સાહિત્ય' તથા 'આપણી શારદાપીઠના પદવીધારી નરો.'

૨. ૧૯૧૩થી માંડી પાંચસાત વર્ષ લગી એ સંસ્થાના મુખ્ય કાર્યકરોમાં સ્વ. રણજિતરામ ઉપરાંત સ્વ. ચન્દ્રશંકર ન. પંડ્યા, સ્વ. કનૈયાલાલ મા. મુનશી, સ્વ. ઇન્દુલાલ ક. યાજ્ઞિક આદિ હતા.

મુંબઈની કૉલેજોમાં ગુજરાતીઓની સભાઓ અતીત કાળમાં જન્મી ઉત્સાહી આશ્રયદાતાઓનાં નિષ્ક્રમણને (emigration – 'એમિગ્રેશન' ને) લીધે સુષુપ્તિમાં પડેલી છે, છતાં અમે આ નવી સભાનાં ઉત્સાહભર્યાં મીઠડાં લઈએ છીએ. એના તંત્રવાહકો પણ હજુ કમાણીના આંગણામાં ઊભા છે – અનુભવથી પીઢ થયેલા કે નિર્વાહજોગું કમાઈ નિશ્ચિંત થયેલા નથી. તોપણ મુંબઈની વિવિધ પ્રવૃત્તિમાં તેમનો સહકાર હોવાથી અમને ગુર્જરસભાનું ભવિષ્ય ઊજમાળું લાગે છે.

ગુજરાતમાં સારા ગુજરાતી ભાષકો નથી એ નાનીસૂની હીણપત નથી. વાણીમાં પ્રવાહ, માધુર્ય, આકર્ષણ, તર્કસંકલિત વિચાર કે હૃદયસ્પર્શી ભાવનાનો સંભાર ન હોય ત્યાં લગી ભાષણ નિરુપયોગી છે. પંડિત લાલને ઘણાં વર્ષો પર 'સદ્‌વક્તા' નામનું પુસ્તક લખી વક્તૃત્વકળા કેળવવા પોતાના હમશરીખોનું લક્ષ ખેંચ્યું હતું. આ વર્ષે ડૉ. શુક્લે 'વક્તા' નામનું પુસ્તક છપાવી એ પ્રકારની કંગાલીયત દૂર કરવાનો શુભ પ્રયત્ન કર્યો છે. આપણે ત્યાં મીઠાશની વાણી માટે રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ અને રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત પ્રખ્યાત છે. લાગણીભરી વાણી માટે નામદાર પ્રભાશંકર પટ્ટણી અને પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ છે. દી. બ. અંબાલાલની વાણીનો રણકો ઓર જ છે. સાંભળ્યું છે કે રા. રા. રાજારામ રામકૃષ્ણ ભટ્ટ યાને રસાત્માના જેવી વાણીની મીઠાશ અને મૃદુતા ભાગ્યે જ કોઈ ગુજરાતીની વાણીમાં હશે.

ગુર્જરસભાના કેટલાક સભ્યોની વાણી ભિન્ન ભિન્ન ગુણોથી અલંકૃત હોવાથી ભવિષ્યમાં કાંઈક અંશે સારા ગુજરાતી ભાષકોને સાંભળવાના પ્રસંગો પ્રાપ્ત થશે. મરાઠી ભાષામાં જેટલી છૂટથી, જેટલા પ્રભાવથી અને જેટલા ઓજસથી સ્ત્રીપુરુષો ભાષણ કરી શકે છે તેવું આપણે ત્યાં થતું નથી. વર્ષમાં નિરંતર ભાષણ કરવાના પ્રસંગો આપણા વિદ્વાનો જવલ્લે જ શોધે છે. પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર પોતાની નોકરીને અંગે પડતી રજાઓમાં જ્યાં જતા ત્યાં ખાસ કરીને ભાષણ કરવાનો પ્રસંગ મેળવતા. ઘણી વાર એકનો એક વિષય ભિન્ન ભિન્ન સ્થળે સ્થળકાળની સ્થિતિ અનુસાર થોડાક ફેરફાર સાથે ભાષણો દ્વારા ચર્ચે છે. રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ અને રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાને પણ સ્થળે સ્થળે ભાષણ કરવાની ટેવ છે. ગુજરાતને આ કળાની હવે ખાસ જરૂર છે માટે વિદ્વાનોએ તે સંપાદન કરવી જોઈશે.

એક બીજી દિશામાં – ભાષણને લગતી દિશામાં સ્તુત્ય ઉપક્રમ શરૂ થયો છે. દક્ષિણી હરદાસોનાં જેવાં કીર્તન વિદ્વાનોએ કરવાની શરૂઆત પ્રાર્થના સમાજે કરી. રા. બ. રમણભાઈ અને રા. રા. નરસિંહરાવનાં કીર્તનો અમદાવાદ, મુંબઈ, સુરત

જેવાં સ્થળોએ પ્રશંસા અને આદર પામ્યાં છે. રા. રા. અનંતરાય ત્રિકમરાય[1] વૈષ્ણવે જુદી જ ઢબથી રસિક કીર્તનોની પ્રથા શરૂ કરી છે. એમના અનુયાયીઓ ગામે ગામ થતા જાય છે. અને એમની શક્તિ તથા પ્રસાદની ન્યૂનતા છતાં તેઓ કીર્તનો કર્યે જાય છે. દેશી (ગુજરાતી) હરદાસો જ્યાં જ્યાં ઊભા થયા છે ત્યાં ત્યાં થોડે ઘણે અંશે રા. રા. અનંતરાયજીની છાયા એમનામાં આવતી જાય છે. હમણાં હમણાં લલિત, રા. મૂળજી દુર્લભજી વેદ વગેરેએ કીર્તન કરવાં શરૂ કર્યાં છે. અમદાવાદ, નડિયાદ, વડોદરા, સુરત, નવસારી, મુંબઈ, ભાવનગર, રાજકોટ, ગોંડલ વગેરે શહેરોમાં લલિતનાં કીર્તનોએ લોકોને મોહિની લગાડી છે. એમનો કંઠ મીઠો છે, લાગણીઓ સાદી અને અનુભવગમ્ય હોય છે, ભાષા સહેલી અને કાંઈક વધારે પડતી લાડકી હોય છે, તેમ જ હૃદયની મૃદુતા, પ્રશ્રય (= વિનય) અને સૂરની લહેકી લોકહૃદયનું આકર્ષણ કરી શકતાં હોવાથી એમનાં કીર્તન લોકપ્રિય થયાં છે. મિત્રભાવે કહેવું જોઈએ કે વિચાર અને વિમર્શક ગંભીર અને વિશાળ જોઈએ એવાં નથી. પ્રાકૃત વર્ગને જેટલાં એ કીર્તનો હૃદયસ્પર્શી થાય છે તેટલાં સંસ્કૃત વર્ગને નથી થતાં, કલાની પણ ખામી હોય છે, આખું કીર્તન સુઘટિત નથી હોતું. પ્રસંગો (anecdotes) અને સદ્બોધનો ભંડાર પણ લખલૂટ નથી. વિશાળ વાંચનથી અને વધતા જતા અનુભવોથી આ ન્યૂનતાઓ દૂર થશે એવી આશા છે. મુંબઈમાં રા. રા. મૂળજી દુર્લભજી વેદે પોતાના પત્નીસહ તહેવારના દિવસોએ કીર્તન કરવા માંડયાં છે.

શ્રેયઃસાધક અધિકારી વર્ગના વાર્ષિક અને પ્રાસંગિક સાધનસમારંભોમાં પણ નવા પ્રકારનાં કીર્તનો થાય છે.

આવાં કીર્તનો અને નગરસંકીર્તનની આ જમાનામાં ખાસ જરૂર છે. રસિક અને સચોટ રીતે જીવનના નાનાવિધના પ્રશ્નો જનસમૂહને ગમ્ય કરી શકાય છે અને અસર વિસ્તૃત ને સ્થાયી થાય છે. નવી ઢબ, નવા વિચાર, નવી ભાવનાનો ફેલાવો કરવા આનાથી સમર્થ સાધન બીજું એકે નથી. જૂની ભજનમંડળીઓ પર આમનો પ્રભાવ અંકાશે અને પ્રાચીનકાળમાં આપણા દેશના

---

૧. અનંતપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવ એ સમયના ગુજરાતી કીર્તનકેસરી હતા. ભગવદ્ભક્ત એવા કે નરસિંહ મહેતાનો અવતાર કહેવાતા. રાધનપુર રાજ્યના દીવાન; પછીથી કીર્તન એ મુખ્ય પ્રવૃત્તિ. 'રાણકદેવી' નામે નવલ તથા ગીતા ને ઉપનિષદ્ પર લખ્યું છે. સ્વ. સર લલ્લુભાઈ શામળદાસને ત્યાં રહેતા. તેમનાં કવિ-પુત્રી સ્વ. સૌ સુમતિબહેનના જીવન તથા લેખન પર અનંતપ્રસાદજીની ઊંડી અસર છે. પોતે ધર્મવિષયોનું માસિક 'આનંદ' પણ સરસ ચલાવતા.

# 'ગોપકાવ્યો'

આપણા ગુજરાતના ઉદયની ઉષા ઝળઝળવા માંડી છે. નવું ચેતન, નવો તનમનાટ, નવો ઉત્સાહ, નવો આગ્રહ સ્થળે સ્થળે પ્રવર્તતાં જાય છે.

વ્યક્તિઓ અને વ્યક્તિઓના સમૂહ પોતપોતાની ઉન્નતિ સાધવા અને એ રીતે દેશની અને દેશનિવાસી લોકોની ઉન્નતિ સાધવા નાના પ્રકારના પ્રયત્નો કરે છે.

આવા પ્રયત્નોના પ્રેરક તથા ફલરૂપે વિવિધ કોટિના આદર્શ આપણા દેશના વાતાવરણમાં તરવરી રહ્યા છે.

વ્યક્તિની ઉન્નતિ વ્યક્તિ માટે જ નથી, તરેહ તરેહના સંબંધવાળા વ્યક્તિઓના સમૂહ માટે જ નથી, પણ દેશ સમગ્રની ઉન્નતિ અર્થે જ છે. તેમ 'દેશ' સંજ્ઞા સાર્થક કરતી પ્રત્યેક વ્યક્તિની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ પણ નથી.

આ યુગનાં બે મોટા મંત્ર છે; દેશભક્તિ અને લોકાધિપત્ય. જે દેશમાં જન્મ થયો હોય તેની સંસ્કૃતિ ખીલવવા, તેની સુખસમૃદ્ધિ વધારવા પ્રેરનાર બળ તે દેશભક્તિ. જેમનાથી દેશ અસ્તિત્વમાં આવે છે તે પ્રત્યેક વ્યક્તિ આ બળથી પ્રજ્વલિત હોય, અને દેશની સાચેસાચી ઉન્નતિ આણવા એ બળ વાપરવું હોય, તો પ્રયત્ન માત્રની પ્રેરણા હૃદયે હૃદયે જન્મવી જોઈએ, અને તેનો નિર્વાહ સર્વેએ એકલાં અને સાથે મળી કરવો જોઈએ. પોતાનું અને સર્વનું ભાગ્ય ઘડવાનું આમ પોતાના તેમ જ સર્વમાં સમાયેલા પોતાના હાથમાં આવવું એ લોકાધિપત્ય. ભાગ્ય ઘડવાની સત્તા સર્વના હાથમાં છે. જન્મ, લક્ષ્મી, સંસ્કારિતા કે પદવીથી મળેલી શક્તિના જ હાથમાં નથી. એ શક્તિ મેળવવાનો, પોતાની અને પોતાના દેશની ઉન્નતિ સાધવા એ શક્તિનો ઉપયોગ કરવાનો સર્વ દેશજનને આ જન્મપ્રાપ્ત હક છે, હક છે એટલું જ નહિ પણ ધર્મ પણ છે.

ધર્મ અને હક હોવાથી સત્તા એકદમ પ્રત્યેકના હાથમાં આવી જતી નથી. એને પ્રયાસથી, આહુતિથી, યોગ્યતાથી મેળવવી પડે છે.

ધર્મ અને હકનું વાસ્તવિક ભાન થવા, તેમના પરિપાલન માટે પ્રયાસ કરવાની વૃત્તિ થવા, એ પ્રયાસોને આગ્રહથી પાર ઉતારવા, જરૂર પડે પોતાની

વાસનાઓની આહુતિ આપવા, – અને આ સર્વમાં (ઓતપ્રોત) અમાનુપી સત્તા મેળવવા જ્ઞાનસંપન્ન થવું ઘટે છે.

શિક્ષણ વિના જ્ઞાનની પ્રાપ્તિ નથી. શિક્ષણ મેળવવાની અનુકૂળતા જેમ જેમ અને જેટલી જેટલી વધતી જાય તેમ તેમ ઉન્નતિનાં પગલાં વહેલાં ઊપડવાનાં. આપણી હાલની પરિસ્થિતિમાં એ અનુકૂળતા ભિન્ન ભિન્ન માર્ગે મેળવી શકાય છે.

દીર્ઘદર્શી, ઉદાર, ઉન્નતિપ્રિય અંગ્રેજ સરકારે દેશમાં ઠેર ઠેર શિક્ષણમંદિરો સ્થાપી એક માર્ગ અનુકૂળ કરી આપ્યો છે. જેઓ આ અનુકૂળતાનો લાભ લેવા નાનાવિધની અડચણોથી અસમર્થ હોય તેમને યોગ્ય મદદ આપી સમર્થ કરવા નિર્દિષ્ટ પ્રયાસોમાંના કેટલાક મથે છે.

શિક્ષણ લીધેલા અથવા લેતા જનોનો, એ વિષય પરત્વે અને જે લક્ષ્યનું સાધન શિક્ષણ છે તે પરત્વે, રસ ઉત્તેજિત રાખવા, તેનો પ્રવાહ વિપુલ ફળદ્રૂપ કરવા વાચનસામગ્રીની લહાણી નિરન્તર કરી શકાય છે. શિક્ષણવિમુખ જનો પણ એ લહાણીનો લાભ લઈ શકે છે. આંખ જે લહાવો માણવા અશક્તિમાન હોય છે તે કાન માણી શકે છે.

કવિતા ઉક્ત સામગ્રીનો એક પ્રકાર છે. વાચન અને ગાયનથી તે સર્વત્ર પ્રસરી શકે છે; તેના ભોક્તાઓના હૃદયને સ્પર્શી તેમનું અને તેમના વંશજોનું જીવન સંસ્કારી કરી શકે છે.

ગુજરાતના ખેડૂતોની ઉન્નતિ કરવા જે મંડળે સુરતમાં ખેડૂત વિદ્યાર્થીઓ માટે છાત્રનિવાસ સ્થાપ્યો છે તે મંડળ, વિદ્યાર્થીજીવનમાંથી ઉત્તીર્ણ થયેલા અને વિદ્યા પ્રાપ્ત કરવાના ભાગ્યથી હીનજનોમાં પોતાનો આદર્શ વિશેષ પરિચય મેળવે એવા ઉદ્દેશથી ‘પટેલબન્ધુ’ નામનું માસિક પ્રગટ કરે છે. એ પત્ર દ્વારા પ્રગટ થતા આદર્શને અર્કરૂપે અને સંગ્રહિત સ્વરૂપમાં સર્વને સુલભ કરવા ગુજરાતી સાહિત્યની ફૂલવાડીમાંથી કેટલાંક ફૂલો તોડી રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા અને રા. રા. ચુનીલાલ રામચંદ્ર શેલતે ગુચ્છ ગૂંથ્યો છે. આ પુષ્પોને મકરંદ, પરિમલ, રંગ, રૂપ આદિથી પ્રકૃતિએ વિભૂષિત કર્યાં છે. છતાં પ્રકૃતિએ અર્પેલી સંપત્તિનો પરિચય કરાવવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું છે. જે વર્ગને એ પરિચય કરાવવો છે, તેમનો મને ખાસ અનુભવ નથી. એમના માનસવ્યાપાર, વાતાવરણ આદિથી હું તદ્દન અજ્ઞાત છું, તોપણ ગુજરાતના વતનીઓમાંથી કોઈ પણ સમૂહની ઉદયગામી પ્રવૃત્તિમાં યથાશક્તિ સહાય કરવાનો ગુજરાતી તરીકે મારો મનુષ્યધર્મ હોવાથી મને સોંપાયેલી સેવા સ્વીકારી છે.

દેશમાં વ્યાપતા ચેતનની જે રૂપરેખા પ્રારંભમાં આંકી છે તે ચેતનના અંશ રૂપે જે ભાવના આ સંગ્રહમાં વસેલી છે તેની ટૂંકી મીમાંસા કરીશું.

ખેડૂતનું જીવન કેવા પ્રકારનું છે ? કયાં લક્ષણોથી એ ઉજ્જવલ છે ? કાવ્યાંક ૨૯, ૩૯, ૪૦, ૪૪, ૬૦, ૬૨, ૬૭, વગેરે જોવાથી સ્પષ્ટ થશે કે સાદાઈ, ઉદારતા, પરોપકાર, દિલની મોટાઈ, આત્મવિલોપન, સંતોષ, દયા, આત્માવલંબન, આરોગ્ય આદિથી ખેડૂતનું જીવન 'સ્વર્ગસુન્દર' છે. એના સ્વર્ગમાં બે દાનવો છે; રાજપુરુષો તરફથી વેઠવી પડતી હાડમારી અને કુદરત તરફથી ખમવા પડતા કેર. આમ આસુરી સંપતથી હેરાન હેરાન થવા છતાં તેનું દેવત્વ સહેજ પણ ઝાંખું થતું નથી, પ્રકૃતિમાતા રૌદ્ર રૂપ ધારણ કરી ખેડૂતને પાયમાલ કરે છે તેમ સૌમ્ય રૂપે ન્યાલ પણ કરે છે. રાજપુરુષો રાજભાગ માટે એને કનડે છે, તો એની નાનાવિધની આપત્તિઓના પ્રતીકાર પણ તેઓ જ શોધે છે–એના સુખની યોજનાઓ તેઓ જ ઘડે છે. પ્રકૃતિ રૂઠે છે ત્યારે રાજપુરુષો એની વહારે આવી પ્રકૃતિના કોપની અસર નકામી કરી નાંખે છે. પ્રકૃતિની શક્તિઓને વશ કરી, રાજપુરુષો એવી એવી યોજનાઓ ખેડૂત માટે કરે છે કે પ્રકૃતિના ચંચલ પ્રસાદ પર ખેડૂતની આબાદીને આધાર રાખવો પડતો નથી.

આવા સંજોગોમાં પ્રકૃતિના નિરન્તર સહવાસમાં તે પોતાનું જીવન ગાળે છે. પ્રકૃતિ પ્રભુનું મહામંદિર છે. આ મહામંદિરમાં એ જીવન ઉચ્ચ લક્ષણોથી પ્રકાશિત રહે છે એ સ્વાભાવિક છે.

ખેડુજીવનને આ સંગ્રહમાં સાદા જીવનના વિશેષણથી અનુલક્ષિત કરવામાં આવ્યું છે. સાદાઈનું પ્રકીર્તન અન્વય વ્યતિરેકથી કરવામાં આવ્યું છે. ખેડુનો નિવાસ પ્રાયઃ ગામડાંઓમાં હોવાથી એના ગ્રામ્યજીવનને નગરજીવનથી સરસું બતાવવામાં આવ્યું છે.

'આ નારી નહોતી નગરવાસી ફિક્કી પાણ્ડુ વર્ણની,<br>
–મજબૂત શરીરે ગામડાની લોહીભરી મહિલા હતી;<br>
સહવાસ જેનો જીવન અર્પે, જીવન ઉત્સાહે ભરે,<br>
મુખચન્દ્ર જેનો પ્રકટ થઈ, ગ્લાનિતિમિરને સંહરે.

*

કો નગરગૃહ વિશાલ પણ જ્યાં સૂર્ય વાયુ ન સંચરે,<br>
માનવ તણી જ્યાં કુશલતા, સુક્કી જ દષ્ટિએ પડે;<br>
આ સ્થળ કદી પકવાન ખાઓ, ને મશાલા જો તમે,<br>
પણ તે સહુ આ રોટલા ને દૂધ આગળ તુચ્છ છે.' પૃ. ૨૦.

'જોયાં બહુ ધનિક શ્હેર મહીં કુટુમ્બોઃ
નિશ્ચિંત એ સુખ વિલાસ અનેક મ્હાણે;
સંતોષ તોય નજરે ન પડ્યો જ તેમાં,
એ આજ સર્વ શીખવ્યું અહીં ડોશીમાએ.' પૃ. ૪૧

'શ્હેરો ને શ્હેરી રોગો ને કંતાયેલાં શ્હેરી તન;
ટૂંકાં જીવન, નિર્બળ કલુષિત શિથિલ બિચારાં શ્હેરી મન.
શ્હેરી ગરીબી, શ્હેરી સુસ્તી, વ્યર્થ શ્હેરી તણી જંજાળ;
શ્હેરી પાપો, શ્હેરી જૂઠાણાં, શ્હેર તણા કલહો કંગાળ.' પૃ. ૪૬.

'તાજી, સુખદ, ચોખ્ખી હવા શી ! મગજ–તન વિકસાવતી,
રે ! ભોગવે ખેડૂત તે છે ધન્ય ! જીવન સર્વથી.' પૃ. પર.

જશમા કહે છે 'રાજા કામ કરી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદી રે.

*

નગરે અંધારી શેરી ને ઊંચી મેડીઓ રે, પૃ. ૫૭.

*

રાજા મેલાં મન માણસનાં મેલાં શ્હેરનાં રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ,
મેલા ઝેર તણા જીવો તે જીવે ઝેરમાં રે.' પૃ. ૫૮.

'શી સુન્દર ને સુખકર અમારી પર્ણકુટી
થઈ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી;—

*

આયુવર્ધક મીઠો વાયુ, સૂર્ય કરે છે સ્વચ્છ પ્રવેશી પર્ણકુટી –

*

શાન્તિ અનુપમ મળતી અહીંયાં, મન રહે છે સંતુષ્ટ રે,
પ્રેમ વસે છે સહુને અન્તર, દેવકૃપાથી પૂર અમારી પર્ણકુટી–
કપટ અને કો દુર્બુદ્ધિનો નહિ અહીંયાં સત્કાર રે
પાપ તણો નહિ પ્રવેશ કિંચિત્ એવી પરમ પવિત્ર અમારી પર્ણકુટી.'
પૃ. ૭૫, ૭૬.

'શહેર કરતાં તો ઘણું, રમણીય લાગે વંન;
ત્યાં વસવા ઉજમાળ છે, ઓ સખી ! મારું મન.

શુદ્ધ ભાવથી વન વસી, જપીએ પ્રભુનો જાપ;
તો ભવબંધન છૂટીએ, કપાય પાપ અમાપ.' પૃ. ૭૭

'થોડેક કોસ દૂર ગામડું એક નાનું,
સૌન્દર્ય રંગ મહીં ઝૂકતું એ મઝાનું;
તે માંહિ છે ધનપતિ પ્રિય કાન્ત મારા,
રાખે કૃપા અમ ગૃહે પ્રભુ દુઃખહારા.

પ્રભાતે ઊઠું છું, સ્તવન કરું છું દાન દઉં છું,
સમારું છું ને હું તુલસી, અતિશે મગ્ન રહું છું;
બપોરે પોઢાડું પતિ મધુર ગીતો વિલસીને,
મીઢો ઢોળું વાયુ, વિરલ વર પામીય છું હું એ.

વિનોદે વિલાસી નિશ પડી અને વાળુ પીરસું,
પડોશીની સાથે મધુર મધુરી ગોઠડી કરું;
સુખે સૂઉં છું એ, મુજ ગૃહ કૃપા છે પ્રભુ તણી,
દુઃખી કાં હો મારું જીવન ? નકી છું હું સુખી ઘણી.' પૃ. ૮૬,૮૭.

સાદા જીવનને પૃથક્કૃત કરી એમાં સમાયેલાં અંશોનું નિરૂપણ કરવા કરતાં આ વિસ્તીર્ણ ઉતારાઓ સંગ્રહકારોની ભાવનાનો અચ્છો ખ્યાલ આપે છે. આ રસિક પદાવલિની છાપ આબેહૂબ પડશે.

સંગ્રહકારોએ સાદું જીવન ફક્ત ખેડૂતોને માટે જ ઉપદેશ્યું નથી. એમનો પેગામ મનુષ્ય માત્રને માટે છે. કાવ્યાંક ૧૦, ૧૧, ૧૨, ૪૨, ૫૧, ૫૨, ૫૮, ૬૬, ૬૭, ૬૮, ૬૯ વગેરે વાંચતાં એ પ્રતીત થશે. ત્યાગ, ઔદાસીન્ય, સત્યનિષ્ઠા, વૈભવશૂન્યતા, પારદર્શિતા, સંતોષ, સંસારના ધર્મ પરત્વે વૈરાગ્ય, સંસારની આધિવ્યાધિના ત્રાસમાંથી મોક્ષ, શાંતિ, નિર્લોભત્વ, નિર્દોષતા, મીઠાશ, મનની ઉત્તમતા, જનહિતપરતા, ઉદ્યમશીલતા, નિશ્ચિંતતા, શ્રદ્ધા, હેતાળપણું, શુદ્ધિ, આનંદ, નિષ્કપટતા, નિષ્પાપત્વ, સહનશીલતા, વાંછનાઓની અલ્પતા, આરોગ્ય, બલ, નિયમિતતા, સુખ, નિરાંત, આદર, અનૃણીતા, સ્વતંત્રતા, નીડરતા, ઉદારતા, નીતિ, પરમાર્થ, પુરાણપ્રિયતા, રસ, પુણ્ય, પ્રભુપરાયણતા, આદિ સર્વ સુલક્ષણોનો સાદા જીવનની અંદર સમાવેશ કરવામાં આવ્યો છે.

આ સર્વે લક્ષણોની શાસ્ત્રીય મીમાંસા કરી સાદા જીવનની ભાવના નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અધ્યાત્મવિદ્યાની દૃષ્ટિએ આલેખવા કરતાં કવિત્વમય સ્વરૂપમાં જ એનું આસ્વાદન થવા દઈ, એ ભાવનાના નિરૂપણમાં પ્રવેશ પામેલા કેટલાક દોષોનું દિગ્દર્શન કરાવશું.

સ્નેહજ્યોતિ પ્રણીત 'ખેડૂતની ડોશી' નામના કાવ્યમાં ખેડૂતને ભણવાની જરૂર નથી એવો ઉપદેશ અપાયો છે :

'ખેડૂતનું ભણવું ખેતરમાં જ સાચું,
વાંચ્યે લખ્યે નહિ શીખે હળ જોડવાનું;
એ રોટલો જ સુખનો દિવસે કમાઈ,
સાંજે ઘરે કરી નિરાંત ભજે પ્રભુને.'

આ અને એની પૂર્વેની પંક્તિઓ સત્કાર પામે તો દેશને કેવડી મોટી હાનિ થાય તેનો લેખકને લગીર પણ ખ્યાલ નહીં રહ્યો હોય. હાલનું ભણતર અમુક કારણોથી નિષ્ફળ નીવડ્યું હશે, ખેડૂતના દીકરાઓને પોતાના ધંધા માટે નાલાયક બનાવી શક્યું હશે, માટે વિદ્યા આવશ્યક જ નથી એવો ઉપદેશ કરવો એ મોટું પાતક છે. ખેતરમાં હળ ફેરવ્યું અને દાણા વાવવાથી જ ખેડૂતનો જન્મારો સફળ નથી થઈ જતો. ભાભારામની બડાશના દિવસો વહી ગયા છે. જમીન પાસેથી મળે એટલો બધો રસ મેળવવાનો છે. વરસાદ ન પડે અથવા બહુ પડે, જીવાત પડે, હીમ પડે વગેરે આફતોથી પોતાના પાકનું રક્ષણ કરવાનું છે. પોતાના દેશના લોકોને અનાજ પૂરું પાડવા ઉપરાંત દેશના હુન્નર–ઉદ્યોગ માટે જોઈતો 'કાચો માલ' સારામાં સારો પકવવાનો છે, દેશના દેશજન તરીકે દેશના રાષ્ટ્રીય અને રાજદ્વારી જીવનમાં પોતાનું યોગ્ય સ્થાન જાળવી દેશ અને લોકના હિતના પ્રશ્નોના ઉકેલમાં મદદ કરવાની છે. પોતાનો સંસાર ઉન્નત કરી દેશની સંસ્કારિતા ઝીલવાની છે. બધા કુટુંબીઓને પોષવા ખેતી અસમર્થ હોય તો દેશમાં ધીકતા અનેક ધંધા–રોજગાર અને અમલદારી માટે અથવા પરદેશ જઈ અણખેડાયેલી જમીન મેળવી ખેડવાનું સાહસ વહોરે એવા લાયક બનાવવાના છે, ત્યાં સ્નેહજ્યોતિનો ઉપદેશ કેટલો બધો નિપાતજનક છે? અમારે તો અમારા ખેડૂતો વિદ્યાસંપન્ન જોઈએ છે. પુરાણા કાળનાં હળ રગસીઆપણાથી જમીનમાં ઘસડતા અને બળદનાં પૂંછડાં આમળતા ખેડૂતને વીજળીથી અને વરાળથી અને સૂર્યતાપથી વીઘાંના વીઘાં જમીન ખેડતાં અને પૃથ્વીના ઉદરમાં સમાયેલી સમૃદ્ધિમાત્ર મનુષ્યના ઉપયોગ માટે બહાર આણતાં જોવા અમે તો ઉત્કંઠિત છીએ. અમારા ખેડૂતો પટાવાળા કે સિપાઈથી ડરે એવા નહીં પણ લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી અને ધારાસભામાં વિરાજી પોતાનો દેશધર્મ બજાવે એવા અમારે જોઈએ છે. પૃથ્વીનો પટ વિશાળ છે. સાહસ, બુદ્ધિ અને મહેનત માટે સર્વને અવકાશ છે. અમારા ખેડૂતો એમના ગામડામાં જ ભરાઈ ન રહેતાં પૃથ્વીપટે પ્રસરે અને ગુજરાતનું દૂધ દીપાવે તો જ એમના સાદા પરોપકારી જીવનની મહત્તા.

વિદ્યા અમારો શ્વાસ અને પ્રાણ છે. એ વિના અમારું મૃત્યુ છે.

સંતોષ, વૈરાગ્ય, વૈભવશૂન્યતાના લહાવા ઘણા વર્ષ લીધા. હવે તો લોહીના ટીપે ટીપે અસંતોષ ઊછળવો જોઈએ, ઊંચું સ્થાન લેવાની પ્રબળ આકાંક્ષાથી પળેપળ જિંદગી ઉત્તેજિત થવી જોઈએ. ઉદ્ધાર, પ્રગતિ આ વિના શક્ય નથી. મૃત્યુના મુખમાંથી આપણો મોક્ષ બીજી કોઈ રીતે નથી.

નગર ગામ કરતાં ગંદાં વિશેષ હશે. નગરમાં ગામડા જેવી ચોખ્ખી હવા નહીં આવતી હોય પણ નગર અને ગામનો ભેદ ટાળી દે એવાં ઉદ્યાનનગર (garden-city) – વાડીઓવાળાં શહેર નથી હવે રચાતાં? ગામડાંઓમાં અસ્વચ્છતા અને મલીનતા હોવાથી તાવ હજારો માણસોનો દર વર્ષે સંહાર નથી કરતો?

પોતાના નિર્વાહ જેટલું ઉત્પન્ન કરી ખેડૂત બેસી રહ્યો હોત તો નગરની ઉત્પત્તિ થાત જ નહીં. જમીનમાં ઉત્પન્ન થયેલા પાકની વ્યવસ્થા કરવા જતાં વેપાર અને ઉદ્યોગ જન્મ્યા અને એમનાં સ્થાન તરીકે નગર થયાં.

આ સુખશાંતિના જમાનામાં ખેડૂતનું કુટુંબ વધતું જાય અને વંશપરંપરાની જમીન સર્વનું પોષણ કરવા અસમર્થ નીવડે ત્યારે નગર સિવાય બીજો આશરો છે એને?

પ્રજાની મહત્તા જેના વડે છે તે સંસ્કૃતિ નગરમાં જ ખીલે છે, એ સંસ્કૃતિ પરત્વે અભિમાન પ્રત્યેક દેશજનમાં હોવું જોઈએ.

વિશ્વની ઘટનામાં જેમ ગામને સ્થાન છે તેમ નગરને પણ છે.

'ખેડૂતોની મહેનત બીજાથી ના થાય' — આ શું સાચું છે? ખાણો ખોદનારા, વરાળ અને વીજળીથી ચાલતાં કારખાનાં ચલાવનારા મજૂરો શું ઓછી મહેનત કરતા હશે?

'કણબી તો નવ કરશે આશ, માગશે નહિ તમારી પાસ.' ભોળારામનું આ અભિમાન, આ આત્માવલંબન હવે ટકી રહ્યું છે? શાહુકારના હાથમાં વહી જતી જમીન ખેડૂતના કબજામાં રાખવા સરકારને કાયદા ઘડવા પડે છે; શાહુકારનું કરજ કરી પાયમાલ થવા કરતાં કરકસર થઈ શકે, આંટ વધી શકે, ઓછે વ્યાજે નાણાં મળી શકે માટે પતપેઢીઓની સ્થાપના સરકારનાં ઉત્તેજન અને બાંહેધરીથી થાય છે ને? સારાં બી, સારાં ઢોર ખેડુને મળે એવી જોગવાઈઓ થાય છે, વરસાદ ન આવે ત્યારે પાણી વિના હેરાન ન થાય માટે નહેરો, કૂવા, વાવ, તળાવ સરકાર બાંધે છે, ખેતરમાં પાકેલા માલનો જલદી ઉપાડ થાય અને જ્યાં એનો ખપ હોય ત્યાં પહોંચી ખેડૂતને એની મહેનતનો બદલો મળી

શકે માટે રેલવે અને સ્ટીમરોનો બંદોબસ્ત કરવામાં આવે છે, એના અને એનાં ઢોરોના આરોગ્ય માટે, ચેપી રોગનો ફેલાવો અટકાવવા માટે દાક્તરી મદદ આપવામાં આવે છે, એના ધંધાનું શિક્ષણ આપવાની અને એ ધંધો ખીલવવા કરવા જોઈતા પ્રયોગો કરી તેનું પરિણામ બતાવનારાં ખેતરો સ્થાપવાની વ્યવસ્થા કરવામાં આવે છે વગેરે વગેરે. એ હવે નર્યો પરોપકાર કરતો નથી, પણ જે આપે છે તેના બદલામાં પોતાની જરૂરિયાતો મેળવવાનો અધિકારી થયો છે.

આશા છે કે અમારા કહેવાનો અવળો અર્થ નહિ થાય. સાદા જીવન પર અમનેય પક્ષપાત છે. પણ સાદા જીવનમાં કેટલાક અંશ — જેમની પરિગણના આ સંગ્રહમાં નથી તે અમે આવશ્યક ગણીએ છીએ.

'રસયમુનાને ઘાટ.'

'દૂધલડાં દ્દોહીશું, પીશું ને પાશું,
મટુકી સરી લઈશું જગને માટ.'

અમારે સુખી થવું છે, અને બીજાને કરવા છે. અમારા દેશની કીર્તિ ઝળકાવવી છે, અમારા લોકોને સુખી, સમૃદ્ધ અને સંસ્કારી કરવા છે, પ્રભુની વાંસળીમાં આના અનહદ નાદ વાગે છે. એ નાદ સાંભળી અમારાં હૈડાં ઢળકવાં જોઈએ. એ નાદના ભેદો સુણી, સમજી આચારમાં મૂકવાના છે.

ઢાલની બીજી બાજુ બતાવ્યા છતાં સંગ્રહકારોનો ઉદ્દેશ જરા વિશેષ સ્પષ્ટ કરવામાં આવે તો એમને ન્યાય થશે અને સંગ્રહનું ધારેલું ફળ નીપજશે.

ઉન્નતિ અર્થે જે જે પ્રયાસો થાય તે તે પ્રયાસોમાં તલ્લીન થઈ તેમની સિદ્ધિ લાવવા સાદાં જીવન ગાળવાં જોઈએ. વૈભવ, મોજ, અયેશઆરામ, ફલની વાસનાઓનું બલિદાન આપવું જોઈએ. ઉન્નતિ માટે પ્રચલિત સ્થિતિ પરત્વે અસંતોષ આવશ્યક છે તેમ અસંતોષ દુઃખી ન કરે માટે સંતોષ પણ જરૂરનો છે. વિચાર પ્રમાણે આચાર હોય, જીવન આખું નિર્મળ અને પારદર્શક હોય તો જ સુખ અને ઉન્નતિ છે.

જીવનમાં જાત જાતનાં વમળો ઊપજાવી ક્ષોભ પમાડતી પ્રવૃત્તિઓથી ખેડૂતનું જીવન દૂર છે તો જે શાંતિમાં, જે કાર્યપરાયણતામાં એ જીવન ગાળે છે તે વધારે બળથી, વધારે શ્રદ્ધાથી ગાળે, એથી રૂડું શું ?

ખેડૂતો માટે યોજાયેલા અને સાદા જીવનનો ઉપદેશ કરતા સંગ્રહને 'ગોપકાવ્યો'નું નામ શા માટે આપવામાં આવ્યું હશે ?

ખેડૂતની જિંદગીને લગતાં નર્યાં કાવ્યોથી આપણી ભાષા સમૃદ્ધ નથી. ખેડુજીવન જેવું જ ગોપજીવન ગ્રામ્ય, સરલ, સુખી હોવાથી ગોપજીવન કવતી કવિતા ખેડૂતોના જીવનમાં રસ સીંચી શકે છે. શ્રીકૃષ્ણની ભક્તિને લીધે ગોપ-

જીવનને લગતી નાના પ્રકારની કવિતાથી આપણા સાહિત્યનું તોશાખાનું ચકચકિત છે. એ તોશાખાનામાંથી રત્નો લઈ આ સંગ્રહ ગૂંથવામાં આવ્યો છે. ગોપજીવન અને ખેડૂતજીવનનો પ્રધાન સૂર એક જ હોવાથી 'ગોપકાવ્યો'નું મનોહર અભિધાન સાર્થક અપાયું છે.

આ સંગ્રહમાં બે પ્રકારનાં ગોપકાવ્યો છે: પ્રાચીન કાવ્યોમાં નૈવેદ્યની દૃષ્ટિથી ગામડાના સાદા ખોરાકની યાદી આપવામાં આવી છે. અને તે દ્વારા ભક્તોની સાદી, બાળક જેવી સારી ભક્તિ પ્રગટ કરવામાં આવી છે. અર્વાચીન જીવન એવું સાદું નથી રહ્યું. બાળક મટી જુવાન થયું છે. એની મહેચ્છાઓ વધારે વિશાળ અને ગંભીર થઈ છે. નવી મહેચ્છાઓનો પટ અર્વાચીન ગોપકાવ્યો પર બેઠો છે. જેમ બાહ્ય રૂપમાં એ કાવ્યો વિશેષ શોભતાં, મનોહર અને સુઘટિત થયાં છે તેમ અંતરમાં ભરેલા વિચારો પણ ઉચ્ચ અને સાત્ત્વિક થયા છે. ગાય દ્હોવા, ઢેબરાં ખાવા, વાંસલડી વાવા જ ગોપશ્રેષ્ઠને નિમંત્રણ નથી પણ જગને માટે દૂધ દોહી મટુકી ભરવા માટે, 'સાગરના શબ્દ'થી મોરલી ગજાવવા, નીતિની નાજુક વેલે હીંચવા, જીવનમાં જગજીવનનો સાથ મેળવવા માટે ગોપશ્રેષ્ઠને અને ગોપમાત્રને નિમંત્રણ છે. એકાંતમાં મળવાનો અભિલાષ નથી પણ 'રસયમુના'ને ઘાટ સર્વની સમક્ષ વિશ્વના કલ્યાણ માટે મળવાની ઉત્કટ વાંછના છે.

ગોપજીવન અને ખેડુજીવન પ્રકૃતિમાતાના ખોળામાં વિહરે છે એટલે પ્રકૃતિ-વર્ણનવાળાં કાવ્યો આ સંગ્રહમાં સ્થાન પામ્યાં છે. કુદરતનો અને મનુષ્યનો સંબંધ આપણા દેશમાં નરનારાયણ જેવો છે. વૈદિક આરાધનમાં, બૌદ્ધસ્થવિરોના અર્હંતપદપ્રાપ્તિના અનુભવમાં, મહાભારત–રામાયણમાં વર્ણવેલા નવે રસના પ્રસંગોમાં, કાલિદાસ ભવભૂતિની કવિતામાં, ઈશ્વરનાં મંદિરો બાંધવાનાં સ્થળોમાં—સર્વત્ર એ સંબંધ જાજ્વલ્યમાન છે. સાદા જીવનનો નિર્વાહ પણ એ જ સંબંધ દ્વારા થાય એ પણ વિશ્વઘટનાનું સુંદર રહસ્ય છે.

પણ પ્રકૃતિ ચેતનમયી દેવી જેવી જીવનમાં વિરાજતી હોય એવો અનુભવ આ સંગ્રહનાં કાવ્ય નથી કરાવતાં. પ્રકૃતિ મનુષ્યજીવનવ્યવહારની ભૂમિકા હોય, પશ્ચાદ્‌ભૂમિ હોય એવું લાગે છે.

પ્રકૃતિ અને મનુષ્યજીવન બંને પ્રભુનાં નિવાસસ્થાન—મહામંદિર છે. તેમનો આદર પણ ભક્તિનો એક અગત્યનો પ્રકાર છે.

ગુજરાત પર પ્રભુની કૃપા છે કે પ્રકૃતિના દારૂણ આઘાત વારંવાર એને સહેવા નથી પડતા. સંગ્રહિત કાવ્યોમાં એ આઘાતોને બહુ સ્થાન નથી મળ્યું એ ઉક્ત કૃપા બતાવી આપે છે.

મનુષ્યજીવનમાં રસ રેડનાર સ્ત્રી અને બાળકોને લઈ કાન્ત અને પિતાના સંબંધોના વિવિધ સ્વરૂપ વર્ણવતાં કાવ્યો આપણી ભાષામાં નહીં હોય એટલે જ આ સંગ્રહ એટલો અધૂરો રહ્યો હશે.

પ્રારંભના કાવ્યમાં જસોદામૈયાએ પૂછેલા પ્રશ્નોમાં રહેલી મહેચ્છાઓ સિદ્ધ કરવા ગુર્જરમૈયા ખેડૂતોને ઉદ્‌બોધન કરે છે. ભૂમિનો ભાર ઉપાડતાં, દેશનું વડપણ સ્વીકારી, સર્વે બુડતાંની બાંહ્યડી કોણ સ્વીકારશે?

આ સંગ્રહ એવી ઉત્કટ મહેચ્છાઓથી, ખેડૂતોનું સાદું જીવન રસી દેશે. એમના સહજ ગુણોનો વિકાસ કરશે, એમના દોષોનો પ્રતીકાર કરશે, એમને જાતે સુખી અને સંસ્કારી થવા પ્રેરશે અને દેશઋણ તથા લોકઋણ અદા કરવા ઉત્તેજશે એવી પરમ આશા અને શ્રદ્ધા છે.

પુણા, ૩-૧૦-૧૪

# ‘ વસન્તોત્સવ ’

બન્ધુઓ, શું આ સુંદર અને જીવન્ત ચિત્રાવલિ કવિતા નથી ? શું આપણે થોડીઘણી મરેલી મૂર્તિઓ રાખી મૂકવાના લોભથી જીવતી મનોહર મૂર્તિઓની અવગણના કરીશું ? નહીં, નહીં. × × × × વસન્તોત્સવ જેવાં કાવ્યોમાં આપણે શકુન્તલા અને તેની સખીઓના સરખી સુખી બાલાઓને પ્રભુમાંથી ઊતરતી આશા અને આસ્થા અને દયાની મૂર્તિઓની માફક સૌન્દર્યરસમાં સ્નાન કરતી નિહાળીએ છીએ. જે રૂપમાં કવિતા વસી શકે તે રૂપ કવિતાનું સમજવું જોઈએ.

×

બન્ધુઓ, આપ જુઓ છો કે સૌંદર્યવર્ણનમાં આપણા નવીન કવિની કલા કંઈ કંઈ નવીન અને રમણીય ચમત્કારો આપણને બતાવી શકે છે. પણ હૃદય-ભાવના પ્રદર્શનમાં કવિની વાણી સરળ અને પ્રબોધક હોવા છતાં આત્માને સ્પર્શે તેવી પ્રલયવાહી હજી સુધી બની શકી નથી. તરલતા, ગતિશક્તિ, મુક્તિની અને પ્રભુની પ્રીતિ એ મોટા ગુણ એ કવિહૃદયમાં છે—

कान्त ૨૮–૬–૧૯૦૫ ‘ પ્રથમ સાહિત્ય પરિષદનો રિપોર્ટ.’

ઇન્દુકુમાર, જયા અને જયન્ત, નાના નાના રાસ, ભગવદ્‌ગીતા ભાષાંતર આદિ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ અને ભૂષિત કરે, ગુજરાતનું જીવન સુંદર, ઉન્નત અને વિશુદ્ધ કરે એવા ગ્રંથોથી રા. નાનાલાલ દલપતરામ કવિ ગુજરાતી-ઓને હવે એટલા બધા પરિચિત થયા છે કે એમની ખાસ ઓળખાણ કરવાની જરૂર પડતી નથી. એમના કવિજીવનના પ્રારંભમાં જે વર્ગ તરફથી એમની કવિતા પ્રત્યે વિરોધ ઊભો થયો હતો તે વર્ગનો વિરોધ હજી પૂરેપૂરો સમ્યો નથી છતાં એમની કવિતા દિવસે દિવસે ગુજરાતમાં વિશેષ આદર અને પ્રશંસા-

---

૧. વિદેહ નરસિંહલાલ હરિલાલ ધ્રુવના અવસન્ન ‘સાહિત્ય’ માં ઈ. સ. ૧૯૦૫માં ‘રા. રા. નાનાલાલની કવિતા’ વિશે મારો લેખ છપાયો હતો. ‘વસન્તોત્સવ’ તે વખતે છપાતો હોવાથી તેનું અવલોકન કરવા લેખ અધૂરો રાખ્યો હતો. ‘સાહિત્ય’ ના બંધ પડવાથી લેખ પણ પૂરો થઈ શક્યો નહોતો. ‘સુન્દરીસુબોધ’ના તંત્રીની નિમંત્રણાથી ‘વસન્તોત્સવ’નું પ્રશંસાવલોકન (Appreciation) કરવા ત્યારની રહી ગયેલી અધૂરપ દૂર કરું છું. શિષ્ટ ગુજરાતી ગ્રંથોનો વાંચકોને આવી રીતે પરિચય કરાવવાની પ્રશસ્ય પદ્ધતિને પોતાના પત્રમાં પ્રવેશ આપવાથી તંત્રીશ્રીએ એ પત્રની ઉપયોગિતાનો એક અંશ વધાર્યો છે.

પાત્ર થતી જાય છે. સમયમાં, જે કાવ્યથી ઉક્ત વિરોધ જન્મ્યો હતો તે કાવ્યના ગુણોની આલોચના કરવા ઉત્સાહ થાય છે.

એ વિરોધ શા માટે જન્મ્યો હતો? કવિની નવી કૃતિઓથી તે કેટલે દરજ્જે વિશમ્યો? એ પ્રશ્નો આ લેખમાં છેડવાની જરૂર નથી. રા. નાનાલાલની પ્રસિદ્ધ કવિતાઓમાં 'વસન્તોત્સવ'નું કેવું સ્થાન છે? તે પ્રશ્ન પણ નહીં ચર્ચીએ. એ કાવ્યમાં શું છે? રા. નાનાલાલનાં કયાં લક્ષણો એમાં છે? એવા પ્રશ્નોનો ઉત્તર આ લેખમાં આપવા પ્રયત્ન છે.

શરૂઆતમાં કાવ્યનું ઇતિવૃત્ત આલેખવાથી પરિચય સરલ અને સત્વર થશે.

એક ગામ હતું. તેની પાસે ઉપવન હતું. અંગ્રેજી કે મુસલમાન પદ્ધતિનો બગીચો નહિ પણ સંસ્કૃત સાહિત્યમાં વર્ણયેલું કુદરતથી જ રચાયેલું નાનું વન હતું. ઉપવનમાં સરોવર (તળાવ) હતું. સરોવરની પૂર્વે વડનાં ઝાડ હતાં. તેમની પાછળ ગામ હતું. સરોવરની પશ્ચિમે લીલા આંબાની કુંજ હતી. આ કુંજ મહીં નાનકડું સરોવરિયું હતું.

ગામની વસ્તીમાંથી જે પાત્રો આ કાવ્યમાં સ્થાન પામ્યાં છે તેમનાં નામ અને સંબંધ દર્શાવીએ. રમણલાલ, તેનો નાનો ભાઈ નયન અને વિધવા બેન વિલસુ; સૌભાગ્યચંદ્ર અને તેની નાની બેન કુસુમબી; સુભગા નામની કુંવારી યુવતી; તારા નામની બાલિકા. આ ઉપરાંત રમણલાલનાં માબાપ અને વિલસુ સુભગાની સહિયરો વિશે વિવિધ ઉલ્લેખ છે પણ તેમનાં નામ નથી આપવામાં આવ્યાં. અમદાવાદના પ્રાર્થનાસમાજના માસિક 'જ્ઞાનસુધા'માં ઈ. સ. ૧૮૯૭માં આ કાવ્ય પંહેલવહેલું છપાયું ત્યારે રા. બ. રમણભાઈએ એના સંબંધમાં પાદટિપ્પણ લખ્યું હતું. તેમાં કાવ્યનાં વલણ અને અંતઃસ્થ સૂચનો પરથી પાત્રો બ્રહ્મસમાજી હોવાનું જણાવ્યું હતું. આ કાવ્ય નિરાળા પુસ્તક રૂપે ઈ. સ. ૧૯૦૫ માં છપાયું. આ અંતરાળમાં કવિને થયેલા આધ્યાત્મિક અને સામાજિક અનુભવોને પરિણામે આ કાવ્ય પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરતી વખત પાત્રો બ્રહ્મસમાજી હોવાનાં સ્પષ્ટ સૂચનોમાંથી કેટલાંક કમી કરવામાં આવ્યાં છે. જે અવશિષ્ટ રહ્યાં છે તેનું, ઇતિવૃત્તના પ્રવાહમાં યોગ્ય સ્થળે નિદર્શન કરાશે.

રમણ અને સુભગાનું જેવું પ્રેમી યુગલ છે તેવું જ સૌભાગ્યચંદ્ર અને વિલસુનું છે. નયન અને કુસુમબી બાળક છે છતાં તેમના વ્યવહારમાં ભવિષ્યના પ્રેમનાં બીજ વવાતાં જાય છે. સ્નેહને લીધે જ લગ્ન કરવાનાં હોય ત્યારે સ્નેહના જનન અને પોષણ અર્થે જે વ્યવહાર સ્ત્રીપુરુષો વચ્ચે ચાલે છે, તેને સંવનન (courtship) કહે છે. યુરોપના દેશોમાં આવો વ્યવહાર અદ્યાપિ પ્રચલિત છે. આપણાં દેશમાં પણ એ એક કાળે હતો.

અંગ્રેજી આચારવિચાર અને આપણા પ્રાચીન વિચારોના પરિચય અને સહવાસને લીધે આપણાં આધુનિક જીવનમાં સ્નેહને અપાતું હતું તેથી વિશેષ પ્રધાન સ્થાન લગ્નસંબંધમાં આપવા તીવ્ર અને પ્રબલ વાંછના જન્મતી જાય છે. મનુષ્યહૃદયમાં અમુક કાળે નિવસતા ભાવોના પ્રતિબિંબ જેમ કવિતા ઝીલે છે, તેમ તેમાંના કેટલાક અસ્પષ્ટ ભાવોને વિશેષ સ્પષ્ટ પણ કરે છે. બીજ હોય ત્યાં તે કેવી રીતે અને કેવું પલ્લવિત પ્રફુલ્લ વૃક્ષ થશે તેનું દર્શન પણ કરાવે છે. આપણી પ્રજા માટે સ્નેહલગ્ન ઇષ્ટ હોય, સ્પૃહણીય હોય તો તે કેવી રીતે શક્ય થઈ શકે? આવા પ્રશ્નનું નિરૂપણ કવિઓ બુદ્ધિગમ્ય મીમાંસાથી નહિ પણ મનુષ્યોના જીવન્ત વ્યવહારથી ચિત્રાવલી કે વ્યવહારના વિવિધ પ્રસંગોથી ગૂંથાયેલા ઇતિવૃત્તથી કરે છે અને આચાર તરફ વળવા ઇચ્છાશક્તિને કેળવે છે. આ નિરૂપણોનાં અંશાંશ ઉકેલવામાં અને આપણા રૂઢ સંસારની મર્યાદાઓ લક્ષ્યમાં લઈ નિરુપિત સ્થિતિ કેવી રીતે વ્યવહૃત થઈ શકે તે વિચારવામાં અનેરો જ રસ પડે છે.

સ્નેહલગ્ન આપણા સંસારમાં કેવી રીતે સ્થાપિત થઈ ઇષ્ટ ફલ આપે તે સંબંધના રા. નાનાલાલના નિરૂપણના સમગ્ર સ્વરૂપની મીમાંસા અત્રે કરવા કરતાં આ કાવ્યમાં થયેલા નિર્દેશની સહેજ ઝાંખી પૂરતી થશે. યુવાન સ્ત્રીપુરુષો નિરન્તર નિકટ સહવાસમાં આવે તો જ સ્નેહનું સંવનન થાય. પણ એ સહવાસમાં કેટલોક ભય સમાયેલો છે. આપણો સંસાર જેવા રૂપમાં અત્યારે રચાયેલો છે, તેમાં એવા ભયના પ્રતીકાર નથી તેમ એવા સહવાસનાં સાધનો પણ નથી. આ વસ્તુસ્થિતિ લક્ષમાં લઈને અથવા બીજા કોઈ ઉદ્દેશથી રા. નાનાલાલનાં પ્રણયશીલ સ્ત્રીપુરુષો નાનપણથી જ સ્નેહી થાય છે. માબાપની છાયામાં જ સર્વની દૃષ્ટિ સમક્ષ તેમનો સ્નેહ જન્મે છે, અને પોષાય છે. અલબત્ત એથી એ સ્નેહ વડીલોનો આશીર્વાદ હંમેશ મેળવી શકે એવું બનતું નથી. આશીર્વાદ ન મેળવવાનું કારણ સ્નેહ સિવાયની વસ્તુથી વડીલોનું મન લુબ્ધ થયેલું હોય છે તે છે. જયાની માતા જયન્તનો સ્નેહ નથી સ્વીકારતી કારણ કે સ્નેહ સાથે નહિ પણ રાજ્ય સાથે એને પોતાની પુત્રી પરણાવવાનો લોભ જાગ્યો છે. કાન્તિના સ્નેહનું પણ આવા જ કોઈ વિકારથી એની ભોજાઈને વિસ્મરણ થાય છે પણ 'વસંતોત્સવ'માં આવા વિસંવાદી પ્રસંગોનું રુદ્ર કે પ્રભેદક સ્વરૂપ નથી.

નાનપણની રમતોમાં સુભગા અને રમણનું સ્નેહજીવન રોપાયું હતું. ઇન્દુ અને કાન્તિ, જયન્ત અને જયાનું પણ એમ જ. નયન અને કુસુમબી એવો જ અનુભવ અનુભવે છે.

એક વેળા, વસન્તઋતુના સવારે રમણલાલ અને સૌભાગ્યચંદ્ર ઉપવન ભણી ગયા. ગામનાં કુંવારાં યુવાન સ્ત્રીપુરુષો તે દિવસે વસન્તોત્સવ ઊજવવાનાં હતાં. વસન્તોત્સવમાં યુવતીઓ વેણુપૂજા કરવાની હતી. સૌભાગ્યચંદ્ર વેણુ ભૂલી જવાથી ઘર ભણી પાછો વળ્યો. રમણલાલ 'વેલીના ફૂલહિન્ડોળે' હીંચતો હીંચતો તેની રાહ જોતો હતો. નિર્મલ આકાશ, શાન્ત સરોવર, ગંભીર લીલી ક્ષિતિજરેખા, ફૂલોમાં રમતાં કિરણો, કોયલનું કૂજન—વસન્તની વિભૂતિનો સોહાગ પીવામાં તે લીન થયો હતો, તેથી કે મિત્રની ગેરહાજરીથી પોતાના હાથની મોરલી તે છેડતો નહોતો. એવામાં વસન્ત વધાવવા જતી, હસતી, નમતી, હલેતી હલ્લોલતી, સહિયરોનાં મંજુલ કલરવથી તેની આનંદસમાધિ સરી પડી.

જાતજાતનાં ફૂલ વીણવા સહિયરોમાં એકબીજાંને સૂચના થાય છે વિલસુ અને સુભગા યુવતી—કિશોર અને યુવા અવસ્થાથી અંતરાળમાં હોવા છતાં હજુ નાની બાલિકા જેવી છે. વિવાહ નથવાથી તેમના જીવનમાં હજુ બાળકની નિર્દોપ સ્વતંત્ર ક્રીડાપરાયણતા રહી છે. બન્ને સખીઓને પંખી વહાલાં છે. ઢીંગલા-ઢીંગલીનાં લગ્નોત્સવનો લહાવો લેનાર બાળક બહેનપણીઓ માફક એમણે પણ પંખીઓનાં લગ્નથી એવો લહાવો માણ્યો હશે કે માણવાનાં હશે. વિલસુ પાસે મેના છે. સુભગા પાસે પોપટ. કેવાં ફૂલથી બંને પંખીઓને શણગારવાં? વિલસુ મેનાને ડમરાની કલગી ધરાવવાની છે. સુભગાને તે સૂચવે છે કે તારા પોપટને ગુલાબકળીઓની માળા પહેરાવ. પણ સુભગાએ પોપટ માટે કેસૂડાં ગૂંથ્યાં છે, અને 'વેલીઝૂલા'નો મુગટ કરવા નિરધાર્યું છે. કાળી મેનાને કવિએ લીલી વર્ણવવામાં ભૂલ કરી છે. લીલો, જાંબુડીઓ, ગુલાબી, રાતો વગેરે રંગોની મેળવણી કરી તેમને ખીલવવા અને 'ખલવા' કવિ શણગારનું શાસ્ત્ર રેખિત કરે છે.

સુભગાના પોપટને વેલીઝૂલાનો મુગટ કરવાનો હોવાથી સખીવૃન્દ તે વેલી ભણી ચાલ્યું. ત્યાં રમણલાલને હીંચતો જોઈને વિલસુ ગાજી ઊઠી: 'એ અહીં તો રમણ હીંચે છે!' વિધવા વિલસુ હજુ હલેતી કુંવારી કિશોરી જેવી છે. પ્રિયતમને નિહાળતાં સુભગા લજ્જાળુ થઈ સહિયરો સ્તબ્ધ ઊભી રહી, એકીટશે જોવા લાગી. એવામાં વિલસુ આગળ જઈ સુભગા માટે વેલીનાં ફૂલ માગે છે અને વસન્તનાં વધામણાં માટે જોઈતાં ફળફૂલ લાવવા વાડીએ જવા રમણલાલને પોતાની માતાની આજ્ઞા કહે છે. માની અજાણમાં નહીં પણ ખુદ આજ્ઞાથી ભાઈ-બહેન પોતાનાં ગોઠીયાં સાથે વસન્તનો ઉત્સવ ઊજવવા ઉપવનમાં આવ્યાં હતાં.

'ફૂલ કોને આપવાં છે?' રમણલાલે પૂછ્યું. 'સુભગાના ખોળામાં આમ પોપટની કલગી કરશે.' વિલસુએ લજ્જાશીલ થઈ ધ્રૂજતા ધીરા સ્વરે ઉત્તર આપ્યો. ભાઈ અને સખીનો સ્નેહ તેને જાણીતો હતો—જગતમાં હજુ પ્રસિદ્ધ

નહોતો થયો માટે સ્નેહીઓની અન્યોન્યની સેવાનું વાહન થતાં તે લજ્જાથી ધ્રૂજી હતી ? પણ લજ્જા બહુ વાર ટકી નહીં. રમણ યુવાન હતો એટલે પ્રગલ્ભ હતો. પ્રિયતમાને માટે ફૂલ એકઠાં કરવાનાં હોવાથી તેનામાં વિશેષ ઉત્સાહ સ્ફૂર્યો—એની આંખમાંથી ફૂટતાં તેજનાં કિરણો દ્વારા એ ઉત્સાહ પ્રગટ્યો. ફૂલડાંનો ખોબલો ભરી પળમાં રમણ સુભગા પાસે ગયો. સુભગાએ પાલવ ધર્યો તેમાં રમણે વસન્તની સમૃદ્ધિ વેરી—સાથે હૃદય પણ સમર્પ્યું.

વસન્ત એટલે નવજીવનના પ્રતીક ફૂલો દ્વારા પોતાનો સ્નેહ સમર્પ્યો. બંને સ્નેહીઓએ અન્યોન્યની આંખમાં પોતાની મૂર્તિઓ નિહાળી. સ્નેહદાનના આ સુન્દર સમયે બંનેમાંથી વિનીતતા જતી નહોતી રહી. લજ્જાથી મોં લાલ લાલ થઈ ગયાં હતાં. આવું જોતાં વિલસુની આંખો હશે — સ્નેહીઓ પાસે એક-બીજાની સેવા કરાવતાં પ્રશ્રય અનુભવાય પણ એ સેવામાં સ્નેહ પ્રત્યક્ષ થતાં લુચ્ચાઈનું હસવું સ્મિત ફરકે એ સ્વાભાવિક છે. વિધવા વિલસુ સ્વભાવથી નહિ પણ દુ:ખથી વિનીત હતી. કદાચ રમણથી મોટી હશે એટલે ઉંમરનો દોર એનામાં હતો. એનો મૂળ સ્વભાવ કેટલીકવાર પ્રગટ થઈ જતો પણ વિપત્તિનો વિનય તદ્દન લુપ્ત થતો નહિ. આ સ્નેહદર્શન વખતે તે ખડખડ હસી નહીં, મજાક કરતી ગાજી નહીં પણ આંખ મલકાવી. તેનું હૃદય પણ સ્નેહથી ભીંજાયું હતું. સુભગાને જેવી સ્નેહપ્રાપ્તિ માટે સુગમતા હતી તેવી પોતાની નહોતી એટલે તેનો નિ:શ્વાસ હૃદયમાં હતો. હિન્દુ સંસારે હજુ સંવનનને સ્થાયી સ્થાન આપ્યું નહોતું ત્યાં લગી જૂના સંસ્કારો એ વિધવાને વળગી પણ રહ્યા હશે. છતાં ભાઈ અને સહિયરનું સુખ જોઈ તે રાચ્યા વિના નહોતી રહી. ગાજતી, દોરદાર અગ્રેસર વિલસુ આથી લજ્જાળુ, કંપતી, મલકતી થઈ.

રા. નાનાલાલે નિર્માણ કરેલાં પાત્રો કેવાં વસ્ત્ર પહેરતાં હશે ? એમનાં કોઈ પણ કાવ્યમાં વસ્ત્રોનું સ્પષ્ટ વર્ણન નથી. ઇન્દુકુમારના પ્રત્યેક પાત્રે કેવાં વસ્ત્રાદિ પહેરવાં જોઈએ તેમની એકવાર એમણે યાદી કરી હતી, પણ તે છપાવી નથી એટલે અત્યારે આપણા પ્રશ્નના ખુલાસા માટે ઉપયોગી થાય એમ નથી. છતાં 'નરી સરળતા' પર એમનો પક્ષપાત છે; 'વસ્ત્રોની દીપ્તિ' એમને 'ઉછીનાં પ્રકાશ' જેવી લાગે છે. એમના મતે પુણ્યશાળી રસિક દેહ પ્રકાશ અને પરાગનો ભરેલો હોય છે. 'વસન્તોત્સવ'માં આ મત સ્થળે સ્થળે આલેખાયેલો છે. દેહનાં પ્રકાશ અને પરાગ દેહનાં વસ્ત્રોમાં પણ ઊતરે છે.

વિલસુનાં વસ્ત્રો કવિએ ક્યાંય વર્ણવ્યાં નથી. સુભગાએ સાળુ અને ચોળી (સાળુ કાઠિયાવાડી પદ્ધતિનો દોઢીઓ લાગે છે) પહેર્યાં હતાં. કસુમ્બી અને

તારાએ ઓઢણી ઓઢી હતી એવું લાગતું નથી. પુરુષોનાં વસ્ત્રો વિશે સહેજ પણ સૂચન નથી. આવા સાદા પોષાક પહેરનાર સહિયરોના હાથમાં મણિકંકણ જરા અજાયબ કરે છે. પણ પ્રકાશની પહેરનારી મોહિનીએ કવિનું મન હરી લીધું હશે. ઇતર અલંકારો રત્નો કે સુવર્ણ કરતાં ફૂલનાં છે. સુભગાના કંઠમાંથી 'પ્રફુલ્લ મોગરાનું ફૂલ' છાતી ઉપર નમતું હતું. બીજી સહિયરોના વક્ષઃસ્થલ ઉપર પણ કુસુમોનો 'અભિષેક' હતો. (પૃ. ૧૯, ૫) બાલિકાઓની વેણીમાં ફૂલ ગૂંથાતાં હતાં. રમણલાલે સુભગાને મંજરીઓની માળા પહેરાવી હતી. રાત્રે ચંદ્રપૂજન વખતે સ્નેહીઓ અન્યોન્યનાં પૂજન કરે છે ત્યારે વિલસુ સૌભાગ્યચંદ્રને મોગરાનો હાર પહેરાવે છે; તે વિલસુને 'ભાગ્યદેશે' ગુલાબનો મુગટ માંડે છે. પ્રિયતમ પ્રિયતમાને મુગટ—કિરિટ પહેરાવે એ રમ્ય વિધિ રા. નાનાલાલે અનેકવાર રસથી વર્ણવ્યો છે, અને એ અલંકાર દ્વારા ઊંચા ભાવો વ્યંજિત કર્યા છે.

સુભગાનો દેહ કાંચનવર્ણનો છે. કંઠને કોકિલકંઠ અને કમલકંઠ કહ્યો છે. સૂરને અનુલક્ષી કોકિલકંઠ, લોહીની લાલાશને અનુલક્ષી કમલકંઠ. તેનું વદન સંપૂર્ણ ચંદ્રબિમ્બ જેવું ગોળ હતું. સહિયરોના હાથ 'ચંદ્રકિરણોની વેલો' જેવા હતા, હથેલીઓ સ્ફટિકદલ જેવી હતી. આ હૃદયમાં દેહના એક અંગનું વિશેષ વર્ણન છે. ગુજરાતી કવિતામાં એ અંગનું આવું રસિક, મનોહર અને સાત્ત્વિક વર્ણન આટલા વિસ્તારમાં પહેલવહેલું હતું. 'વસન્તોત્સવ'નો ગમે તે પ્રસંગ વાંચશો તો ત્યાં આંખનાં રમ્ય વર્ણન હશે જ. વિલસુના નયનમાં સૌભાગ્યચંદ્રે શું દીઠું ? એ વર્ણન આગળ ઉપર જોવા રાખીશું. શરીરની સર્વ કાન્તિ જેમ નયનમાં એકઠી થતી તેમ વનકાન્તિ પણ. આંતર અને બાહ્ય વિશ્વને ભેળા થવાનું સ્થાન નયન છે. શરીરમાં ઊઠતા ભાવોનું દર્શન ત્યાં જ થાય છે.

વિલસુના કહેવાથી રમણે સુભગાને ફૂલો અર્પ્યાં ત્યારે વસ્ત્રો અને અલંકાર દ્વારા બંનેના સ્નેહનો આવિર્ભાવ થયો તે પરથી એ બાહ્ય સાધનોની ટૂંકી નોંધ કરી. રા. નાનાલાલની કવિતાઓ રસ માણતી વેળા એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે. એ પોતાનું જ વિશ્વ રચે છે અને બને છે ત્યાં તેની વિગતો પણ વેરે છે. એમની કવિતાના આ સ્વરૂપ વિશે વિશેષ વિવેચન ઇતિવૃત્તના વર્ણનને અન્તે શોભશે.

રમણનાં ફૂલઅર્પણ સમયે એના હૃદયના અનિશ્ચિત ભાવ એની આંખના તેજમાં મોંની રતાશમાં જેમ મુદ્રાંકિત હતા તેમ અર્પાયેલાં ફૂલોમાં પણ હતા એવું કવિ કહે છે. આ સ્નેહદાન અને પ્રદર્શન સમયે પરાગભર્યો વાયુ વાય છે.

સ્વાભાવિક લાગતી વસ્તુસ્થિતિમાં ધ્વનિ વ્યંજિત થાય એવું કરવાની રા. નાનાલાલને ટેવ છે. અર્થરચનામાં ઘણીવાર કાર્યપ્રણાલિકા પ્રમાણે જ ધ્વનિ ઊઠતો હોય છે; કેટલીકવાર વિશેષણોથી અથવા વસ્તુસ્થિતિની આસપાસના

પ્રસંગોથી તે વ્યંજિત થાય છે; ત્યારે કેટલીકવાર ધ્વનિ યથાર્થ અને વિશદ રીતે સમજવાની મુશ્કેલીઓ એમણે ઉકેલવી નથી. 'વસન્તોત્સવ' કાવ્યમાં ધ્વનિ રહેલો છે. તેના સ્ફોટન વખતે આ પ્રશ્ન સહેજ વિસ્તારથી ચર્ચવો પડશે. રા. નાનાલાલની કવિતાની યોગ્ય કદર માટે આ ધ્વનિનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે.

પરાગ અને પ્રકાશની વ્યંજના સુપ્રસિદ્ધ છે. અર્વાચીન ગુજરાતી સાહિત્ય ઉપર નર્યા સંસ્કૃત કે ઇંગ્લિશ સાહિત્યના સંસ્કાર પડ્યા નથી—બલકે ઇંગ્લિશ સંસ્કારો સવિશેષ હશે—પણ બન્નેના ભેગા સંસ્કાર પડ્યા છે એટલે આ પ્રસિદ્ધિ બંનેમાં અથવા બેમાંથી એક સાહિત્યમાં હોવાની સમજવાનું છે. સાત્ત્વિક, પુનિત ભાવો પરાગ અને પ્રકાશથી વ્યંજાય છે. પરાગભર્યા વાયુ વાવાથી પ્રકૃતિએ આ સ્નેહપ્રસંગોનું વાતાવરણ પુનિત કર્યું. સુભગાના હૃદયમાં વસતા સ્નેહને સ્ત્રીસ્વભાવને સહજ એવો કંપ થયો હોય અને તે માટે પવનથી ઊડતો સાળુ આશ્વાસન આપતો ન હોય એવી ઉત્પ્રેક્ષા નિશ્ચયાત્મક કરાઈ છે.

મનુષ્યની સર્વ ક્રિયાના પ્રેરક તેના મનના વ્યાપારો હોય છે. આ વ્યાપારોના ત્રણ વિશાળ વિભાગ, બુદ્ધિ, લાગણી (હૃદય) અને સંકલ્પ(ઇચ્છા)શક્તિના વ્યાપારો એવી રીતે કરવામાં આવે છે. સ્નેહમાં લાગણીના વ્યાપારો મુખ્યત્વે હોય છે. લાગણીનું સ્થાન હૃદય હોવાનું એકવાર મનાતું. અર્વાચીન માનસશાસ્ત્ર અને ઇન્દ્રિયવ્યાપારશાસ્ત્રે એ મત ખોટો ઠરાવ્યો છે છતાં કવિઓ એને વળગી રહ્યા છે. મન અને બુદ્ધિનું તાદાત્મ્ય કલ્પી તેનું સ્થાન મગજ માન્યું છે; અને મન તથા હૃદય વચ્ચે ઘણીવાર વિરોધ વર્ણવ્યો છે.

રા. નાનાલાલ પણ હૃદયમાં લાગણીઓનું સ્થાન હોવાનું માને છે. એટલે જ સ્નેહ પણ હૃદયમાં વસે છે. સાળુ પવનથી ઊડવા લાગ્યો એટલે સુભગાના ઉર અને કંઠનું રમણને દર્શન થયું. કોકિલા જેવા મીઠા કંઠમાંથી ઉર પર લટકતું પ્રફુલ્લ મોગરાનું ફૂલ તે જુએ છે. મોગરાનો રંગ સફેદ છે; તે પવિત્રતાના દ્યોતક છે. વળી તે પ્રફુલ્લ—પૂરેપૂરો ખીલેલો છે. મોગરાની મનોહર સુગન્ધ સર્વત્ર પ્રસિદ્ધ છે. મોગરાના ફૂલ મારફત સુભગાનાં સ્નેહનું સ્વરૂપ રમણને દર્શાવ્યું છે. આવા સ્નેહના દર્શનથી એની લાગણીઓનું પૂર ઉભરાય છે. સુભગા સ્ત્રી છે, લાગણીઓને વશ છે છતાં તેમને અંકુશમાં રાખી શકે એવી છે. એ ફકત રમણનાં મુખનું પાન, તરસી હોય તેમ, આંખથી કરી રહી છે.

જેવો રમણ તેવી સુભગા છે. સૌભાગ્યચંદ્રની ગરીબાઈ કે વિલસુના વૈધવ્ય જેવું દુઃખ બંનેમાંથી એકેયે અનુભવ્યું નથી. બંને બહારથી સુખી છે. તેમ નિષ્પાપ—પુણ્યશીલ જીવનને લીધે પણ સુખી છે. પોતાના સ્નેહના જન્મ અને

તેથી થયેલા સુખનું વર્ણન કરતાં રમણ કહે છે; 'હવે તો પાપમાં પગલાં પડશે ત્યારે લાજશું અને ઝાંખાં પડશું.'

સ્નેહમાં વિલસુ જેટલી દીન છે તેટલી સુભગા નથી. એનામાં ઊલટો 'કોમળ' પ્રતાપ છે; રમણ તોફાની છે તો એને પણ કટાક્ષ વચન કહેવામાં, મૃદુ ઠપકો આપવામાં સુભગાને મઝા પડે છે. ખોળામાં ફૂલ લીધાં. પ્રીતમનો સ્નેહ અનુલક્ષ્યો છતાં વક્રવચન કહી લે છે, 'બહુ ઉપકાર થયો, રમણલાલ!' આ વચન ઇંગ્લિશ શિષ્ટાચારનું નથી એ, આવું બોલતી સુભગા રમણને કેવી લાગી તેના વર્ણનથી પ્રતીત થાય છે. 'કેસુઅધર ફરકતી બાપુડી વસન્ત કંઈ ગૂંજે, તેજની પૂતળી વાણી ભાખે, એમ રમણને લાગ્યું.' કેસુઅધર એટલે કેસુ જેવા લાલ હોઠ એટલું જ ઉદ્દિષ્ટ નથી. પણ કેસુનાં ફૂલને છેડે તીણી અણી હોય છે એવી અણીથી ભોંકે એવાં વચન બોલનાર હોઠ એવું પણ સાથે સાથે વ્યંજિત છે. ઉપમાનાં અનેક લક્ષણો હોય તેમાંથી અર્થને બેસતા એક પ્રસિદ્ધ લક્ષણ પરથી ધ્વનિ ઉઠાવાય. પ્રસિદ્ધ લક્ષણ સિવાયના લક્ષણ દ્વારા ધ્વનિ ઉદ્દિષ્ટ હોય તો કવિની કલાએ તે સ્પષ્ટ કરવું જોઈએ. આવી અસ્પષ્ટતાનો દોષ રા. નાનાલાલ અને રા. મૂળજી દુલભજી વેદની કવિતામાં ઘણે સ્થળે છે. એમની કલા જેમ જેમ વિકસતી જાય છે તેમ તેમ એ દોષ ઘટતો જાય છે.

રમણ અને સુભગા સામસામાં હતાં ત્યાંથી ખસ્યાં, સુભગા સહિયરોના સાથમાં જઈ ભળી અને બેનપણી વિલસુ સાથે નયનપલ્લવીથી પોતાના સ્નેહ-સૌભાગ્યની વાત કરવા લાગી. સૌ સખીઓ આંબાની કુંજમાં પ્રવેશી. રમણ પણ સાથે જ હતો. તેના હાથમાં મોરલી હતી. પણ તે વગાડતો નહોતો. અત્યારે તે સ્નેહી હતો, તેની સ્નેહિની તેની સાથે હતી. તેની સર્વે ઇન્દ્રિયો સ્નેહિની તરફ વળેલી હતી. સુભગાના માધુર્યના સૌંદર્યમાં તે એટલો લીન હતો કે બાહ્ય વિશ્વના તે સાંદર્યની તેને પરવા નહોતી.

આવા પ્રસંગોમાં ફરીને પ્રશ્ન પૂછવાની ટેવ છે. સંશય દ્વારા નિશ્ચયાત્મક વસ્તુસ્થિતિ દર્શાવવાની એ એક કલા છે અથવા નિશ્ચયાત્મક સાંગોપાંગ ખુલાસો ન કરવો હોય ત્યારે પ્રશ્નથી કુતૂહલ ઉદ્દીપ્ત કરી તેની પરિતૃપ્તિના વ્યાપારમાં પ્રેરવાની રસિક કલા છે. આવા પ્રશ્નો આ કાવ્યમાં સ્થળે સ્થળે છે.

સૌ આંબાની કુંજમાં ગયાં. વસન્ત લીધે આંબા મહોરેલા હતા. આ કુંજમાં નાનું સરોવર હતું. આંબાનાં ઝાડ અને સરોવરિયાના તટ વચ્ચે વન-છોડના ક્યારા હતા. તીરે ધરો ઊગેલી હતી. સખીઓ તીરે પહોંચી. એક આંબાની છાંયે ઊભી રહી. રમણ તેમની રમણા નીરખતો હતો, તેવામાં આંબાવાડિયામાં કોયલ બોલી, તે દેખાતી નહોતી છતાં તેનો મીઠો સૂર સંભળાતો હતો. તોફાની રમણે કોયલને પ્રત્યુત્તર આપ્યો : કુઉઅ. વૃક્ષઘટામાં પડઘાની પરમ્પરા ગાજી

રહી. રમણનો સ્વર સાંભળી સુભગાએ પાછું ફરી જોયું અને ફરી એવામાં કોયલ પાછી બોલી. તોફાનથી પ્રમત્ત થયેલા રમણને પ્રત્યુત્તર પાછો આપવા આનંદ થયો. કોયલ બોલતી હોય ત્યારે તેનો ચાળો પાડવાથી પડતી મઝા જેમણે અનુભવી છે તે જ એ મઝા જાણે છે. વધારામાં એના પોતાના સૂરથી આકર્ષાઈ સુભગા પાછું ફરી તેના સામું જુએ અને મીઠું ઝીણું મલકે એ પણ રમણ જેવા સ્નેહીને સૌભાગ્યનો લહાવો હતો. રમણનો ધાર્યો પાસો પડ્યો. સુભગાએ રમણ સામું જોયું અને પાછું સ્મિત મલકાવ્યું. કોયલ પણ રમણથી હટે એવી નહોતી, તેણે પાછું કૂજવા માંડ્યું. રમણે પ્રતિનાદ કરવા માંડ્યા. પણ સુભગાએ ફરી રમણ તરફ જોયું નહીં. પ્રિયતમના સ્વરથી લાગણી અનુભવી. સંયમ રાખી પાછી ફરી નહીં પણ લાગણીનું બળ સાળુની કોર સંકોરવાની બાહ્ય ક્રિયા વડે સંયત કર્યું. સુભગાના સ્મિતનું પાન કરવામાં નિરાશ થયેલા રમણે તેને આન્દોલિત કરવા ફરી મોટેથી અવાજ કર્યો પણ સુભગા જડ પૂતળી જેવી મક્કમ રહી.

કોયલ અને રમણના સૂરોથી આંબાવાડિયું આખું અવાજભર્યું થયું. પવન પણ વાવા લાગ્યો એટલે સૂરો વધારે દૂર વહેવા લાગ્યા. સરોવરિયામાં પણ ઝીણી ઊર્મિઓ ઊછળવા લાગી. કોયલ અને રમણનું તોફાન વિલસુને રુચ્યું નહીં. એનો મિજાજ ગયો. રમણ ભણી ફરી હસતાં રમણને ઠપકો આપ્યો. રમણે હાસ્ય સંકેલી ન લેતાં કુઉઅના ઉત્તરથી બહેનને વધારે ચીડવી. વિલસુ ગાજી ઊઠી: 'સુભગા ! તું કંઈ નહીં જ કહે ? મલક્યાં જ કરીશ ?' સહિયરની કોપાવિષ્ટ વિનંતિને લીધે તે રમણ તરફ ગઈ. તેનામાં પ્રતાપ હતો પણ તે કોમળ હતો. મોં ઉપર પ્રેમની લજ્જા હતી. વિદગ્ધ હતી, પોપચાં નચાવતી સુભગાએ પોતાના કાન્તને પ્રશ્નો દ્વારા સ્નેહની મીઠાશ અને આર્જવથી ઠપકો આપ્યો. એક સુંદરીને—સંવનિતા કાન્તાને છાજે એવી નાગરિકતા, મૃદુતા, દયાશીલતા, સ્નેહશીલતા, આછા ગંભીર ભાવથી કાન્તના દોષમાંથી તેની સાત્ત્વિકતા ઉસ્કેરવા તેણ બે નાના પ્રશ્નો પૂછ્યા.

સ્નેહના વિહારની પીપાસા તૃપ્ત થતાં પાછી અતૃપ્તિ જ રહે છે. એ અતૃપ્તિ તૃપ્ત કરી પાછા અતૃપ્ત થઈ તૃપ્ત માટે ઉત્કંઠિત થવાનો આનંદ અનેરો છે. સુભગાનું મલકવું જોઈ રમણ ધરાયો નહોતો. બે વાર એના પ્રયત્નમાં તે ફાવ્યો પછી સુભગાએ એને નિરાશ કર્યો, પણ એ નિરાશા પાછી આશામાં પલટાવાથી, તેમ પ્રિયતમાનો મૃદુ નર્મ ઠપકો સાંભળવાથી રમણનું તોફાન 'ફૂમળું પડ્યું.' તોફાન માટે શરમાયો. સ્નેહમાં લજ્જા અને નિયમ જેવાં રહેલાં છે તેવાં ક્યાંયે નથી.

# વિદ્યાપતિ

જનક અને સીતાની ભૂમિ મિથિલા ભારતમાં અવિજ્ઞાત નથી. કાળના સ્રોતમાં જનક અને તેના વંશજો વિલય પામ્યા પછી મિથિલા પર અનેક સંસ્કાર વીત્યા. ભારતવર્ષમાં નાનાવિધની ધાર્મિક અને રાજકીય પરિક્રાંતિ થઈ. ગુપ્ત રાજાઓના સમય પછી સંસ્કૃત સાહિત્ય વિકસવા લાગ્યું: વૈષ્ણવ, શૈવ ને શાક્ત સંપ્રદાયો બૌદ્ધ અને વૈદિક ધર્મને સ્થળે પ્રસરવા માંડયા. બૌદ્ધ ધર્મ વૈષ્ણવ ધર્મમાં રૂપાન્તર પામ્યો, ભક્તિવાદનો ઉદ્‌ભવ થયો. ભક્તિની ઉત્કૃષ્ટ કોટિ રાધાકૃષ્ણના શૃંગાર દ્વારા જનસમાજ સમક્ષ અર્પાઈ. લલિત, મનહર ને રસપૂર્ણ વિચાર અને ભાષામાં જયદેવે ઈ. સ. ના. ૧૨ મા સૈકામાં અમર 'ગીત ગોવિંદ' લખ્યું. વૈષ્ણવોમાં આ ગ્રંથની પ્રબળ અસર થઈ.

આજથી ૫૦૦ વર્ષ પર મિથિલામાં મહારાજા શિવસિંહના વખતમાં વિદ્વાનોને સારો આશરો મળવા લાગ્યો. મહારાજા શિવસિંહના રાજપંડિત તે વિદ્યાપતિ. 'પુરુષ પરીક્ષા', 'દુર્ગાભક્તિતરંગિણી' વગેરે સંસ્કૃત ગ્રંથો એની કૃતિ છે. પ્રાકૃત વર્ગને ઉન્નત સ્થિતિએ પહોંચાડવા જે ભાષા તેઓ બોલતા હોય તે ભાષામાં ઉપદેશ આપવાનો રિવાજ બુદ્ધદેવે પહેલો કઢાયો, વૈષ્ણવ સંપ્રદાયનું સ્વરૂપ અશિક્ષિત પણ સમજી શકે માટે મૈથિલી ભાષામાં વિદ્યાપતિએ ઘણાં પદો લખ્યાં. તે વખતે મૈથિલી અને બંગાળી ભાષા લગભગ સરખી જ હતી. તેથી તેમ જ બંગાળી સાહિત્ય પર વિદ્યાપતિની છાયા પડવાથી બંગાળીઓ એને પોતાનો આદ્ય કવિ ગણે છે. પદ્મનાભ અને નરહરની ગુજરાતી તથા આજની ગુજરાતી વચ્ચે જેવો ફરક છે તેથી પણ વધારે વિદ્યાપતિની મૈથિલી ને આજની બંગાળીમાં છે. મીરાંબાઈ, કબીર, તુલસીદાસ, સુરદાસ વગેરેનાં હિંદી કવનો આપણે ત્યાં ઘસાઈ ગુજરાતી જેવાં થયાં છે તેમ વિદ્યાપતિનાં કેટલાંક મૈથિલ પદો ઘસાઈ બંગાળી બન્યાં છે. મીરાં, નરસિંહ, કબીર વગેરેને નામે નમાલાં પદો ગુજરાતમાં સેંકડો મળી આવે છે તેમ વિદ્યાપતિનાં ક્ષેપક પદની અછત નથી. જેમ નરસિંહ મહેતાએ પ્રેમલક્ષણા ભક્તિ ઉપરાંત જ્ઞાનનાં પદો લખ્યાં છે તેમ વિદ્યાપતિએ શિવશક્તિનો મહિમા પણ ગાયો છે. વિદ્યાપતિનાં કવનનું પૂર ૬૦૦ પદ જેટલું થાય છે. દરભંગાના મહારાજા તરફથી એ પદોનો સંગ્રહ અલ્પ

સમયમાં પ્રસિદ્ધ થનાર છે. એમ કહેવાય છે કે તિર્હૂતમાં જન્મ, જનોઈ, લગ્ન વગેરે ટાંકણે જે ગીતો ગવાય છે તે પણ વિદ્યાપતિનાં છે. વિદ્યાપતિનાં કવનમાંથી થોડા ઉતારા નીચે આપીએ છીએ.

સાંઝેહિ નિઅ મુખપ્રેમ પિયાઈ,
કમલિનિ ભમરા રખલ છિપાઈ.

સેજ ભેલ પરિમલ ફૂલ ભેલ બાસે,
કતય ભમરા મોર પરલ ઉપાસે.

ભમી ભમી ભમરી વાલભુ નિજ ખોજે,
મધુ પિવિ મધુકર સુતલ સરોજે.

નૈ ફૂલ કહેસ નૈ ઉગૈત સૂરે,
સિનેહો નૈ જાય જીવ સો મોરે.

કેઓ નૈ કહે સખી વાલભુ બાતે,
રૈન સમાગમ ભૈ ગેલ પ્રાતે.

ભનહિ વિદ્યાપતિ સુનિએ ભમરી,
વાલભુ અછિ તોર અપનહિ નગરી.

ભાવાર્થ : સાંજનાં અધરરસ પાઈ કમળે ભમરાને છુપાવી રાખ્યો. ફૂલના નિવાસમાં પરિમલની પથારી પર ભમરો સૂતો, બધે ભટકી ભટકી ભમરી વલ્લભને ખોળે છે ને પૂછે છે કે મારો ભમરો ક્યાં ભૂખ્યો ફરે છે? ફૂલ કંઈ ઉત્તર આપતું નથી. સૂર્ય ઊગતો નથી કે મારી મૂંઝવણ મટે; વિરહથી જીવ પણ નથી નીકળી પડતો. હે સખી, વાલમની ખબર કોઈ નથી આપતું. રાતે મળવાનાં હતાં પણ આ તો પોહ ફાટયો. વિદ્યાપતિ કહે છે કે હે ભમરી તારો વાલમ તો પોતાની જ નગરીમાં છે.

હરિ ધરૂ હાર ચોડકિ પરૂ રાધા,
આધ માધવ કર ગિમ રહુ આધા.

કપટ કોપે ધનિ દિઠ ધરૂ ફેરી,
હરિ હસિ રહલ વદન વિધુ હેરી.

મધુરિમ હાસ ગુપન નહિ ભેલા,
તખને સુમુખિ મુખચુંબન દેલા.

કરે ધરૂ કૂચ આકુલિ ભેલિ નારી,
નિરખિ અધર મધુ પિવએ મુરારી.

ચિકુરે ચમરે ઝરૂ કુસુમક ધારા,
પિવિ કહુ તમ જનુ વમ નવ તારા.
વિદ્યાપતિ કહ સુનર વાની,
હરિ હસિ મિલલિ રાધિકા રાની.

ભાવાર્થ : પાછળથી છાનાંમાનાં આવી હરિએ રાધાનો હાર પકડ્યો એટલે રાધા ચમકી. અર્ધો હાર હરિના હાથમાં રહ્યો અને અર્ધો રાધાના ગળામાં રહ્યો. હરિ સામાં રાધાએ આંખ કોપથી ચડાવી, તેનું ચંદ્રમુખ જોઈ હરિ હસ્યા. એટલે રાધાનું હાસ્ય પણ છૂપું નહિ રહ્યું. પછી બંનેએ શૃંગારચેષ્ટા કરી; તેથી રાધાના કેશમાંથી ફૂલ ખર્યાં તે જાણે કે તમસ્ કંઈ પી આવી નવા તારા નહિ વમતું હોય! હસીને રાધા હરીને મળી — આ એક પ્રકારનું ચિત્રકાવ્ય છે.

ખીલેલી ચાંદનીમાં રાધાકૃષ્ણના વિહાર જણાઈ જાય માટે અંધારી મેઘલી રાતે રાધા અભિસારને ઠેકાણે જતી. એક પૂનમે દૂતી આવી રાધાને વિનવે છે કે:

આજ પુનિમા તિથિ જાનિ મોયે એલિહુ
ઉચિત તોહર અભિસાર,
દેહ જોતિ સસિ કિરન સમાઈતિ
કે વિભિનાવય પાર.
સુંદરિ અપનહુ હૃદય વિચારી,
આંખિ પસારિ જગત હમ દેખલ
કે જગ તુઅ સનિ નારી.
તોહે જનુ તિમિર હીત કય માનહ
આનન તોર તિમિરારી,
સહજ વિરોધ દૂર પરિહર ધનિ
લય ઉઠી જતય મુરારિ.
દૂતી વચન હીત કય માનલ
ચાલક ભેલ પચવાન,
હરિ અભિસાર ચલલિ વર કામિની
વિદ્યાપતિ કવિ ભાન.

'આજ પૂનમ જાણી હું આવી છું'. આજનો દિવસ તારા અભિસારને યોગ્ય છે. તારા દેહની જ્યોતિ જ્યોત્સ્નામાં સમાઈ જશે ત્યારે ભેદ કોણ પારખી શકશે? હે સુન્દરી! મેં વિચાર કર્યો છે, જગતમાં બધે નજર ફેરવી જોઈ છે

કે તારા સમાન બીજી કઈ નારી છે? અંધકાર તને હિતાવહ નથી કારણ તારું મોં એનું દુશ્મન છે. કુદરતનો તેજ તિમિરનો વિરોધ બાજુ પર રાખી ઊઠ ને મુરારિ પાસે ચાલ. દૂતી વચન સાંભળી રાધા હરિ પાસે ગઈ.' આના જેવી યુક્તિ ક્યાં લડાવાઈ છે? દયારામનાં પદોમાં આવાં દૃષ્ટાંત મળી આવશે. આવાં પદોમાં અનુપમ સૌરસ્ય રહેલું છે.

કૃષ્ણભક્તિ ગાનારનાં પદો શૃંગારી – વિષયાત્મક ગુજરાતમાં જ લેખાયાં નથી, બંગાળમાં પણ એ જ દોષ તેમના પર આરોપાયો છે. વિદ્યાપતિનાં પદો પણ એ આરોપથી મુક્ત રહ્યાં નથી. નીચે આપેલું પદ રાધાનું વિશુદ્ધ, ઉન્નત, નિઃસ્વાર્થ હૃદય બતાવે છે:

સુનુ રસિઆ,
આવ નૈ બજાઉ વિપિન વસિઆ.
બાર બાર ચરણારવિન્દ ગહિ
સદા રહબ વનિ દસિઆ,
કિ છલહું કિ હોયબ સે કે જાને
બૃથા હોયત કુલ હસિઆ.
અનુભવ ઐસન મદન ભુજંગમ
હૃદય હમર ગેલ ડસિઆ,
નન્દનન્દન તુય શરન ન ત્યાગવ
વનુ જનુ અહોં દુરજસિઆ.
વિદ્યાપતિ કહ સુનુ વનિતામનિ
તોરે મુખે જીતલ શશિઆ,
ધન્ય ધન્ય તોર ભાગ ગોઆ બિનિ
હરિ ભજું હૃદય હુતસિઆ.

'રસિઆ, વનમાં તારી વેણુ બજાવવી બંધ કર ને સાંભળ; તારા ચરણારવિન્દમાં હંમેશ દાસી થઈ હું રહીશ. હું શું હતી કે શું થઈશ તે કોણ જાણ છે? કુલની હાંસીની પરવા નથી. મદન ભુજંગ ડંખ્યો છે એવો અનુભવ થાય છે. હે નન્દનન્દન, તારું શરણ કદી નહિ ત્યાગું. તને કશું કલંક નહિ લાગો. વિદ્યાપતિ કહે છે કે હે ચંદ્રમુખી! તને ધન્ય છે! હૈયાના હુલાસે હરિને ભજ.'

આત્મા પરમાત્માનો સંબંધ દંપતી — પ્રણયીપ્રણયિનીના સંબંધ દ્વારા આવિર્ભૂત કરવાની પ્રથા એશિયામાં સર્વ સ્થળે છે. વૈષ્ણવોએ જગતમાં ફક્ત શ્રીકૃષ્ણ જ પુરુષ છે ને બાકી બધાં ગોપીઓ છે એમ માન્યું. પ્રણયિનીનો –

આત્માનો પ્રેમ પ્રણયી – પરમાત્મા તરફ કેવો હોય અને તે પ્રેમ વિરહ – વિયોગને પ્રસંગે કેવો તીવ્ર દ્રાવક બને છે તેનું દર્શન રાધાકૃષ્ણના સંબંધમાં એવા પ્રસંગો વર્ણવી દર્શાવવામાં આવ્યું છે. રાધાનો વિરહ, વિનીત નિઃસ્વાર્થ સેવકભાવ વગેરે આત્માની એવી સ્થિતિઓ સૂચવે છે. સંસારમાં જન્મનાર આત્મા પરમાત્માથી વિખૂટો પડે છે – વિરહ સાલે છે ત્યારે સાધુઆત્મા વ્યથિત થાય છે. વ્યથાની વેદના અસહ્ય હોય છે પરંતુ શ્રદ્ધા સ્થિર રહે છે. આત્માપરમાત્માનો વિરહ સ્ફુટ કરવા રાધાકૃષ્ણનો વિયોગ ચીતરાયો છે. વિરહી રાધાનું આર્તજીવન મૂર્ત કરવા ભારતના કવિઓ, શિલ્પીઓ અને ચિતારાઓએ ભાવભરી સ્પર્ધા કરી છે. રાધાની વિરહી દશાનું એક ચિત્ર વિદ્યાપતિ નીચે મુજબ આલેખે છે:

અનુખન માધવ માધવ સુમિરૈત
સુન્દરિ ભેલિ મધાઈ,
ઓ નિજ ભાવ સોભાવહિ વિસરલ
અપન ગુન લુવધાઈ.
માધવ અપરૂવ તોહર સિનેહ,
અપને વિરહે અપન તનુ જર જર
જિવઈ તે ભેલ સંદેહ.
ભોરહિ સહચરી કાતર દિઠી હેરિ
છલ છલ લોચન પાની,
અનુખન રાધા રાધા રટતિહિ
આધા આધા કહુ વાની.
રાધા સૌઁ જવ ગુનતહિ માધવ
માધવ સૌઁ જવ રાધા,
દારુન પ્રેમ તવહુ નહિ ટૂટત
વાઢત બિરહક વાધા.
દુહુ દિશ દારુ દહને જૈસે દગધઈ
આકુલ કીટ પરાન,
ઐસન વલ્લભ હેરિ સુધામુખિ
કવિ વિદ્યાપતિ ભાન.

અનુક્ષણ 'માધવ', 'માધવ' કરતાં સુંદરી 'મધાઈ' (માધવનું કોમળ વહાલપડું સંક્ષિપ્ત સ્વરૂપ) થઈ ગઈ. પોતાના ગુણમાં એટલી લુબ્ધ થઈ ગઈ કે પોતાનાં ભાવ સ્વભાવ વીસરી ગઈ. માધવ! તારો સ્નેહ અલૌકિક છે. માધવના

રૂપમાં રાધાથી (પોતાથી) વિરહ કલ્પવાથી તેની કાયા લથડી પડી છે; તે જીવશે કે નહિ તે સંદિગ્ધ છે. પોતાનું રાધાપણું તદ્દન વિસારી સહચરી તરફ દયાભરી નજર નાંખે છે, આંખ આંસુથી ઉભરાઈ જાય છે, ને થડકાતા – ધ્રૂજતા સ્વરે 'રાધા' 'રાધા' બોલી તેનું રટન કરે છે. જ્યારે પોતાને રાધા ધારે છે ત્યારે 'માધવ'ને રટે છે, માધવ ધારે છે ત્યારે 'રાધા'ને આમ છતાં દારૂણ પ્રેમ છૂટતો નથી ને વિરહવેદના વધતી જાય છે. બે તરફથી સળગતા લાકડાના કીડા જેવા આકુળવ્યાકુળ થાય છે તેથી વિદ્યાપતિ કહે છે કે હે વલ્લભ (માધવ) હું રાધાને જોઉં છું.'

પ્રેમભક્તિની આ પરાકોટિ છે. અહંભાવ વિલુપ્ત થાય છે, દ્વૈધીભાવ અદ્વૈતમાં વિરમે છે ને 'તત્ત્વમસિ'ની દશા પ્રાપ્ત થાય છે. વિષયનાં – જગતનાં પડળ ખરી પડે છે અને ધર્મનું ભવ્ય સનાતન તત્ત્વ ગોચર થાય છે. વિરહ, વિયોગનાં અવસાનકાળે સંયોગ કલ્પાય છે ત્યારે રાધા આવા ઉદ્ગાર કાઢે છે:

હાથક દરપન માથક ફૂલ,
નયનક અંજન મુખક તામ્બુલ.
હૃદયક મૃદમદ ગીમક હાર,
દેહક સરવસ ગેહક સાર:
પાખિક પાખ મીનક પાનિ,
જીવક જીવન હમ તુહુ જાનિ.
તુહુ કૈસે માધવ કહ તુહુ મોય,
વિદ્યાપતિ કહ દુહુ દોઉ હોય.

'હે માધવ, તું હાથનું દર્પણ, માથાનું ફૂલ, નયનનું અંજન, મુખનું તામ્બુલ, છાતી પર ચોપડેલી કસ્તૂરી, ગળાનો હાર, દેહનું સર્વસ્વ, ઘરનો સાર છે તે હું જાણું છું' આવી રીતે રાધા માધવને કેવી સન્માને છે તે બતાવે છે. માધવના ગુણની કિંમત કરતાં રાધા અનુભવે છે કે તે 'પંખીની પાંખ, માછલાંનું પાણી, જીવોનું જીવન' છે. તે રાધાનો વલ્લભ છે એટલું જ નહિ પરંતુ બ્રહ્માંડનો પણ સ્વામી છે. આટલા અનુભવે પણ તૃપ્તિ નથી થતી, પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ નથી ઓળખી શકાતું તેથી રાધા પૂછે છે કે હે માધવ તું કોણ છે તે મને કહે. વિદ્યાપતિ કહે છે કે બંને એક જ છે. આમ કવિએ આઠ લીટીમાં પ્રેમ અને તત્ત્વચિંતનનાં અગાધ તત્ત્વો સમાવી દીધાં છે. પ્રેમ–ભક્તિનો ગમે તેટલો, ગમે તેટલા વખત સુધી અનુભવ – ઉપભોગ કર્યો હોય છતાં તૃપ્તિ થતી નથી. તૃષ્ણા મટતી નથી. તૃપ્ત થતાં તૃષ્ણા ઓર વધતી

જાય છે. આ સ્થિતિ પણ વિદ્યાપતિનાં પદોમાંથી મળી આવે છે. એક સખીએ રાધાને તેના વિહાર અને વિરહ સંબંધી પૂછ્યું ત્યારે તેને રાધા કહે છે :

સખિ હે કિ પુછસિ અનુભવ મોય,
સોઈ પિરીતિ અનુરાગ વખાનઈત
તિલ તિલ નૂતન હોય.

જનમ અવધિ હમ રુપ નિહારલ
નયન ન તિરપિત ભેલ,
સોઈ મધુર બોલ શ્રવનહિ સૂનલ
શ્રુતિ પથે પરશ ન ગેલ.

કત મધુ જામિનિ રભસે ગમાઓલ
ન બૂઝલ કૈસન કેલ,
લાખ લાખ જુગ હિય હિય રાખલ
તેઓ હિય જુડન ન ગેલ.

કત વિદગધ જન રસ અનુગમન
અનુભવ કાહુ ન પેખ,
વિદ્યાપતિ કહ પ્રાન જુડાઈત
લાખે ન મિલલ એક.

'હે સખિ! શું તું મારો અનુભવ પૂછે છે? તે પ્રેમ, અનુરાગ વર્ણવતાં ક્ષણે ક્ષણે તે નવાં થાય છે. જનમ અવધિ તેનું રૂપ નિહાળ્યું પણ આંખ તૃપ્ત ન થઈ; તેનો મધુર બોલ કેટલી બધી વાર સાંભળ્યો હતો પણ હજુ કાને તે અથડાયો જ નથી. કેટલી બધી વસંતની રાત એની સાથે ગાળી હતી છતાં કેલિ શું તે હું જાણુતી નથી. લાખો જુગ પર્યંત હૈયે હૈયું મેળવ્યું હતું પણ હજુ હૈયામાં ટાઢક નથી. ઘણાં વિદગ્ધો રસમાં બૂડે છે પણ આવો અનુભવ ક્યાંય પણ નથી. વિદ્યાપતિ કહે છે કે લાખમાં આવો અનુભવી એક પણ મળવો મુશ્કેલ છે.'

મિ. એન. ગુપ્ત, જેમના લેખ પરથી આ હકીકત આપવામાં આવી છે તેઓ વિદ્યાપતિનાં પદો અંગ્રેજી ચતુર્દશપદી સાથે સરખાવે છે. ચતુર્દશપદીનું સ્વરૂપ આ પદોમાં નથી પરંતુ તેનો આત્મા છે. દરેક પદમાં એક જ ભાવ વહે છે.

The poems are almost invariably short, but they are chiselled and rounded off with supreme skill that belongs to the born artist. There is an exq

of beauty always present and the imagery is profoundly original & appropriate. The music of the language and the harmony of the verse are wonderfully fascinating, every word being well chosen. There is no attempt at effect, or to put in a single word more than necessary. The lyrical cry sounds true & clear and the roll & swing of the verse fall on the ear like the murmur of a brook. Equally remarkable are the dignity of the diction and the grace of expression. + —આ શબ્દોમાં વિદ્યાપતિના કલાવિધાનની પ્રશંસા મિ. ગુપ્ત કરે છે.

પ્રારંભમાં કહ્યું છે કે વિદ્યાપતિએ શૈવી પદો પણ ગાયાં છે તેનો એક ઉતારો આપી લેખ પૂરો કરીશું. ભાષા શૈલી, અને કળાવિધાન જેવાં ઉત્તમ પ્રકારે વૈષ્ણવ પદોમાં છે તેવાં શૈવી પદોમાં નથી. નરસિંહ મહેતાની શૃંગાર–કવિતા કરતાં જ્ઞાનકવિતા આ જ રીતે ઊતરતી છે.

કતહુ સમસધર કતહુ પયોધર
ભલ વર મિલલ સુસોભે,
અધંગ ધઈલિ નારિ ન ગુનલિ નિઅ ગારિ
ગરૂઅ ગૌરિ ગુન લોભે.
આલો શિવ શમ્ભૂ તુમી શિવ શમ્ભૂ
તુમિ જે વધિલો પચવાને,
ગાંગ લાગિ ગિરિભક મનૌલિહે
કેકે દેવિ બોલહ મન્દા,
ચરન નમિત ફનિ મનિમય ભૂષન
ઘર ખિખિઆએલ ચન્દા.
ભનઈ વિદ્યાપતિ સુનહ તિલોચન
પઅ પડુજ મોરિ સેવા,
ચન્દલ દેઈ પતિ વૈદ્યનાથ ગતિ
નીલકણ્ઠ હર દેવા.

+ધી હિંદુસ્તાન રિવ્યૂ, નવે-ડિસે. ૧૯૦૪

પાર્વતી શંકરને વરવા તૈયાર થઈ તે મેનકાને નહિ રુચ્યું. પંચબાણ કામદેવને મારનારને પાર્વતી પરણે એ અઘટતું લાગ્યું. ક્યાં શંકર ને ક્યાં પાર્વતી! એના તે એવા શા ગુણથી મોહી પડી કે સગાંવહાલાંની વાતની અવગણના કરી એને વરવા હે ગૌરી તું તૈયાર થઈ છે? (જમાઈ તરફ ફરી તેને કહે છે) અરે શિવશમ્ભુ, પંચબાણને મારનાર તમે જ કે? પંચબાણને મારીને પરણવા તૈયાર થનાર શમ્ભુની મેનકા મશ્કરી કરે છે. શમ્ભુ કહે છે કે પાર્વતીને માટે તો કેટલી મુસીબતો વેઠી છે. ગંગાને સમજાવવી પડી છે. ગળાનાં મણિમય નાગો, માથાના ચંદ્ર વગેરેને ઠેકાણે લાવવા પડ્યા. વિદ્યાપતિ કહે છે કે હે ત્રિલોચન, વૈદ્યનાથ, નીલકણ્ઠ, હર, ચન્દલ દેવીના પતિ તારા ચરણકમલમાં આ દાસની સેવા સ્વીકારજે.

મિથિલા – બંગાળના આદ્યકવિ વિદ્યાપતિની સહેજ ઝાંખી અત્રે કરાવાઈ છે.

# અભિજ્ઞાન શાકુન્તલની સમાલોચના

દુર્વાસાનો શાપ શકુન્તલાની કથાની પ્રધાન ઘટના છે. આ ઘટનાને લીધે શકુન્તલાની કથા નાટકરૂપ પામી છે. નહીં તો વાર્તા માત્ર જ થાત. કહેવાની જરૂર નથી કે જે કથા હોય છે તે તે બધી નાટક થઈ જતી નથી. અરબી રજની (અરેબિયન નાઈટ્સ) નામના ગ્રન્થમાં સહસ્રાધિક વાર્તાઓ છે; છતાં અરબી રજની નાટક નથી. જે કથાનો પ્રધાન ઉદ્દેશ મનુષ્યચરિત્રનું આભ્યન્તરિક મૂલ પ્રદર્શન કરવાનું છે તેને જ નાટકની કથા કહેવાય. મનુષ્યચરિત્ર બે પ્રકારનું છે. જે બાહ્ય જગત દ્વારા અનુશાસિત છે તે એક પ્રકારનું ચરિત્ર; અને જે બાહ્ય જગતનું શાસન કરે, તે બીજા પ્રકારનું ચરિત્ર. બે દરિદ્ર માણસોને ભાગ્યવશાત્ ઘણું ધન પ્રાપ્ત થયું; ધન મળવાથી એક જન ગર્વિત થઈ જાય છે, અને બીજો પહેલાં હતો તેવો વિનય-નમ્ર રહે છે. જોઈ શકાય છે જે બહિર્જગતની ઘટના એકને વિચલિત કરી શકે છે, અને બીજાને નથી કરી શકતી; એક જણનું મન, શક્તિ અને દઢતાસંપન્ન, અને બીજાનું મન તેવું નહીં. બાહ્ય જગત એક જણના મનને રંજિત કરે છે, અને એક જણનું મન બાહ્ય જગતને રંજિત કરે છે. સિરાજ ઉદ્ દૌલા અને પ્રથમ નેપોલિયન બન્ને એ આસ્ફાલનપ્રિય હતા. કિન્તુ સિરાજનું આસ્ફાલન ફકીરીમાં પરિણત થયું અને પ્રથમ નેપોલિયને સમવેત યુરોપથી એલ્બા દ્વીપમાં તાડિત હતો ત્યાંથી પાછો સમવેત યુરોપનો પરાજય કરવા એલ્બાદ્વીપનો પરિત્યાગ કરી સમરાનલ પ્રજ્વલિત કર્યો. અંતઃચક્ષુથી જુઓ, કુરુક્ષેત્રનું મહાયુદ્ધ ચાલે છે. આજે શસ્ત્રગુરુ દ્રોણાચાર્ય કૌરવસેનાના અધિનાયક છે. પાંડવોનું એથી શ્રેય નથી. સમજો કે આજના યુદ્ધમાં જ પાંડવપક્ષને વિનાશ પ્રાપ્ત થશે. અશ્વત્થામા હત થયો છે એવો જનરવ ઊઠ્યો. દ્રોણાચાર્યનું હૃદય વ્યથિત થઈ ગયું. તેના મનમાં થઈ ગયું કે હવે યુદ્ધનું પ્રયોજન રહ્યું નથી. પણ વાત ખરી છે કે નહીં ? એવો પ્રશ્ન તેણે સત્યપ્રિય ધર્મપુત્ર યુધિષ્ઠિરને કર્યો. ધર્મપુત્રની ધર્મનિષ્ઠા 'ઇતિ –ગજત્વે'માં પરિણત પામી. શાસ્ત્રાચાર્ય શસ્ત્રપરિત્યાગ કરી ઊભા. યુધિષ્ઠિરની કેવી ભયાનક આત્મહત્યા ! જે મહાત્માએ કોઈ વખત પણ પ્રવંચનાની વાત કરી નથી, જે મનુષ્યોની મધ્યે ધર્મ અને સત્યના અવતાર તરીકે પરિચિત છે, જેણે

સત્ય અને ઐશ્વર્યની વચમાં સત્યને જ અક્ષયનિધિ કહી તેનો આદર કર્યો છે, તેણે આજે ચિરસંસ્કાર દૂર નિક્ષેપ કરી ઐશ્વર્યના લોભે સત્યનો સંહાર કેવો કરી દીધો ! એક જ બળે બાહ્યશક્તિ દ્વારા અનુશાસિત થયા—બાહ્યશક્તિથી નિહત થયા. નાટકકાર એ જ પ્રકારે આત્મહત્યાનું નિવારણ કરે છે. આવે સ્થળે આત્મહત્યા ન દેખાડી નાટકકાર આત્મગૌરવ દેખાડી આપશે. આત્માનો પરાજય નહીં દેખાડી વિજય દેખાડશે. જ્યારે યુધિષ્ઠિરે રાજ્યલોભ ત્યાગ કર્યો, વનવાસ વિસ્મૃત કર્યો, અજ્ઞાતવાસની યંત્રણાપ્રતિ દક્પાત ના કર્યો, ભક્તિમતી સહધર્મિણીનું અપમાન હૃદયાભ્યંતરમાં સંતાડી રાખ્યું, કેવળ સત્ય અને ધર્મ ઇચ્છી સત્ય વાત કહી હોત, તો તેનું યુધિષ્ઠિરત્વ રક્ષિત હતું—તેણે બરાબર જો, આ રીતે પોતાપણું રાખ્યું હોત તો તેનું એક નાટકોપયોગી ચરિત્ર થઈ પડ્યું હોત. મહાકવિ શેક્સ્પિયરનું એક પાત્રચરિત્ર જોઈએ. પ્રિયમિત્ર બેસેનીઆના ઉપકારાર્થે ઉદારચેતા એન્ટોનીઓએ શાઈલોકની પાસેથી કર્જે રૂપિયા કાઢી આવું ખત લખી આપ્યું. જો ત્રણ મહિનામાં વ્યાજ સાથે પૈસા પાછા ન આપી શકું તો શાઈલોક તેના દેહમાંથી એક શેર માંસ કાપી લે – એવા રૂપની શરતનો તેણે અંગીકાર કર્યો હતો. દુર્ભાગ્યક્રમે નિરૂપિત સમયની મધ્યે એન્ટોનીઓનાં વેપારી વહાણો આવ્યાં નહીં. નિષ્ઠુર શાઈલોકે અંગીકૃત માંસખંડ મેળવવાની ફરિયાદ રાજદ્વારે કરી. મુકરદમો ચાલ્યો. તે વખત ઉન્નતમના ઉદારચેતા પરદુ:ખકાતર પરોપકારી એન્ટોનીઓએ શું કર્યું ? તે ત્યારે જે દશામાં આવી પડ્યો છે, તેમાં મહોન્નત મન પણ અવનત થઈ જાય, ઉદારચિત્ત સંકુચિત થઈ જાય, પરદુ:ખકાતરતા નિજ:દુ:ખકાતરતામાં વિલુપ્ત થાય, હૃદય ફાટી જાય, કેન્દ્રભ્રષ્ટ ગ્રહની માફક મન વિપથે છૂટું દોડે, કિન્તુ તેણે સ્થિરચિત્તે દઢતાપૂર્ણ અન્તઃકરણે ન્યાયાધીશને કહ્યું :

'I have heard,
Your grace hath ta'en great pains to quality
His rigorous course; but since he stands obdurate,
And that no lawful means can carry me
Out of his envy's reach, I do oppose
My patience to his fury; and am arm'd
To suffer with a quietness of spirit,
The very tyranny and rage of his.'

એન્ટોનીઓ આજે રસ્તાનો ભીખારી છે; તેનું અતુલ ઐશ્વર્ય સ્વપ્નદષ્ટ ઐશ્વિર્યની પેઠે વિલીન થઈ ગયું છે, આજ તે પોતાના પ્રફુલ્લતામય, કરુણા–

જ્યોતિવિભૂષિત, પ્રીતિપૂર્ણ, હાસ્યમય ઘરમાંથી તાડિત થઈ ન્યાયાલયમાં ઊભો રહી મૃત્યુની આજ્ઞાની પ્રતીક્ષા કરે છે! તોપણ તેની આવી જ વાત! વણિગ્રાજ મનુષ્ય નહીં પણ દેવતા છે! સામાન્ય મનુષ્ય હોત તો આજની વિપત્તિમાં કેવી રીતે પોતાના પરોપકારવ્રતમાં દઢવ્રત રહી જીવન વિસર્જન કરવા બદ્ધપરિકર દેખાત? પોતાને પોતે ભૂલી, જન્માવચ્છિન્ન સંસ્કાર ખોઈને, ઉન્નત મન કુંઠિત કરી જીવનલાલસામાં ધુલ્યવલુંઠિત થયેલો ન દેખાત? પ્રકૃત નાટકકારે ધર્મની અવતારણા કરી છે; તેની શક્તિ, સૌંદર્ય, મહત્ત્વ—બધુંયે પાઠકને મનોહારિણી પીંછીથી આંકી દેખાડ્યું છે. એ જ વિમુગ્ધકર ચિત્ર દ્વારા પાઠકનું મન કોળી ઊઠશે; ઊઠતાં વાર તે જ ચિત્રને ભીષણાંધકારે નિક્ષેપ કરશે. તે અન્ધકારમાં ધર્મનું મુખ સ્વભાવને લીધે મલિન થવાનો સંભવ, શક્તિ વિનષ્ટ હોવાનો સંભવ, મહત્ત્વ હીનત્વે પરિણત થવાનો સંભવ થાત. એ ઘોર અવસ્થાવિપર્યય દેખી પાઠકનું મન આકુલ થઈ જશે; પ્રિય વસ્તુની શોચનીય અવસ્થા જોઈ પાઠકનું મન યંત્રણામય થઈ જશે; ધર્મ નિજ-મહત્ત્વની રક્ષા કરવાનું જાણે છે અથવા બેદરકાર છે એ આશંકામાં પાઠકનું હૃદય વિલોડિત થઈ પડશે. ક્રમે અંધકાર સરી જાય; દેખાઈ જાય કે ધર્મજ્યોતિ મલિન થતું નથી—જેટલું ઉજ્જ્વલ હતું, તેટલું જ ઉજ્જ્વલ રહે છે; બાહ્ય જગત અન્તર્જગતમાં ચિહ્ન માત્ર અંકિત કરી શકતું નથી. ત્યારે પાઠકનું મન મનુષ્યનું મનુષ્યત્વ સમજી વર્દ્ધિતબલ થઈને નિર્મલ, પવિત્ર, સ્વર્ગીય આનંદમાં રેલશે. એને જ અમે નાટકત્વ કહીએ છીએ. સકલ નાટકની કથા કહેતા નથી. નાટકની શ્રેણીવિશેષની કથા કહીએ છીએ. શેક્સ્પિયર કૃત 'વેનિસનો વેપારી' અને કાળિદાસ કૃત 'અભિજ્ઞાન શાકુંતલ' આ જ શ્રેણીમાં અન્તર્ગત છે. હવે અભિજ્ઞાન શાકુંતલનું નાટકત્વ કેવું છે તે જોઈએ.

નાયિકાના નામથી નાટકનું નામ પડ્યું છે છતાં અમારે મતે અભિજ્ઞાન-શાકુંતલ નાયકપ્રધાન નાટક. શાકુન્તલા કમ નથી; પણ દુષ્યંત જ અભિજ્ઞાન-શાકુન્તલનું પ્રધાન ચરિત્ર છે. જોઈએ એ દુષ્યંત કેવો છે? કોઈ માણસનું મન જાણવું હોય તો પહેલાં તેનું શરીર જાણવું જોઈએ. મન અને શરીર એ બન્નેને નિકટ સંબંધ છે. મનનું ચિત્ર શરીરે અંકાય છે. કાલિદાસ દુષ્યંતને ઇન્દ્રિય-શાસનાધીન કરી દેખાડે છે. પણ તેજ ચિત્રની સાથે સાથે તેના શરીરનું અને શરીરનું અનુરૂપ કાર્યાનુરાગનું એ એકત્ર ચિત્ર અમને આપ્યું છે.

अनवरत धनुर्ज्यास्फालनक्रूर कर्मा
रविकिरणसहिष्णुः स्वेदलेशैरभिन्न ।

अपचितमपि मात्रं व्यायतत्वादलक्ष्यं
गिरिचर इव नागः प्राणसारं बिभर्ति ॥

દુષ્યંત રાજા – ભારતના અતુલમહિમાસંપન્ન ચંદ્રવંશી રાજાઓમાં એક પ્રખ્યાતનામા રાજા. તે રત્નગર્ભા ભારતભૂમિના અતુલ ઐશ્વર્યનો અધીશ્વર. ઐશ્વર્ય-સુલભ વિલાસરાશિ, મન થતાં જ તેની થઈ શકતી; પણ તે વિલાસવિદ્વેષી હતો. તે વીરોચિત કાર્યોમાં રત હતો. તે શારીરિક સુખ તુચ્છ કરી, ધનુષ્ય હાથમાં રાખી, પ્રચણ્ડ રવિકિરણમાં વીરની પેઠે વિચરણ કરતો હતો. વિલાસીની પેઠે તેનો દેહ જીવનપ્રભાહીન શિથિલગ્રન્થિ નથી. ગિરિચર હસ્તીની પેઠે તે દેહ કેવલમાત્ર બલવ્યંજક છે. આ છબી, અસાર વિલાસપ્રિય વ્યક્તિની છબી પૌરુષપૂર્ણ મહાપુરુષની છે.

જ્યારે સેનાપતિ દુષ્યંતને જોઈ મનમાં તેના શારીરિક બલવીર્યની આ રૂપે પ્રશંસા કરે છે, ત્યારે દુષ્યંત શકુંતલારત્ન જોઈ વ્યાકુલ થઈ ગયો છે. તે બધો વખત વિચારે છે કે એ જ પવિત્ર રત્ન તેનું થશે કે નહીં. વિદુષકે આપણને કહી દીધું છે કે તેણે પૂર્વરાત્રે નિમેષમાત્ર નિદ્રાલાભ મેળવ્યો નથી. તેમ અમે પણ તેને મુહર્તાર્ધે શયનગૃહ ત્યાગ કરી બહાર નીકળતા સમયે જોયો છે; તે મનમાં મનમાં ઘડભાંગ કરે છે અને બહાર આવી પ્રિય વિદૂષકની મશ્કરી સાંભળ્યા છતાં સાંભળતો નથી. કિન્તુ તે જ મુહૂર્તે સેનાપતિ આવી એ જ વિષમ હૃદયવ્યથાનું ચિહ્ન માત્ર પણ દુષ્યંતના શરીરમાં કે મોં પર જોઈ શકતો નથી. એટલે તો દુષ્યંત માત્ર કર્મવીર નથી. તે તો કર્મવીર અને ચિત્તવીર બન્ને છે. તે માત્ર પ્રચંડ રવિકિરણ સહ્ય કરી શકે છે તેટલું જ નહીં, પણ ચિત્તસંયમ એ તેને તેટલું જ અભ્યસ્ત અને આયત્ત. પરિણામે કાલિદાસે આ અદ્‌ભુત ચિત્તસંયમનું ચિત્ર અતિશય જાજ્વલ્યમાન કરી બતાવ્યું છે. શકુંતલા, પ્રિયંવદા અને અનસુયા આશ્રમનાં તરુલતાનું જલસેચન કરવામાં રોકાયેલાં છે અને કેટલીક વાતો કરે છે. દુષ્યંત વૃક્ષાન્તરાલે રહી જુએ છે અને મુગ્ધ થાય છે. સર્વલોકપ્રિય ભ્રમર શકુંતલાને વ્યતિવ્યસ્ત કરી નાંખે છે તે જોઈ, દુષ્યંત મનમાં ને મનમાં વિચારે છે —

यतोयतः षट्चरणो भिवर्तते ततस्ततः प्रेरित वामलोचना ।
विवर्त्तित भ्रूरियमद्य शिक्षते भयादकामापि हि दृष्टिविभ्रमम् ॥
चलापाङ्गां दृष्टिं स्पृशसि बहुशो वेपथुमती
रहस्याख्यायीव स्पृशसि मृदु कर्णान्तिकचरः ।
करौ व्याधुन्वत्याः पिबसि रतिसर्वस्व मधरं
वयं तत्त्वान्वेषा न्मधुकर हतास्त्वं कृती ॥

એ મોટો સહજ ભાવ નથી. જે ભાવ ઉદય થવાથી મનુષ્ય ચિત્ત સંયમમાં પ્રાય: વિફલયત્ન થાય, તે જ આ ભાવ છે. દુષ્યંત અત્યારે એ જ ભાવથી આવિષ્ટ છે. પણ એથી જ તેને તે સખીત્રયની સંમુખ જવાનું બન્યું અને તેઓના ભૂમિષ્ઠ અનુરોધથી તેમની પાસે બેસી શકયો. આવી અવસ્થામાં પડવાથી આ રીતે ભાવ ઊભરાઈ ઊઠે છે, કમી થતો નથી? પ્રિયંવદાના બોલવાથી દુષ્યંતને શું થયું છે—

हला अनसूए कोण्क्रूथु एसो दुस्त्रमाहगम्मीरा किदी
महुरं आलवन्तो पहुत्तदाकूखिन्नं वितथारेदि ॥

અસાર વિલાસમગ્ન વ્યક્તિની આવી અવસ્થામાં આવો પ્રભામય ગાંભીર્યપૂર્ણ મુખભાવ હોય નહીં. ધન્ય છે દુષ્યંતના ચિત્તસંયમને, ધન્ય છે તેના આત્મજયને! હજુ પણ કાંઈ જોવાનું બાકી છે. અભિજ્ઞાન શાકુન્તલનો ત્રીજો અંક સંભારો. શકુંતલા અસહ્ય જ્વાલાથી પ્રજ્વળી રહી છે. તે કહે છે કે એ જ મહાપુરુષ નહીં મળે તો હું જીવનાન્ત કરીશ. દુષ્યંત અનંતપૂર્ણ મનથી એ સકલ જુએ છે અને સાંભળે છે. આવડી યાતનાની પછી મિલન થશે. પણ મિલનનો સુખાસ્વાદ કરવાનો ઉદ્યમ માત્ર થતાં, વડીલના આવવાની આશંકાથી શકુન્તલા ત્યાંથી ચાલી જાય છે. ત્યારે દુષ્યંતની કેવી અવસ્થા છે? ત્યારે તે પ્રજ્વલિતાંતઃકરણે પ્રતિનિઃશ્વાસે અનલ બહાર ફેલાવી દે છે. એવામાં રાક્ષસ પીડિત તાપસગણનો ભયાર્ત્તરવ શ્રવણ કર્યો. શ્રવણ કરતાં જ 'भो भो तपस्विनः मा भैष्ट मा भैष्ट अयमहमागत एव–' એ આશ્વાસવાકય સ્થિરગંભીર સ્વરે ઉચ્ચારણ કરતો કરતો રાક્ષસ વધ માટે નિષ્ક્રાન્ત થઈ ગયો. જાણે શકુંતલાનું નામ પણ સાંભળ્યું નહીં હોય! જાણે તેને કાંઈ થયું જ ન હોય! આશ્ચર્યપુરુષ!*

---

* બંગાળી ઉપરથી

# સંસ્કૃત કવયિત્રીઓ

સંસ્કૃત વાઙ્‌મયદેવીના મહામંદિરમાં પ્રવેશતાં જ કાલિદાસ, ભવભૂતિ, બાણ, માઘ, ભારવિ, રાજશેખર, જગન્નાથ આદિએ કરેલ પૂજા, કીર્તન, ભજનના રણત્કાર સાંભળનારના હૃદયમાં ઊંડો પ્રશ્ન ઊઠે છે કે હિન્દુના ગૃહજીવનમાં દેવસેવામાં નિમગ્ન રહેનારી આર્યસુન્દરીઓ આ મહામંદિરમાં દેવીની યત્કિંચિત્ સેવા કરવા આવી હશે કે નહિ? દેવીનો પ્રસાદ હોય તો કવિત્વ આવે, કવિત્વ એટલે રસનો—લાગણીઓનો આવિર્ભાવ. અને લાગણીનું નિવાસસ્થાન તે સુન્દરીહૃદય. * તો પછી એ હૃદયમાં વસી રહેલી લાગણીઓ દેવીની સેવામાં અર્પાઈ, મૂર્તિમંત ન થઈ હોય એવું કેમ મનાય? લાગણીઓની વિશુદ્ધ કેળવણીમાં જન્મતી ધર્મ-ભાવનાએ આદ્યશક્તિ અને અર્ધનારીશ્વરની દેવભાવના ભારતનાં મંદિરોમાં સ્થાપી છે તો પછી માતા અને ગૃહિણીના આદર્શ જીવનથી નિરંતર સચેતન રાખનાર સુન્દરીઓ સરસ્વતીદેવીના મંદિરમાં પૂજા કરવા નહિ તો પૂજાસામગ્રી તૈયાર કરવા તો ગઈ જ હોવી જોઈએ. આ પ્રતીતિ સાચી છે. અને તેના સમર્થનમાં એવી સામગ્રીમાંથી કાળે બચાવેલી તૂટક છૂટક વાનગીઓ આ લેખમાં સંગ્રહવામાં આવી છે. સંગ્રહમાળા પૂરી કરી સમગ્ર વાંચતાં ઊઠતા વિચારો રેખાંકિત કરવામાં આવ્યા છે.

સંસ્કૃત સાહિત્યમહોદધિમાંથી રત્નો મેળવી તેની માળા બનાવવાનો સંપ્રદાય હતો. આવી માળામાંની વલ્લભકૃત સુભાષિતાવલિ અને શાર્ઙ્ગધરની પદ્ધતિમાં સ્ત્રીકવિઓની કેટલીક કૃતિ જળવાઈ રહી છે. એ સંગ્રહોમાંથી જ જે પ્રાપ્ત થયું છે તે અત્રે લખવામાં આવે છે.

૧. **ઇન્દુલેખા :** સુભાષિતાવલિના સંભોગશૃંગાર પ્રકરણમાં કાલિદાસ અને મેણ્ઠના શ્લોકોના અંતરાળમાં ઇન્દુલેખા રચિત શ્લોક છે.

* The essence of poetic art—the passion of the heart, the longing to idealise what is human and to confer humanity on what is lifeless—Mommsen, Hist. of Rome Vol. I. The beginnings of poetry everywhere, perhaps belong rather to women than to men; the goddess of song is conceived as feminine—ibid.

एके वारिनिधौ प्रवेशमपरे लोकान्तरालोकनं
केचित्पावकयोगितां निजगदुः क्षीणेह्नि चण्डार्चिषः ।
मिथ्या चैतदसाक्षिकं प्रियसखि प्रत्यक्षतीव्रातपं
मन्येहं पुनरध्वनीनरमणीचेतोधिशेते रविः ॥

ભાવાર્થ : સાંજે કેટલાક પ્રચણ્ડ કિરણવાળા સૂર્યને સમુદ્રમાં પ્રવેશતો કહે છે, કેટલાક બીજા લોકમાં જતો, કેટલાક અગ્નિમાં ભળી જતો. પરંતુ હે પ્રિય સખી ! એ ખોટું અને સાક્ષી વગરનું છે. મારું એવું માનવું છે કે પ્રવાસીની પત્નીના મનમાં જેમાં પ્રત્યક્ષ આકરો તાપ રહેલો છે તેમાં રવિ સૂઈ જાય છે.

**૨. નાગમ્મા :** શાર્ઙ્ગધર પદ્ધતિમાં નમસ્કૃતિ પ્રકરણમાં છેવટે રવિના વન્દન માટે નાગમ્માનો શ્લોક આપવામાં આવ્યો છે.

शुकतुण्डछवि सवितुश्चण्डरुचः पुण्डरीकवनबन्धोः ।
मण्डलमुदितं वन्दे कुण्डलमाखण्डलाशायाः ॥

ભાવાર્થ : પોપટની ચાંચ જેવા લાલ અને પૂર્વ દિશાના કુંડળ સરખા ઊગેલા કમળવનના સગા, ઉગ્ર કાન્તિવાળા, સૂર્યના બિંબને હું નમું છું.

**૩. ફલ્ગુહસ્તિની :** સુભાષિતાવલિ અને શાર્ઙ્ગધરપદ્ધતિના ચંદ્રોદયવર્ણનમાં ફલ્ગુહસ્તિનીનો શ્લોક સ્થાન પામ્યો છે :

त्रिनयनजटावल्लीपुष्पं मनोभवकार्मुकं
ग्रहकिसलयं संध्यानारीनितम्बनखक्षतम् ।
तिमिरभिदुरं व्योम्नः शृङ्गं निशावदनस्मितं
प्रतिपदि नवस्येन्दोर्बिम्बं सुखोदयमस्तुवः ॥

ભાવાર્થ : શંકરની જટા રૂપી વેલના ફૂલ જેવું, કામદેવના કામઠા જેવું, ગ્રહમંડળની કળી જેવું, સંધ્યા રૂપી સ્ત્રીના નિતમ્બ પર થયેલા નખક્ષત જેવું, અંધારું દૂર કરનારું, આકાશના શીંગડા જેવું, રાતના મોં પર ફરકતા સ્મિત જેવું બીજના ચંદ્રનું બિમ્બ તમારા સુખનો ઉદય કરનારું થાઓ.

વિધિના સૃજનવ્યવહારમાં દૈવનું પ્રાબલ્ય જોઈ ફલ્ગુહસ્તિની નીચે પ્રમાણે શોચ કરે છે:

सृजति तावदशेषगुणाकरं
पुरुषरत्नमलंकरणं भुवः ।
तदनु तत्क्षणभङ्गि करोति चे
दहह कष्टमपण्डितता विधेः ॥

ભાવાર્થ : પ્રથમ બ્રહ્મા સર્વે ગુણની ખાણ રૂપ અને પૃથ્વીના ઘરેણા રૂપ પુરુષ-રત્નને સૃજે છે, અને તે જ સમયે તેને ઘડીમાં નાશ પામે એવો કરે છે તો અહહ ! બ્રહ્માની કેટલી મૂર્ખતા !

૪. **મદાલસા :** શાર્ઙ્ગધરના સંગ્રહમાં ધર્મવિવૃતિ પ્રકરણમાં વ્યાસના શ્લોકની પછી મદાલસાનો નીચે ઉતારેલો શ્લોક છે.

परलोकहितं तात प्रातरुत्थाय चिन्तय ।
इह ते कर्मणामेव विपाकश्चिन्तयिष्यति ॥

ભાવાર્થ : હે પુત્ર ! સવારમાં ઊઠીને પરલોકહિતનો વિચાર કર. આ લોકનો વિચાર તો તારાં કર્મોની ઘટનાઓ ઊભી છે તે કરશે.

૫. **મારુલા :** મારુલાનું નામ વધારે જાણીતું હોય એમ લાગે છે. શીલાભટ્ટારિકા, વિજ્જકા અને મોરિકાની સાથે એનું નામ ધનદેવના એક શ્લોકમાં પ્રકીર્તિત છે. સુભાષિતાવલિમાં વિરહિણીના પ્રલાપના ઉદાહરણ અર્થે મારુલાનો લેવામાં આવેલો શ્લોક :

कृशा केनासि त्वं प्रकृतिरियमङ्गस्य ननु मे
मलाधूम्रा कस्माद्गुरुजनगृहे पाचकतया ।
स्मरस्यस्मान् कच्चिन्नहि नहि नहीत्येवमगम-
त्स्मरोत्कम्पं बाला मम हृदि निपत्य प्ररुदिता ॥

ભાવાર્થ : હે સ્ત્રી ! તું દૂબળી શાથી થઈ છે ? મૂળે મારું શરીર જ એવું છે. ધુમાડા જેવી મેલી શાથી છું ? સાસરે રાંધવાથી. અમને શું તું કદી કદી સંભારે છે ? 'નહિ' 'નહિ' એમ બોલવાની સાથે જ તે બાલાને સ્મરોત્કમ્પ થયો અને મારી છાતી પર પડતું મૂકી તે ધ્રૂસકે ધ્રૂસકે રોઈ.

એ જ સંગ્રહની શૃંગારપદ્ધતિમાં સ્થાન પામેલો શ્લોક :

यामीत्यध्यवसाय एव हृदये बध्नातु नामास्पदं
वक्तुं प्राणसमासमक्षमघृणेनेत्थं कथं पार्यते ।
उक्तं नाम तथापि निर्भरगलद्बाष्पं प्रियाया मुखं
दृष्टापि प्रवसन्त्यहो धनलवप्राप्तिस्पृहा मादृशाम् ॥

"હું જાઉં છું" એવો કહેવા જોગ નિશ્ચય ભલે હૃદયમાં બંધાય, પરંતુ પ્રાણસમાન પ્રિયા સમક્ષ નિર્દયતાથી એવાં વચન બોલવાને કેવી રીતે શક્તિમાન થવાય ? તેમ છતાં ધારો કે 'હું જાઉં છું' એ વચન ઉચ્ચાર્યું પરંતુ તેનું અસ્ખલિત અતિશય અશ્રુઓથી ભરપૂર મુખ જોઈને જ અહો ! મારા જેવાની કિંચિત્ ધન મેળવવા પરદેશ જવાની સ્પૃહા પળી જાય છે. અર્થાત્ મને એ કારણ ઇચ્છા થતી જ નથી.

જલ્હણની સુભાષિતમુક્તાવલિની એક પ્રતમાં गोपायन्ति विरहजनतं दुःखमग्रे गुरुणां થી શરૂ થતો શ્લોક મારુલાને નામ છે પણ એ શ્લોક હું પ્રાપ્ત કરી શક્યો નથી.*

૬. મોરિકા :

मा गच्छ प्रमदाप्रिय प्रियशतैर्भूयस्त्वमुक्तो मया
बाला प्राङ्गणमागतेन भवता प्राप्नोति निष्ठां पराम् ।
किं चान्यत्कुचभारपीडनसहैं र्यत्नप्रबद्धैरपि
त्रुस्यत्कञ्चुकजालकैरनुदिनं निःसूत्रमस्मद्गृहम् ।।

ભાવાર્થ : હે પ્રમદાપ્રિય ! તું ન જા એ માટે સોએકવાર પ્રિય વાક્યો મેં ઉચ્ચાર્યાં છે. તારા ઘેર આવવાથી બાલાશ્રેષ્ઠ નિષ્ઠાને પામે છે. એના કુચભારને યત્નથી બાંધી રાખવા જતાં કંચુકીની કસો હંમેશ તૂટી જવાથી અમારું ઘર સૂત્ર વિનાનું થયું છે.

लिखति न गणयति रेखा निर्भरबाष्पाम्बुधौतगण्डतला ।
अवधिदिवसावसानं माभूदिति शङ्किता बाला ।।

ભાવાર્થ : અખૂટ આંસુથી જેના ગાલ ધોવાયા છે એવી બાલ રેખા આંકે છે પણ અવધની મુદ્દત પૂરી ન થઈ હોય એવી શંકાથી તે ગણતી નથી. એમાં વિરહિણીની અવસ્થા વર્ણવી છે.

દૂતીની ઉક્તિ છે કે :

प्रियतमस्त्वमिमामनघार्हसि
प्रियतमाच भवन्तमिहार्हति ।
नहि विभाति निशारहितः शशी
न च विभाति निशापि विनेन्दुना ।।

ભાવાર્થ : હે અનઘ ! આનો તું યોગ્ય પ્રિયતમ છે અને એ તારી યોગ્ય પ્રિયતમા છે, કારણ કે રાત વિનાનો ચંદ્ર શોભતો નથી અને ચંદ્ર વિના રાત શોભતી નથી.

૭. **વિકટનિતમ્બા :** આ બાઈની સૂક્તિમુક્તાવલિમાં રાજશેખર નીચે પ્રમાણે પ્રશંસા કરે છે :

के वैकटनितम्बेन गिरां गुम्फेन रञ्जिताः ।
निन्दन्ति निजकान्तानां न मौग्ध्यमधुरं वचः ।।

---

* હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથો સંબંધીનો ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરનો રિપોર્ટ (પૃ. ૬૭ જુઓ.)

ભાવાર્થ : વિકટનિતમ્બાની વાણીથી રંજિત થયેલા કયા પુરુષો પોતાની કાન્તા-ઓનાં મુગ્ધતાથી મધુર લાગતાં વચનો નિંદતા નથી ?

સુભાગ્યે જે વાણી પર રાજશેખર આટલો બધો કુરબાન થયો હતો તે છએક શ્લોક દ્વારા વાચકો સમક્ષ નિવેદન કરી શકાય છે.

अन्यासु तावदुपमर्दसहासु भृङ्ग
लोलं विनोदय मनः सुमनोलतासु ।
मुग्धाननामरजसं कलिकामकाले
बालां कदर्थयसि किं नवमालिकायाः ॥

ભાવાર્થ : (આ અન્યોક્તિ છે) હે ભમરા ! તારો ઉપમર્દ સહન કરી શકે એવી બીજી ફૂલવાળી લતાઓમાં તારા લોલ મનને આનંદ પમાડ, પણ આ નવમાલિકાની મુગ્ધાનના, રજ વિનાની નાની કળીને અકાળે શા માટે પીડે છે ?

बाला तन्वी मृदुरियमिति त्यजतामत्र शङ्का
दृष्ट्वा काचिद्भ्रमरभरतो मञ्जरीभग्नपुष्पा ।
तस्मादेषा रहसि भवता निर्दयं पीडनीया
मन्दाक्रान्ता विसृजति रसं नेक्षुयष्टिः कदाचित् ॥

માં દૂતયુક્તિ એવી છે કે : (હે નાયક !) આ બાલક, તન્વી અને કોમળ છે એવી શંકા (હોય તો) મૂકી દે. ભમરાના ભારથી ભાંગી ગયેલા ફૂલ-વાળી મંજરી તેં ક્યાંય જોઈ છે ? તેથી એકાન્તમાં અને તારે દયા વિના પીડવી કારણ કે થોડી દબાયેલી શેરડી પૂરેપૂરો રસ કદી આપતી નથી.

किं द्वारि दैवहतिके सहकारेण
संवर्धितेन विषवृक्षक एष पापः ।
यस्मिन्मनागपि विकास विकारभाजि
घोरा भवन्ति मदनज्वरसंनिपाताः ॥

ભાવાર્થ : હે દૈવહતિકા ! બારણામાં મોટા કરેલા આંબાથી શું ? આ પાપી તો ઝેરનું ઝાડ છે. કારણ કે જેના થોડા પણ વિકાસથી મદનજ્વરના ઘોર સંનિપાત થાય છે.

दिग्व धूवदनचुम्बि चेष्यर्या
वीक्ष्य सद्युति दिवा भवद्यशः ।
दर्शितः पृथु पयोधरोद्गम-
स्तेन सापि परिरम्यतेऽखिला ॥

ભાવાર્થ : દિશારૂપી વધૂના વદનને ચૂંબનારા, તમારા દ્યુતિમાન યશને ઈર્ષ્યાથી જોઈ, દેવલોકની ભૂમિએ વિશાળ પયોધરોનાં રોમાંચથી હર્ષ દર્શાવ્યો એટલે તેણે તેને પણ ગાઢ આલિંગી.

अभिहिताप्यभियोगपराङ्मुखी
प्रकटमङ्गविलासमकुर्वती ।
उपरि ते पुरुषायितुमक्षमा
नववधूरिव शत्रुपताकिनी ॥

આમાં ચાટૂક્તિ છે.

ભાવાર્થ : બોલાવી, પણ મિલનના યોગ માટે મુખ ફેરવી બેઠી છે. શરીરના વિલાસો પ્રકટ કરતી નથી, + + + તે અશક્ત છે, એવી નવવધૂના જેવી તારા શત્રુની પતાકા છે.

શત્રુની સેનાને નવોઢા સાથે સરખાવવામાં આવી છે.

क्व प्रस्थितासि करभोरु घने निशीथे
प्राणाधिपो वसति यत्र मनः प्रियो मे ।
एकाकिनी वद कथं न बिभेषि बाले
न चास्ति पुङ्खितशरो मदनः सहायः ॥

આમાં અભિસારિકાનું વર્ણન છે. ગોવિન્દસ્વામી અને વિકટનિતમ્બાની આ સહિયારી કૃતિ ગણાય છે. એકે પ્રશ્નો રચ્યા હશે અને બીજાએ ઉત્તરો. પણ વસ્તુતઃ કોણ પ્રશ્ન કે ઉત્તરનો કર્તા તે જણાયું નથી. એ શ્લોકનો ભાવાર્થ :

હે કરભોરુ ! મધ્યરાત્રિના ઘાડા અંધારામાં ક્યાં જાય છે? જ્યાં મનનો વહાલો મારો પ્રાણનો નાથ વસે છે ત્યાં હે બાલા ! એકલી (જતાં) તને બીક નથી લાગતી ? ના, ચડાવેલા બાણવાળો કામદેવ સાથે હોવાથી બીતી નથી.

ગોવિંદજી કૃત સભ્યાલંકારમાં વિકટનિતંબાના શ્લોક છે પણ તે હું જોઈ શક્યો નથી.

૮. **વિજજકા** (અથવા વિજ્જાકા, વિજ્જિકા, વિજ્જા, વિજયાંકા વગેરે) ધનદેવના સુભાષિતમાં મારુલા, મોરિકા આદિની સાથે એનું નામ પણ નોંધાયેલું છે.

રાજશેખરની પ્રશંસા પ્રમાણે એ કર્ણાટી હતી અને કાલિદાસની પેઠે વૈદર્ભી રીતિમાં એણે કવિતા રચી છે :

सरस्वतीव कर्णाटी विजयांका जयत्यसौ ।
या वैदर्भगिरां वासः कालिदासादनन्तरं ॥

जल्हण, सूक्तिमुक्तावलि.

नीलोत्पल दलश्यामां विज्जकां[1] मामजानता ।
वृथैव दाण्डिना प्रोक्तं[2] सर्वशुक्ला सरस्वती ॥

ભાવાર્થ :–નીલ કમળની પાંખડી જેવી શ્યામ મને વિજ્જકાને ન ઓળખતાં દંડીએ સરસ્વતીને સર્વાંગે ધોળી કહી છે તે વૃથા છે.

પોતાના કવિત્વથી મગરૂર રહેનારી કવિકાવ્યપ્રશંસા કેવી રીતે કરે છે?

कवेरभिप्रायमशब्दगोचरं
स्फुरन्तमार्द्रेषु पदेषु केवलम् ।
वदद्भिरङ्गैः कृतरोमविक्रियै-
र्जनस्य तूष्णींभवतो यमञ्जलिः ॥

ભાવાર્થ : શબ્દોમાં ગોચર નહીં થયેલું એવું કવિના કાવ્યનું રહસ્ય કેવળ મૃદુ પદમાં જ સ્ફૂરેલું રહે છે, તેમ રોમાંચની ચેષ્ટાઓવાળાં અને કહેવાનાં ભાવને પ્રદર્શિત કરનારાં અંગોથી મૂંગા થયેલા આ જનના તમને પ્રણામ છે.

गते प्रेमाबन्धे हृदयबहुमानेपि गलिते.
निवृत्ते सद्भावे जन इव जने गच्छति पुरः ।
तथा चैवोत्प्रेक्ष्य प्रियसखि गतांस्तांश्च दिवसा
न्न जाने को हेतु र्दलति शतधा यन्न हृदयम् ॥

આમાં વિરહિણી પ્રલાપ છે. પ્રેમનું બંધન પણ ગયું, હૃદયનું બહુમાન પણ ગળી ગયું, સારો ભાવ પણ નિવૃત્ત થયો અને સાધારણ માણસ માફક પ્રિયજન પણ પાસેથી જવા લાગ્યો અને તે દિવસો પણ ગયેલા હતા એ બધું જોઈને વહાલી બેન! કયા હેતુથી મારું હૈયું શતધા દબાઈ જાય છે તે હું જાણતી નથી.

नार्याः सा रतिशून्यता नयनयो र्य दृष्टिपाते स्थितः
कामी प्राप्तरतार्थ एव न भवत्यालिङ्गितुं वाञ्छति ।
आश्लेपादपि यापरं मृगयते धिक्तामयोग्यां स्मिय
श्रोणीगोचरमागतो रतिफलं प्राप्नोति तिर्यङ्न किम् ॥

---

1. પાઠાંતર 'તામ'. 2. પાઠાંતર 'નાપ્યુક્તં'.

આમાં સખીનું વચન છે. નાયક ચાટૂક્તિથી નાયિકાના મુખનું વર્ણન કરે છે:

कोषः स्फीततरः स्थितानि परितः पत्राणि दुर्गं जलं
मैत्रं मण्डलमुज्ज्वलं चिरमधो नीतास्तथा कण्टकाः ।
इत्याकृष्टशिलीमुखेन रचनां कृत्वा तदप्यद्भुतं
यत्पद्मेन जिगीषुणापि न जितं मुग्धे त्वदीयं मुखं ॥

કોષ ધોળો છે, ચારે તરફ પાંદડાં છે અને પાર ન જઈ શકાય એવું ફરતું જળ છે, સૂર્યનું મંડળ નિરંતર જેના તરફ ઉજ્જ્વળ છે, જેની હેઠળ કાંટા છે, એ રીતે જેણે ભમરાઓને પોતાની તરફ આકર્ષ્યા છે – આવી રચના કરીને જીતવાની ઇચ્છાવાળા કમળે તારા મોં પર હે મુગ્ધા! સરસાઈ નથી મેળવી એ અદ્ભુત છે.

उन्नमय्य सकचग्रहमास्यं
चुम्बति प्रियतमे हठवृत्त्या ।
हुं ममेति वदनान्तरलीनं
जल्पितं जयति मानवतीनाम् ॥

ભાવાર્થ : વાળના પકડવાની સાથે મોંઢાને ઊંચું કરી પ્રિયતમ હઠવૃત્તિથી ચુંબન કરતે છતે 'હું મમા' એ પ્રમાણે મોઢામાં જ રહેલું માનવતી સ્ત્રીઓનું જલ્પિત જય પામે છે.

प्रियसखि विपद्दण्डप्रान्तप्रपातपरंपरा
परिचयचले चिन्ताचक्रे निधाय विधिः खलः ।
मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालव
द्भ्रमयति मनो नो जानीमः किमत्र विधास्यति ॥

આ શ્લોક વિજ્જકાની જ કૃતિ છે કે કેમ એ શંકાસ્પદ છે.

ભાવાર્થ : હે પ્રિય સખી! ખળ વિધિ વિપત્તિરૂપી દંડના છેડાના વારંવાર પ્રપાતના પરિચયથી ચલાયમાન એવા ચિન્તારૂપી ચક્ર ઉપર માટીની માફક જોરથી પીંડો વાળી મનને મૂકી પ્રગલ્ભ કુંભારની જેમ તે ચાક ફેરવે છે છતાં અહીં તે શું કરશે તે અમે જાણતા નથી.

विरम विफलायासादस्माद्दुरध्यवसायतो
विपदि महतां धैर्यध्वंसं यदीक्षितुमीहसे ।
अयि जडविधे कल्पापायव्यपेतनिजक्रमाः
कुलशिखरिणः क्षुद्रा नैतेन वा जलराशयः ॥

ભાવાર્થ : હે જડ વિધિ! વિપત્તિમાં મહાન પુરુષોની ધીરજનો ભ્રંશ થતો જોવાની તારી ઇચ્છા હોય તો આ નિષ્ફળ પ્રયત્નવાળા ખરાબ નિશ્ચયથી વિરમ. કારણ કે કલ્પને અંતે જેમણે પોતાનો ક્રમ ઉલંઘ્યો છે એવા ક્ષુદ્ર સમુદ્રો તે નથી.

किंशुककलिकान्तर्गतमिन्दुकलास्पर्धि केसरं भाति
रक्तनिचोलकपिहितं धनुरिव जतुमुद्रितमनङ्गस्य ॥

કેસૂડાંની કળીની અંદર રહેલું ચંદ્રની હરીફાઈ કરતું કેસર રાતા લૂગડામાં વીંટાયેલું ને લાખથી ચિહ્નિત કામદેવનું ધનુષ્ય હોય તેવું શોભે છે.

केनात्र चम्पकतरो बत रोपितोसि
कुग्रामपामरजनान्तिकवाटिकायाम् ।
यत्रप्ररूढनवशाकविवृद्धिलोभा
द्गोभग्नवाटघटनोचितपल्लवोसि ॥

હે ચમ્પક તરુ! કુગ્રામના પામરજનની અન્તિક વાટિકામાં તને કોણે રોપ્યું છે? જ્યાં ઊગેલા નવા શાકની વૃદ્ધિના લોભ ખાતર ગાયે ભાંગેલી વાડ સમી કરવા લાયક તારાં પલ્લવ ગણાય છે.

माद्यद्दिग्गजदानलिप्तकरटप्रक्षालनक्षोभिता
व्योम्नः सीम्नि विचेरुरप्रतिहता यस्योर्मयो निर्मलाः ।
कष्टं भाग्यविपर्ययेण सरसः कल्पान्तरस्थायिन
स्तस्याप्येकबकप्रचारकलुषं कालेन जातं जलम् ॥

ભાવાર્થ : મદમત્ત દિગ્ગજના દાનલિપ્ત ગંડસ્થળના પ્રક્ષાલનથી ક્ષુબ્ધ થયેલી નિર્મળ અને અપ્રતિહત જેની ઉર્મિઓ આકાશની સીમાઓમાં ફરતી હતી તે જ કલ્પાન્તરમાં રહી શકે એવા સરોવરનું જળ ભાગ્ય વિપર્યયથી કાળે કરીને માત્ર એક જ બગલાના પ્રચારથી હાય! કલુષિત થયું છે!

विलासमसृणोल्लसन्मुसललोलदोःकन्दली
परस्परपरिस्खलद्वलयनिःस्वनोद्बन्धुरा ।
लसन्ति कल हुंकृतिप्रसभकम्पितोरःस्थल
त्रुटद्गमकसंकुलाः कलमकण्डनी गीतयः ॥

ભાવાર્થ : વિલાસી, લીસા અને સુંદર, એવા સાંબેલાને હાથમાં ધારણ કરનારી અને ઊંચી નીચી થતી હસ્તરૂપી કદલીમાં પહેરેલી ચૂડીઓના પરસ્પર અથડાવાથી થતા ધ્વનિ વડે ગાજી રહેલી, તથા સુંદર હુંકારથી એકાએક કંપી રહેલા ઉરઃસ્થળ ઉપર પહેરેલું મંગળસૂત્ર તૂટી જવાથી થતા ધ્વનિથી યુક્ત એવી ડાંગર ખાંડતાં ગવાતી ગીતિઓ શોભી રહેલી છે.

આમાં સખીનું વચન છે. નાયક ચાટૂક્તિથી નાયિકાના મુખનું વર્ણન કરે છે:

कोषः स्फीततरः स्थितानि परितः पत्राणि दुर्गं जलं
मैत्रं मण्डलमुज्ज्वलं चिरमधो नीतास्तथा कण्टकाः ।
इत्याकृष्टशिलीमुखेन रचनां कृत्वा तदप्यद्भुतं
यत्पद्मेन जिगीषुणापि न जितं मुग्धे त्वदीयं मुखं ॥

કોષ ધોળો છે, ચારે તરફ પાંદડાં છે અને પાર ન જઈ શકાય એવું ફરતું જળ છે, સૂર્યનું મંડળ નિરંતર જેના તરફ ઉજ્જ્વળ છે, જેની હેઠળ કાંટા છે, એ રીતે જેણે ભમરાઓને પોતાની તરફ આકર્ષ્યા છે – આવી રચના કરીને જીતવાની ઇચ્છાવાળા કમળે તારા મોં પર હે મુગ્ધા! સરસાઈ નથી મેળવી એ અદ્‌ભુત છે.

उन्नमय्य सकचग्रहमास्यं
चुम्बति प्रियतमे हठवृत्त्या ।
हुं ममेति वदनान्तरलीनं
जल्पितं जयति मानवतीनाम् ॥

ભાવાર્થ : વાળના પકડવાની સાથે મોંઢાને ઊંચું કરી પ્રિયતમ હઠવૃત્તિથી ચુંબન કરતે છતે 'હું મમા' એ પ્રમાણે મોઢામાં જ રહેલું માનવતી સ્ત્રીઓનું જલ્પિત જય પામે છે.

प्रियसखि विपद्दण्डप्रान्तप्रपातपरंपरा
परिचयचले चिन्ताचक्रे निधाय विधिः खलः ।
मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालव
द्भ्रमयति मनो नो जानीमः किमत्र विधास्यति ॥

આ શ્લોક વિજ્જકાની જ કૃતિ છે કે કેમ એ શંકાસ્પદ છે.

ભાવાર્થ : હે પ્રિય સખી! ખળ વિધિ વિપત્તિરૂપી દંડના છેડાના વારંવાર પ્રપાતના પરિચયથી ચલાયમાન એવા ચિન્તારૂપી ચક્ર ઉપર માટીની માફક જોરથી પીંડો વાળી મનને મૂકી પ્રગલ્ભ કુંભારની જેમ તે ચાક ફેરવે છે છતાં અહીં તે શું કરશે તે અમે જાણતા નથી.

विरम विफलायासादस्माद्दुरध्यवसायतो
विपदि महतां धैर्यध्वंसं यदीक्षितुमीहसे ।
अयि जडविधे कल्पापायव्यपेतनिजक्रमाः
कुलशिखरिणः क्षुद्रा नैतेन वा जलराशयः ॥

ભાવાર્થ : હે જડ વિધિ ! વિપત્તિમાં મહાન પુરુષોની ધીરજનો ભ્રંશ થતો જોવાની તારી ઇચ્છા હોય તો આ નિષ્ફળ પ્રયત્નવાળા ખરાબ નિશ્ચયથી વિરમ. કારણ કે કલ્પને અંતે જેમણે પોતાનો ક્રમ ઉલંઘ્યો છે એવા ક્ષુદ્ર સમુદ્રો તે નથી.

किंशुककलिकान्तर्गतमिन्दुकलास्पर्धि केसरं भाति
रक्तनिचोलकपिहितं धनुरिव जतुमुद्रितमनङ्गस्य ॥

કેસૂડાંની કળીની અંદર રહેલું ચંદ્રની હરીફાઈ કરતું કેસર રાતા લૂગડામાં વીંટાયેલું ને લાખથી ચિહ્નિત કામદેવનું ધનુષ્ય હોય તેવું શોભે છે.

केनात्र चम्पकतरो बत रोपितोसि
कुग्रामपामरजनान्तिकवाटिकायाम् ।
यत्रप्ररूढनवशाकविवृद्धिलोभा
द्गोभग्नवाटघटनोचितपल्लवोसि ॥

હે ચમ્પક તરુ ! કુગ્રામના પામરજનની અન્તિક વાટિકામાં તને કોણે રોપ્યું છે? જ્યાં ઊગેલા નવા શાકની વૃદ્ધિના લોભ ખાતર ગાયે ભાંગેલી વાડ સમી કરવા લાયક તારાં પલ્લવ ગણાય છે.

माद्यद्दिग्गजदानलिप्तकरटप्रक्षालनक्षोभिता
व्योम्नः सीम्नि विचेरुरप्रतिहता यस्योर्मयो निर्मलाः ।
कष्टं भाग्यविपर्ययेण सरसः कल्पान्तरस्थायिन
स्तस्याप्येकबकप्रचारकलुषं कालेन जातं जलम् ॥

ભાવાર્થ : મદમત્ત દિગ્ગજના દાનલિપ્ત ગંડસ્થળના પ્રક્ષાલનથી ક્ષુબ્ધ થયેલી નિર્મળ અને અપ્રતિહત જેની ઉર્મિઓ આકાશની સીમાઓમાં ફરતી હતી તે જ કલ્પાન્તરમાં રહી શકે એવા સરોવરનું જળ ભાગ્ય વિપર્યયથી કાળે કરીને માત્ર એક જ બગલાના પ્રચારથી હાય ! કલુષિત થયું છે !

विलासमसृणोल्लसन्मुसललोलदोःकन्दली
परस्परपरिस्खलद्वलयनिःस्वनोद्बन्धुरा ।
लसन्ति कल हुंकृतिप्रसभकम्पितोरःस्थल
त्रुटद्गमकसंकुलाः कलमकण्डनी गीतयः ॥

ભાવાર્થ : વિલાસી, લીસા અને સુંદર, એવા સાંબેલાને હાથમાં ધારણ કરનારી અને ઊંચી નીચી થતી હસ્તરૂપી કદલીમાં પહેરેલી ચૂડીઓના પરસ્પર અથડાવાથી થતા ધ્વનિ વડે ગાજી રહેલી, તથા સુંદર હુંકારથી એકાએક કંપી રહેલા ઉરઃસ્થળ ઉપર પહેરેલું મંગળસૂત્ર તૂટી જવાથી થતા ધ્વનિથી યુક્ત એવી ડાંગર ખાંડતાં ગવાતી ગીતિઓ શોભી રહેલી છે.

सोत्साहा नववारिभारमुखो मुंचतु नादं घनाः । થી શરૂ થતો શ્લોક જલ્હણની સુભાષિતમુક્તાવલિની એક હસ્તલિખિત પ્રતમાં છે પણ તે મને મળ્યો નથી.

૯. **શીલાભટ્ટારિકા:** ધનદેવના સુભાષિતમાં એનું નામ ગુંથાયેલું છે. ભોજદેવના દરબારને શોભાવતી કવિમંડળીમાં એ હતી એવી દંતકથા પ્રચલિત છે. એક શ્લોકનો પૂર્વાર્ધ ભોજે રચેલો અને ઉત્તરાર્ધ શીલાએ રચેલો મનાય છે. એ શ્લોકને ભર્તૃહરિ શતકમાં વળી સ્થાન મળેલું છે એટલે વાસ્તવિક હકીકત કળવાનું સહેલું નથી. નીચેના શ્લોકના કર્તૃત્વ માટે અમરુ અને શીલા વચ્ચે તકરાર છે.

> विरह विषमो वामः कामः करोतु तनुं तनुं
> दिवस गणनादक्षश्चासौ व्यपेतघृणो यमः ।
> त्वमपि वशगो मानव्याधेर्विचिन्तय नाथ हे
> किसलय मृदुर्जीविदेवं कथं प्रमदाजनः ॥

વિરહથી વિષમ થયેલા કુટિલ કામદેવને શરીર દૂબળું કરવા દ્યો. દિવસની સંખ્યા ગણવામાં નિપુણ યમ ભલેને દયા છોડી દે, તું પણ માનરૂપી વ્યાધિને વશ થયો છે. હે નાથ! વિચાર કે કિસલય જેવી કુમળી પ્રમદા કેવી રીતે જીવી શકશે?

જલ્હણે સૂક્તિમુક્તાવલિમાં શીલાની રાજશેખરે કરેલી પ્રશંસા જાળવી રાખી છે.

> शब्दार्थयोः समो गुम्फः पाञ्चाली रीति रुच्यते ।
> शीलाभट्टारिका वाचि बाणोक्तिषु च सा यदि ॥

શબ્દ અને અર્થનો સરખો ગુંફ જેમાં તે પાંચાલિ રીતિ કહેવાય છે, જો તે શીલાભટ્ટારિકાની વાણીમાં કે બાણની ઉક્તિમાં હોય તો. આવી સુપ્રસિદ્ધ ને વખણાયેલી નારીની કવિતાનો પરિચય નીચેના શ્લોકો આપે છે.

> दूति त्वं तरुणी युवा सः चपलः श्यामास्तमोभिर्दिशः
> संदेशः सरहस्य एव विपिने संकेतकावासकः ।
> भूयोभूयः इमे वसन्तमरुतश्चेतो हरन्त्यन्यतो
> गच्छ क्षेमसमागमाय निपुणे रक्षन्तु ते देवताः ॥

હે દૂતી! તું જુવાન છો, અને તે જુવાન ચપળ છે, દિશાઓ અંધકારથી કાળી છે, સંદેશો રહસ્યવાળો છે, વળી સંકેતસ્થાન જંગલમાં છે માટે

ફરીફરીને કહું છું કે આ વસન્તના પવન મનને બીજી બાજુ લઈ જાય તો હે નિપુણ દૂતી ! તું ક્ષેમસમાગમને માટે જા. દેવતાઓ તારું રક્ષણ કરો !

प्रियाविरहितस्याद्य हृदि चिन्ता ममागता ।
इति मत्वा गता निद्रा के कृतघ्नमुपासते ।।

ભાવાર્થ : પ્રિયાના વિરહથી દુઃખી એવા મારા હૃદયમાં આજે ચિંતાને સ્થાન મળેલું છે એમ સમજીને નિદ્રા મને છોડીને ચાલી ગઈ છે. ખરું જ છે કે કૃતઘ્નનની કીયા પુરુષો ઉપાસના કરે છે?

श्वासाः किं त्वरितागतैः पुलकिता कस्मात्प्रसादः कृतः
स्रस्ता वेण्यपि पादयोर्निपतनान्नीवी गमादागमात् ।
स्वेदार्द्रं मुखमातपेन गलितं क्षामा किमित्युक्तिभि
र्दूति म्लानसरोरुहद्युतिधरस्यौष्ठस्य किं वक्ष्यसि ।।

ભાવાર્થ : હે દૂતિ ! (મારા પ્રીતમ પાસે) તારાથી જઈ આવવાથી શું તને આમ શ્વાસ ચડી ગયો છે? તારાં રોમાંચ ખડાં થયાં છે, તે શું કોઈએ તારા ઉપર કૃપા કરી ? શું (મારા પ્રીતમના) પગે પડવાથી વેણી પણ સરી પડી ? અને હરફરમાં શું તારી નીવી ઢીલી પડી છે? તાપથી પણ પરસેવા વડે ભીંજાયેલું તારું મુખ પણ ગળે છે. તું દૂબળી પડી છે. અરે વધારે કહેવાની જરૂર શી છે ? કરમાયેલા કમળની કાન્તિ ધરનારા તારા ઓઠ વિશે પણ તું શું કહે છે?

यः कौमारहरः स एव रहः થી શરૂ થતો શીલાનો શ્લોક જલ્હણની સુભાષિત મુક્તાવલિની એક પ્રતમાં છે પણ તે મેળવી શકાયો નથી.

**૧૦. સુભદ્રા:** આને વિશે રાજશેખર કહે છે કે :–

पार्थस्य मनसि स्थानं लेभे खलु सुभद्रया ।
कवीनां च वचोवृत्ति चातुर्येण सुभद्रया ।

જલ્હણ કૃત સૂક્તિમુક્તાવલિ.

ભાવાર્થ : ખરેખર સુભદ્રાએ પાર્થ—અર્જુનના મનમાં સ્થાન મેળવ્યું છે. સુભદ્રા કવયિત્રીએ પણ વાકયોના ન્યાસની નિપુણતાથી કવિઓનાં મન હરી લીધાં છે. કવિઓનાં મન હરી લેનારીનો એક જ શ્લોક હયાત રહ્યો છે:

दुग्धं च यत्तदनु यत् क्वथितं ततोनु
माधुर्यमस्य हृतमुन्मथितं च वेगात् ।

जातं पुनर्घृतकृते नवनीतवृत्ति
स्नेहो निबन्धनमनर्थपरंपराणाम् ॥

ભાવાર્થ : જે દૂધ હતું તેને પ્રથમ દોહવામાં આવ્યું; તે પછી ઉકાળવામાં આવ્યું; (આધરકી) તેની મધુરતા હરી લેવામાં આવી, અને વેગથી તેને વલોવવામાં આવ્યું. વળી ઘી મેળવવા કાજે તેને માખણ કરી તપાવવામાં આવ્યું. ખરેખર સ્નેહ (ઘી) એ અનર્થની પરંપરાઓનું નિબંધન છે.

આ શ્લોકમાં સ્નેહનો શ્લિષ્ટ પ્રયોગ કરી જે અર્થ ધ્વનિત કરવા ઉદ્દેશ છે તે સર્વને સરલતઃ ગમ્ય થાય તેવો છે.

**૧૧. શરીફ (?)** — ડા. પિટરસન આ નામ સ્ત્રીનું ગણે છે. ઑફ્રેક્ટે નથી ગણ્યું.

अत्यन्तोन्नतपूर्वपर्वतमहापीठे हरस्पर्धया
दूरोदञ्चितधूमसंनिभतमस्तारास्फुलिङ्गाकुलम् ।
नूनं पञ्चशरोऽकरोच्छशिमिषात्स्वं ज्वालिङ्गितो
गर्वाच्छर्वपरान्दहेन्मुनिवरान्सर्वानखर्वांशुभिः ॥

ભાવાર્થ : ખરે જ કામદેવે શંકરની સ્પર્ધાથી અત્યંત ઉન્નત એવા ઉદયાચળરૂપી મહાપીઠ ઉપર ચંદ્રના મિષથી પોતાના જ્વાલામય સ્વરૂપને ઉદય કર્યું છે અને તારારૂપી તણખાથી વ્યાકુલ એવા અત્યંત દૂર ઉદય પામેલા ધુમાડા સમાન અંધકારનો નાશ કર્યો છે. એવો કામદેવ ગર્વથી શંકરપરાયણ મુનિવરોને પણ અસંખ્ય કિરણોથી બાળી દે.

**૧૨. પ્રભુદેવી :** રાજશેખર એને નીચે પ્રમાણે પ્રશંસે છે :

सूक्तीनां स्मरकेलीनां कलानां च विलासभूः ।
प्रभुदेवी कविर्लाटी गतापि हृदि तिष्ठति ॥

આ ઉપરાંત અવન્તિસુન્દરી, કુન્તીદેવી, ચણ્ડાલવિદ્યા, પદ્મશ્રી, પદ્માવતી, ભાવદેવી, લક્ષ્મી, વિદ્યા, વિશ્વાસદેવી, સરસ્વતી, સીતા, જઘનચપલા, કેરલી, ગૌરી, રત્નાવલી વગેરેનાં નામ જાણવામાં આવ્યાં છે. પણ તેમનો રચેલો એક પણ શ્લોક પ્રાપ્ત કરી શકાયો નથી. શર્મિષ્ઠા, સરસ્વતી, રમ્ભા, ગૌરી આદિના ગ્રંથો વિશે ઉલ્લેખ વાંચ્યા છે પણ વિશેષ અને ચોક્કસ માહિતી મળી શકી નથી.

મદ્રાસ ઈલાકામાં ઈ. સ. ૧૬૪૦ના અરસામાં મધુરવાણી નામની કવિઆણી થઈ ગઈ છે. તે ચાર ભાષામાં કાવ્યરચના કરી શકતી હતી. તે અવધાની હતી, વ્યાકરણ અને વૈદકમાં નિષ્ણાત હતી; વીણા વગાડવામાં કુશળ હતી. તંજોરના

રઘુનાથ ભૂપાલે એને આ નામ આપ્યું હતું. રઘુનાથ ભૂપાલ રચિત આન્ધ્ર રામાયણનો સંસ્કૃત પરિવર્ત એણે કર્યો હતો.

આ સંગ્રહમાંની કવિતા વાંચતાં ખેદ થાય છે. બૌદ્ધ થેરીઓ કે વૈષ્ણવ ભક્તાણીઓની સ્વયંભૂ હૃદયોર્મિ એમાં નથી. સ્ત્રીહૃદયનો પ્રભાવ નથી પણ પુરુષરચિત કવિતાનાં નીરસ અનુકરણ છે. સ્ત્રીપ્રતિષ્ઠા ઉન્નત ન હોવાનું આ પરિણામ હશે?

અવકાશે વિશ્વવારા, અપાલા, ઘોષા, આદિ વૈદિક સ્ત્રીઋષિઓનાં સૂક્તોનો પરિચય આપવામાં આવશે.

તા. ક. – શ્લોકોનાં ભાષાંતર કરવામાં રા. રા. અંબાલાલ બુ. જાની બી. એ. અને રા. રા. લાભશંકર પ્રભુરામ ભટે મદદ કરી છે માટે તેમનો ઉપકાર માનું છું.

[ ૧૯૧૩ ]

# વર્તમાનપત્રના ખાસ અંકો

આપણી ગરવી અને ગુણવંતી ગુજરાતનાં વર્તમાનપત્રો કેટલાંક વરસોથી ખાસ અંકો કાઢે છે. એમનાં 'સાહસ' અને સેવા પ્રશંસા અને ઉત્તેજનને પાત્ર છે. એ સેવા વિશેષ ઉજ્જવળ અને સ્થાયી પ્રભાવ પાડે એવી થાય, તો કેવું સારું ? શુભ અભિલાષા સિદ્ધ થાય, માટે સેવાના સ્વરૂપ વિશે વિચાર કરવો ઘટે છે. ભિન્ન ભિન્ન શક્તિ, વિદ્વત્તા અને પ્રતિષ્ઠાવાળા ગુજરાતીઓ દ્વારા આ વિચાર થાય એવા હેતુથી સહેજ શરૂઆત આ લેખ દ્વારા કરીશું. ખાસ અંક કાઢવાનો શો ઉદ્દેશ હશે ? વાંચનારાઓને પર્વના નવરાશ અને મોજભરેલા દિવસોમાં ગમ્મત આપવાનો કે પવિત્ર મંગલ પ્રસંગે મનુષ્યજીવનના ધર્મનું સ્મરણ આપવાનો ? આજદિન લગી નીકળેલા અંકો ગમ્મત અને બોધ બન્ને આપવાનો ઉદ્દેશ બતાવે છે. નિરનિરાળા વિષયો વિશે કવિતા, નિબંધ, વાર્તા આદિ દ્વારા વાંચન-સામગ્રી પૂરી પાડવામાં આવે છે. આ સામગ્રી એકઠી કરવામાં ને પ્રગટ કરવામાં વર્તમાનપત્રો નાનીસૂની જહેમત ઉઠાવતાં નથી. છતાં એમનાં કાર્યની દિશામાં ફેરફાર થવો ઈષ્ટ છે. કેવી રીતે થવો જોઈએ ? તેનો યથાશક્તિ વિચાર કરીએ.

વર્ષ આખરે આયવ્યયનું સરવૈયું કાઢવામાં આવે છે; વર્ષ આનંદઉત્સવમાં ગયું હોય તો પર્વના દિવસો ઉત્સાહ અને લહેરથી ઊજવવામાં આવે છે. એટલે આ આનંદ–ઉત્સાહના દિવસોમાં ગમ્મત તો જોઈએ જ. ઠાકોરજીનાં સેવા–ઓચ્છવ કરીએ, પણ આતશબાજી ફોડ્યા વિના નહિ ચાલે. ગમ્મત પણ નીરસ ન કરે, ઉમંગ ઊડી ન જાય પણ ઓર શક્તિ વધારે, બધું મંગળ મંજળ કરી મૂકે એવી જોઈએ. રસના ચટકા નહિ પણ કૂંડાં. ગમ્મત રાજાને જ નહિ પણ રંકને પણ ખરી; મહેલમાં જ નહિ પણ ખંડના ખોરડામાં પણ ખરી, પુરુષને જ નહિ પણ સ્ત્રીને પણ ખરી; પ્રૌઢને જ નહિ પણ બાળકને પણ ખરી; સાધુને જ નહિ પણ પાપીને પણ ખરી – પશ્ચાત્તાપથી શુદ્ધ થઈ નવજીન પામી લહાવો લેવાથી —સુખીને જ નહિ પણ દુઃખીને પણ ખરી. પણ નરી ગમ્મત આપણને પાલવે એમ છે ? આપણા ભાગ્યમાં છે ? આપણા જીવનના કેટકેટલા પ્રશ્નો અનુત્તર જીવનમાં વણાયા વિનાના ઊભા છે ? આવકજાવકનું સરવૈયું કાઢતી વખત આ પ્રશ્નોનું સરવૈયું કાઢવાનું કર્તવ્ય નથી ? ધનની પૂજા કરી સંતોષ મનાય એમ છે ? આપણા દરિદ્ર દેશમાં એને ઉત્પન્ન કરવાનું છે ? આપણી સર્વની જનેતા

પૃથ્વીના પુત્ર નરકાસુરનું શ્રીકૃષ્ણ પરમાત્માને હાથે મૃત્યુ થયું તેથી સ્નાન કરવા કરતાં એવાં પાતકોમાંથી મુક્ત થવા પ્રયત્નશીલ થવું નથી ઘટતું ? આપણે મનુષ્ય છીએ. આપણા ધર્મોનો હરેક પળે વિચાર કરવો ઘટે છે તો સાલ આખરે તેનું સર્વાંગ પરિશીલન કરીએ તો જ નવી સાલ મુબારક નીવડે. વર્તમાનપત્રો આ દિશામાં કેવી પ્રવૃત્તિ કરી શકે ?

મનુષ્યજીવનમાં ધર્મ, સંસાર, કુદરત, રાજ્ય, નીતિ, કેળવણી, સાહિત્ય, કળા, ઉદ્યોગ, વેપાર, પરોપકાર, વગેરે વગેરેના પ્રશ્નોને ઓછું-વત્તું પ્રાધાન્ય છે. છતાં આપણાં વર્તમાનપત્રોને સાહિત્યની એટલી બધી મોહિની લાગી છે કે બીજા પ્રશ્નો પ્રત્યે જોઈએ તેવો એમનો આદરભાવ નથી. સાહિત્ય માટે માસિકો છે, સભાઓ છે, સંમેલનો છે, સેવકો છે, પ્રકાશકો છે તોપણ વર્તમાનપત્રો એને નિરર્થક સૌથી વિશેષ મહત્ત્વ કેમ આપે છે ? સમર્થ, ધીર્યવાન, પ્રતિભાપૂર્ણ સાહિત્ય ઉત્પન્ન કરવાની અભિલાષા તો કોઈને નહિ હોય ? અથવા ટીકા કરવાનો વર્તમાનપત્રોનો પેશો હોવાથી સાહિત્યના પ્રદેશમાં ટીકાકાર તરીકે પ્રવેશ મેળવ્યા પછી વિશેષ પ્રવૃત્તિનો મોહ લાગ્યો હશે ?

કાવ્યો, વાર્તાઓ અને નિબંધોથી અંક ભર્યો એટલે ગંગા નાહ્યા સમજવાનું નથી. આપણા જીવનના વિવિધ પ્રશ્નોની ચર્ચા માટે સાહિત્યનાં આ સ્વરૂપોની મદદ લેવામાં આવે તો વાંધો નથી. તેમ મારું એમ નથી કહેવું કે ખાસ અંકમાં સાહિત્યને સ્થાન જ ન આપવું. બેલાશક આપવું અને આપણાં ચૈતન્યનો એ અંશ પ્રદીપ્ત રાખવો. પણ જીવનના ખાસ વર્તમાનો પ્રત્યે દુર્લક્ષ આપવું મુનાસબ નથી. 'ભદ્રંભદ્ર' કે 'સાઠીના સાહિત્ય' વિશે અઠવાડિયાનાં અઠવાડિયાં વર્તમાનપત્રો ટીકાઓ લખ્યાં જાય પણ રાજ્યનીતિ, અર્થશાસ્ત્ર, કેળવણી કે વેપાર-ઉદ્યોગના પ્રશ્નો સમર્થ અને વ્યાપક લેખમાંથી ઉદ્દેશપુરઃસર પ્રભાવ પાડે એવી રીતે ન લખે એ શું યોગ્ય લેખાય ?

જીવનના બીજા પ્રશ્નો જેવો સાહિત્યનો પ્રશ્ન પણ અગત્યનો છે. વર્ષ દરમિયાન ઊઠેલા પ્રશ્નો અથવા સાહિત્યે લીધેલા વલણ વિશે વિહંગ દૃષ્ટિથી કે તત્ત્વદૃષ્ટિથી અવલોકન થાય તો લાભ જ છે. હાલ આ પ્રદેશમાં જે જાતની પ્રવૃત્તિ થાય છે તેથી વિશેષ સારી થઈ શકે, માટે યથાશક્તિ સૂચના કરું છું. વર્તમાનપત્રોના વાંચનારાની સંખ્યા વધારે હોવાથી આ દિશામાં અસર પણ ધારી તેઓ પાડી શકે. સાહિત્યની ભાવના નિકૃષ્ટ થતી જતી હોય તો નૈસર્ગિક લખાણોથી, રૂપાન્તરો કે ભાષાંતરોથી એ ભાવના ઉત્કૃષ્ટ કરવા પ્રયત્ન કરવો જોઈએ. આપણી ભાષામાં નાટકનું સાહિત્ય સારું નથી. નાટકશાળામાં ભજવવાનાં

નાટકોમાં નાના પ્રકારના ગંભીર દોષો હોય છે. આ દોષો દૂર કરવા, રુચિ ઉન્નત કરવા અને આપણા વર્તમાન જીવનના વિકાસ અર્થે રંગભૂમિની સહાય મેળવવા 'ખાસ અંક'માં નાટક પ્રગટ કરવાં. સ્વતંત્ર મળે તો તેમ નહીંતર રૂપાંતરો ભાષાંતરોથી. મરાઠી અને બંગાળી ભાષામાં નાટકનું સાહિત્ય વિશાળ છે. ગુજરાતમાં એ ભાષાઓના અભ્યાસીઓની સંખ્યા વધતી જાય છે. હવે દર વર્ષે એક નાટક ખાસ અંકમાં આવે તો સાહિત્યમાં વૃદ્ધિ થાય, 'કંપની'ના 'કવિ'ને નમૂના મળે અને લોકરુચિ સુધરે. મરાઠી ભાષામાં સમાજસુધારણા વિશે કેટલાંક સારાં નાટકો છે. શારદા, હુંડા, કચદેવયાની, વગેરે. જરઠવિવાહ, નરવિયુધ, મદ્યપાન આદિમાં સમાયેલા અનર્થો વિશે સચોટ છાપ આ રીતે પાડી શકાશે. ઈબ્સન, સ્ટ્રીન્ડબર્ગ, ગેલ્સવર્ધી, બ્રીઓ, સુદરમેન, હોપ્ટમેન, જોનસન, શૉ, ફિલિપ્સ, મેટર્લિંક, ડીએનન્ઝીઓ, આદિ યુરોપના સુવિખ્યાત નાટકકારોની પ્રશ્નો ચર્ચવાની પદ્ધતિનો અંગીકાર કરવામાં આવે અથવા એમની કૃતિનાં ભાષાંતર અથવા રૂપાંતર કરવામાં આવે તો કેવું સારું? આ જમાનામાં લોકમત કેળવવાનું – મનુષ્ય-જીવન ઉન્નત કરવાનું રંગભૂમિ એવું તલેસ્માતી સાધન છે કે એ પ્રદેશમાં સેવા કરનારે એની ઉન્નતિ કરવા પર લક્ષ આપવું જોઈએ. ક્રમશઃ વાર્તાનાં પ્રકરણો છાપનાર વર્તમાનપત્રો એ રીતે નાટકનાં પ્રવેશો ન છાપી શકે તો ખાસ અંકમાં એને સ્થાન આપી શકે ખરાં. સારાં નાટકોથી વર્તમાનપત્રોની નવલકથા દ્વારા લોકરુચિ અધમ થતી જાય છે તે સુધરે તો જ આ અંશ ઉમેરાયાનું સાર્થક.

આપણાં વર્તમાનપત્રે સાહિત્યના એક બીજા અંગની અવનતિ કરી છે. 'ભર કટોરારંગ' અને એના નિર્માલ્ય ચાળાઓથી હાસ્યરસની ભાવના દિવસે દિવસે હલકી થતી જાય છે. ભદ્રંભદ્રે કે માનપત્ર લેનાર રસોઈયાએ કે અવેજી કારભારી બનનાર ફરસે કે ભંકોડાના ભનુઆં વેચનારે એ રુચિ ઉન્નત નથી કરી. ઊંચા હાસ્યરસ જમાવવાની શક્તિ ન હોય તો પરભાષામાંથી રૂપાંતર કે ભાષાંતર દ્વારા એ અંગેનો ઉત્કર્ષ કરવો જોઈએ. 'ખાસ અંકો'માં 'ટોચકા' આપવા કરતાં હાસ્યરસની જમાવટવાળી કવિતા કે વાર્તા અપાય તો સારું.

ત્રીજી સેવા સાહિત્યની ખાસ અંકો ચિત્રો દ્વારા કરી શકે. દેશના હૃદયમાં સ્થાન પામેલા સાક્ષરોની, તેમનાં મકાન, લેખનખંડ, વગેરેની છબીઓ તેમ જ તેમની કૃતિમાં આવતાં પ્રસંગો કે પાત્રોનાં ચિત્રોથી સાહિત્ય અને કલાની સુગંધ વધારે ફેલાવાય છે. આપણાં મૂર્તિપૂજક દેશમાં આ સેવાનું મહત્ત્વ વિશેષ બતાવવું પડે એમ છે?

સાહિત્યને સવિશેષ સ્થાન આપવા માટે અણગમો બતાવતાં એનાં ક્યાં

અંગોને પોષણ માટે, લોકરુચિના ઉત્કર્ષ માટે કેળવવાની જરૂર છે તે સંક્ષેપમાં બતાવવું.

વર્તમાનપત્રોએ – ખાસ કરીને આપણાં દેશમાં અત્યારે રાજ્યનીતિ, અર્થ-શાસ્ત્ર, કેળવણી અને હુન્નરઉદ્યોગ પર ધ્યાન આપવું જોઈએ. બીજી બાબતો ગૌણ ગણવી જોઈએ. કેવી રીતે ધ્યાન આપવું ! આખા વરસમાં જુદે જુદે વખતે ઊઠતા સવાલો પર આપણાં વર્તમાનપત્રો ટીકા કરે છે. કયા સિદ્ધાંતોને અનુસરી આ ટીકા કરાય છે તે જાણવાની સુગમતા એ સિદ્ધાંતોના ઉદાહરણ સહિત વિવેચનથી વાચકોને પ્રાપ્ત કરી અપાય છે. દેશમાં ઉક્ત પ્રદેશમાં ચાલતી પ્રવૃત્તિઓનું લક્ષ્ય શું છે? લક્ષ્ય સાધવા કેવાં અને કેટલાં સાધનોની જરૂર છે? આપણા જેવી સ્થિતિમાં ઈતર રાષ્ટ્રોમાં આ સાધના કેવી રીતે સિદ્ધ થઈ છે? અથવા થતી જાય છે?

પ્રચલિત રાજ્યબંધારણમાં લોકોન્નતિ માટે ફેરફાર કરવા બધી પ્રવૃત્તિ પ્રવર્તી રહી હોય તો એ ફેરફારોનું સ્વરૂપ આંકવાની સાથે રાજ્યબંધારણ કેવી જાતનું છે તેની માહિતીથી દરેક વાચક વાકેફગાર થવો જોઈએ. રાજ્યવ્યવસ્થામાં પ્રજાની મસલત અને સલાહને સ્થાન હોવું જોઈએ એ દૃષ્ટિબિન્દુથી ઘણા પ્રસંગોની કસોટી લેવાય છે, પણ એ સ્થાન શા માટે હોવું જોઈએ? એ સવાલનો જવાબ વર્તમાનપત્રના વાંચનારાઓમાંથી કેટલા આપી શકશે? કરની ઊપજમાંથી રાજ્ય-વ્યવહાર ચાલતો હોવાથી કર આપનારા સાથે મસલત કરી તેમની સલાહ લેવાવી જોઈએ એ સૂત્ર, એમાં ઓતપ્રોત રહેતાં હક્ક–ફરજના ખ્યાલ સાથે સર્વગમ્ય થાય તો આપણા રાજકીય જીવનમાં કેવું અદ્‌ભુત ચેતન આવે અને આપણી પ્રગતિ કેવી વેગવંતી થાય? આ અનુભવનું એક ફળ એવું પણ થાય કે રાજ્યવ્યવહાર આપણે હાથે ચલાવવો હોય તો આપણે સ્વાશ્રયી થવું જોઈએ. આપણી જરૂરિયાતો પૂરી પાડવા આપણે આપણા પર કર નાંખી સ્વરાજ્યની સિદ્ધિ આણવી જોઈએ. આપણા સ્થાનિક સ્વરાજ્યની દરેક સંસ્થામાં જે જે દોષો જણાય છે, એ સંસ્થાઓ પ્રતિ સામાન્ય જનસમૂહની મમતા કે સહાનુભૂતિ કે સહકારિતા નથી હોતાં તેનું કારણ ઉક્ત અનુભવની ન્યૂનતા કે ગેરહાજરી નથી? આપણાં વર્તમાનપત્રોની ફરજ છે કે નિરંતર પ્રતિનિધિશાસક સ્વરાજ્યની ભાવના જનસમૂહ આગળ રજૂ કરવી, તેની સિદ્ધિમાં પડતી મુશ્કેલીઓ દર્શાવવી, ને મુશ્કેલીઓમાંથી કેવી રીતે પાર ઊતરાય તે માટે બીજી પ્રજાઓના અનુભવ આપવા અને લક્ષ્ય પ્રાપ્ત કરવા કેવા ગુણો અને સાધનોથી સંપન્ન થવાની જરૂર છે તે બતાવવું. આપણા દેશી રાજ્યોના વહીવટમાં ક્યાં ક્યાં આ ભાવનાનો તિરસ્કાર છે, કેવી રીતે એનો ત્યાં પ્રવેશ થઈ શકે વગેરે—પ્રસંગોની ટીકારૂપે નહીં પણ—સમગ્ર પ્રશ્નનું નિરૂપણ અવારનવાર થયા કરે તો જ લાભ છે.

# લોકગીત

લોકગીતનો ઉષઃકાળ તે સાહિત્યનો ઉષઃકાળ છે. વસ્તુતઃ સાહિત્યનો ઉદ્ભવ લોકગીતમાંથી જ થયો છે. દરેક પ્રજાનું સાહિત્ય પ્રથમ ગાથા અથવા ભજનોના રૂપમાં આવિર્ભાવ પામ્યું છે.

કવિત્વ અને સંગીતના અંશ માનવ આત્મામાં વસેલા છે. માનવીના હૃદયની વાંછનાઓ, આત્માની અભિલાષાઓ આ બન્નેના આશ્રયે વ્યક્ત થાય છે. જેવી રીતે વાતાવરણમાં નિવસતું બાષ્પ આપણી ચામડીને શિશિરમસૃણ કરે છે તેમ આ બન્ને આપણા જીવનને કરે છે.

વાદ્ય, ગવૈયા, રંગભૂમિ વગેરે વિનોદસામગ્રીથી પોતાનો થાક ઉતારવા, વખત ગાળવા, આનંદ મેળવવા જેઓ ભાગ્યશાળી નથી એવા ગામડિયા, ભીખારીઓ અને શિક્ષણવિમુખ સ્ત્રીપુરુષો પોતાના હૃદયમાં વસતા ભાવો સંગીત દ્વારા પ્રકટ કરે છે. આવી નિર્દોષ ગમ્મતમાં તેઓ પોતાના સંજોગો, પોતાની તવારીખ, પોતાની ખાસિયતો વગેરેની રૂપરેખાઓ આલેખે છે. આ લેખમાં આવું કાંઈ દિગ્દર્શન કરાવવાનો આશય છે.

આ નિર્દોષ ગમ્મતમાં ઉત્પન્ન થયેલું સાહિત્ય તે **દેશજ સાહિત્ય** કહી શકીએ. તેના ઘણા ભેદપ્રભેદ છે. લોકગીત, લોકકથા, જનવાર્તા (folkore); કહેવતો; સમસ્યા, ઉખાણાં; વગેરે વગેરે આ ભેદપ્રભેદનાં અભિધાન છે.

આ લેખમાં લોકગીત સંબંધે કિંચિત કહેવામાં આવ્યું છે. આપણા ગુજરાતમાં લોકગીતના કેટલા પ્રકાર છે તે જોઈએ.

(૧) ભજનો (અ) મંદિરો, મઠ, વાડા, વગેરે ધર્મસ્થાનોમાં સાંજ સવાર વગેરે સમયે ગવાતાં ભજનો, ખોજાનાં 'જ્ઞાનો'

(આ) માંગણ, ભીખારુ, ભરથરી, ચારણીઓ, સાધુ, શ્રવણો, માતા કાઢનારા તેલિયા રાજા, હીજડા પ્રભૃતિનાં સ્તવનકીર્તનો, ગીતો ઇત્યાદિ.

(૨) વિનોદપ્રદ ગીતો: (અ) કોસ હાંકતાં, ખેડતાં, લણતાં, ઢોર ચારતાં, ગામડિયાઓ જે ગીતો ગાય છે તે.

(આ) ઘાંચી ઘાણી ફેરવતાં જે ગીતો ગાય છે તે.

(ઇ) ધૂબા નાંખતી વખતે મજૂરણો જે ગીતો ગાય છે તે.

( ઇ ) રમતાં છોકરા છોકરીઓ ગાય છે તે જોડકણાં, ટૂચકા ઉખાણાં વગેરે.

( ઉ ) કલગી તોરાવાળાની લાવણીઓ : વેશ્યા અને ગવૈયાની ચીજો, ખ્યાલ, ટપ્પા વગેરે.

( ઊ ) હાલરડાં; જનોઈ, મુંડણ, લગ્ન, સીમંત, વગેરે પ્રસંગે સ્ત્રીઓ જે ગીતો ગાય છે તે; હીંચકા ખાતાં, ગોરોમાં, નવરાત્રિમાં જે ગરબા રાસડા સ્ત્રીઓ ગાય છે તે; દળતાં, કાંતતાં જે ગીતો ગાય છે તે.

( ૩ ) શોકપૂર્ણ ગીતો : રાજિયાઓ, મરસિયા વગેરે.

( ૪ ) ઐતિહાસિક (અ) ભાટ, ચારણ, વહીવંચા, ગઢવીના દુહા, કવિતા, રાસા;

(આ) છૂટેછવાયે સ્થળે ઉપર વર્ણવેલા પ્રકારના ગીતોમાં ઐતિહાસિક રાસા, ગીતો વગેરે ગવાય છે તે.

( ઇ ) મુસલમાની કિસ્સાઓ

( ઈ ) ભવાઈ.

આ વર્ગીકરણ સંપૂર્ણ તેમ જ શાસ્ત્રીય નથી. આ પ્રદેશનું કંઈક ભાન થાય તેટલા જ ખાતર આવું વર્ણન કરવામાં આવ્યું છે. વ્યાઘાતનો દોષ થયો હશે પરન્તુ સ્પષ્ટીકરણ માટે તે ક્ષમ્ય થશે એવી આશા છે. આ વર્ગીકરણ મુખ્યત્વે બે વસ્તુને અવલમ્બેલું છે : પ્રસંગ અને મનુષ્ય. આ સૂત્ર ધ્યાનમાં લેતાં સંશયને સ્થાન નહિ રહે.

આ અસ્થિપિંજર પરથી પ્રતીત થયું હશે કે આ ગીતો ધાર્મિક, સાંસારિક અને ઐતિહાસિક માહિતી મુખ્યત્વે પૂરી પાડે છે.

### ધાર્મિક પદો

નાના પ્રકારના પન્થ સંપ્રદાય જે ગુજરાતમાં પ્રચલિત છે તેમનાં સિદ્ધાંત, આચારો, દંતકથા, આખ્યાયિકા, ક્રિયાકલાપ, વગેરે પર ભજનો સારો પ્રકાશ નાંખે છે. આ ઉપરાંત તેમનાં સ્થાપકો, સન્તો પ્રભૃતિ સંબંધી પણ ઉપયોગી માહિતી તેઓ આપે છે. વલ્લભી સંપ્રદાય, સ્વામિનારાયણ સંપ્રદાય તેમ જ અનેક નાનામોટા વૈષ્ણવ, શક્તિ, શૈવ, જૈન, મુસલમાન સંપ્રદાયોનાં ભજનો ઉક્ત વાતની સાક્ષી પૂરે છે.

એક ઉદાહરણ લઈશું અને આશા છે કે તેથી આપણો અર્થ સરશે. ગુજરાતમાં ઘણી જાતો વસે છે કે જેમનો ધર્મ મુસલમાની હોય છે પરંતુ આચાર હિન્દુઓના હોય છે. આનું કારણ શું ? હિન્દુમાંથી જે જાતો વટલી મુસલમાન થયેલી તે જાતોના આચારવિચાર આવા છે. આ લોકો રાજીખુશીથી પરધર્મમાં ગયેલા કે જોરજુલમથી ? સાધારણ સમજ એવી છે કે આ જાતો જોરજુલમને લીધે જ અસ્તિત્વમાં આવી છે. પણ આ સત્ય નથી. તરવાર ઉપરાંત

મુલ્લાં, ફકીર, ઓલિયાઓએ રસુલ મહમ્મદના દીનની હાક ગુજરાતમાં ગજાવી હતી. આ સાધુ પુરુષોના શ્રમનું ફળ આ સંકર જાતો છે.

આ સંબંધમાં મિ. સચેદીના નાનજીયાણીના ગ્રંથમાંથી ખોજાઓનાં ભજનોના સંક્ષિપ્ત ઉતારા આપીશું.

અલ્લી ઇસ્લામના પ્રસાર માટે આચાર્યો (પાદરીઓ) દેશપરદેશ મોકલતો હતો. હવે હિન્દુસ્તાન એક આચાર્યને મોકલવો હતો; તેથી આસપાસ બેઠેલાની સન્મુખ જોઈ તે બોલ્યો :

'અલમુત ગઢ આલી ભણે, કોકો પુંજા ભાખત્ર પાળશે,
પચવીશ ગામ સોસત્રપન, એતેરમે સદ સંભળાવે:
તબ ઊઠયો **નૂરસતાગર** નેણુ વાય, દેવ તારા ભાખત્ર પાળશું
જેમ હજરત અલી કહે તેમ કરશું, ઉગમણુ જઈ ગમત કરશું.'

નૂરસતાગર હિન્દુસ્તાન જઈ ઇસ્લામ ફેલાવવાનું બીડું ઝડપે છે. હિન્દુઓ જે અવતારવાદમાં શ્રદ્ધાશીલ છે તે વાદનો ઉપયોગ કરવામાં આવે છે. બુદ્ધને વિષ્ણુનો અવતાર ગણી જેમ બૌદ્ધ ધર્મ અને હિન્દુ ધર્મના ભેદ ઓગાળી નાખવામાં આવ્યા હતા તેમ ઇસ્લામ ને હિન્દુ ધર્મ અભિન્ન છે એવું બતાવવા અલિ પણ અવતારવાદનો આશ્રય લે છે. પ્રચલિત દશ અવતારમાંના નવ અવતાર કાયમ રાખી પોતાને દશમો અવતાર લેખાવે છે.

'નવ અવતાર આગે રચ્યો, × × × × ×
દશમો મેઘવારે જે ધરે, મહેસરી માતંગ આયો દેવ.'

*

'અમોએ એ આલી, અમોએ ઈશ્વર, અમોએ રૂપ આગળ ધરંતે
મઢ દ્વિપ, જંબુખંડ, ડંમર માતંગ નામ ઉચરંતે.'

મેં આગળ નવ અવતાર ધર્યા હતા; હાલ દશમો અવતાર લીધો છે. હું અલી છું, ઈશ્વર છું. એવાં અનેક રૂપ આગળ લીધાં હતાં અને લઉં છું. હમણાં જંબુખંડમાં માતંગ નામે મેં અવતાર લીધો છે.—આવો ઉપદેશ આપી નૂરસતાગરને મોકલે છે. નૂરસતાગર, બ્રહ્મા તે પેગમ્બર મહમ્મદ, વિષ્ણુ તે અલ્લી ને મહેશ તે બાવા આદમ એવી રીતે હિન્દુ ત્રિમૂર્તિને મુસલમાની પહેરવેશ પહેરાવે છે.

હિન્દુસ્તાનમાં આવીને પાલણદે નામની ગરાસિયણને પરણે છે. હિન્દુઓ જોડે હળીમળી, તેમના ધર્મનો અભ્યાસ કરી ઇસ્લામ અને હિન્દુ ધર્મ સરખા છે એવું બતાવી એણે લુહાણા, કણબી વગેરેની સુન્નત કરાવી. એણે પ્રચારમાં

મૂકેલો ધર્મ અદ્વૈતવાદનો પાશ પામ્યો. કબીર, નાનક, વગેરેનો એકેશ્વરવાદ મુસલમાની મજહબ અને અદ્વૈતવાદના પ્રભાવથી જન્મ પામ્યો હતો. આવું જ નૂરસતાગરે ફેલાવેલા પંથમાં પણ બન્યું.

'સતગુરુ કહે રે દિલમાં દેવળ પુજીયે, અને દિલમાં દેત દુવાર;
દિલમે સાંઇઆ આપ વસે તો દિલમાં આપ દિદાર.
સતગુરુ કહે રે આપે હરીઆલે હયે, અને આપે વરસે નૂર;
આપે સબ ઘટ દીસતા સો અંધાકે મન દૂર.'
(સતગુરુ નૂરના શ્લોક)

આ ઉપરથી જણાય છે કે તલવાર કરતાં ઉપદેશથી ઘણા હિન્દુને મોલવીઓએ મુસલમાન બનાવેલા. તેઓ હિન્દુ ધર્મનો અભ્યાસ કરતા; બન્ને ધર્મમાં સમાન જે કાંઈ લાગતું તે હિન્દુઓને બતાવતાં; આ ઉપરાંત જે સિદ્ધાંતો હિન્દુઓને અતિપ્રિય હોવાથી મુસલમાની મઝહબમાં તેવા સિદ્ધાંતો ન હોવાથી તેઓ ઇસ્લામ સ્વીકારવા તત્પર ન થાય એવું ન બને માટે તે સિદ્ધાંતોના સામ્યો પોતાના ધર્મમાં ઘટાવતા.

ગુજરાતનો જ્યારે વાસ્તવ ઇતિહાસ લખાશે ત્યારે હિન્દુ–મુસલમાનોના સંસર્ગકાળનાં પ્રકરણો લખવા આ ભજનો સાધનભૂત થશે.

જીવણ, રવિદાસ, મૂળદાસ વગેરે ભક્તોનાં ભજનોથી આપણાં જનસમૂહનું જીવન ઘડાયું છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, કબીર, તથા જૈન સાધુ અને મુસલમાન મોલવી, ઓલિયાએ ધર્મ સંબંધી જે અનેક સિદ્ધાંતો બાંધ્યા છે તે સિદ્ધાંતો સાદી ભાષામાં તથા સાદા સ્વરૂપમાં આ ભજનો વડે જનસમૂહ સમજી શકે છે. પરિભાષા, આલોચના, વિવાદ વગેરેને આ ભજનોમાં સ્થાન ન હોવાથી કોઈ પણ તરેહની મુશ્કેલી રહેતી નથી. નૂર વિનાની ભાવનાહીન જિંદગી તેઓ આ ભજનોને લીધે જ જીવી શકે છે. વર્ણ, વય, જ્ઞાનની ન્યૂનાધિકતાથી ધાર્મિક સિદ્ધાંતો સમજવા તેમ જ જીરવવા જે અંતરાય–પ્રતિબંધ થાય તે આ ભજનોથી નથી થતા.

ભક્તિરસથી પ્રેરાયેલા માતાના ગરબા વગેરે, કેટલીક ઐતિહાસિક હકીકત પૂરી પાડે છે. તે ઉપરાંત ઐતિહાસિક બનાવો બનતાં, તેનાં કારણો કેવી રીતે અને કેવાં શોધાતાં તેનો પણ અચ્છો ખ્યાલ તેમનામાંથી આવી શકે છે.

ચાંપાનેરનો રાજા, મહાકાળી–પાવાગઢવાળી કાળકા સાથે અયોગ્ય વર્તન ચલાવવાથી ખુવાર થઈ ગયો, એનું રાજ્ય ખેદાનમેદાન થઈ ગયું વગેરે હકીકત મહાકાળીના ગરબામાંથી મળી આવે છે.

જૂનાગઢના મંડળિકના સંબંધમાં પણ આવું જ કહેવાય છે. નાગદેવી પર મોહિત થઈ તેને પોતાની થવા આગ્રહ કર્યો. નાગદેવી કહે છે : રાજા, વિચાર કર. તું શું બોલે છે? તારી હઠ છોડી દે. આખરે પસ્તાઈશ. રાજા સમજતો નથી. તેથી દેવી શ્રાપ દે છે કે, તું મુસલમાન થઈશ. મારી તેં અવગણના કરી છે. માટે તારી મેડીઓને ઠેકાણે મસીદો બંધાશે. 'સુરત સરીખાં શહેર દેખાડવાં મારે તને મંડળિક.' જૂનાગઢમાં તર્કનાં તાબૂત ફેરવાવીશ.

આમાં ઐતિહાસિક સત્ય કાંઈ નથી. મંડળિકને અમદાવાદના બાદશાહે મુસલમાન બનાવ્યો હતો : (અમદાવાદમાં કંદોઈઓળમાં એની કબર છે.) આ બનાવનું નિમિત્ત દેવીના શ્રાપને આરોપવામાં આવ્યું છે. ઇતિહાસ, ધર્મ વગેરેને કેવી રીતે સાંકળી લઈ પોતાની જ્ઞાનપિપાસા ગુજરાતીઓ પ્રતૃપ્ત કરતા તેનું કંઈક દર્શન આ ઉપરથી થશે.

ઇતિહાસ સાચવી રાખનાર ભાટ, ચારણ, વહીવંચા, ગઢવી વગેરે દુહા, રાસા રચી રાતના પોતાના આશ્રયદાતા સન્મુખ તે લલકારતા. તેમનો બુલંદ અવાજ સીમાઓ વીંધી તે સ્થળને અનુરસિત કરી મૂકતો. આવા દુહા, રાસા એકઠા કરી મિ. ફાર્બસે 'રાસમાળા' રચી હતી. આ સાધનોમાંનાં કેટલાંક 'રત્નમાળા' નામે ગ્રંથમાં રા. રા. રેવાશંકર અંબારામે પ્રસિદ્ધ કર્યાં છે.

હજુ આ દિશામાં ઘણુ કરવાનું છે. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે નડિયાદમાં એક રાસો જોયો હતો. જ્યારે પેશ્વાનું આક્રમણ ગુજરાતમાં થતું હતું તે વખતે ગુજરાતીઓને કેવી હાડમારી થતી તેનું આબેહૂબ ચિત્ર આ રાસામાં આપેલું છે. મુસલમાનો કરતાં પણ મરાઠાઓને નબત્તર ગણ્યા છે.

વલ્લભભટ્ટનો કળિકાળનો ગરબો, કૃષ્ણરામનું કળિકાળ વર્ણન તેમ જ કલગીતોરાવાળાનાં કળિવર્ણનો સમાજસ્થિતિની ઝાંખી કરાવે છે.

મુસલમાની કિસ્સાઓ ઐતિહાસિક – સામાજિક ગુજરાત પરત્વે ઘણો પ્રકાશ નાંખે છે. 'નાજનીપઠાણ,' ઉપરાંત 'ગુજરી,' 'સરદારબાનો રાસડો' વગેરે પરથી મુસલમાનો હિન્દુ સ્ત્રીઓને જોરજુલમથી પોતાને ત્યાં લઈ જતા, યા તેમને ફોસલાવી પોતાની સાથે નસાડી મૂકતા ઇત્યાદિ ત્રાસપ્રદ પ્રસંગોનું ચિત્ર ખડું થઈ શકે છે.

ઇતિહાસના પ્રસંગો બને ત્યાં લગી નોંધી રાખવામાં આવતા. મિ. એકવર્થે મરાઠી પોવાડાના સંબંધમાં જે ખાસિયતનો ઉલ્લેખ કર્યો છે તે ખાસિયત આપણે ત્યાં પણ જોવામાં આવે છે. હાનિ, પરાજય, વગેરેના જ પ્રસંગો લોકગીતમાં ગવાયા છે : પ્રતિષ્ઠા, વિજય, ઇત્યાદિના પ્રસંગો જવલ્લે જ હાથ ધરવામાં આવ્યા છે.

થોડા વખત પર ગાયકવાડ સરકારે પીલવઈ ગામ ઉજ્જડ કરી નાંખ્યું હતું. આ પ્રસંગનો ગરબો મળે છે. જે વૃત્તિ આવાં પદો ઊપજાવતી તે હજુ કાયમ રહી છે. આગના ગરબા, રેલના ગરબા વગેરે આ અભિપ્રાયને અનુમોદન આપશે. 'છપના'ના ગરબા, રાસડા કેટલા બધા રચાયા હતા? છપ્પનિયા વખતે જો આ સર્વનો સંગ્રહ થયો હોત તો કાળના સ્રોતમાં અત્યારે તે વિલુપ્ત થયા ન હોત.

બહારવટાંના અનેક દુહા, ગરબા, રાસડા છે. વાઘેરોના દુહા, રાસડા મિ. કીનકેડે એકઠા કર્યા છે. વખતોવખત 'ટાઇમ્સ ઓફ ઇંડિયા'માં તે પોતાનાં ભાષાંતર છપાવે છે.

આ દુહામાં બહારવટિયાને પડતાં દુઃખો, હેરાનગતિ વગેરેનો ચિતાર હોય છે; જે લૂંટફાટ, કાપાકાપી વગેરે અનાર્ય આચરણો તે લોકો આચરે છે અને તેમનાથી પ્રજા હજારો રીતે કનડાય છે તેનું પણ આબેહૂબ વર્ણન હોય છે. 'જેસલ તોળલ'નાં પદોમાં જેસલે જે ત્રાસ વર્તાવ્યો હતો તેનું વર્ણન છે.

કુંવારી જાનો લૂંટેલી, ગામો બાળેલાં વગેરે ત્રાસદાયક કામો જેસલે કર્યાં હતાં. તોળલના ઉપદેશથી જ્યારે એને પશ્ચાત્તાપ થાય છે ત્યારે આ સર્વ બનાવો વર્ણવી તે પ્રાયશ્ચિત્ત શોધે છે.

'લૂંટી કુંવારી જાન, ઘોરી જાન, ફોડી સરોવરીઆ પાળ.'

ભાટ ચારણો ગરાસિયાના પ્રેમપ્રસંગો સંબંધી પણ નાના પ્રકારના દુહા લલકારે છે. 'હલામણ જેઠવો અને સોનરાણી' 'મેહ જેઠવો' 'ઓઢો જામ અને હોથલદે પદમણી' વગેરેના દુહા મહુંમ હરિલાલ હર્ષદરાય ધ્રુવે 'સ્ટોકહોમ ઓરિયેન્ટલ કોંગ્રેસ'માં પોતે વાંચેલા નિબંધો છપાવ્યા છે તેના પરિશિષ્ટમાં આપ્યા છે.

બરડાના બહારવટિયાના ચારણ અમરા કાજાની દીકરી ઊજળીની ખૂબસૂરતીની તારીફ ઘુમલીના ગરાસિયા મેહ જેઠવાએ સાંભળી. ઊજળીને મળવા તે ઉત્સુક થયો. મળ્યો. બંનેને સ્નેહ થયો, લગ્નનો કોલ આપ્યો. ઘુમલીના મહાજન ને પોતાનો રાજા ચારણી સાથે પરણે એ પસંદ નહિ આવ્યું. ગમે તેમ કરી આ લગ્ન અટકાવવું એવો નિશ્ચય કરી ઊજળીને મળી પાછાં ફરતાં જેઠવાને એક ઘરડી ગાયને મારતા મારતા તેઓ મળ્યા. કીડીને પાળનારા વાણિયા ગાયમાતાને, તે પણ વૃદ્ધને આમ મારે તેનું કારણ જેઠવો કળી શક્યો નહિ. પૂછતાં માલૂમ પડ્યું કે જ્યારે ચારણકન્યા સાથે પરણવામાં જેઠવો પાપ નહોતો કરતો ત્યારે ઘરડી ગાયને મારવામાં મહાજનને પણ પાપ નહોતું લાગતું. પોતાની પ્રજાને સંતુષ્ટ રાખવા હનુમાનનો વંશજ રામચંદ્રનું

વચન આપે છે.

નિર્ણિત દિવસે લગ્ન માટે મેહનું આણું ન આવવાથી ઊજળી અધીરી થઈ ગઈ. છેવટે ધુમલી ગઈ અને મેહને સંદેશો પાઠવ્યો, પરંતુ મુલાકાતની પરવાનગી ન મળી. પછી નીચે લખેલા દુહા મેહને સંભળાવે છે :

'હતું અને હારવીઉં, મોતી મહાદરીએ,
કાળો પે'રી કાછ, અમને સાયર શોધવો પડયો.
મે'ની મેડી હેઠ અમે ઊભાં, અરદાસું કરીએ;
મોઢું દેખાડ મે', જીવતાં રહીએ જેઠવા.

o

આભપરેથી ઊતરી, ચારણ ભૂખી છે,
ક્યાંહ જાઉં જેઠવા, મોળી મત મુંઝાણી છે.

o

મુઝંવ મે', અમને ઊંડે જળ ઉતારીને,
અમ મરતે તુંને, જસ નહીં આવે જેઠવા.'

આવાં હૃદયવાહક, ભગ્ન, આર્જવપૂર્ણ ઉદ્‌ગારોનો મેહ પ્રત્યુત્તર મોકલે છે :

'ચારણ એટલા દેવ, જોગમાયા કરી જાણીએ
ચારણથી મન મળે, બુડે બરડાનો ધણી.'

આ સાંભળીને ઊજળીને રોમ રોમ ક્રોધ વ્યાપે છે. માનભંગ, ભગ્નમનોરથ, ઊજળી ક્રોધથી ભભૂકતી હૃદયખંડ દર્શાવતી, નિઃશ્વાસો મેહની ડેલીએ મૂકે છે. સગાંવહાલાં, ન્યાતીલાં, પ્રણયી—સર્વથી તરછોડાયેલી, હડધૂતાયેલી બાળા સાધ્વી થઈ પાર્થિવ પ્રેમને ભક્તિમાં પલટાવી પોતાનું જીવન ગાળે છે. ધર્મ હિન્દુસ્તાનમાં હૃદય, મન, આત્માની અનેક વ્યાધિ, વેદના સમાવે છે એની સાક્ષી પૂરતું આ એક દૃષ્ટાંત છે.

કરુણાંત પ્રબન્ધો લખવાની સંસ્કૃત સાહિત્યકારોએ મના કરી છે. એમનો હુકમ સાહિત્યવીરોએ પાળ્યો છે. પરંતુ સ્વયંભૂ ઊપજતાં લોકગીતોએ તો એ હુકમનો અનાદર કીધો છે. ઘણાં ગીતોનાં અવસાન કરુણ છે. માનવહૃદયની ઊર્મિઓ કાયદાકાનૂનનો વશ નથી તેમ જ એ હૃદયનું માપ પણ કદી કાઢી શકાવાનું નથી.

આ સર્વ ઉત્કૃષ્ટ પ્રેમનાં દૃષ્ટાંત છે. સંવનન, ને સ્નેહ વિના થતાં બાળલગ્ન, કજોડામાં આવા પ્રેમની આશા રાખવી એ શશવિષાણ મેળવવાની ઉત્કંઠા દાખવવા જેવું છે. કજોડાની હાનિ અનેક ગીતોમાં વર્ણવાઈ છે. વલ્લભ ભટ્ટનો 'કજોડાનો ગરબો' જાણીતો છે.

'હું નાના કંથની નાર, દુઃખ ક્યાં ગાઉં.' વગેરે વગેરે.

વૈધવ્ય કજોડાં અને બાળલગ્નને લીધે અનીતિ થવાનો ઘણો સંભવ છે. આથી શુદ્ધ પ્રેમ કરતાં ઇશ્કના સંબંધી ગીતો ઘણાં સાંભળવામાં આવે છે.

કલગીતોરાવાળાની લાવણીઓ, ગઝલો, ભવાઈ; અને શામળની વાર્તા આ અનર્થના પૂરાવા છે.

ઉચ્ચ સંસ્કારવાળી કુળવનિતાઓ પોતાનો પ્રેમ મીરાંની પેઠે અપાર્થિવ કરી નાંખતી; અથવા રામસીતા, રાધાકૃષ્ણ વગેરેના પ્રેમમાં પોતાની સ્નેહવૃત્તિ પલટાવી દેતી. રાધાકૃષ્ણનાં આટલાં બધાં પદો રચાયાં છે તેનું કારણ આ જ છે. આમના જ આશ્રયે પોતાનાં ઉલ્લાસ, અભિલાષ, વાંછનાઓ સ્ત્રીઓ પ્રગટ કરતી. લગ્ન, સીમંત, મરણ વગેરે પ્રસંગે ઉદ્ભવતા ભાવો પણ આવી જ રીતે પ્રકટ કરવામાં આવતા.

બાળલગ્ન છતાં પણ સ્વયંવર જેવી સંસ્થાના સંસ્કારના લિસોટા રહ્યા હતા.

'મારી ત્રણ મોતીની ટીલી, લાલ ઝરમરીઆં.
માંહેથી એક મોતી પડ્યું, લાલ ઝરમરીઆં.
તે તો ભાગળ વચ્ચે પડ્યું, લાલ ઝરમરીઆં.
ભાગળીઆ જડ્યું હોય તો આપ, લાલ ઝરમરીઆં.
ના રે બેની અમને નથી જડ્યું, લાલ ઝરમરીઆં.'

આ પછી તે સ્ત્રી મોતી વિષે સસરાને, સાસુને, નણંદ, દિયર, પ્રભૃતિને પૂછે છે: તેઓને મોતી જડ્યું નથી એટલે તેઓ પાસેથી પત્તો મળતો નથી. છેવટે

'પૂછો તમારા સ્વામીજીને, જડ્યું હોય તો આપે, લાલ ઝરમરીઆં'

એવું કહેવામાં આવ્યું. તે ઉપરથી સ્વામીને પૂછે છે. હિન્દુ પત્ની પતિનું નામ દઈ શકતી નથી તેમ જ બીજાઓની સમક્ષ તેની સાથે ભાષણ કરવાનો પણ તેનો અધિકાર નથી. એટલે ગીતમાં જે સવાલ સ્વામીને પૂછવામાં આવે છે તે સંબંધી કડી નથી. સ્વામી ઉત્તર આપે છે:

'હાં રે વહુજી અમને જડ્યું ભાગોળમાંથી, લાલ ઝરમરીઆં.'

બીજું ઉદાહરણ લઈશું:

'લાડણી લખી કાગળ મોકલે રે
રાયવર વેલા સીધાવો કે ૦ ૦
હું ક્યમ આવું એકલો રે
દાદાજી દુભાય કે. વગેરે.'

આ ઉપરાંત કેટલાંક ગીતોમાં દીકરી, અમુક જોડે પરણાવો, અમુક સાથે નહિ એવી રીતે દાદાને વીનવે છે. આ બધાં ગીતોમાં બાળલગ્નની છાયા તો છે જ.

'દાદા મને નાનેરી પઈણાવો, ઝાલમ ઝઘડો.'

હવે સ્ત્રીપુરુષ—ધણીધણિયાણી કેવી સ્થિતિમાં દર્શન દે છે તે જોઈએ :

'ઓઝો પોઢ્યો રંગઢોલીએ, ઓઝી ઢોળે છે વાય;
વાય ઢોળંતા પૂછીયું, સ્વામી સાંભળોને વાત;
ગામની પટલાણીનો ચૂડીલો, એવા અમને મઢાવ.'

અવિભક્ત કુટુંબમાં પતિપત્નીને સંભાષણની મના હોય છે. પત્નીને જે કાંઈ પતિને કહેવું હોય—કુટુંબ સંબંધી, પોતાના કોડ, હોંશ સંતોષવા વિશે જે કાંઈ કહેવું હોય તે આવી સ્થિતિમાં મેળાપ થાય ત્યારે જ તે કહેતી. ઢોલિયા પર સૂતેલો સ્વામી અને તેના પગ તળાંસતી પત્નીનું ચિત્ર શેષસાયી વિષ્ણુ અને લક્ષ્મીની 'પુણા ચિત્રશાળા પ્રેસ' માંથી જે છબી નીકળી છે તેનું સ્મરણ કરાવે છે.

દાંપત્યસ્નેહના અદ્વિતીય દૃષ્ટાંત કોઈ પણ ગીતમાંથી નથી મળી આવતાં. જે ભાવનામાં આ ગીત ગાનારાં રમતાં તે જ ભાવના તેમનાં ગીતમાં તરે છે. છતાં કોઈ કોઈ સ્થળે ઈષદ્ રમણીય દેખાવ નજરે ચઢે છે : બાર વર્ષ લગી ધણીધણિયાણીને અબોલડા રહે છે. હવે આ અબોલડા શી રીતે ભાંગવા ? સસરા વગેરેની વહુ સલાહ લે છે. સસરો રસોઈ બગાડી નાંખવાની, સાસુ ચાંલ્લો, કાપડું વગેરેથી ભૂષિત નહિ થવાની સલાહ આપે છે; પછી જેઠાણીની સલાહ લે છે :

'બચડાં ધવડાવતાં ઓ ભાભીજી,
અબોલડાં ભંગાવોજી રે.
ખરે બપોરે વહુ પાણીડાં ભરજો;
મોજડી પહેરશો નહિ ત્યારે નાવલીઓ બોલશે રે.
ખરે બપોરે પાણીડાં ભર્યાં;
મોજડી પેહેરી નહીં ત્યારે નાવલીઓ બોલીઆ રે;
ગોરી મારી મોજડી પહેરતાં જાઓ, નદીની રેતમાં દાઝશો રે.'

આ ખરેખર મહેરામણની મીઠી વીરડી છે. રસોઈ બગાડી નાંખી, સૌભાગ્યના ચિહ્ન આંક્યાં નહિ, લાજ મર્યાદ વણસાડી છતાં જે બોલ્યો નહિ તેનાથી ધગધગતી રેતીમાં પત્ની દાઝે તે ખમાયું નહિ. ન ખમાવાથી એકદમ બાર વર્ષનાં અબોલડાં છૂટી પડ્યાં.

એક જ ભાર વહેવાનો હોય ત્યારે તે વહેનારાનો, સંબંધ ઘણો જ ગાઢો થાય છે; કુટુંબના પોષણ માટે વરને પરદેશ વેઠવો પડે છે અને વહુને ઘર ઉપાડી લેવું પડે છે.

'હું પીંજાઉં ઘર આંગણે, પેઉજી પીંજાય પરદેશ;
સસરો કહે વહુ દુબળાં રે, સાસુ કહે તરીઆ તાવ વાલાં.
દીએર કહે દુઃખ હું જાણું, વાલો સધાર્યા છે ગામ.'

વિયોગથી પત્ની કૃશ થઈ ગઈ છે; સાસુ–સસરો તેનું કારણ કળી શકતા નથી, પરંતુ દિયર કળી શકે છે. બાળક જેવી વહુ સાસરે ગયા પછી ત્યાંનાં બાળકો સાથે હળીમળી જાય એ સ્વાભાવિક છે. દિયર–ભોજાઈના વિનોદાવહ સંબંધ આવી રીતે ઉત્પન્ન થાય છે. એકબીજાની મશ્કરી કરવાની બન્નેને સદર પરવાનગી હોય છે. 'ઉત્તમ રામચરિત'માં વીથિકામાં સીતા અને તેની ત્રણ બહેનોની છબી બતાવતાં લક્ષ્મણ પોતાની પત્નીના આલેખન તરફ સીતાની દૃષ્ટિ નથી દોરતો. સીતા તેથી લક્ષ્મણની ટોળ કરે છે. આવા પ્રસંગો હિન્દુ સંસારમાં સાધારણ હોય છે. નર્મ ભાષણમાં બન્ને નિપુણ હોય છે. નણંદ–ભોજાઈનો સંબંધ જેટલો કટુ હોય છે તેટલો જ આ સંબંધ મધુર અને નિર્દોષ હોય છે. પરદેશ સીધાવેલા સ્વામીની સાથે પત્રવ્યવહાર દિયર દ્વારા પત્નીથી થઈ શકતો. આપણાં સાહિત્ય(આધુનિક)ના પ્રારંભ કાળમાં લખાયેલી સાંસારિક વાર્તાઓમાં આવી સ્થિતિનાં દર્શન થાય છે. પરદેશ પતિ પધારેલો છે. હાલ જેમ કેટલાક હિંદુઓ આફ્રિકા, બ્રહ્મદેશ વગેરે વેપાર કરવા જાય છે ત્યારે ત્યાં ઘર માંડે છે—અર્થાત્ એક કુટુંબ અહીંયા ઉપજાવે છે અને બીજું જે દેશમાં વેપાર કરતા હોય છે ત્યાં ઉત્પન્ન કરે છે તેમ જ અસલ પણ થતું. શોકયનું શાલ ઊભું થવાથી વિયોગના દિવસ પ્રલંબાતા. પતિવ્રતા પત્ની આમ છતાં પણ સર્વ મોજશોખ વરજી સ્વામીની વાટ જોયા કરે છે. એક દિવસ નાનો લાડકો દિયર મેંદી લાવ્યો અને ભાભીને પગે ચોપડવા કહ્યું. 'તારો ભાઈ પરદેશ છે માટે એ સર્વ નકામું છે' એવો ઉત્તર ભાભીએ વાળ્યો. એ ગીતમાં આગળ નીચે મુજબ છે:

'લાખ ટકા આપું રોકડા કોઈ જાય જો દરિયાપાર
શોકયનાં સાહેબાને એટલું કહીએ કે તારી બહેની પરણે ઘેર આવ.
બેની પરણે તો ભલે પરણે એને દેજો કન્યાદાન.

০ ০

શોકયના સાહેબાને એટલું કહીએ કે તારી માડી મરે ને ઘેર આવ,
માડી મરે તો ભલે મરે, એને બાળજો વડલા હેઠ.'

આમાં ભાઈબહેન અને માદીકરાના ઋણાનુબંધ હિન્દુ સંસારે માન્યા છે તેનો ઉલ્લેખ છે. કન્યાદાન દેવા જેવું એકે પુણ્ય નથી. બહેનનું કન્યાદાન આપવું એ ભાઈનો ધર્મ છે. દીકરાની ખાંધે ચડી સ્મશાન સિધાવવાનો દરેક હિન્દુ સ્ત્રીને કોડ હોય છે. ઘડપણમાં માને પાળવી પોષવી અને તેનું મરણ સાચવવું એ પુત્રનું ધર્મવ્રત છે. આ બન્ને ધર્મ્ય કાર્ય કરવા આવવું જોઈએ પણ પરદેશણના મોહમાંથી છૂટી આવતો નથી. આખી જિંદગી જ ત્યાં વખત ગુજારતો ને છતે ધણીએ સ્ત્રીઓને વૈધવ્ય પાળવું પડતું.

ધણીધણિયાણીના સંબંધમાં એક કલંક છે. વહુને મારતા વરનાં વર્ણન ઘણાં ગીતોમાં છે. સાસુ વહુ, નણંદ ભોજાઈના સંબંધ હિન્દુસમાજમાં જાણીતા છે. આ સંબંધનાં નાનાવિધના વર્ણન દાખવતાં ગીતો અનેક છે. વાસણ માંજતાં ઢાંકણી ભાંગી ગઈ. એટલે સાસુએ વહુને વગડામાં કાઢી મૂકી. જ્યારે વહુનો બનેવી સોનાની ઢાંકણી લાવ્યો ત્યારે જ વહુને ઘરમાં પેસવા દીધી. પાણી ભરવા જતી વહુને વેવાણે (એટલે એની માએ) પૂછ્યું કે 'દીકરી સાસરે સુખ કે દુઃખ?' 'માડી, સાસરે તે વળી સુખ કેવાં'? વહુનાં હેરાં કાઢવા સાસુએ નણંદને પાછળ પાછળ મોકલી હતી તે નણંદે આ સાંભળ્યું. ઘેર જઈ એણે પોતાની માને અથઇતિ કહ્યું: માએ દીકરાને કહ્યું: દીકરે ઝેર ઘોળી વહુને પાઈ દીધું. બન્ધુઓ! શું આ ચિત્ર કરુણ નથી? આપખુદ જહાંગીરી,—ગૃહરાજ્યના મોગલ શહેનશાહનો અમલ જોયો?

ચોરે બેઠેલો સસરો, સાંગામાચી પર બેઠેલી સાસુ, ઢીંગલે રમતી નણંદ, બચુડાં ધવરાવતી જેઠાણી, ઘોડા ખેલાવતા જેઠ – આવી સ્થિતિમાં સાસરાનાં કુટુંબીઓ આલેખાયા છે.

મારી પાસે જેટલાં ગીતો છે તે સઘળા ગામડામાં સંગ્રહ કરવામાં આવેલાં હોવાથી ગ્રામ્યજીવનની છાપ તેમાં છે. ગાય, ભેંસ વગેરે ઢોર, પાણી ભરવાનું, દળવાનું, પડોશીને ત્યાંથી દેવતા લઈ આવવાનું વગેરે કામ—ઇત્યાદિના સંબંધે ગીતોમાં અનેક ઇશારા છે.

આગગાડી નહિ એવામાં કોઈ ગામ જઈ ત્યાં રહેનાર કોઈ આદમીની ભાળ કાઢવી હોય તો પ્રથમ ભરવાડોને માર્ગ પૂછવામાં આવતો;

'ગાયો ચારતા ભાઈ ગોવાળીઆ,
કીયો જસ્માનો દેશ રે;
મોર તે ઊડે ને પોપટ બોલે,
કોયલ ટૌકા કરે રે;

ઊંચા તે ટેકરા ને નીચી ટેકરીઓ,
નીચે થઈને જજો રે :'

બતાવેલે માર્ગે જતાં સીમમાંથી પાદરે પહોંચે છે: ત્યાં જસ્માનું ઘર કયાં આવ્યું એ વિશે પાણિયારીઓને પૂછે છે: એ પ્રમાણે સિદ્ધરાજે મોકલેલ: રાવણીઆ 'જસ્માને મહેલ' જાય છે.

'સોનાનું બેડું' અને 'રૂપલા ઉઢાણી' વારંવાર ગીતોમાં વપરાયેલાં છે. શહેરની અસર બહુ થોડી જ ગીતોમાં જોવામાં આવે છે.

ગીતો ક્યારે રચાયાં તે નિર્ણીત કરવું અતિ કઠિન છે. ગાનારાની શક્તિ અને રુચિ અનુસાર તેમ જ વખત મુજબ ગીતોમાં અનેક ફેરફાર થયા છે. તોપણ ગીતોની ભૂગોળ અને હુન્નર–વેપારના ઉલ્લેખ પરથી કંઈક પત્તા મેળવી શકાય એમ છે.

મુંબઈ, સુરત, ભરૂચ, વડોદરા, ખંભાત, અમદાવાદ, પાટણ વગેરે શહેરો સંબંધી ઉલ્લેખ ગીતોમાં કરેલો હોય છે. આ ઉપરથી કાંઈક દિશા જાણી શકાય ખરી. પાટણનાં પટોળાં, વિજાપુરની થાળી, સુરતની સાડી, ખંભાતી ધોતિયાં, વડોદરાનાં હાંલ્લાં વગેરે હુન્નરોનાં વર્ણન પણ કિંચિત્ ઉપયોગી થઈ પડે એમ છે.

ભાષા તો સમય મુજબ પલટાતી જાય છે એટલે બિલકુલ ઉપયોગમાં આવી શકે એમ નથી. જમાનો બદલાતો જાય છે તેમ જૂનાં ગીતો ભૂલાતાં જાય છે. નવાં રચાતાં જાય છે. અડધાં જૂનાં સ્મરણમાં રહેતાં તો તેને નવાના સંસ્કાર અપાતા તેમ જ નવી તૂકો ઉમેરાતી. હાલ કેળવણીના પ્રસારથી આ ગીતો વિનાશ પામવા લાગ્યાં છે. એવાં ગીતો ગાવાનો શોખ ઘટતો જાય છે. નાટકનાં ગાયનો અને 'ગરબાવલી'ઓનાં નીરસ જોડકણાં મહાન અનર્થ ઉપજાવતાં જાય છે. 'રેલ,' 'આગ,' 'ધાડ' વગેરે વિષયો પર રચાયેલા ગરબાઓમાં નવીન કાંઈ પણ નથી હોતું : જૂની ભાષા, જૂના વિચારના પડઘા જ હોય છે. માંગણ વર્ગ ઓછો થતો જાય છે. રાવળીઆ, ભાટ વગેરેની કદર જાણનાર વર્ગ ઓછો થતો જતો હોવાથી તેઓ પણ પોતાના પ્રાચીન પેશા ઉપર લક્ષ આપતા નથી. ગ્રન્થપ્રસિદ્ધિથી આવાં ગીતો શીખવાની મહેનત ન લેતાં હાલના લેખકોએ રચેલાં ગીતો શીખવાનો પ્રચાર વધતો જાય છે. લોકગીતનો ઉદ્ભવ હંમેશ અશિક્ષિત પ્રજામાં જ થતો હોવાથી શિક્ષણના પ્રસારને લીધે તેમનો વિલોપ થાય તેમ જ ભવિષ્યમાં જન્મ ન પામે એ સ્વાભાવિક છે.

આ લેખમાં લોકગીતના સર્વ પ્રકારને યોગ્ય ન્યાય આપી શકાયો નથી.

દુબળા, ધોડીઆ, કોળી, ભીલ, વાઘેર વગેરેનાં ગીતો પરથી તેમની જિંદગી વિશે આપણે ઘણું જાણી શકીએ છીએ. ‘જેલીપોરી’ ના ગીતમાં દારૂથી કેટલું નુકસાન એ વર્ણોને વેઠવું પડ્યું છે તેનો અચ્છો-ખ્યાલ આવે છે.

ઘાંચી ઘાણી પર બેસી જે હાળીઆ ગાય છે તે રમુજી તેમ જ અર્થભરેલા હોય છે. ‘હે બળદીઆ તને હમણાં છોડી મૂકીશ. તારી મા મારવાડમાં આથડતી હશે. (મારવાડમાં દુકાળ પડવાથી ત્યાંના ઢોર આ તરફ આવેલા: તેમાંથી બળદ વેચાતો લીધો હશે તેથી). આપણે રણ જીતવું છે. રણ જીતી તને છૂટો કરીશ. ‘સોને મઢાવું શેંગડી, રૂપે મઢાવું તારી ખરીઓ’ – એવું એવું કહી બળદને લાડ લડાવે છે. વખતે વખતે બળદ અને ઘાણીના પ્રસંગથી તે જ્ઞાની બની જઈ જિંદગીની નિઃસારતા બળદને સમજાવે છે. આ ગીતો અને કોસીઆ, હળીઆનાં ગીતો તેમનો કાળ ‘ઘોઆણનું ગીત’ વ્યતીત કરાવે છે. જાનવરો પણ કેટલાં સંગીતપ્રિય છે અને તેના પ્રભાવે ગમે તેવી સખત મજૂરી તેઓ કર્યા જાય છે તેનો પણ ખ્યાલ આવે છે. આ ઉપરાંત આપણા મહેનતુ વર્ગના વિચાર કેવા હોય છે તે આપણે જાણી શકીએ છીએ.

આ સઘળાં ગીતોનો સંગ્રહ પ્રસિદ્ધ થાય તો Percyના Reliques-(ઇંગ્લંડમાં પર્સી નામના ગૃહસ્થે આવાં ગીતોનો સંગ્રહ છપાવેલો તે)ના જેવી અસર ઇંગ્લંડમાં થઈ હતી તેવી તો કદાચ ન થાય પરંતુ કંઈક તો થયા વિના ન રહે. ભાષાના વિવિધ પ્રયોગો, સાદી સરળ શબ્દરચના ઇત્યાદિના સંબંધમાં હાલના લેખકવર્ગને ઘણું શીખવાનું આ ગીતોમાંથી મળી આવે એમ છે.

આ ગીતોમાં જે આછાં પ્રકૃતિવર્ણનો છે તે પણ ધ્યાનમાં લેવા જોગ છે: ‘આવી રૂડી આંબલિયાની ડાળ સરોવરીઆ પાળ, મેલી કોયલ ક્યાં ગયાં’ – એ લલિત સુંદર કડીનો ‘સ્નેહમુદ્રા’માં ઘણો જ સારો ઉપયોગ થયો છે. આપણાં લોકગીતનો કેટલોક ઉદ્ધાર રા. ગોવર્ધનરામ માધવરામે એમના ‘સરસ્વતીચંદ્ર’માં કર્યો છે. હાલમાં લોકગીતોની કેટલીક સુંદર તૂકોનો રા. નાનાલાલ તેમની કવિતામાં ઉપયોગ કરે છે. ‘કોયલ’ અને ‘આંબો’ – જે આધુનિક ગુજરાતી કવિતામાં કલાપૂર્ણ સુંદર રીતિએ ઉલ્લેખાય છે તેમના વિશે અનેક લલિત, ભાવપૂર્ણ કડીઓ લોકગીતમાં છે; પારેવાં, પોપટ, કાબર વગેરે અનેક પક્ષીઓનાં વર્ણન આપેલાં છે. થોડાં દૃષ્ટાંત આપીશું:

‘ડુંગર ઓથે બોલે ઝીણા મોર,
વનમાં બોલે કાળી કોયલડી.’
‘ઊંચા ઊંચા આંબલાંના ડાળ, નીચાં સરોવર ઝીલવાં રે.’
‘રતડી રતડી ચણોઠડી રે,

'રતડી પારેવાની પાંખ, પારેવ કોણે ઉડાવીઓ.'
'વડલો વરસે ઝીણે મોતીએ, હું ભીની વડલા હેઠ.'
'ડુંગરાની તેડે સૂરજ મારો ઉગીઓ,
ઊગ્યો ઊગ્યો ધરતીને ધમકાર રે.'

આવાં વર્ણનો ઘણાં છે. આ લેખમાં તેમનું આટલું સૂચન બસ છે.

માનવહૃદયના અમુક અંશોમાંથી સંગીત જન્મ પામે છે. દેશકાળ પ્રમાણે સંગીત વિવિધ સ્વરૂપમાં અવતરે છે. આવાં વિવિધ વિખરાયેલાં સ્વરૂપોને સંગ્રહી આપણા પૂર્વજોએ સંગીતશાસ્ત્ર રચેલું. શાસ્ત્ર થયા પછી અનેક નવાં સ્વરૂપો ઉત્પન્ન થયાં છે, જૂનાં વિલુપ્ત થયાં છે. દેશી, ગરબી, પદ, ખ્યાલ, ટપ્પા, વગેરે આ વર્ગનાં છે. તેમની વ્યવસ્થા કરી શાસ્ત્ર રચવાની આવશ્યકતા છે. નવલરામે આવું કાંઈક કરવાનો પ્રયત્ન આરંભ્યો હતો પરંતુ તે ત્યાં ને ત્યાં જ – પ્રયત્નના સ્વરૂપમાં જ એ કામ અટકી પડ્યું છે. આપણા સંગીત માટે અંકચિહ્ન (Notation) નિર્ણીત કરી કોઈ નિપુણ ગવૈયાને ગામે ગામે મોકલવો. ગાનારાં ગીત ગાતાં હોય ત્યારે સાંભળી તેઓ જે રીતે ગાતાં હોય તે રીતનું અંકચિહ્ન ઉતારી લેવામાં આવે તો શાસ્ત્રીય વ્યવસ્થા કરવાનું સરળ અને સુલભ થાય. સંગીતશાસ્ત્રી મિ. ગણપતરાવ ગોપાળરાવ બર્વેની આ સૂચના છે.

'આપણા લોકોમાં ચાલતી નાની નાની અભણ જેવી કવિતાઓ જેમાં ઘણો મર્મ અને ઊંડો અનુભવ રહેલો હોય છે; ખેતી કરતાં, વાવતાં, રાંધતાં, ચાલતાં, પરણતાં, પ્રેમ કરતાં અનેક પ્રસંગે ગામડામાં લોકો જે ગીત, રાસ, દુહા, આદિ મોઢે બોલે છે, તેનો પણ સવેળા સંગ્રહ થવાની પૂર્ણ આવશ્યકતા છે. એમાં આપણા દેશનો ઇતિહાસ, આપણા લોકનો અનુભવ, ઘણી સારી રીતે જમી રહેલો હોય છે' – આ વિદેહ મણિલાલ નભુભાઈના શબ્દોમાં લોકગીત સંગ્રહવાની આવશ્યકતા પ્રકટ કરું છું.

આ લેખ સંપૂર્ણ નથી : રાજીઆ, મરસીયાં; હાલરડાં તથા વરસાદ અને બીજા ઋતુના ફેરફાર સંબંધી જે ટુચકાઓ આપણામાં પ્રચલિત છે ઇત્યાદિ મેં આ લેખમાં છેડ્યા જ નથી. ભવિષ્યમાં વધારે સંપૂર્ણ શાસ્ત્રીય નિબંધ રચવા અભિલાષ છે.

અ. સૌ. બાળાબહેન, હરિલાલ હર્ષદરાય, દોલતરામ કૃપારામ, મિ. કીનકેડ, મિ. વેર, મિ. ફોર્બ્સ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, સુખલાલ કેવળદાસ શાહ વગેરે ગૃહસ્થો અને સંસ્થાએ લોકગીતના સંગ્રહ માટે છૂટાછવાયા પ્રયત્નો કર્યા છે તે માટે તેમનો ઉપકાર માનવો ઘટે છે.

[૧]

હિન્દીની વ્રજ કે બીજી બોલીમાં નહીં વપરાતા અને રાજસ્થાની બોલીમાં વપરાતા કેટલાક શબ્દો અને રૂઢિઓ પરથી આ કાવ્ય રાજસ્થાની કવિ પ્રણીત લાગે છે.

કાવ્યની શરૂઆતની તૂકોમાં

(क) सत्त फुल्यौ चावद्दिसे, આદિ પર્વ, બીજી છપ્પૈ.

(ख) तृती भारती व्यास भारत्थ भाष्यौ ।
जिने उत्त पारत्थ सारत्थ साष्यौ ॥ આદિ પર્વ, ૪થું ભુજંગપ્રયાત.

આ લીટીઓમાં सत्त, चावद्दिसि, भारत्थ, पारत्थ અને सारत्थ રાજસ્થાનની જ કવિતામાં વપરાય છે.

(ग) આખેત ચૂકના સર્ગમાં
यह घात सद्ध गोरी सुत्तर ।
करूं चूक कै सज्ज रन ॥

૫ મી છપ્પૈ છે, તેમાં चूककरनानो જે અર્થ છે – દગાથી મારવું – તે અર્થમાં એ શબ્દપ્રયોગ હિન્દુસ્તાનના બીજા કોઈ ભાગમાં વપરાતો નથી.

ગાથા લખતી વેળા પૃથુરાજરાસામાં તૂકના છેલ્લા અક્ષર ઉપર હંમેશ અનુસ્વાર મૂકવામાં આવે છે. આનું કારણ આ પ્રમાણે જણાય છે: કાવ્ય લખાયું તે કાળથી એને પ્રાચીન ઠરાવવું હતું માટે એની ભાષામાં પ્રાચીનતાના અંશ આણવા જોઈએ. એવા પ્રાચીન ગ્રંથોનો લેખકે અભ્યાસ નહોતો કર્યો પણ તેમના સ્વરૂપ વિશે કર્ણપરંપરાથી સાંભળ્યું હતું. એટલે એણે અનુસ્વાર મૂકી પોતાની કવિતાને પ્રાચીન ગણાવવાનો પ્રયત્ન કર્યો છે.

આ કાવ્યમાંથી હજારો શબ્દપ્રયોગો અને રૂઢિઓનું અવતરણ કરી બતાવી શકાય એમ છે કે તેમનો પ્રચાર ફક્ત રાજસ્થાનમાં જ છે. શૈલી પણ રાજસ્થાની છે.

(હિન્દી સાહિત્યના વૃત્તાંતનો ગ્રંથ નામે मिश्रबन्धु विनोद ત્રણ ભાગમાં હમણાં બહાર પડ્યો છે તેમાં પૃથુરાજરાસાને ચંદની જ કૃતિ ગણવામાં આવી છે પણ એ ગ્રંથના લેખકોએ કવિઓ અને કવિતાની પ્રાચીનતા નિરૂપવામાં અતિશય શિથિલતા દર્શાવી છે. હિન્દી સાહિત્યને અતિશય પ્રાચીન બતાવવાના લોભમાં તેઓએ સત્યની ઉપેક્ષા કરેલી લાગે છે.)

[૨]

પૃથુરાજરાસામાં આપેલા સંવત્ અને તિથિ આદિ પરથી એ ગ્રંથ પૃથુરાજના સમયમાં નહિ પણ પછીથી લખાયો હતો એવું સ્પષ્ટ સાબિત થઈ શકે છે.

પૃથુરાજના જન્મનો સંવત નીચે પ્રમાણે આપ્યો છે :

(क) एकादस सें पञ्च दह
विक्रम साक अनंद ।
तिहि रिपु पुर जय हरन को
मे पृथिराज नरिंद ॥ १,४६

ભાવાર્થ : વિક્રમ સંવત ૧૧૧૫માં રાજા પૃથુરાજ જન્મ્યા હતા.

(ख) બીજે સ્થળે નીચે મુજબ લખ્યું છે :

दव्वीर वैठि सोमेस राय ।
लीने हजूर जोतिग बुलाय ॥
कहों जन्म कर्म बालकविनोद ।
सुभ लग्न मुहूरत सुनत मोद ॥
संवत इक्क दस पञ्च अग्ग ।
वैसाख तृतीय पक्ष कृष्ण लग्ग ॥
गुरु सिद्ध जोग चित्रा नखत्त ।
गुरु नाम करन सिसु परम हित्त ॥
ऊगा प्रकास इक्क घरिय राति ।
पल तीस अंस त्रय बाल जाति ॥
गुरु बुद्ध सुक्र परि दसै थान ।
अष्टमे वार शनि फल विधान ॥
पञ्चमे थान परि सोम भोम ।
ग्यारमे राहु खल करन होम ॥
बारमें सूर सों करन रंग ।
अनमी नमांइ तिन करै भंग ॥

ભાવાર્થ: પૃથુરાજના જન્મ વખતે રાજા સોમેશ્વરે જોશીઓને બોલાવી પૃથુરાજની જન્મકુંડળી તૈયાર કરવાનું કહ્યું. સંવત ૧૧૧૫ના વૈશાખ વદ ત્રીજને રોજ પૃથુરાજનો જન્મ થયો હતો.* ગુરુવાર, સિદ્ધિયોગ, ચિત્રા નક્ષત્ર તે

* પૃથ્વીરાજ વિજય નામના પૃથુરાજની હયાતીમાં રચાયેલા સંસ્કૃત કાવ્યમાં જન્મની સાલ નથી આપી પણ જન્મતિથિ **જયેષ્ઠ ૧૨** આપી છે, અલબત્ત શુક્લ કે કૃષ્ણપક્ષનું સૂચન નથી કર્યું.

દિવસે હતાં. જન્મકાલે ઉષાકાલનાં એક ઘટી, ૩૦ પળ અને ૩ અંશ વ્યતીત થયાં હતાં. ગુરુ, શુક્ર અને બુધ દશમા સ્થાનમાં હતા. શનિ આઠમામાં, ચંદ્ર અને મંગળ પાંચમામાં, રાહુ અગિયારમામાં, સૂર્ય બારમામાં હતા.

(ग) જોશીઓએ પૃથુરાજનાં આયુષ્યની અવધિ નીચે પ્રમાણે કરી હતી :

चालीस तीन तिन वर्ष साज ।
कलि पुहमि इन्द्र उद्धार काज ॥

આવરદા ૪૩ વર્ષનું જણાવ્યું હતું.

(घ) પૃથુરાજના નાના અનંગપાલે એને દત્તક લીધો તેની સાલ રાસામાં નીચે પ્રમાણે આપી છે:

एकादश संवतह–अट्ट अग्गह ति तीस भनि ।
प्रथम सुरिंतु तहंहेम–सुद्ध मगसिर सुमास गनि ॥
सत पष्प पंचमिय–सकल वासर गुरु पूरन ।
सुदि मगसिर सम इंद–जोग सिद्धहि सिध चूरन ॥
पहु अनङ्गपाल अप्पिय पुदनि–पुत्तिय पुत पवित्त मन ॥
छंड्यो सुमोहसुख व्रन तरुनि–पति वद्रीसज्जे सरन ॥ १८, ३१

સવંત ૧૧૩૮ના માગસરની સુદી પાંચમ અને ગુરુવારે અનંગપાલે પૃથુરાજને ગાદી સોંપી.

(च) માધોભટ કથામાં વળી નીચે પ્રમાણે છે:

ग्यारह सै अठतीस भनि–भो दिल्ली पृथीराज ।
सुन्यौ साह सुरतान वर–वज्जै वज्ज सुव्राज ॥
ग्यारह सै अठतीसा मानं–भौ दिल्ली नृप रा चौहानं ।
विक्रम विन सक बंधी सूरं–तपै राज पृथिराज करूरं ॥ १९, ६५

સંવત ૧૧૩૮માં પૃથ્વીરાજ દિલ્હીની ગાદી પર બેઠો.

(छ) શહાબુદ્દીન ઘોરીને પૃથ્વીરાજના મંત્રી કૈમાસે જે યુદ્ધમાં હરાવ્યો તે સંબંધીની તિથિ નીચે પ્રમાણે આપવામાં આવી છે:

संवत हर चालीस–वदि चैत एकम दीस ।
रविवार पुष्पप्रमान–साहावदिय मैलान ॥ ४४, ३

ग्यारसै चालीस–चैते वदि ससिसय दूजो ।
चढ्यौ साह साहाव–आनि पंजावह पूज्यौ ॥
लक्ख तीन असवार–तीन सहस मदमत्तह ।
चल्यौ साह दर कूच–फटिय जुग्गिनिधर वतह ॥

सामन्त सूर विकसेउ अर–कायर कंपे कलह सुनि ।
कैमास मंत्रि मंत्रह दियो–ढिग बैठे चामंड फुनि ॥ ४४,१४

સંવત ૧૧૪૦ના ચૈત્ર વદી એકમ (પડવો બીજ ભેગાં હતાં) ને રોજ શાહબુદ્દીન હિન્દુસ્તાન પર ચડી આવ્યો.

(ज) વળી,

ग्यारह सै चालीस–सोम ग्यारस वदि चैतह ।
भये साह चहुआन–लरन ठाडे वनि खेत ह ॥
पंच फौज सुरतान–पंच चहुआन वनाइय ।
दानव देव समान–ज्वान लरन रिन धाइय ॥
कहि चंद दंद दुनिया सुनो–वीर कहर वचर जहर ।
जोधान जोध जंगह जुरत–उभय मध्य बित्यौ पहर ॥ ४४,३८

સંવત ૧૧૪૦ના ચૈત્ર વદી ૧૧ ને સોમવારે, ચોહાણ (પૃથ્વીરાજ) લડવા માટે તૈયાર થયો.

(झ) વળી, ૭ ઋતુનું વર્ણન કરતા સર્ગમાં લખ્યું છે.

ग्यारह सै एकावने–चैत तीज रविवार ।
कनवज देखन कारणे–चल्यौ सुसंभरी वार ॥ ५९, ८४ ॥

સમ્ભરીનો નાથ કનોજ જોવા સંવત ૧૧૫૧ના ચૈત્ર (વદી ?) ૩ ને રવિવારે નીકળ્યો.

(ट) વળી પૃથ્વીરાજ અને શહાબુદ્દીન ઘોરી વચ્ચેના છેલ્લા યુદ્ધનું વર્ણન જે સર્ગમાં છે તેમાં લખ્યું છે :

(१) शाक सुविक्रम सत्तशिव–*अट्ठ अग्र पंचास ।
शनिश्चर संक्रान्ति कक्क–श्रावन अद्धौ मास ॥

(२) श्रावन मावस सुभ दिवस–उभय घटी उदियत्त ।
प्रथम रोस दुइ दीन दल–मिलन सुभर रन रत्त ॥ ६४, ९३

સંવત ૧૧૫૮ ના શનિવારે, કર્કસંક્રાન્તિએ, અર્ધો શ્રાવણ વીત્યે, (યુદ્ધ થયું.) બંને ધર્મના દલ વચ્ચે શ્રાવણની અમાસે પહેલી હથિયારબાજી થઈ.

(थ) વળી,

(१) एकादश से सत्त–अट्ठ पञ्चास अधिकतर ।
सावन सुकल सुपप्प–बुद्ध एका तिथि वासर ॥

(२) वज्रयोग रोहिनी–करन बालव धिक तैतल ।
प्रहर सेष रस घटिय–आदि तिथि एक पञ्च पल ॥

* કેટલીક પ્રતમાં पञ्च હોય છે પણ બંને ખોટાં હોવાથી ગમે તે વાંચવાથી ફેર પડતો નથી.

(३) त्रित्थुरिय वत्त जुद्ध ह सरल—जोगिनिपुर वसर विषम ।
संपतिथान सुरसतिय जुरि—रहसुखो कीनो त्रिरम ॥

સં. ૧૧૫૮ના શ્રાવણ સુદ પડવાને બુધવારે, વજ્ર યોગે, રોહિણી નક્ષત્રે, બાલવ અને તૈતિલ કરણે, છેલ્લા પ્રહરની ૬ ઘટિકા બાકી હતી – પ્રતિપદાની એક ઘટિકા ને પાંચ પળ થયાં હતાં ત્યારે યુદ્ધના સમાચાર સહેલાઈથી ફરી વળ્યા; દિલ્હી માટે યુદ્ધનો તે દિવસ વિષમ હતો. જાણે લક્ષ્મી અને સરસ્વતી લડતાં હોય એવી સખત લડાઈ થઈ હતી. યુદ્ધ જોવા સૂર્ય પણ થંભી ગયા હતા.

ઉતારા બહુ થયા. મારા ગ્રંથસંગ્રહમાંના અનેક હસ્તલેખો પરથી આ ઉતારા ચકાસવામાં આવ્યા છે. એક સંવતવાળો ઉતારો બસ થતે પણ કદાચ કોઈને એમ લાગે કે એ તો લેખકની ભૂલ હશે. આટલા ઉતારાથી એવો વાંધો કાઢી શકાશે નહીં.

[૩]

ઉપરના અવતરણવાળા સંવતની સમીક્ષા કરીએ.

(ક) દિલ્હીમાં પૃથુરાજ રાજ્ય કરતો હતો તે અને શહાબુદ્દીન ઘોરી સાથે લડ્યો તે વર્ષો ધ્યાનમાં લઈએ.

'રાસા' પ્રમાણે યુદ્ધની સાલ સં. ૧૧૫૮ છે.

'તબકાત નાશિરિ'(હી. ૬૦૨=ઈસવી ૧૨૦૫=વિક્રમ ૧૨૬૨માં લખાયેલ)નો લેખક શહાબુદ્દીન માટે નીચે પ્રમાણે સાલ આપે છે.

'શહાબુદ્દીન ઘોરીએ હી. ૫૭૧(=ઈસવી ૧૧૭૫= વિ. ૧૨૩૨)માં મુલતાન સર કર્યું અને ઉર્ચા અને મુલતાનને રસ્તેથી નહરવારા તરફ હી. ૫૭૪(=ઈ. ૧૧૭૮ =વિ. ૧૨૩૫)માં ગયો. નહરવારના રાજા ભીમદેવ અથવા બસુદેવનું લશ્કર એની સામે થયું. સુલતાનનું લશ્કર ફતેહ મેળવ્યા વગર પાછું વળ્યું. હી. ૫૭૭(=ઇ. ૧૧૮૧=વિ. ૧૨૩૮)માં સુલતાન મહમૂદના વંશજો પાસેથી લાહોર એણે લીધું.

'હી. ૫૭૮(=ઈ. ૧૧૮૨= સં. ૧૨૩૯)માં સુલતાન દેવલ તરફ ગયો અને દરીયાઈ પ્રદેશ સર કર્યો. ત્યાં ઘણી લૂંટ મેળવી.

'હી. ૫૮૦(= ઈ. ૧૧૮૪ = સં. ૧૨૪૧)માં સુલતાન ફરીથી લાહોર ગયો અને આખો દેશ લૂંટચો; મહમૂદના સર્વે વંશજોને કેદ કર્યા અને સિયાલકોટનો ગઢ બાંધ્યો. પોતાના સૈન્યાધિપતિ અલિ કર્માખને લાહોરનો હાકિમ બનાવ્યો અને સિરાજુદ્દીન સિંહાજ(તબકાતના લેખકના પિતા)ને હિંદુસ્તાનમાં વસતા લશ્કરનો કાઝી નીમ્યો.

'હી. ૫૮૭( = ઈ. સ. ૧૧૯૧ = સં. ૧૨૪૮ )માં એણે સરહિંદનો ગઢ લઈ કાઝી ઝિઆઉદ્દીનને સોંપ્યો. સુલતાન આવે ત્યાં લગી ગઢનું રક્ષણ કરવા કાઝીએ ૧૨૦૦ માણસનું લશ્કર ગઢમાં રાખ્યું. પણ રાય કોલા પિથૌરા ગઢ પાસે આવ્યો અને સુલતાન પણ એવામાં આવી પહોંચ્યો. હિંદુસ્તાનના બધા રાજા પિથૌરાના પક્ષમાં હતા. હાથી પર બેઠેલા દિલ્હીના રાજા ગોવિંદરાય પર સુલતાને હલ્લો કર્યો અને પોતાના ભાલાથી તેના બે દાંત તોડી નાખ્યા. રાજાએ પથ્થરો ફેંકી સુલતાનના હાથને સખત ઘવાડચો. ઘોડા પરથી પડી જતાં ઘવાયેલા સુલતાનને એક ખિલજી સિપાહીએ ટેકો દીધો. સુલતાનના સર્વ માણસો નાઠા.

'સરહિન્દાના કિલ્લામાં કાઝી તોલકને રાય પિથૌરાએ ઘેર્યો. લડાઈ તેર મહિના લગી ચાલુ રહી.

'વેર લેવા સુલતાન હિન્દુસ્તાન આવ્યો. મુઈઝુદ્દીન નામના વિશ્વાસપાત્ર માણસ પાસેથી લેખકે સાંભળ્યું હતું કે મુસલમાન લશ્કરમાં તે વખતે ૧,૨૦,૦૦૦ ઘોડેસવાર હતા.

'લડાઈ શરૂ કરતાં પહેલાં સુલતાને પોતાની ફોજના ચાર ભાગ પાડચા. સર્વ દિશામાંથી તીરોનો વરસાદ વરસાવવા અને હિન્દુઓના હાથી અને સિપાઈઓ હુમલો કરે ત્યારે પાછા હઠાવવાનો તેમને એણે હુકમ કર્યો.

'સુલતાનની ઇચ્છા અને આજ્ઞા પ્રમાણે વર્તી મુસલમાનોએ હિન્દુઓને હરાવ્યા, ઈશ્વરે સુલતાનને વિજય આપ્યો અને હિન્દુઓ નાસી ગયા.

'હાથી પરથી ઊતરી ઘોડા પર બેસી પિથૌરા એકદમ પલાયન કરી ગયો પણ સરસ્વતીની નજીકની ભૂમિમાં કેદ પકડાતાં એને દોઝખમાં મોકલવામાં આવ્યો. (વધ કરવામાં આવ્યો.)

'યુદ્ધમાં દિલ્હીનો ગોવિંદરાય કામ આવ્યો હતો. સુલતાને તોડેલા દાંતથી એનું મૂડદું રણક્ષેત્રમાં ઓળખવામાં આવ્યું હતું.

'સુલતાને પોતાના રાજ્યમાં દિલ્હી, અજમેર, હાંસી અને સરસ્વતી જોડી દીધાં. હી. ૫૮૮( = ઈ. સ. ૧૧૯૨ = સં. ૧૨૪૯ )માં આ ફતેહ મળી. કહ્રામના ગઢના ઉપરી તરીકે સુલતાને કુતુબુદ્દીન ઐબકની નિમણૂક કરી. એણે મિરથ અને દિલ્હી સર કર્યાં અને હી. ૫૮૯( = ઈ. ૧૧૯૩ = સં. ૧૨૫૦ )માં કોલનો ગઢ લીધો.

'હી. ૫૯૦( = ઈ. સ. ૧૧૯૪ = સં. ૧૨૫૦-૫૧ )માં ગઝનીથી સુલતાન કનોજ અને કાશી તરફ ગયો અને ચન્દાવલ આગળ રાજા જયચંદને [illegible] ત્રણસોથી વધારે હાથી મળ્યા.

'નહરવારા, કાલેવા, બદાઓ અને બીજા ઘણા દેશો કુતબુદ્દીને જીત્યા.'

હવે, હી. ૫૮૭ = ઈ. સ. ૧૧૯૧ = વિ. સં. ૧૨૪૮.

હી. ૫૮૮ = ઈ. સ. ૧૧૯૨ = વિ. સં. ૧૨૪૯.

શહાબુદ્દીન અને પૃથુરાજ વચ્ચેનું યુદ્ધ અને પૃથુરાજનું મૃત્યુ સં. ૧૨૪૮–૪૯માં થયાં એવું આ ગ્રંથ પરથી પ્રતીત થાય છે. 'પૃથુરાજરાસા'ના સં. ૧૧૫૮થી આ સાલ આશરે ૯૦ વર્ષ વધારે છે.

'તબકાત નાશિરી' નો લેખક પરદેશી હતો છતાં સાલોમાં ભૂલ થવાનો સંભવ નથી; વખતે નામોમાં ચૂક્યો હોય.

સર્વે મુસલમાન તવારીખ પરથી સિદ્ધ થાય છે કે શહાબુદ્દીન, તબકાત નાશિરીએ નિર્દેશેલી સાલોમાં હયાત હતો અને શિલાલેખ આદિ પરથી જયચંદની પણ સાલ મળે છે. ગ્રંથોથી મુકરર થતી સાલ અને પૃથુરાજરાસાની સાલ નિરાળી સાબિત કરી હવે શિલા અને તામ્રના લેખોથી એ વધારે સબળ રીતે બતાવીશ.

મેવાડના તાબેના બીજોલી ગામમાં પાર્શ્વનાથના મંદિર પાસે પહાડ પર લેખ છે. પૃથુરાજના પિતા સોમેશ્વરે ગામ દાન કર્યાની એમાં હકીકત છે. સાલ સંવત ૧૨૨૬ = ઈ. સ. ૧૧૬૯ છે. એટલે 'રાસા' ની સાલ સં. ૧૧૫૮ ખોટી ઠરે છે. આ લેખમાં ચૌહાણ વંશાવળી સોમેશ્વર લગી જ આપેલી છે એટલે એ સાલમાં પૃથુરાજ ગાદીનશીન નહોતો.

મેવાડમાં મીનાલગર્હના મહેલના ઉતરદા દરવાજાના થાંભલા પરના લેખનો સંવત ૧૨૨૬ (= ઈ. ૧૧૬૯) છે. પૃથુરાજ ચૌહાણ રાજ્ય કરતો હતો ત્યારે ભાવ બ્રહ્માએ મઠ બાંધ્યાની એમાં નોંધ છે.

બન્ને શિલાલેખો મેળવતાં જણાય છે કે સંવત ૧૨૨૬ ના ફાલ્ગુન વદ અને ચૈત્ર વદ દરમ્યાન પૃથુરાજનું રાજ્યારોહણ થયું હશે.

પૃથુરાજ ચૌહાણના દરબારી બારોટ ચંદ બરદાઈએ 'પૃથુરાજરાસો' લખ્યો હોત તો ૯૦ વર્ષની આવી મોટી ભૂલ તે કરત નહીં. બનાવો વર્ણવવામાં અતિશયોક્તિ કરે અથવા સાચી હકીકત છૂપાવે પણ વર્ષ તો ખોટાં ન જ લખે.

શહાબુદ્દીન સાથે પૃથુરાજને થયેલા યુદ્ધની સાલ ટૉડે સં. ૧૨૪૯ની આપી છે પણ રાસાની સાલ સં. ૧૧૫૮ ખોટી હોવાનું એણે બતાવ્યું નથી.

પૃથુરાજરાસાની ખોટી સાલોથી રાજસ્થાનના ઇતિહાસમાં ઘણો ગોટાળો થઈ ગયો છે. એના પર આધાર રાખી ટૉડે લખેલી હકીકતથી બીજાઓથી પણ ભૂલ થઈ છે. ફૉર્બ્સ (રાસમાળામાં), પ્રિન્સેપ, હન્ટર વગેરે સર્વે ટૉડે દોરવેલ રસ્તે ગયા છે.

રાસામાં મેવાડના રાવલ સમરસિંહને પૃથુરાજની બ્હેન પૃથા સાથે પરણાવ્યો છે પણ શિલાલેખો પ્રમાણે મેવાડનો ઇતિહાસ ગોઠવતાં રાવલ સમરસિંહ વિ. સં. ના ચૌદમાં સૈકાના મધ્યમાં થયેલા જણાય છે. 'રાસો' એમને સંવતના બારમા સૈકાના મધ્યમાં મૂકે છે તે તદ્દન ખોટું અને ઇતિહાસ વિરુદ્ધ છે.

[૪]

ત્યારે સવાલ ઊઠે છે કે ચન્દ બરદાઈનો રચેલો આ રાસો નથી તો કોનો રચેલો છે અને ક્યારે રચાયો ?

(૧) અકબરના સમય પૂર્વે રાજસ્થાનમાં રચાયેલાં કાવ્યોમાં ફારસી શબ્દો અને શબ્દપ્રયોગો નથી આવતા. સંસ્કૃત, વ્રજ, માગધી, પ્રાકૃત, રાજસ્થાની બોલીઓ અને કેટલીક વાર ગુજરાતીના શબ્દો મળી આવે છે.

અકબરના વખતમાં રાજસ્થાનના રજપૂત રાજાઓએ દિલ્હીની સલ્તનત સાથે પોતાનો સંબંધ બાંધ્યો. પહેલવહેલા સં. ૧૬૧૯(ઈ. સ. ૧૫૬૨)માં જયપુરના રાજા તારામલ કછવાહા દિલ્હી ગયા. જેમ જેમ રજપૂત રાજાઓનો વસવાટ અને અવરજવર વધતો ચાલ્યો તેમ તેમ તેમના આશ્રિત કવિઓ પણ તે તરફ જવા લાગ્યા અને સ્વાભાવિક રીતે એમની કવિતામાં ફારસી શબ્દો પ્રવેશ પામ્યા. 'રાસા'માં હિન્દી, મારવાડી અને સંસ્કૃત અથવા બીજી હિન્દી ભાષાઓના શબ્દોના પ્રમાણમાં ફારસી શબ્દોનું પ્રમાણ ૧ : ૮ કે ૧ : ૧૦ નું છે.

સં. ૧૬૪૦ (ઈ. સ. ૧૫૮૩) પછી મેવાડનો સંબંધ દિલ્હી સાથે શરૂ થયો. મહારાણા પ્રતાપસિંહથી રિસાઈ અથવા છૂટાઈ દિલ્હી ગયેલા મેવાડી સરદારો સાથે તેમના આશ્રિત કવિઓ દિલ્હી ગયા અને ત્યારથી ફારસી શબ્દો એમની કવિતામાં પ્રવેશ પામવા લાગ્યા.

કવિરાજ શામળદાસના મત પ્રમાણે પૃથુરાજરાસો સં. ૧૬૪૦ (= ઈ. ૧૫૮૩) અને સં. ૧૬૭૦(= ઈ. ૧૬૧૩)ની વચગાળાનાં ત્રીસ વર્ષ દરમ્યાનમાં રચાયો હશે.

સં. ૧૫૪૦–૪૨(ઈ. સ. ૧૪૮૪–૮૬)ના અરસામાં રચાયેલા હમ્મીર કાવ્યમાં પૃથુરાજ અને શહાબુદ્દીન વચ્ચેના યુદ્ધનું જે વર્ણન આપ્યું છે તે 'રાસા' માં આપેલા વર્ણન સાથે મળતું નથી; તેમ બન્નેમાં આપેલી ચૌહાણની વંશાવળી પણ મળતી નથી આવતી. 'પૃથુરાજ રાસા' જેવું વિશ્વાસપાત્ર પુસ્તક હમ્મીરકાવ્ય પૂર્વે રચાયું હોત તો હમ્મીરકાવ્ય એમાંની હકીકતને અનુસર્યા વિના રહેત જ નહીં.

પૃથુરાજના પછી ચાર સૈકા વીત્યે રાસો લખાયો હોવો જોઈએ.

રાસામાં મેવાડના રાજાઓની પ્રશંસા કરવામાં આવી છે. રાવળ સમરસિંહ

માટે એક સ્થળે નીચે પ્રમાણે બિરુદો વાપર્યાં છે.

(અ) કલંકિયાં રાય કેદાર;
(આ) પાપીયાં રાય પ્રયાગ;
(ઇ) હત્યારાં રાય બાણારસી;
(ઈ) મદવાન રાય રાજાન રી ગંગ;
(ઉ) સુલતાન ગ્રહન મોખન;
(ઊ) સુલતાન માન મલન.

આ સર્વે બિરુદો મેવાડના મહારાણા સંગ્રામસિંહના છે. તે જમાનાના બીજા કવિઓએ પણ મેવાડના મહારાણાઓની આવી રીતે પ્રશંસા કરી છે :

૧. દોહા૦ અઇ રે અકવરિયાહ – તેજ તુહાલો તુરકડા,
નય ર નીસરિયાહ–રાણ વિનાશહ રાજવી.

૨. અકબર ઘોર અંધાર – ઊંઘાણા હિન્દુ અવર,
જાગે જગ દાતાર – પોહોરે રાણ પ્રતાપસી.

રાસામાં આપેલા બિરુદોમાંનું પાંચમું, હી. ૯૨૪ (= ઈ. સ. ૧૫૧૮ = વિ. સં. ૧૫૭૪)માં માળવાના સુલતાન મહમૂદને સંગ્રામસિંહે હરાવ્યો અને છોડી મૂકયો તે હકીકતને ઉદ્દેશે છે. ૬ ઠ્ઠું બિરુદ ગુજરાતના સુલતાનોને ઉદ્દેશી છે. એમને હરાવી એમનો દેશ મહારાણાએ લૂંટયો હતો.

એટલે મહારાણા સંગ્રામસિંહે સં. ૧૫૭૪માં માળવી સુલતાનને હરાવ્યો ત્યાર પછી અને સં. ૧૬૪૦ પછી દિલ્હી સાથે રાજસ્થાનના થયેલા સબંધ પછી ફારસી શબ્દોનો પ્રવેશ રાજસ્થાની કવિતામાં થવા માંડયો એટલે ત્યાર પછી રાસો રચાયેલો.

દિલ્લીકી કથા પ્રસ્તાવમાં નીચેનો દોહરો છે :

सोरे सै सत्तोतरे–विक्रम साक वरीत ।
दिल्लींधर चीतोड़पत–ले खग्गां बल जीत ।। ३,३१

સં. ૧૬૭૭(= ઈ. સ. ૧૬૨૦)માં ચિતોડનો રાજા દિલ્હી લેશે.

સાધારણ રીતે રાસાની ઉત્પત્તિ આ સાલ પછી માનવામાં આવે પણ કવિરાજ એ સાલને અચોક્કસ સાલ લેખી સં. ૧૬૭૧ પૂર્વે રાસો રચાયાનું નિરુપે છે.

સં. ૧૬૭૧માં મહારાણા અમરસિંધ ૧ લા અને જહાંગીર બાદશાહ વચ્ચે તહ થયો હતો. રાસાની ભવિષ્યવાણી ત્યાર પછી નહીં ઉચરાઈ હોય, કારણ કે ત્યાર પછી દિલ્હી સર કરવાનો વિચાર જ રાણાઓમાંથી લુપ્ત થયો હશે. મહારાણા પ્રતાપસિંહના વખતમાં (એમનો અંત સં. ૧૬૫૮ = ઈ. સ. ૧૬૦૧માં

આવ્યો.) રાજાઓએ સોગન ખાધા હતા કે દિલ્હી સર કર્યા વિના માથુ મૂંડાવવું નહીં, ધાતુપાત્રમાં જમવું નહીં, કેડે તલવાર લટકાવવી નહીં, અને સૈન્યના સરઘસની મોખરે નગારું ન રાખવું. સં. ૧૬૪૦–૭૦ની દરમ્યાન જે વીર પરાક્રમો મેવાડના રાણાએ કર્યાં હતાં તે અને રાણા સંગ્રામસિંહ અને એમના પૂર્વજોના પ્રતાપથી અંજાયેલા લોકો આશા રાખતા હતા કે રાણા અથવા બીજું કોઈ દિલ્હી સર કરશે. આ આશાની અસરમાં ઉક્ત દોહરો લેખકે રાસામાં ઉમેરેલો.

કવિરાજ શામળદાસ પૃથુરાજ રાસાને તદ્દન અનૈતિહાસિક લેખતા નથી પણ તે ચંદ બરદાઈએ પૃથુરાજના સમયમાં લખ્યો નહોતો. પૃથુરાજ પછી ત્રણસો ચારસો વર્ષે તે લખાયેલો અને લેખકે દૂષિત આધારોનો ઉપયોગ કરેલો.

પૃથુરાજની સમકાલીન મુસલમાન તવારીખમાં જે સાલો અને નામો આપ્યાં છે તે અને રાસામાંની સાલ અને નામો મળતાં નથી આવતાં એટલે પણ રાસો પૃથુરાજના સમયમાં રચાયો નહોતો એવો શક મજબૂત થાય છે. +

---

+ ટૉડે चितोड ને બદલે मेवाड લખ્યું છે. × पृथ्वीराज विजय નો જેટલો પ્રાપ્ત થયો છે તેમાં પ્રકીર્તિત હકીકત અને રાસાની હકીકત વચ્ચે પણ વિરોધ આવે

# નાની વાર્તા

યુરોપમાં નવલકથા, ટૂંકી નવલકથા અને નાની વાર્તા એવા કથાસાહિત્યના ભેદપ્રભેદ છે. આપણે ત્યાં એવા ભેદ લેખાયા નથી છતાં પાશ્ચાત્ય સાહિત્યની છાયામાં વિચરતાં આપણા સાહિત્યમાં એ ભેદપ્રભેદનાં દૃષ્ટાંત મળી આવે છે. પશ્ચિમમાં ભેદપ્રભેદનો જે ઇતિહાસ છે તે આપણે ત્યાં નથી બન્યો. અનુકરણમાં જ આપણું સર્વ કાર્ય સમાપ્ત થતું હોવાથી ક્રમશઃ વિકાસની આશા કેવી ?

નવલકથામાં અનેક પાત્રો, વિવિધ પ્રસંગ હોય છે. પાત્રોના સ્વભાવ અને પ્રસંગની યોગ્યાયોગ્યતાથી કથાનું વસ્તુ રૂપાંતર પામતું ઘડાય છે. સ્વભાવ પ્રસંગને રંગે છે યા પ્રસંગથી સ્વભાવનું સ્વરૂપ ખીલી નીકળે છે. દરેક અંગ અંકોડાબંધ સંકળાયેલું હોવાથી અટપટી ફૂલગૂંથણી ગૂંથાય છે. વાર્તાના બયાનથી, પાત્રોના સ્વભાવના આલેખનથી, પ્રસંગ કુદરત આદિના વર્ણનથી નવલકથા રમ્ય ચિત્ર ખડું કરી શકે છે. વિશાળ કલાવિધાન, અપૂર્વ કૌશલ, ઊંચો કસબ, અદ્વિતીય અભ્યાસ આદિ નવલકથાના સ્વરૂપ, ઘટના, શૈલી વગેરેમાં વિવિધતા અને સુરમ્યતા ઊપજાવી શકે છે. સરસ્વતીચંદ્ર, વીસમી સદી, મુકુલમર્દન, વિષવૃક્ષ, કૃષ્ણલાલનું વીલ, આદિ નવલકથા ઉક્ત ચર્ચાની ઝાંખી કરાવશે.

ટૂંકી નવલકથા નવલકથાથી ફક્ત ટૂંકી જ હોય છે. બીજી રીતે કાંઈ ફેર નથી હોતો. પાત્રોની સંખ્યા થોડી, પ્રસંગ ઓછા, બયાન ટૂંકું કરવાથી નવલકથા-નો આ ભેદ થાય છે. ચંદ્રા, સેલિના, હિમાની વગેરે કથાઓ આ વર્ગની છે. હૃદયવિકાસ, પ્રેમકથા, સ્નેહકુટિર, પ્રેમતરંગ, આદિ વિદેહ નારાયણ હેમચંદ્રની કૃતિમાં ટૂંકી નવલકથા અનેક છે. સ્વાર્પણ, અવિચલતા, અપ્રતિમતા, ગાંભીર્ય, વિશાળતા, આદિ પ્રેમનાં સ્વરૂપો આ કથાઓમાં સૂક્ષ્મ કલાવિધાનથી આલેખ-વામાં આવ્યાં છે. પ્રસંગ અને પાત્રો રમ્ય, મનોહર અને સુંદર ઊપજાવી શકાયાં છે. મનોવૃત્તિ, આવેશ તેમ જ માનવીના ઉદાત્ત અનુદાત્ત ગુણોના વ્યાપારનું પૃથ-ક્કરણ, પ્રસંગના ઓજસ કે ગાંભીર્યના આલેખન વિચિત્રતાથી શક્તિપૂર્વક થયાં છે. આ સઘળી કથા બંગ દેશથી આપણા દેશે આવી છે. ટૂંકી નવલકથા ફ્રાંસમાં સારી, ઊંચા પ્રકારની લખાય છે. ત્યાં બયાન, વસ્તુ કે પ્રસંગ ઉપર વિશેષ લક્ષ ન આપતાં મનુષ્યની મનોવૃત્તિના વ્યાપારનું પૃથક્કરણ કરવામાં કલાવિધાન .રાય છે. ઈંગ્લૅન્ડમાં પ્રસંગ ઉપર વિશેષ કલાવિધાનનો ઉપયોગ કરાય છે. આ

એ રીતિનો સંમિલિત ( એકઠો ) ઉપયોગ આપણા બંગાળી ભાઈઓએ કર્યો છે.[૧] ઈંગ્લેંડ અને ફ્રાન્સની શક્તિ સાથે યોજી આપણા દેશકાળને અનુસરતાં રૂપાંતર કરી ભારતવર્ષની સાહિત્ય પ્રવૃત્તિમાં નવું જ જોશ રેડ્યું છે. બંગાળીઓનો પ્રયાસ બંગાળમાં જ વધાવાયો છે એટલું જ નહિ પરંતુ ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, ઓડિયા અને હિંદુસ્તાનમાં પણ પ્રશંસા મેળવી શક્યો છે.

'નાની વાર્તા' ના સ્વરૂપ વિશે હજુ પશ્ચિમમાં ઘણા મતભેદ છે. એક અમેરિકન પ્રોફેસરના મત પ્રમાણે[૨] એક જ પાત્ર, એક જ બનાવ, એક જ મનોવેગ કે એક જ પ્રસંગને લીધે ઊપજતી આવેશપરંપરા જે કથામાં આલેખાયાં હોય તેને 'નાની વાર્તા' કહી શકાય. વાર્તાનું સ્વરૂપ સુંદર અને મનોહર હોવા ખાતર પ્રમાણની આવશ્યકતા છે. વાર્તાનાં અંગ સુઘટિત અને સુસંબદ્ધ હોવાં જોઈએ. સૌંદર્યના હરેક અંશથી વાર્તા અંકિત હોવી જોઈએ. રસ એવો જમવો જોઈએ કે કોઈપણ પ્રકારે ક્ષતિ નહિ ઊપજે. રસક્ષતિનો દોષ ટાળવા માટે સાવચેતી લેવી જોઈએ. નવલકથા વિવિધ છાપ પાડે છે પણ આમાં તો એક જ છાપ પડવી જોઈએ – છાપ એક જ છે એવો સચોટ અનુભવ થવો જોઈએ.

ઈંગ્લેન્ડના સુપ્રસિદ્ધ સાહિત્ય – સાપ્તાહિક 'એકેડેમી'ના એક લેખકના મત મુજબ 'નાની વાર્તા' અને નવલકથામાં મૂળ તત્ત્વે કંઈ ફેર નથી. નવલકથાનું નાનું, સાદું, સરળ અને ઓછા મહત્ત્વનું રૂપ નાની વાર્તા છે. સ્વરૂપ નાનું હોવાથી એમાં એક જ પાત્ર, એક જ પ્રસંગ આવે છે. નવલકથામાં પ્રસંગ અને પાત્રોની અટપટી ફૂલગૂંથણી હોય છે. 'નાની વાર્તા'માં પ્રસંગ અને પાત્ર એક જ હોય છે. આવો ફેર ઘણે સ્થળે દૃષ્ટિગોચર થાય છે, પરંતુ તે ફેર વાસ્તવિક નથી. ફ્રાન્સ અને રશિયાની ઘણી નાની વાર્તામાં પ્રસંગ અને પાત્ર અનેક હોય છે. છતાં તેમની ગણના નવલકથામાં ન થતાં 'નાની વાર્તા'માં થાય છે. તેમનાં સ્વરૂપ અને વ્યવસ્થા ટૂંકાણમાં, સાદી અને સરળ રીતે ઘડવામાં આવ્યાં હોવાથી ઉક્ત ગણનાને પાત્ર તે વાર્તાઓ થઈ છે.

ગુજરાતી સાહિત્યમાં નાની વાર્તા થોડી જ સ્વતંત્ર લખાયેલી છે; બંગાળી અને ઈંગ્લિશ સાહિત્યમાંથી ભાષાંતર કરી આણેલી ઘણી છે. પ્રો. મેથ્યુઝના મતને અનુમોદતી નાની વાર્તા ભાગ્યે જ આપણા સાહિત્યમાંથી મળી આવે. પ્રોફેસર-સાહેબના વાર્તાના સ્વરૂપ અને સૌંદર્ય પરના વિચારોની સાક્ષી આપણી નાની વાર્તાઓ પૂરશે. 'એકેડેમી'ના લેખકના વિચારનું અનુસરણ એ વાર્તાઓમાં દૃષ્ટિ-ગોચર થયા વિના નથી રહેતું

૧. 'હિંદુસ્તાન રિવ્યૂ' માં લખેલા એક બંગાળીના લેખ પરથી.

૨. પ્રો. મેથ્યુઝ કૃત 'ફિલોસોફી ઓફ ધી શોર્ટ સ્ટોરી.'

'રસ્તો'[3] માં પાત્ર એક છે છતાં બનાવો અને તેથી ઉપજતી આવેશ-પરંપરા અનેક છે. બની ગયેલા બનાવોના સ્મરણથી એ પરંપરા ઉપજી છે. ચિત્ર નિઃસંશય સુંદર અને મનોગમ છે. છતાં પ્રો. મેથ્યુઝના મતે એ નાની વાર્તામાં નહિ ગણી શકાય, તોપણ એ નાની વાર્તા જ છે. 'પોસ્ટ માસ્તર'માં પાત્રો બે છે, પ્રસંગ પણ વધારે છે છતાં એને આપણે નવલકથા કે ટૂંકી નવલકથા કહીશું નહિ, એ તો નાની વાર્તા જ કહેવાય.

પ્રાચીન સંસ્થા, રીતરિવાજ, ઇતિહાસ આદિની સમજ પડે અને એ વિષયો લોકપ્રિય થાય માટે નાની વાર્તા દ્વારા એ વિષયોનું જ્ઞાન આપવાનો ઉપક્રમ બંગાળમાં થયો છે. 'વિનોદિની' માં પ્રગટ થયેલ 'મણિમાળા' ની કથા અને આ પત્રમાં પ્રસિદ્ધ થયેલ 'યુદ્ધની ભેટ અથવા લજ્જાવતી' નામની વાર્તામાં આ જ ઉદ્દેશ જણાય છે. બૌદ્ધના મઠમાં ગળાતી જિંદગીનું બયાન આપવા 'મણિમાળા' લખાઈ છે. એક સિક્કા પરથી એમ જણાયું કે હૈહય કુમારી લજ્જા પાલકુળના વિગ્રહપાળને વરી હતી. આ વાત લોકો જાણે એટલા સારુ 'યુદ્ધની ભેટ અથવા લજ્જાવતી' ની વાર્તા જોડવામાં આવી છે. આ બે દૃષ્ટાંત પરથી નાની વાર્તાનો ઉપયોગ કેવો સારો થઈ શકે તેની પ્રતીતિ થશે. સાહિત્યનું એ સ્વરૂપ કેટલું મહત્ત્વનું અને ઉપયોગી છે તે પણ સમજાશે.

પ્રો. મેથ્યુઝનો સંપ્રદાય આપણા દેશમાં પણ નથી. 'એકેડેમી' ના અભિપ્રાય સાથે આપણા લેખકો મળતા હોય એમ જણાય છે. મહાન લેખકોની પ્રતિભામાંથી ઉદ્ભવેલા સાહિત્યના અંગોના સ્વરૂપની ચર્ચા વિવેચકો કરે છે અને તેમણે શોધી કાઢેલા નિયમો પ્રમાણે ચાલવા બીજા લેખકોને ફરજ પાડે છે. પ્રસિદ્ધ અને પ્રતિભાશાળી લેખકો નિયમાનુસાર વર્તતા નથી. મહાન લેખકોની કૃતિના અનુકરણ-થી અથવા સ્વયંભૂ જ તેમની કૃતિ જન્મ પામે છે. ફ્રાન્સ અને રશિયાના અગ્ર-ગણ્ય નાની વાર્તાકારોના અનુકરણથી લખાયેલી વાર્તામાં પ્રો. મેથ્યુઝે તારવી કાઢેલા નિયમો ન મળે એ સ્વાભાવિક છે. નવલકથાનું સાદું, સરળ અને ટૂંકું રૂપ 'નાની વાર્તા' છે એવી આપણા લેખકોની પ્રતીતિ જણાય છે. સૌંદર્ય અને રસનિષ્પત્તિ સંબંધે પ્રો. મેથ્યુઝે જે ચર્ચા કરી છે તે તેમને માન્ય હોય તે જણાય છે.

૨૧. રસિકની 'પણ પેલી સજા' નામની નાની વાર્તા આ પત્ર('સાહિત્ય')માં છપાઈ હતી તેને વાંચતા હમણાં જ કરેલી ચર્ચાની વાસ્તવિકતા સમજાશે. 'નાની વાર્તા'માં મનુષ્યના દેવાંશી, માનુષી અને આસુરી ગુણો પૃથક્ લઈ તેમના વ્યાપારનું અચ્છું દર્શન કરાવી શકાય છે. 'માલતી'માં અદેખાઈ અને સ્વાર્પણ – એ બે

---

૩ 'વિવિધ મીઠી વાતો.'

વૃત્તિઓનો વ્યાપાર કેવો સરસ આલેખાયો છે? નાની વાર્તામાં એક પાત્ર લઈ જુદા જુદા પ્રસંગને લઈ, જુદા જુદા માણસના સહવાસમાં આવવાથી જે જે મનોવૃત્તિઓ ઊપજે છે તેનું કૌશલ્યપૂર્ણ ચિત્ર આપી શકાય છે. મનોવૃત્તિના તરંગ ઊર્મિ કે વેણી પણ યથાસ્થિતિ આંકી શકાય છે—તેમનું મૂર્ત સ્વરૂપ ખડું કરી શકાય છે.

'મોહિની' માં પરિતાપથી રિબાતી, અકળાતી, મોહિની નજરે પડે છે. પરિતાપનાં કારણ અને સ્વરૂપની રેખા બતાવી આત્મકથામાં ઊતરી પડે છે. કરુણની અસર ગાઢી જમાવવા, તેમ જ કંટાળો ન ઊપજે માટે ઘરસંસારની ઝીણી બારીક હકીકત દાખલ કરવામાં આવી છે. એક જ પ્રકારના પ્રસંગની પરંપરાથી વાંચનાર રસબસ થઈ ધરાઈ જાય અને આગળ તેને વધવા મન ન થાય તો રસ પૂરો જામે નહિ. કૌશલ અને કસબમાં ખામી હોવાથી આમ બને છે. આ ખામી દૂર કરવા સાધારણ વાતોનાં વર્ણન દાખલ કરવામાં આવે છે અથવા ધરાવા નહિ દેતાં તૃપ્તિ કાયમ રાખે એવા રસનો જમાવ કરવામાં આવે છે. 'વિષવૃક્ષ' ના કરુણાત્મક પ્રસંગો, નગેન્દ્રની બહેન અને ભાણેજના હસમુખા, આનંદી, ટોળી અને મજાકખોર સ્વભાવથી રંગાયા છે. આથી ઉપર વર્ણવેલી ખામી દૂર થઈ છે અને અંત સુધી ચાલ્યા જવાની વાચકની તૃપ્તિ સતેજ રહે છે. આવી જ પદ્ધતિનો અંગીકાર 'મોહિની'માં થયો છે. માનવીની મનોવૃત્તિને નિર્દયતાથી એમાં ચીરવામાં નથી આવી. સાનુકંપતા, સહૃદયતા સર્વ લીટીઓમાં ઓતપ્રોત મનોવૃત્તિના વ્યાપારના સૂક્ષ્મ પૃથક્કરણથી આપણાં મગજ ભમાવી નાખવામાં નથી આવતાં. આવું છતાં પાછલી હકીકત સ્મરી, વર્ણવી, ત્યારે બનેલા અમુક પ્રસંગથી ઊપજતા પરિતાપના ઊસરા કાઢી રસપૂર્ણ, સુરમ્ય વાર્તા ઘડી કાઢવામાં આવી છે.

વિદેહ નારાયણ હેમચંદ્રે પ્રસિદ્ધ કરેલા વાર્તાનાં પુસ્તકોમાં આવી ઘણી વાર્તાઓ છે તે સર્વની સમાલોચના કરતાં નિરર્થક લંબાણ થઈ જાય.

આપણે ઘણી વેળા એવી ફરિયાદ સાંભળીએ છીએ કે નવલકથા લખવાને ઉપયોગમાં આવે એવા પ્રસંગો આપણે ત્યાં ઘણા જ થોડા બને છે. અને તેથી નવલકથાનું સાહિત્ય બહોળી રીતે ખેડી નથી શકાતું. સાંસારિક વિષયોમાં આપણે એવા જકડાયેલા છીએ કે કોઈ પ્રસિદ્ધ લેખકે અમુક અમુક પ્રસંગોનું વર્ણન કર્યું કે પછી બીજાઓને માટે નવા વધારાના પ્રસંગ રહેતા જ નથી. પછી સર્વ લખનારાઓમાં પેલા પ્રસિદ્ધ લેખકની સ્પષ્ટ અને સબળ અસર થયા વિના રહેતી નથી. 'સરસ્વતીચંદ્ર'ની અસર કેટલી બધી નવલકથા પર થઈ છે? આપણાં સાંસારિક

મુતાજેદ : વિશાળ મોસ્લેમ સામ્રાજ્યના અધીશ્વર ! વાત પૂરી સાંભળો નહીં ત્યાં લગી એકદમ મત પ્રકાશ કરશો નહીં.

આજિજ : કેવી વિપદ ! આપે જ તો કહેવાનું કહ્યું છે.

મુતાજેદ : મારા કહેવાનું કહ્યાથી જ કહેશો ! આપ સામ્રાજ્યના છેલ્લા ન્યાયાધીશ છો. પહેલો મારો ઇતિહાસ સાંભળો. સાંભળશો કે સમજી શકશો કે હું આપના પિતાનો શું હતો ?

આજિજ : બોલો.

મુતાજેદ : આપને એક કાકા હતા તે આપ જાણો છો ?

આજિજ : હું તો શું પણ ઈસ્તામ્બુલના એક શિશુપર્યંત (સૌ) જાણે છે.

મુતાજેદ : તે (સૌ) ખોટું જાણે છે. કોઈ જાણતું નથી ! જાણતાં માત્ર ત્રણ જણ. તેમાંથી એક દુનિયા છોડી ચાલ્યો ગયો છે. એક જણ છે કે નથી, તે ઈસ્તામ્બુલમાં કોઈ કહી શકતું નથી. ત્રીજો હું માત્ર જીવતો છું. કિન્તુ જીવતે મર્યા જેવો છું. લોકો જાણે છે કે આપના કાકા વિદ્રોહી હતા. વિદ્રોહિતાની શાસ્તિ (સજા) તરીકે તે દેશમાંથી નિર્વાસિત (દેશનિકાલ) થયા છે.

આજિજ : હું પણ તે જાણું છું.

મુતાજેદ : ભૂલ, ભૂલ – સમ્રાટ ભૂલ. તે આપના પિતા ઉપર ધિક્કાર લાવી દેશત્યાગ કરી ચાલ્યા ગયા છે.

આજિજ : કેવી રીતે ?

મુતાજેદ : વિદ્રોહી તે નહોતા. વિદ્રોહી આપના પિતા હતા. અને મેં તે જ વિદ્રોહિતાને સહાયતા કરી છે.

આજિજ : મારા પિતા, પિતામહના જ્યેષ્ઠ પુત્ર – યોગ્યતમ ઉત્તરાધિકારી. તેણે કોના પ્રત્યે વિદ્રોહિતા આચરી હતી ?

મુતાજેદ : ધર્મ પ્રત્યે. જો તે રાજા પ્રત્યે નહીં. આપના પિતા આ વિશાળ ઓટોમન સામ્રાજ્યના એકલા ઉત્તરાધિકારી નહોતા.

આજિજ : હું પણ જાણું છું તે. અને તેમ હોવું એ નીતિસંગત છે. મારે પણ જો અન્ય કનિષ્ઠ સહોદર હોત, હું સમજું છું કે તે હોવા છતાં પણ સામ્રાજ્યનો ઉત્તરાધિકારી એકમાત્ર હું થાત.

મુતાજેદ : આપના પિતામહ સામ્રાજ્ય પોતાના બન્ને પુત્રને ભાગ કરી આપી ગયા હતા. આપના પિતાને બગદાદનો પશ્ચિમ ભાગ આપી ગયા અને પૂર્વ ભાગ આપના કાકાને. આ વિભાગથી બન્ને ભાઈઓમાં મનોમાલિન્ય રખેને ન

થાય માટે તેમણે બન્ને ભાઈને મસ્જિદમાં લઈ જઈ, ઈશ્વરના નામના શપથ લેવડાવી એક પ્રતિજ્ઞાપત્રમાં બન્ને જણની સહી કરાવી હતી.

આજિજ : શું કહો છો ! આ બધું તો જરાયે હું જાણતો નથી !

સુતાજેદ : પછીની વાત સાંભળો.–આ હતભાગ્ય તે પ્રતિજ્ઞાપત્રનો સાક્ષી હતો. આપના પિતામહના મૃત્યુ પછી આપના પિતાએ સમસ્ત સામ્રાજ્ય ખાંઈ જવાની ઇચ્છા પ્રકાશ કરી.

આજિજ : બધું જાણતા છતાં આપે વાંધો લીધો નહીં ?

સુતાજેદ : વાંધો ? તેના આ બેઇમાની કાર્યનો પ્રધાન સહાય હું હતો.

આજિજ : તેમ હોય તો ખરેખર જ આપ મારા હતભાગ્ય પિતાના પરમ શત્રુ.

સુતાજેદ : માત્ર તે જ નહીં. ઉત્તરાધિકારને લીધે જે સમયે ઉભય ભ્રાતાઓમાં વિરોધ ઉપસ્થિત થયો, તે સમયે મેં મસ્જિદમાંથી પ્રતિજ્ઞાપત્ર બહાર લાવી દગ્ધ કરી નાખ્યું. રખેને, કાળ જતાં આપના કાકાનો કોઈ પણ વંશજ એ પત્રની ભાળ મેળવીને આપની સાથે શત્રુતા આચરે. કિન્તુ સમ્રાટ ! મેં અર્થ કે પદવીના લોભે આપના પિતાને સહાય કરી નહોતી. સામ્રાજ્ય બે ભાગે વિભક્ત થવાથી રાજશક્તિ ખંડિત થશે એમ ધારીને સહાય કરી છે.

આજિજ : સમજ્યો. બોલો હવે આપની અરજી શી છે ?

સુતાજેદ : અત્યારે હું પસ્તાઉં છું.

આજિજ : અત્યારે અનુતપ્ત ! આ કંકાલસાર દેહ અનુતાપવહ્નિનું ખાદ્ય થવા યોગ્ય નથી. પિતાના મૃત્યુની સાથે સાથે જ આ દેહ બળીને ખાખ થવો ઉચિત હતો.

સુતાજેદ : કિન્તુ તેમ થયું નહીં. હજી પણ જીવતો છું. માત્ર આપનું મુખ જોઈને જીવું છું.

આજિજ : મારું મુખ જોઈને ? તમારી આ હીન બન્ધુતાનો શો બદલો હું આપી શકું, વૃદ્ધ ?

સુતાજેદ : જો હું –

આજિજ : જો હું શું ? બોલતાં સંકોચ કરે છે કેમ ? – જલદી બોલ.

સુતાજેદ : જો આપના કાકાને ખોળી શકું ?

આજિજ : કાકા જીવતા છે ?

સુતાજેદ : ધારું છું કે, જીવતા છે.

આજિજ : ખોળી કાઢો – કે તરત જ અહીં તેમને લઈ આવજો.

મુતાજેદ : તેની સાથે તેનાં સ્ત્રી-પુત્ર-કન્યા હતાં.

આજિજ : જે અવશિષ્ઠ હોય તે સર્વેને તમે અહીં લાવો. તરત જ તેમને તેમનું ધર્મતઃ પ્રાપ્ય અડધું રાજ્ય હું દાન કરીશ. એટલું જ તો શું પણ જો તે સમસ્ત રાજ્ય માગશે તો પ્રાયશ્ચિત્ત સ્વરૂપે સમસ્ત તેને આપવા તૈયાર છું. અધર્મથી પ્રતિષ્ઠિત રાજ્ય ટૂંક વખતમાં પ્રેતપિશાચની આવાસભૂમિ થાય છે. જાઓ—કેવળ એક વાત કહી જાઓ—મારી માએ શું આ નિષ્ઠુર ખેદ્દમાનીનું સમર્થન કર્યું હતું ?

મુતાજેદ : જહાંપના ! આપની જનનીના નામથી અધર્મ ફેલાવાયો છે. તેમણે પણ આજે આપની માફક સર્વપ્રથમ મારી પાસે આ અધર્મની વાત સાંભળી છે.

આજિજ : કઈ દિશામાં મારા કાકા ચાલ્યા ગયા હતા તે આપને ખબર છે ?

મુતાજેદ : તેઓ બરાબર પૂર્વ દિશામાં ચાલ્યા ગયા હતા. વખતે તેઓ હિન્દુસ્તાનમાં હશે કે સમરકન્દના સુલતાનના રાજ્યમાં. આપના રાજ્યમાં નથી.

આજિજ : એમ છે તો કેવી રીતે આપ જેવા વૃદ્ધ તેમની ખોળ કરશો ?

મુતાજેદ : નહીં તો કોણ કરશે ? મારા પાપનું અન્ય પાસે પ્રાયશ્ચિત્ત કરાવું કેમ ?

આજિજ : મારા પિતાનું પણ પાપ છે.

મુતાજેદ : તેથી શું ? આપ નિષ્પાપ છો.

આજિજ : કોણે કહ્યું ? ઉત્તરાધિકારના નિયમથી તેમના સમસ્ત ઐશ્વર્યનો માલિક હું થાઉં છું. તેમના પાપનું પ્રાયશ્ચિત્ત હું જીવતો છતાં બીજા પાસે કેમ કરાવાય ?

મુતાજેદ : આપ !

આજિજ : હું જ કરીશ. આપ તો નિમિત્તના ભાગી છો પ્રકૃત ફલભોગી તેઓ હતા. મારા કાકાની સંપત્તિનું આપે અપહરણ નથી કર્યું, તેમણે જ કર્યું છે. હું જ તેમની શોધમાં જઈશ. મારી અનુપસ્થિતિમાં આપ માજીની સાથે રાજ્યશાસન કરજો.

મુતાજેદ : ના, જહાંપના-ના.

આજિજ : ચલે જાઓ-ઘેલા ! તેઓ શું તમારા આગ્રહથી આવશે એમ ધાર્યું ? મને વિશ્વાસ છે કે ઈશ્વરના નામના શત શપથ લેશો તોયે તેઓ તમારી કથામાં વિશ્વાસ કરશે નહીં. તમારા મોંનું પણ તેઓ દર્શન કરશે નહીં.

મુતાજેદ : ઠીક કહ્યું — ઠીક કહ્યું.

[મુતાજેદનું પ્રસ્થાન.]

આજિજ : વૃદ્ધની હયાતીમાં જ આ વિષમ કથા જાણી શકાઈ, એ મારું પરમ ભાગ્ય છે. હવે કાકાને જીવતા પાછા લાવી શકું એમ છે; એમ થશે તો એ હતભાગ્યનું મરૂમય જીવન બાકી રહેલા કેટલાક દિવસને માટે સરસ બને. આબ્બાસ!

[આબ્બાસના પ્રવેશ.]

આજ રાત્રે જ મારે માટે અશ્વ સજ્જિત કરવાનું કહી આવ.

આબ્બાસ : આટલી રાત્રે ક્યાં પધારશો, જહાંપના?

આજિજ : કોઈ ખાસ પ્રયોજનથી કેટલાક દિવસ મારે દૂર દેશ જવાનું છે.

આબ્બાસ : એકલા?

આજિજ : એકલો.

આબ્બાસ : આપ દૂર દેશ પધારો અને ગુલામને ઘેર બેઠાં બેઠાં કેવળ આપના પ્રવાસ વિશે વિચાર કર્યા કરવો? દયા કરી ગુલામને પણ સાથે લો, જહાંપના.

આજિજ : હું રાજ્ય લેવા જતો નથી. હું મારા ગુમ થયેલા કાકાની શોધમાં જાઉં છું.

આબ્બાસ : જહાંપનાનો જય થાઓ. કિન્તુ ગુલામ સાથે નહિ હોય તો તેમને કોણ ઓળખાવી દેશે, જહાંપના?

આજિજ : ત્યારે શું તું તેમને ઓળખે છે?

આબ્બાસ : હું તો શૈશવથી તેમની સાથે હતો.

આજિજ : એમ હોય તો અત્યારે જવા તૈયાર થા.

આબ્બાસ : એક જણ બહાર જહાંપનાને મળવા પ્રાર્થના કરે છે. તે કહે છે કે હજાર કોશ દૂરથી આપની પાસે એક અરજ લાવ્યો છું.

આજિજ : શું કહે છે! જવાની વખતે હું એને માટે શું કરી શકું?

આબ્બાસ : આવેદન તો સાંભળી શકો.

આજિજ : તેનો તને કાંઈ આભાસ દીધો નથી?

આબ્બાસ : બિલકુલ નહીં જે કહેવાનું છે તે બધું જહાંપનાને કહેશે.

આજિજ : સારું, એને મારી પાસે લાવી તું બધી તૈયારી બરાબર કરી આવ.

[આબ્બાસનું આમજેદને આજિજ સમીપે આનયન અને પ્રસ્થાન.]

આજિજ : ક્યાંથી આવો છો મિયા?

આમજેદ : જહાંપના! ગુલામ વાત કરવા અશક્ત છે. હજાર

ચાલ્યો આવે છે. માર્ગમાં તિલાર્ધ સમય પણ વિશ્રામ લીધો નથી. જહાંપના! વાત કરવાનું સામર્થ્ય ગુલામમાં નથી. (પત્ર બહાર કાઢે છે.)

આજિજ : આટલું કહેવામાં જે ક્ષણ કાઢી તે દરમ્યાન ક્યાંથી આવ્યો તે અનેક વાત કરી શક્ત, મિયાં!

આમજેદ : શકત, પણ શક્યો નહિ. બોલવા ઘણી મહેનત કરી, મુખમાંથી બહાર નીકળ્યું નહીં.

આજિજ : સારું, પત્ર આપો. (પત્રનું ગ્રહણ અને પઠન) હું! એક સુલતાનનન્દિનીના હાથનો પત્ર છે?

આમજેદ : મારા સંમુખ – પોતે, જહાંપના! હાથમાં કલમ લઈને—ગુલામના મુખમાંથી એથી વધારે કાંઈ પણ વાત નીકળી શકતી નથી.

આજિજ : આ પત્રનો મર્મ તું જાણતો નથી?

આમજેદ : જાણતો હોત તો શું આટલીવાર થયાં જહાંપનાને કહ્યા વગર ચૂપ રહેત!

આજિજ : તમારી સુલતાનનન્દિનીની સાથે વજીરપુત્રનો વિવાહસંબંધ નક્કી થઈ ગયો છે?

આમજેદ : સંબંધ થયો છે, લગ્ન થવા દેવામાં નહીં આવે – કદી નહીં. લગ્ન થશે તો કદાચ તે પ્રાણ રહેવા દેશે નહીં.

આજિજ : વજીરનો પુત્ર શું લિરિયાન બેગમનું પાણિગ્રહણ કરવા યોગ્ય નથી?

આમજેદ : મર્કટ, મર્કટ. યોગ્ય પાત્ર માત્ર આપ છો. દુનિયામાં બીજું કોઈ નથી. કોણ તે? તેનું સુરદ શું, ચહેરો શું! જહાંપના! આજે જ રવાના થાઓ. મારા માલેકની દુઃખી કન્યાનો ઉદ્ધાર કરો. આજે નહીં રવાના થાઓ તો તેનો ઉદ્ધાર કરી શકશો નહીં.

આજિજ : પણ એ દરમ્યાન (જો) તેનું લગ્ન થઈ જાય તો?

આમજેદ : થઈ જાય – વજીરના બેટાને ગર્દન મારજો.

આજિજ : તેને ગર્દન મારવાથી સુલતાનજાદીને લાભ શો? એકવાર તેનું લગ્ન થયું એટલે પછી તો તે સુંદરી ખલીફની પત્ની થઈ શકવાની નથી!

આમજેદ : કોઈપણ રીતે લગ્ન થવા દેશે નહીં. પત્ની આપને કરવી જ પડશે.

આજિજ : આ લગ્ન માટે તેના કાકાનો આગ્રહ જ અધિક છે.

આમજેદ : તેનું મગજ બગડી ગયું છે, જહાંપના.

આજિજ : આથી સમરકન્દમાં રક્તસ્રોત પ્રવાહિત થવાનો સંભવ છે, સમજ્યો?

આમજેદ : થવા દો, થવા દો – હું તેમાં તરીશ. રક્તસાગર પાર કરી હું સુલતાનજાદીને આપના હાથમાં લાવી આપીશ તે પછી શું કહું – હું (ઇંગિતથી મુખ દેખાડી) હું અશક્ત છું.

આજિજ : હવે સમજ્યો. તું અશક્ત નથી. તેં ઇચ્છાપૂર્વક કહેતાં કહેતાં વાત બંધ કરી છે. પ્રભુભક્ત વીર! રખેને તારા મુખથી વર્તમાન પ્રભુસંબંધે અમર્યાદ વાત નીકળી જાય તેથી તેં અનેક મર્મવેદનાભરી કથા રસનામૂલમાં જ આબદ્ધ કરી દીધી છે.

આમજેદ : (અવનતજાનુ) જહાંપના! હવે સમજ્યો, આપની તુલના નથી. જ્યારે પકડાઈ ગયો ત્યારે કહું છું – ઘણી મર્મવેદના, શૈશવથી સુલતાન-નન્દિની માતૃહીન લિરિયાનને ઉછેરી મોટી કરી છે. તે સુખમાં રહે એમ સમજી લિરિયાનના પિતા – મારા પૂર્વ પ્રભુના – મૃત્યુ પછી તેના અન્યાન્ય ભાઈઓને વંચિત કરી આ અબદુલમલિકને સુલતાન કર્યો છે. મર્મવેદના કેવડી મોટી છે તે સમજી શકતા નથી જહાંપના? જે રાજ્યની સ્વાધીનતા રાખવા આપના પિતાની સાથે કેટલા વત્સર સુધી યુદ્ધ કર્યું છે. દેહમાં શત સ્થાને અસ્ત્રાઘાત સહન કર્યા છે, તે જ રાજ્ય આજ હું આપના હાથમાં લાવી મૂકવા આપને દ્વારે ઊભો છું.

આજિજ : તમારી પ્રભુકન્યા તે માટે તૈયાર છે?

આમજેદ : તૈયાર.

આજિજ : તેથી સુલતાનનું જીવન નષ્ટ થવા સંભવ છે, સમજ્યો?

આમજેદ : થવા દો. તેણે જાતે જ વિપત્તિ બોલાવી આણી છે. સોનાનું કમળ મૃત્યુકુંડે નિક્ષેપ કર્યું છે. તેનો ઉદ્ધાર કરો. તે પછી તેને આપના અન્તઃપુરમાં સ્થાન આપજો. તેના રૂપથી આપનું ઘર ઊજળું થઈ જશે.

આજિજ : અમીર ઉમરાવોનો મત શું આ લગ્નની તરફેણમાં નથી?

આમજેદ : તેમના મતામત ઉપર જ જો આધાર કરવાનો હોત, તો દુનિયાના સર્વશ્રેષ્ઠ સમ્રાટનો શરણાપન્ન થાત કેમ, જહાંપના?

આજિજ : કોઈ છે?

[એક ઉમરાવનો પ્રવેશ.]

સમરકન્દ ઉપર પિતાજીએ છેલ્લું આક્રમણ ક્યારે કર્યું હતું?

ઉમરાવ : જહાંપના! સન તારીખ આ ગુલામને યાદ નથી. તોપણ આટલું સ્મરણ છે, આપનો તે પછી વર્ષે જન્મ થયો છે.

આજિજ : ઠીક, આ શ્રાન્ત વૃદ્ધના વિશ્રામની વ્યવસ્થા કર.

ઉમરાવ : ચલીએ જનાબ.

[ આમજેદ અને ઉમરાવનાં પરસ્પર અભિવાદનનો અભિનય. ]

બીજો પ્રવેશ

ઈસ્તામ્બુલ — પ્રાસાદમાંનો વિશ્રામ કક્ષ.

આજિજ : પ્રવાસની પૂર્વક્ષણે કેવો વ્યાઘાત ! હવે તો મારા કાકાની શોધમાં જવું બને નહીં. મનુષ્યત્વનું સામાન્ય માત્ર પણ અભિમાન હોય તો મારે આજે જ સમરકન્દ જવું જોઈએ. તેમાં વળી હું ખલિફ. દુનિયાની સમસ્ત મુસલમાન પ્રજાની ફરિયાદનો ન્યાય કરવાનો વિધિદત્ત મારો અધિકાર. સુલતાન-નન્દિનીને વિપન્મુક્ત નથી કરતો તો ધર્મતઃ મારા ખલિફના નામને કલંકનો સ્પર્શ થશે, સહસ્ર રાજ્ય જીતવાથી, પુત્રનો એકછત્ર અધીશ્વર થવાથી પણ મારું તો કલંક દૂર થશે નહીં.

[ આબ્બાસનો પ્રવેશ ]

આબ્બાસ : જહાંપના ! તૈયારી બરાબર થઈ છે.

આજિજ : કયે રસ્તે જવું, આબ્બાસ ?

આબ્બાસ : બરાબર પૂર્વમુખે જાઓ. ભાળ કાઢશું.

આજિજ : ( આગળ ) કોની ભાળ પહેલી કાઢું ? મોં સામું જોઈશું ? કાકાની ભાળ કાઢું કે—ના પત્નીની ભાળ કાઢું ?

આબ્બાસ : પેલો માણસ શું કોઈ રાજકુમારીના ખબર લાવ્યો છે ?

આજિજ : ખબર શું ? કન્યા જાતે જ નિમંત્રણ કરે છે.

આબ્બાસ : આપને નારી સંબંધે ઉદાસીન જાણ્યા છતાં પણ આપને નિમંત્રણ કરે છે ?

આજિજ : ઉદાસીન છું તે જાણવાનો તેનો સમય થયો નથી.

આબ્બાસ : લગ્ન માટે શું જહાંપનાની અભિરુચિ થઈ છે ?

આજિજ : અભિરુચિ ના થઈ હોય તોપણ જવું કર્તવ્ય છે. કોઈ અપ્રિય પ્રણયપ્રાર્થીના હાથમાંથી ઉદ્ધાર પામવા માટે સુંદરી મારા આશ્રયની પ્રાર્થના કરે છે. આજે જ રવાના નહિ થાઉં તો તેનો ઉદ્ધાર અસંભવ થશે.

આબ્બાસ : મોટી સમસ્યાની કથા.

આજિજ : સુન્દરીને અત્યંત જુલમગારી જણાયા વગર પોતાના કાકાની વિરુદ્ધ મારી સહાયની પ્રાર્થના કરત નહીં.

આબ્બાસ : તેનો કાકો શું રાજા છે ?

[ અપૂર્ણ ]

# ગાથાસપ્તશતીનો સમસામયિક સંસાર

સિક્કાઓ, શિલાલેખ તામ્રલેખ આદિ પરથી લખાયેલો શૃંખલાબદ્ધ ભારતવર્ષનો રાજકીય ઇતિહાસ જેવો મિ. સ્મિથ કૃત Early History of Indiaમાં નજરે પડે છે તેવો સાંસારિક ઇતિહાસ હજુ લગી લખાયો નથી. વૈદિક યુગ વિશે જર્મન ભાષામાં અનેક ગ્રંથો પ્રગટ થયા છે. મહાભારત અને રામાયણના યુગ વિશે રા. બ. ચિંતામણ વૈદ્ય કૃત Epic India અને બૌદ્ધ યુગ વિશે મિ. હ્રિસ્ ડેવિડ્સ કૃત Buddhist India જેવા સમર્થ ગ્રંથો બીજા યુગો વિશે લખાયા નથી ત્યાં શૃંખલાબદ્ધ સમગ્ર ઇતિહાસ ક્યાંથી લખાયો હોય? પણ એ ઇતિહાસનાં સાધનો વિવિધ સ્થળેથી એકઠાં થતાં જાય છે. પ્રો. મુકરજી(મુખોપાધ્યાય)એ હમણાં જ આપણાં પ્રાચીન નૌકાવ્યાપાર આદિ વિશે એક ગ્રંથ પ્રગટ કર્યો છે. પ્રો. રાયે આપણા રસાયણશાસ્ત્ર વિશે બે ગ્રંથો લખ્યા છે. રા. રા. નરેન્દ્રનાથ લૉ ચંદ્રગુપ્તના જમાનાની રાજ્યવ્યવસ્થા વિશે લેખમાલા Modern Reviewમાં પ્રગટ કરે છે. ચિત્ર અને સ્થાપત્યની આપણી કલાઓ વિશે મિ. હેવેલ, ડૉ. કુમારસ્વામી, મિ. સ્મિથ આદિએ સમર્થ ગ્રંથ લખ્યા છે.

આવે વખતે સાંસારિક ઇતિહાસનાં સિક્કાઓ અને શિલાલેખ જેવા સાહિત્યાદિ કે અક્ષરબદ્ધ સાધનોમાંથી ઉપયોગી જેટલી હકીકત તારવી કઢાય તેટલી તારવવાનું કર્તવ્ય પણ પ્રાપ્ત થાય છે. આવી રીતે તૈયાર થયલી ઇંટો પરથી આખું મકાન આખરે ઊભું થશે. આવા મકાનની દીવાલ ચણવાનો ખોટો લોભ ન રાખતાં તેમાં કામ આવે એવી ઈંટ બનાવવાનો આ લેખમાં કમતરીન પ્રયાસ છે.

વિહંગદષ્ટિથી જોનારને કદાચ આ લેખમાં સંગ્રહેલી હકીકત ઉપયોગી કે રસિક નહિ લાગે પણ ઇતિહાસકારની સૂક્ષ્મ તત્ત્વદર્શી દૃષ્ટિ[1] એમાંથી કાંઈક પણ મેળવશે એવી આશા છે એટલું જ નહિ પણ શ્રદ્ધા છે.

મહારાષ્ટ્રી પ્રાકૃતમાં રચાયેલી ગાથાઓમાંથી સાતસેંનો સંગ્રહ ગાહાસત્તસંઈ ગાથાસપ્તશતીના અભિધાનથી આંધ્રભૃત્ય અથવા સાતવાહન વંશના હાલ રાજાએ કર્યો

---

૧. સરખાવો: મોડર્ન રિવ્યૂ (ઑગસ્ટ, ૧૨) માં રા. રા. નરેન્દ્રનાથ લૉએ મહાપરિનિર્વાણતંત્રમાંથી શોધી કાઢેલું સમર્થન.

છે.* એ ગ્રંથ પરથી મળી શકી એવી અને એટલી સાંસારિક માહિતી એકઠી કરી આ લેખ લખ્યો છે. શુદ્ધ ઐતિહાસિક કસોટીથી મળેલી માહિતી નિરૂપવામાં નથી આવી.

નિર્ણયસાગરની કાવ્યમાલામાં ગાથાસપ્તશતી છપાઈ છે. એનો સંપાદક હાલના પિતાનું નામ દીપકર્ણ આપે છે પણ કુમારી ડફ પ્રણીત Chronology of Indiaમાં પુરાણોને આધારે આંધ્રભૃત્યોની જે વંશાવળી આપવામાં આવી છે તેમાં દીપકર્ણનું નામ હાલના પુરોગામીઓમાં નથી. જુદાં જુદાં પુરાણો હાલની પૂર્વે ગાદીનશીન આંધ્રભૃત્યનું નિરનિરાળું નામ આપે છે એટલે હાલના પિતાનું નામ ચોક્કસ કરવું અત્યારે મુશ્કેલ છે.

એવી દંતકથા પ્રચલિત છે કે હાલની મહિષી મલયવતીએ એને સંસ્કૃત પંડિત બનાવ્યો. જલક્રીડા કરતાં રાજાએ રાણી પર છાલક મારવા માંડી ત્યારે રાણી બોલીઃ मोदकैस्ताड्यमाम् એ શબ્દો સાંભળી રાજાએ લાડુનો ટોપલો મંગાવી રાણીને લાડુથી મારવા માંડી. 'ઉદકથી મને ન માર' એવો ખરો અર્થ ન સમજવા માટે રાણીએ રાજાની હાંસી કરી તેને ખસીયાણો પાડ્યો. આ પરથી સંસ્કૃત જાણવાની રાજાને ચટ લાગી. શર્વવર્મન નામના વૈયાકરણિએ કાતંત્ર વ્યાકરણ રચી ટૂંક મુદતમાં અને સંસ્કૃતમાં વ્યુત્પન્ન કર્યો એવું દંતકથાથી પ્રસિદ્ધ છે. ઉપકારનત રાજાએ લાટ દેશ પોતાને અધીન હોવાથી ત્યાંના મુખ્ય નગર ભરૂચની સુબાગિરિ શર્વવર્મનને આપી હતી. એવી પણ દંતકથા છે કે હાલના દરબારમાં ગુણાઢ્યે પૈશાચી પ્રાકૃતમાં બૃહત્કથા રચી હતી.

આંધ્રભૃત્યોની રાજ્યધાની પ્રતિષ્ઠાન(પેંઠ)માં હતી. એમનો ઉદયકાળ ઈ. સ. પૂર્વે ૧૮૦ના અરસામાં કુમાર ડફ મૂકે છે પણ સિકંદર અને ચંદ્રગુપ્તના જમાનાનો હેવાલ લખનાર ગ્રીકોનાં લખાણોમાં આંધ્રો વિશે ઉલ્લેખ આવે છે, એટલે એમનો ઉદયકાળ તેથી પણ પ્રાચીન ગણવો પડશે.

મત્સ્યપુરાણની રેડક્લિફ પ્રતમાં આપેલી વંશાવલિ અને રાજ્યકાલ પ્રમાણે હાલ ઈસવીસનના પહેલા શતકના ઉત્તરાર્ધમાં થયા હશે. પાંચ વર્ષથી વધારે ગાદી તેમણે ભોગવી નહોતી એવું એ જ પુરાણ કહે છે.

આ હકીકત નિઃસંદેહ હોય તો ગાથાસપ્તશતીનો કાળ ઈસવીસન પૂર્વેના

---

* શતાનન્દનો પુત્ર અભિનન્દ પોતાના રામચરિત મહાકાવ્યમાં એવો મત પ્રદર્શિત કરે છે કે આ સંગ્રહ શ્રીપાલિત નામના કવિએ ધનલિપ્સાથી હાલને નામે તૈયાર કર્યો હતો. પણ બાણ, રાજશેખર, વગેરે આ સંગ્રહ હાલે પોતે જ કર્યો છે એવું માનતા.—काव्यमाला

અનેક શતકો ગણી શકાય.× એટલે અશોક ચંદ્રગુપ્તના જમાના લગી એ કાલ લંબાવી શકાય.

આ યુગના સંસારનું દર્શન કરવા ઘણાં સાધનો મોજૂદ છે પણ તે સર્વ ભેગાં કરી ચિત્ર આંકતાં પહેલાં દરેક સાધન પરથી સ્વતંત્ર ચિત્ર આંકવું વાજબી લાગવાથી આ લેખ લખ્યો છે, અને વખતોવખત બીજાં સાધનો પરથી જાણવાજોગ હકીકત લેખમાં સાંકળી લીધી છે. શિલાલેખો, મૂર્તિવિધાન અને સ્થાપત્ય પરથી મળતી માહિતીનો બિલકુલ ઉપયોગ કરાયો નથી. કારણ એટલું જ કે કાઠિયાવાડના આ ખૂણામાં એ સાધનો મેળવી નહોતાં શકાયાં.

'હિન્દુસ્તાનની સ્ત્રીકવિઓ' વિશે મારો ભાઈ રા. રા. મોતીલાલ વાવાભાઈ સાધનો એકઠાં કરે છે એ પ્રસંગને લઈ ગાથાસપ્તશતીમાં કેટલીક સ્ત્રીરચિત ગાથાઓ હોવાથી એ સંગ્રહ વાંચવામાં આવ્યો. એવામાં प्राकृत भाषेची विचिकित्सा નામનો મરાઠી નિબંધ હાથમાં આવી ચડ્યો. એ એની મદદથી આ લેખ લખવામાં આવ્યો છે.

આ લેખમાં સાહિત્યગત ચર્ચાને સ્પર્શ નથી કર્યો. ફક્ત સંસારનું ચિત્ર આંકવા પર જ લક્ષ આપ્યું છે.

**૧. ભૂગોળ :** ગાથાસપ્તશતીમાં ગોદાવરીનું નામ વારંવાર આવે છે. એ નદી પર નાચતા વાંદરાઓ, ગર્જતા સિંહો, નદીના જલમાં નહાતાં સ્ત્રીપુરુષો, એમાં આવતાં પ્રચંડ પૂરો, એ ઓળંગવાના વિષમ માર્ગો, એને કાંઠે ફરતા બૌદ્ધ ભિક્ષુઓ, એના કાંઠા પરની કુંજોમાં થતા સંકેત વગેરે વગેરેનાં રમણીય વર્ણનો છે. 'गोदावर्याः पुत्रकशीलोन्मूलानि कूलानि'+ જેવી પંક્તિથી એને તીરે થતા અનર્થોનું સૂચન કરાયું છે. તેમ એ જ તીર પર જન્મતા સ્નેહનું પણ વર્ણન આવે છે. ત્રીજી શતીમાં તાપીનો તટ પુણ્ય કહ્યો છે તે પરથી જણાય છે કે ત્યારથી એનું માહાત્મ્ય ચાલ્યું આવે છે.

'सत्यं बहला वनालो मुखरा जलङ्कवो जलं शिशिरं' એવું નર્મદાનું વર્ણન એક ગાથામાં છે. એના કિનારા તોડી નાંખતા મદોન્મત્ત હાથીઓ અને સૂર્યનાં કિરણ પણ ન પ્રવેશ કરી શકે એવી કાંઠે આવેલી વાનીરની ઝાડીઓનાં પણ વર્ણન આવે છે.

---

× સૂક્ષ્મ નિરીક્ષકોને ઇ.સ.ના ચોથા પાંચમા શતકનું સાહિત્ય આ સંગ્રહમાં પ્રવેશ થયેલું લાગ્યું છે. પણ એવો ક્ષેપક ભાગ જુદો પાડવાનો પ્રયત્ન આ લેખમાં નથી કરવામાં આવ્યો.

+ આ લેખમાં ઉતારા પ્રાકૃતમાં ન આપતાં સંસ્કૃતમાં આપ્યા છે. આથી સમજવાનું સહેલું પડશે.

નારી વક્ષઃસ્થલ પર વિરાજતા હારનું લાવણ્ય તાદશ કરાવવા 'યમુના નદીફેનપુંજ'નું સ્મરણ કરવામાં આવ્યું છે. તે સિવાય આર્યાવર્તની કોઈ પણ નદીનું વર્ણન આ સંગ્રહમાં નથી. તેમ જ ગોદાવરીની દક્ષિણે વહેતી કૃષ્ણા કે તેની પારના પ્રદેશ વિશે પણ બિલકુલ ઈશારો નથી.

વિન્ધ્યાચળનું નિરનિરાળું વર્ણન જુદી જુદી ગાથાઓમાં અપાયેલું છે. ચોમાસામાં વાદળાંથી ઢંકાયેલા કે વરસાદના જલથી લીલોતરીથી ભરપૂર ઝૂકી રહેલા વિંધ્યાચળનું દર્શન ગાથાઓમાં થાય છે. એના ડુંગરોમાં આવેલી પલ્લીઓના સંબંધમાં બનતા નાનાવિધના પ્રસંગોને લઈ એનું નામ ઘણી ગાથાઓમાં કાવ્યબદ્ધ થયું છે.

આ પરથી એવું અનુમાન બાંધી શકાય કે જે કવિઓની ગાથાઓમાં હાલે સંઘરી છે તેઓ વિંધ્યાચળ અને ગોદાવરીના અંતરાળના પ્રદેશના વતની હશે અને તેમાંયે ઘણાંનો નિવાસ ગોદાવરીકાંઠે અને વિંધ્યાચળના પહાડી પ્રદેશમાં હશે. તાપી અને નર્મદાકાંઠે વસનારા જૂજ હશે.

**૨. જલસ્થાન :** નદી ઉપરાંત તળાવ અને કૂવા આંધ્રભત્યોની રૈયતને નહાવા, પીવા અને ધોવા તેમ જ ખેતીનો પાક ઉતારવા જળ પૂરું પાડતા. તળાવ કેટલાંક એવાં નીતર્યાં અને સ્વચ્છ રહેતાં કે એમાં પ્રતિબિમ્બિત થતા આકાશનું એક પાણી ભરનારી સુંદર વર્ણન પહેલી શતીમાં કરે છે. ઉનાળામાં તાપથી ઘણાં તળાવ સુકાઈ જતાં. દક્ષિણ પ્રદેશનો નિરંતર પરિચય આપતી અરઘટ્ટઘટિકાથી કૂવામાંથી પાણી ખેંચાતું. નદીકચ્છમાં ઊગેલાં રૂખડાં તદ્દન સૂકાઈ જતાં ત્યારે ઘણી વેળા સળગી ઊઠતાં. એવા બળતા નદીકચ્છનું પણ વર્ણન છે. વાળુકાવરણના વપરાશ પરથી વેળુ નદી કાંઠે હતી એવું પ્રતીત થાય છે.

**૩. જાનવરો :** જાનવરોમાં ચોપગાં, પંખીઓ અને કીડા વિશે નાના તરેહનાં વર્ણનો છે. વર્ણન કરવાની ખાતર કે પ્રાણીસૃષ્ટિનાં સ્વતંત્ર જીવનના નિરીક્ષણના પ્રદર્શન અર્થે વર્ણન નથી કરવામાં આવ્યાં પણ અમુક ચિત્રની ભિત્તિ રૂપે અથવા અન્યોક્તિના વિષય તરીકે એ જીવનનું વર્ણન છે. આથી એ જીવનમાં મનુષ્યત્વ આરોપાયું છે.

**ક. ચોપગાં :** ગોદાવરીની ઝાડીમાં ગર્જતા સિંહ વિશે ઉપર લખ્યું છે. કૂતરાનો તે વધ કરતા.

પોતાની સૂંઢથી નર્મદાના બન્ને કાંઠા તોડી નાંખતા હાથીનાં ટોળાં, ગારામાં ખૂંપી ગયેલા હાથીને બહાર કાઢવા મથતી હાથણી, પોતાની સૂંઢથી કમળના નાળ હાથણને ખવડાવતો હાથી વગેરે હાથી વિશે સુંદર વર્ણનો છે. એને અને

સર્પને જાતિવૈર હતું. પણ ઉનાળામાં ઘણી વાર તે વીસરી બન્ને સાથે છાયામાં ભેળા રહેતા. એમના કુંભસ્થળમાંથી મોતી નીકળતાં એવો લતીફો આ યુગમાં પણ મનાતો અને હાથીઓનો શિકાર કરનાર વ્યાધ તે મોતીથી પોતાની પત્નીને શણગારતો એવું પણ એક ગાથામાં વર્ણન છે. આ લતીફો ક્યારે અને શાથી ઉદ્‌ભવ પામ્યો એ શોધવું સહેલું નથી.

દાંપત્યસ્નેહના આદર્શ રૂપે અથવા સ્ત્રીઓનાં નેત્ર સરખાવવા હરણાંઓ ગાથાકારોએ સંભાર્યાં છે. વ્યાધ એમનો શિકાર કરતો અને એમનાં ચામડાં વેચતો.

તીક્ષ્ણ દાઢવાળાં ભૂંડ છેક ગામની નિકટ આવી ખેતરોમાંથી જવ ચરી જતાં.

પાડા પાળવામાં આવતા તેમ જ જંગલમાં તે રખડતા પણ રહેતા. ખેતીમાં કામ આવતા હોવાથી એમને ખાસ તબેલામાં બાંધવામાં આવતા. ત્યાં ઊડતાં મશલાં એમને બહુ કાયર કરતાં. એમના પર એમના માલિકની અતિશય પ્રીતિ રહેતી. એક પાડો મરી ગયા પછી તેની ઘંટા અનેક પાડાને બાંધતાં પણ માલિકનું મન માન્યું નહિ એટલે છેવટે તે ઘંટા દેવસ્થાનમાં લઈ જઈ તેણે બાંધી. ઘણીવાર ખેતરમાં પેસી પાડાઓ ઊભેલા મોલને ઘણું નુકસાન કરતા. કપાસનું ખેતર પાયમાલ કર્યાનું વર્ણન ગાથાબદ્ધ થયેલું છે. સાપ અને પાડા પોતાનું જન્મવૈર ઘણીવાર ભૂલી જઈ ગમ્મત કરતા એવું વિચિત્ર વર્ણન પણ એક સ્થળે છે. ઉનાળામાં જે કુંજોમાં તાપથી શાન્તિ મેળવેલી તે કુંજોમાંથી જતાં એમને દુઃખ થતું એવો મનુષ્યભાવ પણ એક ગાથામાં પ્રકીર્તિત છે.

ખેતીમાં એકલા પાડા જ ખેડ કરતા કે બળદ પણ? આનો સ્પષ્ટ ઉત્તર આપવાનાં સાધનો ગાથાસપ્તશતીમાં નથી પણ ગાડાં તો બળદ ખેંચતાં હશે અથવા વણઝારની પોઠ ઉપાડતાં હશે એમ લાગે છે. उपरि भरेण मुञ्चति बलीवर्दोऽप्यङ्गानि (૩,૭૫) પરથી ભાર ખેંચી ખેંચી એમનું શરીર નંખાઈ જતું હશે એવો ખ્યાલ આવે છે. દૂધ માટે ગાયો પળાતી — ભેંસનું સૂચન નથી. ગાયોને રાખવાની જગ્યા ગોષ્ઠ કહેવાતી. ઘડો ભરી દૂધ આપતી ગાયનું વર્ણન એક ગાથામાં છે. ગોષ્ઠમાં ગાય અને આખલાને સાથે બાંધવામાં આવતાં. એમનામાં મનુષ્યભાવ આરોપી એમના અન્યોન્યના સ્નેહનું દર્શન બેએક ગાથાઓ કરાવે છે.

ઘર અને ખેતર સાચવવા કૂતરા પળાતા. અજાણ્યા માણસ સામે ભસી પોતાના ધણીને તેના આગમનની ખબર આપતા. એક ગામથી બીજે ગામ તેઓ મુસાફરી કરતા. એક ગાથામાં કાંજીથી નહિ ઠગાતી ઘરડી બિલાડીનું દૃષ્ટાંત અપાયું છે, ગોદાવરીના કચ્છમાં રાઈનાં પાતરાં ચાવતા, પેટનું તાડન કરતા,

ખોફ્ખ ઉચ્ચાર કરતા વાંદરાઓ દોડાદોડી કરતા, ઝાડની ડાળીઓ હલાવતા. ભમરાથી ડંખાયેલા વાંદરા જાંબુને ભમરો જાણી લેતા નહિ. તેમ જ પાંદડાથી ભરપૂર ઝાડીમાં કપિકચ્છુ જેવા વાંદરીના હાથને ખંજવાળની બીકથી તે સ્પર્શતા નહિ એવાં સ્વાભાવિક વર્ણનો પણ છઠ્ઠી શતીમાં છે.

જળચર પ્રાણીઓમાં દેડકી અને મગરનો ઉલ્લેખ છે.

**ख. પંખીઓ :** સાંજે ઝાડ પર એકઠાં થતાં પંખીઓની પાંખોના ફફડાટનું વર્ણન સાતમી શતીમાં છે. ચોમાસામાં તૃણાગ્ર પર પડેલાં જલનાં બિન્દુ પીતા મોરોનું અને ગર્જના સાથે સંવાદ રાખવા નાચતા મોરોનું ચિત્ર પણ ગાથાબદ્ધ થયું છે. કૂકડો ઘર આગળ રહેતો હતો અને સવાર પડ્યાના ખબર આપી સૌને પોતાને રસ્તે પાડતો. કબૂતર ઘર અને મંદિરમાં ઘોંઘાટ મચાવી મૂકતાં આકાશમાંથી ઊતરતી પોપટની પંક્તિ પદ્મરાગ અને મરકતની કંઠી સાથે સરખાવવામાં આવી છે. સારિકા પાળવામાં આવતી અને રાત્રે ઘરમાં એનું પાંજરું ભેરવવામાં આવતું. ઘણીવાર પતિપત્નીનો વિશ્રંભ સંલાપ ગ્રામોફોનની માફક તે ગુરુજનો આગળ પ્રગટ કરી દેતી. આવી રીતે રાત્રિવાર્તા જાહેર કરતા પંખીને પોતાના અલંકારના પદ્મરાગને દાડમ મનાવી ચૂપ કરી દેતી નાયિકાનું વર્ણન અમરુના રસિક વાંચનારાઓને યાદ હશે. પાકી લીંબોળીઓ ખાતા કે વરસાદમાં વાડ પર બેસતા કાગડાઓને પણ વીસરવામાં નથી આવ્યા. વિરહિણી કાગડાને હાથમાં પિંડદાન આપવા જતી હતી ત્યાં હાથની કૃશતાને લીધે વલય હથેલીમાં આવી જાય છે. કાગડો વલયને પાશ ધારી પિંડ લેવા જતો નથી એવું એક ગાથામાં વર્ણન છે. નદીકાંઠે કાગડી માળો બાંધતી અને ઘણીવાર પૂરથી બિચારીનાં બચ્ચાં અને માળો ઘસડાઈ જતાં. જલપંખીઓમાં રંકુ, બલાકા અને હંસનાં નામ જોવામાં આવે છે. નર્મદાકાંઠે રંકુ બહુ હતા. કમલપત્ર પર બેઠેલી બલાકાનું ચિત્ર પહેલી શતીમાં છે. ચોમાસામાં હંસ માનસ જતા, દૂધપાણીનાં મિશ્રણમાંથી દૂધ હંસ તથા હંસી પીતાં – એનો પણ ઉલ્લેખ છે. પુંડરીક પર વિરાજતા રાજહંસને એક સ્થળે ઉપમાન તરીકે વર્ણવ્યા છે.

**ग જંતુઓ :** ઝિલ્લી, પુંશુક, મશક, મધમાખ, ભમરો આદિ વિશે સહેજસાજ ઈશારા છે. ઝિલ્લીના અવાજથી ઉનાળામાં ઝાડો ગાજી રહેતાં; પુંશુક ઝાડમાંથી નીકળતો પીળા અને લાલ રંગનો કીડો હતો.

पश्यत पटलान्तरावतीर्णं निजकतन्तूर्ध्वपादप्रतिलग्नम् ।
दुर्लक्ष्यं सूत्रग्रथितैक बकुलकुसुममिव मर्कटकम् ॥ १, ६३ ॥

—થી કરોળિયાનું — તે પણ વાડીના સફેદ કરોળિયાનું – ઘરના મેલા કરોળિયાનું નહિ – દર્શન થાય છે. વીંછી કરડવાનો પ્રસંગ એક ગાથામાં છે. સર્પ દંશનો કે બીજા હિંસક પ્રાણીના ઉપદ્રવનો પ્રસંગ એકે ગાથામાં નથી.

**૪. વનસ્પતિ :** મોટાં ઝાડોમાં વડ, આસોપાલવ, કદમ્બ, ખેરસળી, આંબો, ખાખરો, એરંડો આદિ; ધાન્યમાં શાલિ, જવ, ચણા, તલ, રાઈ, શણ, કપાસ, ફૂલોમાં કમળ, શિરીષ, બકુલ, માલતી, નવમાલિકા, માધવી, શેફાલિકા, કુન્દ, કાશ, વગેરે; શેરડી; ફળમાં જાંબુ, બિલ્લાં, કોઠ, કેરી; અને નદીકાંઠેના જલમાં ઊગતાં ઘાસ વગેરે વિશે નાના તરેહનાં વર્ણન છે.

ઘણુંખરું દરેક ગામને આંગણે વડ જોવામાં આવતો. વટેમાર્ગુઓ તેની છાયામાં આરામ લેતા. એના સ્થાનેથી વડ ઉખાડી નાંખવામાં આવતો તો ગામડીયાઓ દુઃખી થતા.

વરકામિની હસ્ત જેવાં આસોપાલવનાં પાંદડાં હતાં. વરસ્ત્રી ચરણતાડનનો એને દોહદ થતો.

पादाघातदशोकस्तिलककुरवकौ वीक्षणालिंगनाभ्यां
स्त्रीणां स्पर्शात् प्रियंगुर्विकसति बकुलः सीधुगंडूपसेकात् ।
मंदारो नर्मवाक्यात् पटुमृदुहसनाच्चंपको वक्त्रवातात्
चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात्कर्णिकारः ॥

આ શ્લોકમાં જુદાં જુદાં ઝાડોના દોહદોનું વર્ણન છે. આ દોહદોની કલ્પના ક્યારે અને કેવી રીતે ઉદ્ભવી? વાત્સાયનસૂત્રમાં એ વિશે બિલકુલ ઉલ્લેખ નથી. પણ એ કલ્પના અતિશય પ્રિય થવાથી જલદી પ્રચારમાં આવી ગઈ હશે. જૈનોનાં આગમો તેમ જ ગાથાસપ્તશતી જેવા પ્રાકૃત ગ્રંથોમાં એ દોહદો રસિકતાથી વર્ણવાયા છે એ જ એ પ્રચારનો પુરાવો છે.

કુરબક આલિંગનથી ફાલતો અને વસંતમાં પોતાની સુગંધથી કામીઓને ઉત્તેજતો. કરોળિયાનો રંગ દર્શાવવા બકુલનું નામ ગાથાબદ્ધ થયું છે. એના દોહદની વાત ગાથાઓમાં નથી.

ગૃહદ્વાર કે બીજે રોપાતા આંબાની કુંપળો વસંતના આગમનની નેકી પોકારતા અને વિરહિણીને સંતાપતા દોહદની વાત નથી. આંબા પરની પાકી કેરી માટે રડતા બાળકની મા વટેમાર્ગુઓને તે પાડી આપવા વિનવે છે તે પરથી આંબાના ફળનું સૂચન થાય છે.

કદમ્બ ફૂલોથી લચી જતો. શરીર પર ઊઠતા રોમાંચનો આબેહૂબ ખ્યાલ આવા પ્રફુલ્લ કદમ્બથી અપાતો. ચોમાસાની શરૂઆતમાં એનો બહાર ખીલતો.

આષાઢના પહેલા પૂરમાં નદીકાંઠે ઊગેલો હોય તો ઘણીવાર તેમાં ભીડાયેલા ભમરા સાથે તણાતા અને સ્નેહની દઢતા જોનારને સૂચવતા.

અંગોની કોમળતા અને મૃદુતા ધ્વનિત કરવા તેમને શિરીષ સાથે સરખાવવામાં આવ્યા છે.

સફેદ ફૂલવાળી માલતી પર ભમરા બહુ બેસતા. ફલભારથી લચી જતી. શિશિરમાં હિમથી નાશ પામતી. ઋતુસંહારમાં વાળમાં બકુલમાલામાં માલતી પરોવી પહેરવામાં આવતી એવું વર્ણન છે. સફેદ અને નાજુક કુન્દ શિશિરમાં ઊગતું અને ભમરાને માલતીની ખોટ વીસરાવતું. આ જ ફૂલોની જાતની નવમાલિકા ફૂલોની માળામાં વચ્ચે નાંખવામાં આવતી અને પોતાની અમૃતમયી સુગંધથી તે નોખી તરી આવતી. વસંતમાં માધવીનો બહાર ખીલતો, ઘરનાં આંગણામાં એ વવાતી.

स्तवका अङ्गणमाधवीनां द्वारार्गला जाताः ।
आश्वासः पान्थप्रलोकनेऽपि नष्टो गतपतिकानाम् ॥ ४,२२ ॥

સવારના ઠંડા પવનની સાથે શેફાલિકાની ઉદ્દીપક વાસ આવતી. સર્વાંગસુરભિ મરુવક(મરવા)નો છોડ સુગંધથી મહેક મહેક મારી રહેતો. પરિમલ માટે ઘરના આંગણામાં અંકોટ વવાતો.

महमहायते मलयवातः श्वश्रूर्वारयति मां गृहान्निर्यान्तीम् ।
अङ्कोटपरिमलेनापि यः खलु मृतः स मृत एव ॥

મલય પવનમાંસરી આવતું સૌરભ વહુને વિહ્વળ ન કરે માટે તેને આંગણા બહાર સાસુ જવા નથી દેતી પણ આંગણામાં ઊગેલો અંકોટ પોતાની પીમળથી મલયપવન કરતાં પણ વધારે વિહ્વળતા આણે છે. સુગંધના રસિયા અંકોટની છાયામાં આનંદતા પીઠે ચોંટાડેલા અંકોટપત્ર માટે એક સ્ત્રીની નર્મ મશ્કરી તેની બહેનપણીએ કરી છે.

ચોમાસામાં કુટજ અને કાશ ખાસ કરીને ખીલી નીકળતા. નવ પ્રાવૃષમાં પહેલું દર્શન કુટજનું થતું, મેઘદૂતમાં યક્ષ એનો જ વાદળાને અર્ઘ્ય આપે છે. કાશ એ ઘાસનું ફૂલ હતું. બંને સફેદ રંગનાં હોવાથી હાસ્ય સાથે ઘણીવાર તેમનો મુકાબલો થાય છે. અજાયબ જેવું છે કે મેં ચોમાસામાં કોઈ સ્થળે કુટજ જોયું નથી, અહીં ભૂરાં ફૂલ શરૂઆતમાં અસંખ્ય ખીલી નીકળે છે.

ગોદાવરીકાંઠે મધૂક (મહુડાં) બહુ થતાં. બહુ પુષ્પથી ભરેલી તેની શાખાઓ નમી જમીનને સ્પર્શતી તેની કુંજોમાં સ્નેહીઓ ક્રીડા કરતાં. જયાકપોલસદશ કહી મધૂક પ્રશંસાયાં છે.

કમલ, કુવલય અને પુંડરીક – એ લાલ, આસમાની અને સફેદ ત્રણેય જાતનાં જલલક્ષ્મીનું સૌંદર્ય મૂર્તિમાન કરતાં પુષ્પોનો ઉલ્લેખ છે, અવતંસ તરીકે તેઓ વપરાતાં, કમલિની ગામનું મંડન લેખાતી.

કાંટાવાળા કુસુમ્ભફૂલનો રંગ કપડાં રંગવા કામમાં આવતો. ગુલમહોરથી ઝૂકી રહેલું ઝાડ જેવું રંગનું સૌંદર્ય બહલાવી મૂકે છે તેમ ખાખરો પોતાના ફૂલના રંગનો બહાર ઝગઝગાવી રહેતો.

कीरमुखसदृशै राजते वसुधा पलाशकुसुमैः ।
बुद्धस्य चरणवन्दनपतितैरिव भिक्षुसंघैः ॥

આ પ્રમાણે વિંધ્યાચળ અને ગોદાવરીના અંતરાળની પરિમલસમૃદ્ધિ જોઈ. એ પરિમલના ભોગીઓની રસિકતા પણ અનુભવી. આપ્તે પોતાના સંસ્કૃત કોષમાં આ ઘણાંખરાં પુષ્પોનો વિશિષ્ટ પરિચય આપી શકતા નથી. એટલે આપણે આજે દરેકને જુદું ન ઓળખી શકીએ છતાં તે કાલે આ ફૂલો પોતાના સૌંદર્ય અને સૌરભથી આંધ્રભૃત્યોની રૈયતના જીવનમાં નાનાવિધના પ્રસંગોની મજાનો બહાર ઓરજ જમાવતાં, દેવોની પૂજા ફૂલોથી થતી. ફૂલો વીણવાના પ્રસંગે કુમારીઓ હૃદયદાન કરતી. સૌભાગ્યવતીઓ વાળમાં, કાને અને કંઠે ફૂલોના શણગાર ધરતી. વિરહિણીઓ પતિએ પહેરાવેલી માળા સાચવી રાખી તેના મ્લાન કુસુમોથી પણ પતિસ્નેહને સંભારી સંતપ્ત થતી. ઘરના મુખદ્વાર પર પણ ફૂલોનું તોરણ ચડતું અને તેને વંદનમાલિકા કહેતા. દેવીનો આહાર થતો પાડો પણ ફૂલનો હાર પહેરતો. છતાં,

यस्योपान्ते कृतकतनयः कान्तया वर्धितो मे ।
हस्तप्राप्यस्तवकनमितो बालमन्दारवृक्षः ॥

મેઘદૂતમાં યક્ષપત્નીએ જેવા સ્નેહથી મંદારને પુત્રવત્ ઉછેર્યો છે કે રઘુવંશમાં ઇન્દુમતી ફલિનીલતાનું સ્નેહપૂર્વક લગ્ન કરવા જેવી ઉત્સુક હતી તેવા સ્નેહ કે ઉત્સુકતાનું પાત્ર ગાથાસપ્તશતીમાં કોઈ વનસ્પતિ થયેલી નથી. તેમ રૂપ, યૌવન વિલાસ, વિભ્રમ, સુખ, સૌંદર્ય, ભોગ, ઉત્સવ, આનંદ અને લીલાના પ્રસંગો જમાવી પુષ્પો ઉન્મત્ત કરતાં નથી કે અલકામાં જેમ

हस्ते लीलाकमलमलके बालकुन्दानुविद्धं
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामानने श्रीः ।
चूडापाशे नवकुरवकं चारु कर्णे शिरीषं
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ॥

દરેક ઋતુએ ફૂલોથી સાથે વસી રહી છે એવા ચિરતારુણ્યનું પણ ભાન કરાવતાં નથી.

વાત્સાયને ઘરની વાડીમાં કુબ્જક, અમલક, મલ્લિકા; જાતિ, કુરંટક, નવમાલિકા, તગર, નન્દ્યાવર્ત, જપા વગેરે ફૂલોના મનોજ્ઞ ક્યારા કરાવી ગૃહિણીને સૂચના કરી છે. એ સૂચનાનો અમલ ગાથાસપ્તશતીમાં અમર થયેલી ગૃહિણીઓ કરતી એવું બિલકુલ જણાતું નથી. તેઓ તો અમસ્થી શોખ ખાતર કે ઘરની ઓળખ પડે તે વાસ્તે કે રસ્તે જનાર – આવનારની દૃષ્ટિ તો ઘરમાં થતો પ્રવેશ અટકાવવા ફૂલ કે ફળના ઝાડ રોપતી. કાલિદાસ અને વાત્સાયન જપા કુસુમનું નામ લે છે. ગાથાસપ્તશતીમાં એનો તદ્દન ઉલ્લેખ નથી. એનું શું કારણ? જાતિના સંબંધમાં પણ આમ જ છે. આ હકીકત વનસ્પતિનાં રહેઠાણ અને સ્થલયાત્રા વિશે પ્રકાશ પાડી કાંઈ ઐતિહાસિક ચોક્કસપણું લાવી શકે?

સ્તનનો આકાર તાદૃશ કરાવવા પાકાં ખીલાંનું ઉપમાન આપવામાં આવ્યું છે. પાકેલાં કોઠની ગંધથી ભમરા કમળને છોડી તે તરફ આકર્ષાતા એવું ચિત્ર અન્યોક્તિમાં વપરાયેલું છે તે પરથી કોઠ થતાં એવું માલૂમ પડે છે. ભવભૂતિ અને કાલિદાસે આ પ્રદેશની જાંબુની ઝાડીઓનાં વર્ણન કર્યાં છે તે જાંબુને ગાથાઓમાં વિસારવામાં આવી નથી. શેરડી પીલવાનો સંચો હતો અને તેના રસનો ગોળ થતો.

કપાસ સારી પેઠે વવાતો અને પાક સારો થતો. શણ ચોખાના ખેતરમાં વવાતું અને ચોખાની ધોળાશમાં તેની પીળાશ ભાત પાડતી.

અનાજમાં ચોખા, જવ, તલનો પાક સારો ઊતરતો. નદીકાંઠે રાઈ થતી. હળદર પણ સારી ઊતરતી હશે. ચોખાનો સારો પાક ઊતરતો ત્યારે ખેડૂત ખુશ થતો. હેમંતમાં પાક ખળામાં લઈ જવામાં આવતો. તલનો ફાલ ફાલ્યો હોય ત્યારે ખેતર તુષારધવલ લાગતું.

ખેડૂતોના આંગણામાં એરંડો ઉછેરાતો. કુબ્જ જંગલમાં ઊગતો અને નિષ્પત્ર નિઃશાખ પણ એનું ઠૂંઠું થઈ જતું. કાકડીનો વેલો શરદમાં થતો એટલી જ હકીકત શાક વિશે છે.

નદીકાંઠે ઊગતાં ઘાસ, બરૂ, રૂખડાં વગેરેમાં વેતસ, વાનીર અને વંજુલ એ ત્રણ જુદી જાતનો પરિચય અપાયો છે. વંજુલ સામાન્ય બરૂ છે અને નદીકાંઠે બહુ થતું. ભમરા એના પર ગુંજારવ કરતા. નિષ્પત્ર શાખ પણ થતું.

રેવાને કાંઠે ઘાડી વાનીરની ઝાડીઓ હતી. વેતસનિકુંજો પણ ઘણી હતી. ફૂલોથી ઝૂકી રહેતી ત્યારે બહાર ઓર જ લાગતો. એ નિકુંજોમાં ઘણાં સ્ત્રીપુરુષોનાં સ્નેહદાન દેવાતાં-લેવાતાં.

**૫. ઋતુઓ :** છએ રતોનું વર્ણન આવે છે. પ્રવાસ અને તેના અંગમાં રહેલો સ્ત્રી–પુરુષનો અન્યોન્યનો વિરહ અને એ વિરહને પરિણામે સંગમની રહેતી તીવ્ર ઉત્કંઠા, જુદી જુદી રતમાં થતા પાક, ઋતુઓના ફેરફારોથી થતાં પ્રસાધન વગેરેને લઈને ઋતુવર્ણન કરાયાં છે. હેમન્તમાં છાણાંના તાપથી ટાઢ ઉડાડવાનું વર્ણન છે. એક વખત એટલી બધી ટાઢ પડેલી કે ગામડીઓ બળદ આપી સાટે પ્રાવરણ ઓઢવા લઈ આવ્યો.

शरदि सरसि पथिका जलानि नीलोत्पल सुरभिगंधीनि ।
धवलाच्छानि सतृष्णाः पिबन्ति दयितानामिव मुखानि ॥

આ ગાથામાં શરદના સ્વચ્છ અને નીલોત્પલના આમોદથી ભરેલા જલનું પાન પથિકો કરતા એવું વર્ણન છે. शरदि महा ह्रदानामन्तः शिशिराणि बहिरुष्णानि जलानि પરથી શરદમાં પાણી કેવું લાગતું તે વર્ણ્ય છે. વર્ષાનાં ઘણાં વર્ણન છે.

अविरलपतन्नवजलधारा रज्जु घटितां प्रयत्नेन ।
अप्रभव न्नुत्क्षेप्तुं रसतीव मेघो महीं पश्यत ॥

આ ગાથામાં ધોધબંધ પડતા વરસાદ અને ગર્જનાનું વર્ણન છે. વરસી વરસી નીતરેલાં વાદળાં શરદમાં કેવાં લાગતાં.

पश्य सैन्धवपर्वत सदृशानि धुततूलपुञ्जसदृशानि ।
शोभन्ते सुतनु मुक्तोदकानि शरदि सिताभ्राणि ॥

દુકાળનું બિલકુલ નામનિશાન નથી. ઊલટું સારો પાક થવાથી આનંદમાં મહાલતા ખેડૂતનું ચિત્ર અંકાયું છે.

निनान्तसस्यऋद्धिः स्वच्छन्दं गायति पामरः शरदि ।
दलित नव शालि तण्डुल धवल मृगाङ्कासु रात्रिषु ॥

**૬. ધર્મ; દેવ, દેવીઓ; પુરાણકથાઓ :** ગાથાસપ્તશતીનું પહેલું અને છેલ્લું મંગળાચરણ શિવપાર્વતીને લઈ કરાયું છે. એક ગાથામાં શિવ-પાર્વતીનાં લગ્ન વખતે શિવે વાસુકીનાં કંકણ પહેર્યાં હતાં તેથી પાર્વતીને બીક લાગતી હતી. શિવના ત્રીજા નેત્રનું વર્ણન એક ગાથામાં છે. પ્રથમ નામનાં એમના ગણોના તેઓ સ્વામી હતા. ગૌરીને આર્યા કહેવામાં આવી છે.

જ્યારે સૂંઢથી સમુદ્રનું જલ શોષી લીધું ત્યારે મોકળી થયેલી વડવાગ્નિની જ્વાલાથી આકાશ ભરાઈ ગયું. એ ગણપતિની લીલાનો વૃત્તાંત કોઈ પુરાણમાં વાંચવામાં આવતો નથી (प्रा. भा. वि.), જે ગણપતિ તરુણ પુરુષોએ મારા

માથા આગળ મૂક્યો હતો તેની જ ઘડપણમાં હું પૂજા કરું છું તે પરથી વામમાર્ગી ગણપતિનું સૂચન થાય છે.

વિષ્ણુનો વર્ણ શ્યામ વર્ણવવામાં આવ્યો છે. સમુદ્રમંથન અને બલિબંધન વિશે ઉલ્લેખ અનેક સ્થળે છે. મંદરથી દેવોની સાથે મળી ક્ષીરોદધિનું મંથન કર્યું અને તેમાંથી રત્ન, અમૃત, લક્ષ્મી કાઢ્યાં એવી હકીકત છૂટક છૂટક વેરાયેલી છે. વામનરૂપે વાચાથી બલિને બાંધી લીધો અને ત્રીજા પગલાથી આકાશ ઘેરવા વામનના વિરાટ થયા.

રામ અને લક્ષ્મણનાં ચિત્રો ઘરમાં ભીંત પર ચીતરાતાં એવી વાત છે.

કૃષ્ણ, યશોદા, રાધા, વ્રજવધૂના સંબંધના નાના પ્રસંગો ગાથાઓમાં છે. યશોદા કૃષ્ણને બાળક ગણે છે. પણ વ્રજવધૂઓ એને તરુણ લેખી ચૂકી છે. આ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. રાધાનું નામ ભાગવતમાં નથી. આ સંગ્રહમાં એના વિશેનો ઉલ્લેખ અત્યારે તો પ્રાચીનતર છે. રાધા અવિવાહિતા હતી એવું પ્રા. મા. વિ. નો લેખક અનુમાન કાઢે છે. ગોપીઓ સાથે કૃષ્ણ નાચતો. એનો ગોપવેષ મેઘદૂતમાં કાલિદાસે સંભાર્યો છે અને વિષ્ણુ તથા કૃષ્ણને એક ગણ્યા છે. ગાથાસપ્તશતીમાં બન્નેનું તાદાત્મ્ય સ્ફૂટ નથી કરાયું.

વિષ્ણુની છાતી પર કૌસ્તુભ મણિ હતું.

ભીમે યશેચ્છ દુર્યોધનને લાત મારેલી એવામાં માધવ મળ્યા એટલે દુર્યોધન બહુ દુણાયો. મહાભારતની એટલી જ હકીકત ગાથાકારોએ સંભારી છે.

એક ગાથા પરથી વિદ્યાધરીનું અસ્તિત્વ મનાતું જણાય છે.

આટલી પૌરાણિક હકીકત ઉધ્ધૃત થઈ. દેવકૂલ ગામમાં રથ્યામુખે રહેતાં. તેની આગળ ચોક વિશાળ રહેતો. ઉજ્જડ ગામડામાં પણ દેવકૂલ રહેલું એવી એક સ્થળે નોંધ છે. વટેમાર્ગુઓ મંદિરમાં આશરો લેતા, દેવકૂળમાં ઘંટ બાંધવામાં આવતો. કયા કયા દેવની પ્રતિષ્ઠા અને પૂજા થતી તે જાણવામાં નથી આવતું. દેવીની પ્રતિષ્ઠા એક દેવકુળમાં હતી એવું છે, તેને પાડાનો ભોગ આપવામાં આવતો. દેવોને ફૂલ બહુ ચઢતાં. 'ઉદ્વસિતનગરગૃહદેવતા' પરથી લાગે છે કે ઘેર ઘેર કોઈ દેવી પૂજાતી હશે. બાકી સ્પષ્ટ ઉલ્લેખ નથી તેમ ઘરનો કોઈ ભાગ દેવકૂલ તરીકે અલાયદો રહેતો કે નહિ તે પણ જણાતું નથી. અગ્નિપૂજા થતી હશે અને તેમાં પાટલ પુષ્પ વપરાતાં. યજ્ઞ પણ થતા હશે. 'યજ્ઞવાટે જ્વલંતિ હુતવહો.' સૂર્યને અર્ઘ્ય અર્પાતા. સંધ્યા થતી. કલશમાં કમળ મૂકી તેના અર્ઘ્ય અર્પાતા. દેવોની આંખો અનિમિષ લેખાતી. પૂજારી કે મંદિરમાં નાચતી મુરલીઓ કે ઉત્સવો કે વરઘોડા વિશે પણ બિલકુલ ઉલ્લેખ નથી. એમનું ભક્તિજીવન શાંત ચાલ્યું જતું હશે.

અશોકના આચાર્યોએ પ્રસરાવેલો બૌદ્ધ ધર્મ બિલકુલ પ્રચારમાં ન હોય એવું લાગે છે. નદીકાંઠે દાતણ કરવા કરંજ તોડતા બૌદ્ધ ભિક્ષુને સંકેતકાળે આડખીલી થતા અટકાવવા કુલટાઓ ધમકાવતી. એક સ્થળે એમના વસ્ત્રનો રંગ આપ્યો છે તે પરથી પ્રતીત થાય છે કે રક્તાંબર બૌદ્ધ ત્યાં રડ્યા ખડ્યા હશે. બુદ્ધદેવના પગલાં પૂજાતાં હશે.

ખેતરે ખેતરે પૂજાતા હનુમાનાદિ દેવોની પૂજા પણ ત્યારે નહિ થતી હોય. હળની પૂજા કરવામાં આવતી.

સ્મશાનમાં દિસે ધૂળ ચોળતી કાપાલિકીનું વર્ણન છે તે પરથી કાપાલિક સંપ્રદાયની હયાતી જણાય છે.

બાકી આ શૃંગારના સાગરમાં ભક્તિ કે ઉદાત્ત પૂજ્યભાવને અનુભવવાની મિથ્યા આશા શા માટે રાખવી? દેવદેવીઓનાં વર્ણન પણ શૃંગારચેષ્ટાથી કરાયાં છે.

મોંની ફૂંકથી દીવો ન હોલવાય એવો વહેમ નહોતો. પણ મંગળવાર કે વિષ્ટિને કાલે પ્રવાસે જતાં અશુભ થાય એવું મનાતું.

વ્રતોમાં બીજી શતીમાં શ્યામસબલનું વર્ણન છે. પહેલાં અગ્નિમાં પ્રવેશી જલમાં પ્રવેશવાથી આ વ્રત થતું. અને અગ્નિપાનીય વ્રત પણ કહેતા હશે, કુસુમોના અર્ઘોથી ચંદ્રની પૂજા કરવાનું વ્રત લેનાર આવસાધિક કહેવાતો.

આ પરથી જણાશે કે સ્ત્રીઓના નાનાવિધના વ્રતો વિશે ગાથાઓમાં બિલકુલ ઈશારા નથી.

**૭. ગામડાં :** આંધ્રભૃત્ય રાજા હાલે સંઘરેલી ગાથાઓમાં જે જીવન તરી આવે છે તે ગામડાનું છે, શહેરનું નથી. આજે પણ વેપાર–ઉદ્યોગ વગર આંધ્રભૃત્યોથી શાસિત પ્રદેશમાં મોટાં શહેરો નથી તેમ તે કાળે પણ હશે. રાજધાની મોટું નગર હશે કે કેમ તે પણ જણાતું નથી. હૃદયના ઊમળકાથી કાલિદાસે ઉજ્જયિનીનું વર્ણન કર્યું છે તેવું કોઈ કવિએ પ્રતિષ્ઠાનનું નથી કર્યું.

મુખ્ય ઉદ્યોગ ખેતીનો હતો. પાક સારો ઊતરતો એટલે રૈયત સુખી, વિલાસી અને હોંશીલી હતી. પુલિંદ જેવા મૂળ વતનીઓ ખેતી કરતા અથવા જંગલોમાં શિકાર કરી પશુજન્ય વસ્તુઓના વેપારથી ગુજરાન ચલાવતા. તેઓનું રહેઠાણ પલ્લી કહેવાતું.

ગામની શેરીઓ વિસ્તીર્ણ હતી પણ બહુ ધૂળવાળી રહેતી. ચોમાસામાં ધૂળથી કીચડ ઘણો થતો. ફાલ્ગુનોત્સવમાં શેરીની ધૂળનો કર્દમ ગામના વતનીઓ રમવામાં વાપરતા.

રથ્યામુખ આગળ દેવકુલ હતું. તેની આગળ વિશાળ ચોક રહેતો. દરેકને ઘરને ફરતી વાડ ઘણુંખરું હોવાથી વાડની ફાટકો શેરીમાં પડતી.

બજારનું પણ બિલકુલ વર્ણન નથી. યૌવનથી ઝૂકી રહેલી સુન્દરી પોતાના વક્ષઃસ્થલનું લાવણ્ય વર્ણિકામાં પ્રદર્શાવતી હોય એવી ઉત્પ્રેક્ષા કરાઈ છે. ટીકાકાર વર્ણિકાનો અર્થ 'वस्तुपरीक्षार्थं यद्वस्त्वेकदेश प्रदर्शन तद्वर्णिकेत्युच्यते' આપે છે તે પરથી બજાર જેવું અથવા હાલમાં જેમ એ તરફના ગામડામાં અઠવાડિયાના અમુક દિવસે હાટ (= ગુજરી) ભરાય છે તેવું કાંઈક હશે એવું અનુમાન થાય છે.

अन्येषु पथिक पृच्छ व्याधकपुत्रेषु पृषतच्चर्माणि ।

अस्माकं व्याधयुवा हरिणेषु धनुर्न नामयति ॥

પરથી એવું પણ સૂચિત થાય છે કે ચામડાં વેચવાનું બજાર નહિ હોય પણ વ્યાધને ત્યાં જઈ વેચાતાં–લેવાતાં. સ્ત્રીઓનાં વલય પહેરાવનારનો ખાસ પેશો હતો. તે પોતાની હાટે વલય પહેરાવતો કે ઘરાકને ઘેર જઈ તે જણાતું નથી. સાતમી શતીની ત્રીજી ગાથામાં 'ભોગિની' શબ્દ આવે છે, ટીકાકાર તેનો અર્થ 'ગ્રામ વ્યાપારિક સ્ત્રી' કરે છે તે પરથી ગામનાં વાણિયાની હયાતી ધ્વનિત થાય છે.

બાકી અનાજનું શું થતું, શણ અને કપાસનાં કપડાં કોણ વણતું વગેરે વિશે માહિતી મળતી નથી.

**૮. ગામના વતનીઓ :** ગામડાંની જ કવિતાનું નવનીત એકઠું કરવામાં આવ્યું છે ત્યાં રાજારાણી વિશે બહુ જ થોડું કવન હોય એમાં નવાઈ નથી. રાજાના પરાક્રમથી એના દુશ્મનોની કેવી ખુવારી થાય છે તેનું વર્ણન ફક્ત બે જ ગાથામાં છે.

બ્રાહ્મણની દક્ષિણમાં વસ્તી જ નહિ હોય એવું ગાથાઓ પરથી લાગે છે. વાત્સાયને જેને ઉચ્ચ પ્રતિનો નાયક કહ્યો છે, ધર્મશાસ્ત્રોએ જેને ભૂદેવની પદવી આપી છે તેની ગાથાકારોએ તદ્દન ઉપેક્ષા કરી છે.

ગામમાં સૌથી મોટું માણસ ગ્રામણી ગણાતો. આપણાં શાસ્ત્રોએ જેમને અભિષેક યોગ્ય ગણ્યા છે તેમાં ગ્રામણીની ગણના છે. રાજ્યાભિષેક કાળે રાજ્યનાં અંગ જેવાં જે રત્નોનો રાજા સત્કાર કરે છે તેમાં પણ ગ્રામણીનો સમાવેશ કરાયેલો છે. અલબત્ત ગાથાઓમાં રાજસત્તાથી સન્માન પામતા કે ગ્રામ્ય પ્રજાસમૂહના પ્રતિનિધિ તરીકે રાજદરબારમાં જઈ તે સમૂહની સેવા કરતા ગ્રામણીનું ચિત્ર નથી. તદ્દન સ્વતંત્ર હોય એવું જ ભાન થાય છે. તે વીર હતો અને પરાક્રમથી ગામનું અથવા પલ્લીનું આક્રમણ કરનારાઓને હરાવી રક્ષણ કરતો.

એનો દીકરો પણ એના જેવો જ બહાદુર હતો. નાનો બાળક છતાં એક

ગ્રામણીનંદને પલ્લીનું રક્ષણ કર્યું હતું. પ્રહારના ઘા ખમી ખમી છાતી એકની ખડબચડી થઈ ગઈ હતી. જુવાની અને સત્તા જ્યારે એના પર કુરબાન થતી ત્યારે ગામની સુંદરીઓનાં હૃદય એ હરતો.

ગ્રામણીની દુહિતાનાં રૂપગુણાતિશયનાં વખાણ કરાયાં છે. એ રૂપગુણવતી થતી તે જાણે એની તકસીર હોય એમ વિપથગામીઓ એને પોતાનું આકર્ષણ કરવા સાથે વિષકન્દલી કહેતા.

ગ્રામણીની વહુ વિશે તેનું દૂષણ બતાવતો એક જ ગાથામાં ઈશારો છે. પોતાનો દિયર ગ્રામણીવનિતામાં આસક્ત થયો છે એ વાત એક સ્ત્રી પોતાની સાસુને નીચે પ્રમાણે કહે છે:

ग्रामणी गृहे श्वश्रु एकैव पाटला इह ग्रामे ।
वहु पाटलं च शीर्षं देवरस्य न सुन्दरमेतत् ॥ ५, ६९

ગ્રામણીનાં અન્યસ્વરૂપી જીવનની તપસીલ આપવામાં નથી આવી એટલે વિશેષ લખવાપણું રહેતું નથી. આ સંગ્રહ શૃંગારનું પાન કરાવવા છે એટલે કુદરતી રીતે એમાં સ્નેહ અને ઇશ્ક (love and passion) જેઓ પોતાના જીવનમાં ભોગવતા તેનાં અને આ જ પ્રકારની જિંદગીનાં ચિત્રો હોય.

ગ્રામણીથી બીજો નંબર ખેડૂત હતો. તેમાં બે જાત હતી. એક હલિક કહેવાતા અને બીજાને પામર કહેતા. પામર એ મૂળ વતનીઓમાંનો ખેડૂત લાગે છે. હલિક એ આર્ય જાતિનો લાગે છે. એની પત્નીને એક ગાથામાં આર્યા કહેવામાં આવે છે. તેમ એને ગૃહપતિ પણ કહેવામાં આવ્યો છે. ખેતર તો બંનેનાં પાકથી ઝૂકતાં અને મનને આનંદથી છલકાવી દેતાં. બીજો ઘણીવાર ખેતરે રહેતો. પામર વધારે રહેતો.

હલિક અથવા હાલિક બહુ સ્નેહાળ હતો. પોતાનો પાડો ગુજરી ગયો ત્યારે તેની ઘંટા ઘણા ઘણા પાડાને બાંધી પણ મન માન્યું નહિ. છેવટે દેવીના મંદિરમાં જઈ એ ઘંટા એ બાંધી આવ્યો. એ ખેતીથી બહુ શ્રીમંત થતો હોય એવું લાગતું નથી.

જ્યારે ખેડનો વખત થતો ત્યારે પહેલવહેલું હળ ચલાવતાં અગાઉ હલિકવધૂ હળની પૂજા કરતી, એની દીકરી સાંઠી વીણી લાવતી તેમ ઘરનાં કામકાજમાં માને મદદ કરતી. 'પિષ્ટ પાંડુરિતા' વિશેષણ એને લગાડવામાં આવ્યું છે. મલાજો પાળવાનો રિવાજ નહોતો. પથિકો એને કામ કરતી નિહાળતા.

હલિકપુત્રનાં સારાં અને નરસાં બન્ને ચિત્રો અંકાયેલાં છે, 'અન્તરભિ-મુખ· દહ્યતે જાય શૂન્યે ગૃહે હાલિક પુત્રઃ'

मन्दमपि न जानाति हलिकनन्दन इह हि दग्धग्रामे ।
गृहपतिसुता विपद्यतेऽवैद्यके कस्य कथयामः ॥ ६, १००

પ્રમાણે બીજા ખેડૂતની પુત્રીનો એ પ્રેમપાત્ર થતો. આ ઢાલની બીજી બાજુ પણ છે. એક પરસ્રીલંપટ હલિકનંદન તે ન મળવાથી મરવાની અણી પર આવ્યો ત્યારે પતિનું અમંગળ ટાળવા તેની પત્ની દૂતી થઈ તે સ્રીને ફોસલાવા નીકળી. પોતા પર પ્રીતિ છે કે અન્ય પર તેની ખાતરી કરવા હલિકનન્દનવધૂએ નદીકાંઠે પતિ ઊભો થતો ત્યારે છીછરાં છીછરાં પાણીમાં થઈ નદી ઓળંગવાને બદલે વધારે પાણીથી વિષમ ઉતાર હતો ત્યાંથી જવા માંડ્યું. ગામના વેપારીની સ્રીએ પ્રહેણક દ્વારા જે મિષ્ટાન્ન જમાડેલાં તેનો સ્વાદ એવો લાગેલો કે બીજી સ્રીઓનાં પ્રહેણકપર તે ઢૂંકી પણ શકતો નહિ.

એની સ્રીને એકવાર નવો જ કસુંબો પહેરવાને મળ્યો. કોઈ વખત ન મળે એવું મળવાથી તે એટલી બધી ફુલાઈ ગઈ કે ગાથાકાર લખે છે કે ગામની વિસ્તીર્ણ શેરીઓમાં પણ તે માઈ શકતી નહોતી.

પામરમાં મૂર્ખતા પણ હતી, આલેખ્ય લાડવો ખરો જાણી ખાવા જતાં તેનો સ્પર્શ થતો ત્યારે જ એને ભાન આવતું. માથામાં સહકારમંજરી વગેરે એ રાખતો. ચોમાસામાં વરસાદ બહુ પડવાથી થતા ગારામાં ખેડતાં એને બહુ મહેનત પડતી.

निष्कर्मणोपि क्षेत्रात्पामरो नैव व्रजति वसतिम् ।
मृतप्रिय जाया शून्यीकृत गेहदुःखं परिहरन् ॥ २, ६९

એ ગાથા પરથી એની મૂર્ખાઈ, એના શોખ, એની મહેનત વગેરે પર એનો સ્નેહ ધ્વજા પેઠે ઊડતો નજરે પડે છે.

નાયકનું પદ પામેલામાં છેલ્લો વ્યાધ આવે છે. શિકારથી તેનું વીરત્વ પ્રકાશી રહેતું. હાથીઓનો તે કાળ હતો. એક વ્યાધને ત્યાં હરણીનાં ચામડાં લેવા કોઈ ઘરાક આવ્યું હશે ત્યારે વ્યાધ-પત્નીએ કહ્યું ' અહીં હાથીનાં ચામડાં મળશે. હરણનાં જોઈએ તો બીજે જાઓ.' પિયરથી પાછી વળતી વ્યાધ-સ્રીએ કરંજના ઝાડ પર હાથીનો મદ ચોંટેલો જોયો એટલે પતિમૃત્યુની અમંગળ શંકા થઈ કારણ કે પતિ જીવતા હોય તો હાથીઓની મગદૂર નહિ કે આમ ભટકે. આવો વીર હોવા છતાં તેનામાં સ્નેહ અને કરુણા હતાં. હરણાંઓનો અન્યોન્ય પ્રત્યેનો સ્નેહ જોઈ આર્દ્ર થઈ પોતાનું બાણ તેમના પર છોડતો નહિ. એ અનેક સ્રી પરણતો. એક ગાથામાંથી પાંચ સ્રીઓનો પતિ વ્યાધ છઠ્ઠી કન્યા સાથે પરણેલો એવું જણાય છે. બાળલગ્ન એનામાં થતાં. નવનવી સ્રી પરણતો

એટલે તેના રૂપ યૌવનમાં એટલો બધો ગળી જતો કે પોતાનું જોર પણ ખોઈ નાંખતો. હાથીના કુંભસ્થળ ચીરી મોતી લાવી પોતાની પત્નીને પહેરાવનાર નવવધૂને મોર મારી તેના પીંછાથી શણગારતો. એનું એકાન્તિક પત્નીવ્રત ન હોવાથી એની સાસુને બહુ દુઃખ થતું.

મૂળ વતનીઓને પુલિન્દ પણ કહેતા. એમનો રંગ કાળો હતો, ધનુષ્ય લઈ તેઓ વિન્ધ્યાચળમાં ઘૂમતા. એમની સ્ત્રીઓને ગુંજા બહુ ગમતી તે એટલે લગી કે મોતી કરતાં પણ તે વધારે કિંમતી લાગતી. પહાડોમાં રખડવાથી ઘણીવાર તેમને મધમાખ ડંખતી.

ખેતરમાં ઊગેલા ચોખાની રખેવાળી કરનાર કલ્પગોપ કહેવાતો. તેની સ્ત્રી કલમગોપીનો પ્રશ્ન એ ગાથામાં પ્રકીર્તિત છે. ગાયો પાળનાર ગોપ કહેવાતો. એની સ્ત્રી ઢોર ચારતી ઠેઠ અરણ્યમાં જતી.

શેરડીનો પાક જ્યાં ઊતરતો ત્યાં તે પીલવાનું યંત્ર રહેતું અને એ પીલનારને યાંત્રિક કહ્યો છે. પણ તે ખેડૂતથી ભિન્ન હશે કે કેમ?

ફૂલો બહુ થતાં એટલે તેને વેચનાર માલણ હતી, તેની પાસેથી કિમ્મત આપી યુવાનો ફૂલો લેતા. ગાથાકારોએ તેને પવિત્ર લેખી નથી.

પાણીની તંગી જ્યાં હશે ત્યાં, પરબ મંડાતી હશે અને ત્યાં એક સ્ત્રી વટેમાર્ગુઓને ખોબાઓથી પાણી પાતી.

નાનાં છોકરાઓ હજામથી બીતા. તેની ચાલ પણ સારી નહોતી. સોનીની તુલા અને સોનું કસવાની પથરીના ઉલ્લેખ છે તે પરથી તેમ જ રતીના અલંકારનું અનેકવાર વર્ણન હોવાથી સોની વિશે કંઈક જાણવામાં આવે છે. ધોબી, દરજીની હયાતી હતી કે નહિ તે જણાતું નથી. સારાં ઊંચાં વસ્ત્રને 'નવરંગક' કહેવામાં આવ્યાં છે પણ વણકર કે રંગારાનું બિલકુલ સૂચન નથી.

વૈદ્ય વિશે સહેજસાજ માહિતી મળે છે. જે ગામડામાં એ નહોતો ત્યાં દરદીઓ બહુ હેરાન થતા હશે. વીંછીના ડંખ પણ એ સારા કરતો. દરદીઓ એને ત્યાં જતા.

વેશ્યા વિશે ઉલ્લેખ છે. રાજાનું ચિત્ત આકર્ષનાર તેમ જ ગામડામાં ધન તથા યૌવન લૂંટનાર વેશ્યા અને તેની પુત્રી વિશે કેટલીક ગાથાઓ છે. શણગાર સજી તે પોતાના પ્રીતમને ત્યાં પણ જતી.

ગણિકા નૃત્ય અને સંગીતમાં કુશળ હતી. વસંતસેનાની માફક કુલવધૂ પણ થતી (૭,૫૬). મલ્લોનાં શૂરાતનનું કથન છે. મલ્લીને નાચતાં આવડતું. ના

હોય એવું લાગતું નથી. સગાંવહાલાં બાંધવ કહેવાતાં. તેમનામાં દ્રવ્યહીન રહેવું દુઃખદાયક થઈ પડતું. તેમના દુર્વચન સાંભળવાં અસહ્ય થતાં.

**૯. ઘર તથા કુટુંબ :** ઘર ઈંટનાં હતાં કે ગારાનાં? મેડીઓ હોય એવું લાગતું નથી. પણ અંદર મગતાશ સારી હશે. સાસુ જુદી સૂતી, વહુ જુદી સૂતી અને મહેમાન જુદો સૂતો એવું એક સ્થળે વર્ણન છે. પરિજન એટલે નોકરો. ગામડામાં નોકરો રાખે એવાં કોણ હતાં? સસરો, સાસુ, પતિ, પત્ની, દિયર, દેરાણી, વખતે ઘણી દેરાણી, પોતાનાં સંતાન એટલાં કુટુંબીજનો સાથે રહેતાં એટલે પણ ઘરમાં મોકળી સગવડ હશે. તેને આગળ યા પાછળ અથવા બન્ને તરફ વાડો રહેતો. વાડામાં અંકોટ, વસવક, માધવી, પાટલી, એરંડો આમ્ર જેવાં વવાતાં. આથી ફૂલ મળતાં, સુગંધ ફેરી રહેતી, ઘર ઓળ અને રસ્તે જનાર આવનારથી ઘરનો મલાજો જળવાતો. વાડ થોરની કે એવા કશાની હશે. કારણ કે એના વિવરમાંથી નજર નંખાતી. પણ એક સ્થળે અંગૂઠા પર ઊભા રહી તેની પાર જોતી સ્ત્રીનું વર્ણન છે તે પરથી તે ચણેલી કોઈના ઘરને ફરતી હશે. ઘરમાં ભીંતે રામાયણનાં ચિત્ર ચીતરવામાં આવતાં.

કુટુંબ બહુ મોટું નથી લાગતું. એક પિતાનાં ફરજંદ સાથે રહેતાં. જેઠ-જેઠાણીનું નામનિશાન નથી આવતું. દિયરદેરાણીનું વિશેષ આવે છે. વળી દિયરવટનો રિવાજ હોવાથી ઘરમાં દિયરનું પ્રાધાન્ય હોય જ, કેટલાંક કુટુંબના વર્ણનમાં ધણી-ધણિયાણી એકલાં હોવાનું પણ જણાય છે. મા અને દીકરો તથા વહુનું જ બનેલું પણ કુટુંબ હતું. ગ્રામણી તથા હાલિકની દીકરીઓ ગાથામાં કાવ્યબદ્ધ થઈ છે બાકી તો પુત્રને જ પુત્રીની ઉપેક્ષા કરી વર્ણવવામાં આવ્યો છે.

વેવાણનો ઉલ્લેખ છે. પિયર એ જ ગામમાં કે બીજે ગામ પણ રહેતું.

ગાથાઓમાં સાસુને ફોઈ અથવા મામી કહેવામાં આવી છે. એનો ખુલાસો શોધતાં પહેલાં જે જે પ્રસંગે એવી રીતે સંબોધન થયેલું છે તે તે ઉતારવા અને નિરૂપવાની જરૂર છે. પહેલાં જેમાં કોઈને સાસુ કહી છે તે ઉતારીએ.

> अत्ता तथा रमणीयमस्माकं ग्रामस्य मण्डनीभूतं ।
> लून तिलवाटी सदृशं शिशिरेण कृतं विसिनीषण्डम् ॥ १,८
>
> ग्रामणिगृहे अत्ता एकैव पाटला इह ग्रामे ।
> बहुपाटलं च शीर्षं देवरस्य न सुन्दरमेतत् ॥ ५,६९
>
> महमहायते मलयवातः अत्ता वारयति मे गृहान्निर्यान्तीम् ।
> अङ्कोट परिमलेनापि यः खलु मृतः स मृत एव ॥ ५,९७

दृश्यते न चूतमुकुलं अत्ता न च वाति मलयगन्धवाहः ।
प्राप्तं वसन्तमासं कथयत्युत्कण्ठित मेव ॥ ६,४२

दुष्ट शुनको विपन्नः अत्ता मत्तां पतिरप्यन्यस्थः ।
कार्पास्यपि भग्ना महिपकेण कस्तस्य कथयतु ॥ ६,४९

पञ्जरशारिं अत्ता न नयसि किमत्र रतिगृहात् ।
विश्रम्भजल्पितान्येषां लोकानां प्रकटयति ॥ ६,५२

शूर्पं दग्धं चणकाः न भृष्टाः स युवातिक्रान्तः ।
श्वश्रूरपि (अत्ता) गृहे कुपिता भूतानामिव वादितो वंशः ॥ ६,५७

दृश्यमानो दृष्टिसुखश्चिन्त्यमानो मनोवल्लभः अत्ता ।
उल्लप्यमानः श्रुतिसुखः प्रियो जनो नित्य रमणीयः ॥ ७,५१

कण्डूयता अकाण्डे पल्लीमध्ये विकटको दण्डम् ।
पतिमरणादप्यधिकं व्याधेन रोदिताः अत्ता ॥ ७,६३

अत्र निमज्जति अत्ता अत्राहमत्र परिजनः सकलः ।
पथिक राज्यन्धक मा मम शयने निमङ्क्ष्यसि ॥ ७,६७

अति दीर्घाणि वध्वाः शीर्षे दृश्यन्ते वंशपत्राणि ।
भणिते भणामि अत्ता युष्माकमपि पाण्डुरं पृष्ठम् ॥ ७,७४

આ ઉતારાઓમાં મૂળ પ્રાકૃતમાં જ્યાં જ્યાં અત્તા છે ત્યાં ત્યાં સંસ્કૃત તરજૂમામાં શ્વશ્રૂ છે. મેં શ્વશ્રૂ સંસ્કૃતમાં ન રાખતાં મૂળનું અત્તા જ રાખ્યું છે. કારણ સ્પષ્ટ છે. અત્તાનો અર્થ ફોઈ થાય છે. ફોઈને માટે સંસ્કૃત પિતૃષ્વસૃ પરથી થયેલો પિઉચ્છા પણ ગાથાઓમાં વપરાયેલો છે.

कमलाकरा न मृदिता हंसा उड्डायिता न च पितृष्वसः ।
केनापि ग्रामतडागे अभ्रमुत्तानितं क्षिप्तं ॥ २,१० ॥

ग्रामवटस्य पितृष्वस आपाण्डुमुखीनां पाण्डुरच्छायम ।
हृदयेन सममसतीनां पतति वाताहतं पत्रम् ॥ २,९५ ॥

हृदयेप्सितस्य दीयतां तनूभवन्तीं न पश्यथ पितृष्वसः ।
हृदयेप्सितोऽस्माकं कुतो भणित्वा मोहं गता कुमारी ॥ २,९८ ॥

असमाप्त गुरुककार्ये इदानीं पथिके गृहं प्रतिनिवर्तमाने ।
नवप्रावृट् पितृष्वसः हसतीव कुटजाट्टहासैः ॥ ।

ટીકાકાર પ્રમાણે આ ચાર ગાથામાંથી પહે ; ફોઈ:

અત્યે નાયિકાની ઉક્તિઓ છે. ત્રીજીમાં નાયિકાના સ્નેહનું વર્ણન એની સખી પોતાની ફોઈ આગળ કરે છે અને ચોથી પ્રોષિતભર્તૃકા નાયિકાને આશ્વાસન આપવા સખી ફોઈને કહી સંભળાવે છે.

હવે મામીને લગતી ગાથાઓ ઉતારીએ :

अवितृष्ण प्रेक्षणीयेन तत्क्षणं मातुलानि तेन दृष्टेन ।
स्वप्न पीतेनव पानीयेन तृष्णैव न भ्रष्टा ॥ १,९३ ॥
दृष्टाश्रुता आघ्राता सुरा दक्षिणानिलः सोढः ।
कार्याण्येव गुरुकाणि मातुलानि कोवल्लभः कस्य ॥ १,९७ ॥
कैतवरहितं प्रेम नास्त्येव मातुलानि मानुषे लोके ।
अथ भवति कस्य विरहो विरहे भवत को जीवत ॥ २,२४ ॥
स्फुटतापि हृदयेन मातुलानि कथं निवेद्यत तस्मिन् ।
आदर्शे प्रतिबिम्बमिव यस्मिन्दुःखं न संक्रामति ॥ ३, ४ ॥
मातुलानि हृदयमिव पीतं तेन यूना मज्जन्त्याः ।
स्नानहरिद्राकटुकमनुस्त्रोतो जलं पिबता ॥ ३, ४६ ॥
अद्यास्मि हासिता मातुलानि तेन पादयो स्तथा पतता ।
तयापि ज्वलन्तीं दीपवर्तिमभ्युत्तेजयन्त्या ॥ ३, ६४ ॥
एष मातुलानि युवा वारंवारेण यमसत्यः ।
ग्रीष्मे ग्रामैकवटोदकमिव कृच्छ्रेण प्राप्नुवन्ति ॥ ३, ९४ ॥
मानद्रुमपरुषपवनस्य मातुलानि सर्वाङ्गनिर्वृतिकरस्य ।
अवगूहनस्य भद्रं रतिनाटकपूर्वरङ्गस्य ॥ ४,४४ ॥
तथा तस्य मान परिवर्धितस्य चिरप्रणयबद्धमूलस्य ।
मातुलानि पततः श्रुतः शब्दोऽपि न प्रेमवृक्षस्य ॥ ५,३१ ॥
मातुलानि सदृशाक्षराणामप्यस्ति विशेषः प्रजल्पितव्यानाम् ।
स्नेहमयानामन्योन्य उपरोधमयानाम् ॥ ५, ५० ॥
ईर्ष्यामत्सररहिताभ्यां निर्विकाराभ्यां मातुलान्यक्षिभ्याम् ।
इदानीं जनो जनमिव निरीक्षते कथं न क्षीयामहे ॥ ६, ६ ॥
सकोऽपि गुणातिशयो न जानीमो मातुलानि कुन्दलतिकायाः ।
अक्षिभ्यामेव पातुमभिलष्यते येन भ्रमरैः ॥ ६, ९१ ॥
यदि खिद्यते खिद्यतां नाम मातुलानि परलोकव्यसनिको लोकः ।
तथापि बलाद्ग्रामणीनन्दनस्य वदने वलते दृष्टिः ॥ ७,८ ॥

ટીકાકારો અને આલંકારિકોએ ઊંડા ઊતર્યા વિના મામી એટલે ભાણેજને કુમાર્ગે લઈ જનાર કુટણી એવો અર્થ કર્યો છે. પણ આ ઉતારા પરથી ચોખ્ખું જણાય છે કે ભાણેજ અને મામીને સખી સંબંધ હતો તે ઉપરાંત સાસુ વહુનો પણ સંબંધ હતો. અને આ ગાથાઓમાં ઈશ્કની નહિ પણ પ્રેમની કવિતા છે. અત્તા (ફોઈ)નો અર્થ પ્રાયઃ ટીકાકારોએ સાસુ જ આપ્યો છે. ફક્ત છઠ્ઠા શતકની બાવનમી ગાથામાં અત્તા છે, તેનો સંસ્કૃતમાં તરજૂમો 'માતુલાની'થી કરવામાં આવ્યો છે. આથી પ્રશ્ન ઊઠે છે કે અત્તા અને માતુલાની બન્ને એક જ વ્યક્તિ હોવાનું ગાથામાં સૂચન જરા પણ ન હોવા છતાં ટીકાકારે આવો તરજૂમો શા માટે કર્યો? ખુલાસો સ્પષ્ટ છે કે સાસુને માટે બન્ને શબ્દો વપરાતા હતા. વિશેષમાં આ ખુલાસાને મરાઠી ભાષાના આધુનિક શબ્દવ્યવહારથી પણ સમર્થન મળે છે. સાસુ સસરાને મામી મામાજી કહેવાનો એમનામાં રિવાજ છે. સ્ત્રી તથા પુરુષ બન્ને એ શબ્દોનો વ્યવહાર કરે છે. એટલે એક કાળે ભાઈની દીકરી બહેનના દીકરા સાથે પરણતી અને ભાઈનો દીકરો બહેનની દીકરી સાથે પરણતો. આ રિવાજના ચોખ્ખા પુરાવા ઉતારેલી ગાથાઓ આપે છે:

'મરાઠી બ્રાહ્મણોમાં આજે પણ ભાણેજ સંબંધ કરવાનો ચાલ છે. માધ્યંદિન દેશસ્થોમાં માના ગોત્રની કન્યા ખપતી ન હોવાથી આ સંબંધ થતો નથી. ચિત્પાવનોમાં જનોઈને પ્રસંગે કાશીયાત્રાથી પાછા આવતા બ્રહ્મચારીને પોતાની કન્યા પરણાવાનું કહી મામો પાછો વાળે છે તે રિવાજ એ સંબંધના લિસોટા-રૂપ રહેલો છે. એ રિવાજ કોઈ કારણસર એમનામાં હાલ બંધ પડેલો છે બાકી મૂળ પ્રચલિત હોવો જોઈએ. માધ્યંદિન દેશસ્થ સિવાયના મરાઠાઓમાં — પછી તે નાતે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય હો — ભાણેજ સંબંધ આજે પણ પ્રચલિત છે અથવા એક કાળે પ્રચલિત હતો. માધ્યંદિન દેશસ્થો ગુજરાતી લાગે છે. મૂળે મરાઠા નથી લાગતા. હાલમાં મામાની દીકરી સાથે ફોઈનો દીકરો પરણે છે — ફોઈ પછવાડે ભત્રીજી આવે છે પણ ફોઈની દીકરી મામાના દીકરા સાથે પરણતી નથી. ગાથાઓ પરથી એ ચાલ હતો એવું જણાય છે. (૧.૯૩; ૪.૪૪; ૩.૪૬; ૩,૪.) અને તેથી જ સાસુ સસરાને મામી મામા કહી સંબોધવાનો રિવાજ અદ્યાપિ રહેલો છે. ગાથાના જમાનાની માફક અત્યારે સાસુને ફોઈ કહેવાનો રસમ નથી એ લક્ષમાં લેવા જેવું છે. ( प्रा. भा. वि. पृ. ५९–६२ ).

प्रा. भा. वि.ના લેખકનો અભિપ્રાય એવો લાગે છે કે શૂદ્રોમાં ઉક્ત સંબંધ નહોતો થતો. પણ ૭,૬૨ પરથી વ્યાધમાં ફોઈની દીકરી સાથે પરણવાના

રિવાજની હયાતી સ્પષ્ટ માલૂમ પડે છે. અર્થાત્ જેઓ શુદ્ધ મરાઠાઓ છે તેઓમાં ભાઈબહેનનાં સંતાન પરણાવવાનો રિવાજ હતો. આ રિવાજ આર્ય નહોતો એવું આપણા ધર્મગ્રન્થો અને ઈતર ગ્રન્થોમાં એની ભિન્નતા અને વિચિત્રતા સ્પષ્ટ નોંધેલી હોવાથી પ્રતીત થાય છે. વાત્સાયન પણ મરાઠાઓમાં માતુલ કન્યા પરણવાનો રિવાજ હતો એવું નોંધે છે. કુમારિલભટ્ટ દેશાચાર વર્ણવતાં અહિચ્છત્રની બ્રાહ્મણીઓ સુરાપાન કરતી અને દક્ષિણીઓ મામાની પુત્રી પરણતા એવા બે રિવાજનો ઉલ્લેખ કરે છે. લક્ષમાં લેવાનું છે કે આ રિવાજો શાસ્ત્રોક્ત ધર્માચાર નહિ પણ દેશાચાર એમણે તંત્રવાર્તિકમાં લેખ્યા છે.

મરાઠાઓ આર્ય છે કે નહિ? એ પ્રશ્નનું નિરાકરણ કરતી વખતે આ બાબત ધ્યાનમાં લેવાથી જુદો જ પ્રકાશ પડશે. રજપૂતોમાં ફોઈ પછવાડે ભત્રીજી આપવાનો રિવાજ છે. તેથી એમને અને મરાઠાઓને Ethnically એક ગણવા? પણ આધુનિક ઐતિહાસિક શોધ રજપૂતોનું હિંદમાં આગમન ઈસવી-સનના ચોથાથી છઠ્ઠા સૈકા લગીમાં થયેલું માને છે. અને ગાથાઓમાં જેમનું જીવન વર્ણવાયું છે તે મરાઠાઓ ઈસવીસન પૂર્વેની શતીઓથી દક્ષિણમાં વસતા હતા. ત્યારે આ રિવાજ દ્રવિડી છે? હા. એમ જ લાગે છે. ઠેઠ રામેશ્વર લગી એ રિવાજ પ્રચલિત છે.

> क्षणभङ्गुरेण प्रेम्णा प्रातृष्वसः दूनाः स्म इदानीम् ।
> स्वप्ननिधिलम्भेनेव दृष्टप्रनष्टेन लोके ॥ ५,२३ ॥
> तत एव भवन्ति कथा विकसन्ति तत्र तत्र समाप्यन्ते ।
> किं मन्ये मातृष्वसः एकयुवकोऽयं ग्रामः ॥ ७,४८ ॥

જે દૃષ્ટિબિંદુથી આપણે ફોઈ અને મામી વાળી ગાથાઓ જોઈ તેનાથી જ આ ગાથાઓનું નિરીક્ષણ કરીએ તો બહેનનાં છોકરાં પરણતાં એવું જણાશે.

**૧૦ લગ્ન:** આવાં લગ્નો કઈ ઉંમરે થતાં? પુરુષોનાં લગ્નની ઉંમર નક્કી થઈ શકે એવાં સાધન પ્રાપ્ત નથી થતાં પણ કન્યાની ઉંમર અષ્ટવર્ષા ભવેદ્ ગૌરીના શાસ્ત્રને અનુસરતી તો નહોતી એવું માલૂમ પડે છે.

> यत्नादालिखति मन आत्मावर्तिकाभिर्हृदयफलके ।
> तत्तद्बाल इव विधिर्निभृतं हसित्वा प्रोञ्छति ॥ ७,५६ ॥

માં અનુરૂપ નાયક ન મળવાથી નાયિકા વિધિને ઠપકો આપે છે તે પરથી તેમ જ ફોઈ, મામી, માસીને લગતી જે જે ગાથાઓનો સંગ્રહ ઉતારવામાં આવ્યો છે તેમાંથી જેટલી લગ્ન પહેલાંની સ્થિતિ દર્શાવે છે તે પરથી તેમ જ 'આસન્ન

વિવાહદિને અભિનવવધૂ સંગમોત્સુક મનસઃ' (પૃ. ૭૯) વગેરે પરથી જણાય છે કે કન્યાઓ મોટી ઉંમરે-રજસ્વલા થયા પછી પરણતી હશે.

મોટી ઉંમરે પરણવાનો રિવાજ હોય તોપણ નાની બાળકીને પરણવાનો છૂટોછવાયો પ્રસંગ બન્યા વિના ન રહે.

मध्यः प्रियः कुटुम्बं पल्लीयुवानः सपत्न्यः ।
यथा यथा वर्धेते स्तनौ तथा तथा क्षीयन्ते पञ्च व्याध्याः ॥ ६,९७ ॥

આમાં એક વ્યાધની પાંચ સ્ત્રીઓ ઉપરાંત છઠ્ઠીની બાલક ઉંમરનો ઉલ્લેખ છે. અનેક સ્ત્રીઓ પરણનાર વ્યાધ જેવી દેશજ જાતમાં કદાચ છઠ્ઠી પત્ની બાલ્યાવસ્થામાં પરણાઈ હોય તેતી બાળલગ્ન ત્યારે થતાં એવું કહી શકાય નહિ.

**સ્નેહ:** મોટી ઉંમરે લગ્ન થતાં તો કેવી રીતે થતાં? કન્યાનું પ્રથમ દાન કોણ કરતું? માબાપ કે સ્નેહ? ભાઈ બહેનની સંતતિ પરણતી એટલે માવતરની સંમતિથી બાળકો અન્યોન્યના પરિચયમાં આવી સ્નેહી થતાં અને સ્નેહમાંથી દંપતી થતાં.

हृदयेप्सितस्य दीयतां तनूभवन्तीं न पश्यथ पितृष्वसः ।
हृदयेप्सितोऽस्माकं कुतो भणित्वा मोहं गता कुमारी ॥ ३,९८ ॥
यां यां प्रलोकयामि दिशं पुरतो लिखित एव दृश्यसे तत्र ।
तव प्रतिमा परिपाटीं वहतीव सकलं दिशाचक्रम् ॥ ६,३० ॥
अयि ऋजुके न लज्जसे पृच्छन्ती प्रियस्य चरितानि ।
सर्वाङ्गसुरभेर्मरुवकस्य किं कुसुमद्धिभिः ॥ ७,७७ ॥
तथा तेनापि सा दृष्टा तयापि तथा तस्मै प्रेषिता दृष्टिः ॥ ७,२५ ॥
अवितृष्ण प्रेक्षणीयेन तत्क्षणं मातृलानि तेन दृष्टेन ।
स्वप्नपीतेनेव पानीयेन तृष्णैव न भ्रष्टा ॥ १, ९२ ॥
मामि हृदयमिव पीतं तेन यूना मज्जंत्याः ।
स्नान हरिद्रा कटुक मनुस्रोतो जलं पिबता ॥ ३,४६ ॥
रथ्या प्रकीर्णे नयनोत्पला त्वां सा प्रतीक्षते आयान्तम् ।
द्वारनिहिताभ्यां द्वाभ्यामपि मङ्गलकलशाभ्यामिवस्तनाभ्याम् ॥ २,४० ॥
समसौख्यदुःखपरिवर्धितये कालेन रूढ प्रेम्णोः ।
मिथुनयोर्म्रियते यत्तत्खलु जीवति इतरन्मृतं भवति ॥ २, ४२ ॥
दुर्निक्षेपकमेतत्पुत्रक मा साहसं करिष्यसि ।
अत्र निहितानि मन्ये हृदयानि पुनर्न लभ्यन्ते ॥ २,५४ ॥

આ પરથી જણાય છે કે આર્ય માતાઓને પોતાની દીકરી પરણાવવા 'બોલ' કે મિજબાનીના પ્રસંગો ઊભા નહોતા કરવા પડતા. પણ ઇંગ્લિશ કન્યાઓ

---

હતું. ગાથાસપ્તશતી જેવા એ સાહિત્યના અનેક સંગ્રહો પણ તે કાલે તૈયાર થયા હતા. આ સંગ્રહમાંના એક 'કલિથથોકૈ' પરથી તામિલોના સંસારનું સહેજ દર્શન કરીશું. કલિથથોકૈમાં ૧૫૦ કાવ્ય એક જ વૃત્તમાં છે, કાવ્યરૂપ સંવાદનું છે. દયિતા, સખી અથવા પરિચારિકા અને દયિત વચ્ચે ચાલેલા સંવાદ કાવ્યોના વિષય છે. એ સંવાદો અને તેમને જન્મ આપનાર પ્રસંગો ઉતારીએ:

મૃગયાએ જતા યુવાન છાયાળી કુંજમાં ઝૂલતી અથવા જળપ્રવાહમાં નહાતી, અથવા અનાજથી ભરપૂર ખેતરમાં માળા પર બેસી દાણા ચણવા આવતાં પંખીઓને ટોતી કન્યાને જુએ છે. તેના સૌંદર્યથી ચકિત થઈ સમીપ જઈ આલાપ કરી પરિચય ઊભો કરે છે અને મૃગયાને મિષે અનેકવાર ત્યાં જઈ તેને મળે છે. કન્યાને યુવાન ગમે છે તો તે તેને પોતાને ઘેર આવવા દે છે; બન્ને સાથે લાંબે સુધી ફરવા જાય છે, બંને સાથે નદીએ જાય છે; યુવાન યુવતીને પ્રસાધનક્રિયામાં સહાય કરે છે; અને પરિણામે બંને લગ્નથી દંપતી થાય છે. કદાચ યુવતી લજ્જાળુ હોવાથી યુવાનના અનુરાગને ઉત્તેજતી નથી તો યુવાન યુવતીની પરિચારિકા સમક્ષ તેની સ્વામિનીના અપ્રતિમ સૌંદર્યની પ્રશંસા કરી બન્નેને મળવાના પ્રસંગ આણવા પ્રાર્થે છે. પરિચારિકા ધીમે ધીમે યુવતીનું ચિત્ત યુવાન પ્રત્યે આકર્ષે છે; યુવાનનાં સૌંદર્ય, યૌવન અને સૌષ્ઠવની સગર્વ પ્રશંસા કરે છે. પ્રથમ તો દિવસે યુવતીના નિવાસસ્થાન ગામની બહાર કુંજમાં દયિત દયિતા મળે છે, પરિચય અને વિશ્વાસ વધતાં કુંજમાં રાત્રે મળે છે. યુવતીના પિતાને લગ્ન માટે યુવાન પ્રાર્થે છે અને સંમતિ મળે છે તો બંને દંપતી બની સુખી થાય છે. સંમતિ નથી મળતી તો દયિતાથી થોડો કાળ વિયોગ સહેવા યુવાન પ્રવાસે જાય છે. પ્રવાસની વિટંબણાઓનો યુવાનને ભયંકર ખ્યાલ પરિચારિકા આપે છે; યુવતી તેના વિરહથી જીવશે નહિ એવું કહે છે છતાં પણ તે પોતાના નિશ્ચયમાંથી ચળતો નથી ત્યારે યુવતી તેને સાથે તેડી જવા વિનવે છે. સ્વાભાવિક રીતે યુવાન ભીરુ અને કોમળ યુવતીને પ્રવાસે લઈ જતાં ખચકાય છે. યુવતી તરત જ પોતાનું હૃદય ખુલ્લું કરે છે. 'વનમાં પણ હરિણની સાથે હરિણી હોય છે. મને સાથે નહિ લો તો ખાધાપીધા વિના તમારું ચિંતન કરતાં હું મૃત્યુશરણ થઈશ. મારું હૃદય તમારા હૃદયમાં બંદીવાન થયેલું છે. તે તમારી પાસે જ રાખો કારણ કે રખેને પાછું વળીને તે મને દુઃખી કરે.'

જેટલી ઉંમર લગી બાલ્યકાળનું નિર્દોષ જીવન ગાળી શકે છે તેવું આર્યમાતાની દુહિતા નહોતી ગાળતી. નાનપણથી જ તેઓ પુરુષના સંબંધમાં આવતી—ઢીંગલીઓ અને પાંચીકા રમે એવડી થતી ત્યારથી જ. બાળલગ્ન પ્રચાર થવાનાં અનેક કારણોમાંનું આ પણ એક નહિ હોય ?

સંવનનના આ ચિત્રથી રાચવાનું નથી કારણ એકપત્નીવ્રત વિરલ હતું; લગ્ન સંતતિ અર્થે મુખ્યત્વે થતાં સ્નેહના પોષણ અર્થે જ નહિ; તેમ શાસ્ત્રોએ સંવનનથી થયેલાં લગ્ન કરતાં માબાપોએ ગોઠવેલાં બ્રહ્માદિ લગ્નો ઉત્તમ ગણ્યાં છે એટલે આવાં લગ્નની પ્રતિષ્ઠા બહુ ઊંચી નહિ હોય; કન્યાનું દાન કરવાની ભાવના હતી, લગ્નથી તે પોતાનું સ્ત્રીત્વ પૂર્ણ કરે છે એવી નહિ; વગેરે.

ગાથાઓમાં પણ પુરુપત્નીવિવાહનાં અસંખ્ય ઉદાહરણ છે. 'મહિલા-સહસ્રભૃતે હૃદયે' જેવાં વર્ણનમાં અતિશયોક્તિ હશે પણ 'દેવરજાયાભિઃ' 'વ્યાધ્યાઃ' આદિથી ઉક્ત આચાર પ્રચલિત હતો એવું સ્પષ્ટ થાય છે. સપત્નીનાં ચિત્રો પણ ગાથામાં છે.

એક પ્રશ્ન ઊઠે છે કે હિન્દુ સંસારમાં એકભાર્યત્વ પ્રચલિત હતું ? રામ-ચંદ્રજીનું એકપત્નીત્વ આદર્શ તરીકે રજૂ નહિ કરવામાં આવ્યું હોય ? એ આદર્શ સર્વત્ર આદર પામ્યો લાગતો નથી. શાસ્ત્રો પુત્રહીન પુરુષને નરકમાં નાખે છે અને કામશાસ્ત્રો જ્યેષ્ઠા અને કનિષ્ઠા નાયિકાઓના નાયકનો પ્રેમ વખાણે છે ત્યાં એક-ભાર્યત્વની ભાવના હતી એમ શે કહેવાય ? અગ્નિમિત્ર જેવા આધેડ, બે પત્નીઓના પતિ અને મિત્રવત્ ગણાય એવા પરાક્રમી પુત્રના પિતા જેવાનો માલવિકા જેવી કુસુમની કળી માટેના પ્રેમનું વર્ણન કવિકુલગુરુ કાલિદાસ કરે છે. પણ કાલિદાસનો

---

પ્રિયતમાના અનુરાગથી મહાત થઈ યુવાન યુવતીને સાથે લઈ જાય છે. અલબત્ત યુવતીના માવતરની પરવાનગી વિના. પુત્રી નાસી જવાથી દુઃખી થયેલી મા વટેમાર્ગુઓ પાસેથી પુત્રીની ભાળ પૂછે છે ત્યારે તેઓ તેને જગતના સનાતન માર્ગનું ભાન કરાવી ઠેકાણે લાવે છે: 'સમુદ્રમાં જન્મનાર મોતી સમુદ્રને શા ખપનું છે ? પહાડ પર ઊગનાર સુખડ પહાડને શા ખપનું છે ? દ્વીપ પર થયેલું પ્રવાલ દ્વીપને શા ખપનું છે ? તેમનાં ઉપયોગ કરનારને જ તે ખપનાં છે. તેવી જ રીતે તારી પુત્રી તેના દયિત સાથે ગઈ છે.' છેવટે થોડા દિવસ વીત્યે પુત્રી દયિત સાથે પિયર પાછી ફરે છે અને માવતરની સંમતિથી શાસ્ત્રોક્ત લગ્નવિધિથી બંને દંપતી થાય છે :

V. Kauakasabhai Pillai : The tamils, Eighteen Hundred years. Ago.

દુષ્યંત શકુંતલા પર આસક્ત થાય છે ત્યારે અને પુરુવિક્રમ ઉર્વશીથી અનુરક્ત થાય છે ત્યારે પરણેલા જ હોય છે ને ? રામચરિતથી અભિજ્ઞાત થયેલો ભવભૂતિ જ માલતી અને માધવના ઐકાન્તિક દામ્પત્યનું કવન કરે છે.

અનેક લગ્ન થતાં હોય ત્યાં સ્નેહ હોય ખરો ? કામુકતાના પર્યાય તરીકે જ વ્યવહારમાં રહે ને ? વસ્તુસ્થિતિ આવી હોવાથી સંસ્કૃત સાહિત્યમાં કન્યાના સંવનનનું જ ફક્ત ચિત્ર પ્રાયઃ છે. વિવાહિત સ્ત્રી વિશેના વર્ણનમાં સ્નેહ કરતાં કામચેષ્ટા વિશેષ હોય છે ( અમરુશતકનો છેલ્લો શ્લોક અપવાદરૂપ છે. ) અને વેશ્યાઓ વિશેના વર્ણનમાં તો બીજું શું હોય ? પણ સ્નેહથી વિવાહિત થયેલાં દંપતીઓનાં જીવનમાં એ સ્નેહ કેવી રીતે વિશેષ ને વિશેષ વૃદ્ધિગત થયો અને આમરણાન્ત કેવો ફૂલીફાલી રહ્યો એનું જેવું ઉજ્જ્વલ અને પવિત્ર ચિત્ર ભવભૂતિએ ઉત્તર રામચરિતમાં આંક્યું છે તેવું બીજે છે ?

હા ! ગાથાસપ્તશતીમાં એવાં ચિત્રની રેખાઓ પણ છે :

संजीवनौपधिमिव सुतस्य रक्षत्यनन्यव्यापारा ।
श्वश्रूर्नवाभ्रदर्शनकण्ठागतजीवितां स्नुषाम् ॥ ४,३६ ॥
रूपमक्ष्णोः स्थितं स्पर्शोऽङ्गेषु जल्पितं कर्णे ।
हृदयं हृदये निहितं वियोजितं किमत्र दैवेन ॥ २,३२ ॥
यथा यथा वादयति प्रियस्तथा तथा नृत्यामि चञ्चले प्रेम्णि ।
वल्ली वलयत्यङ्गं स्वभावस्तब्धेऽपि वृक्षे ॥ ४,४ ॥
अपराध्यस्व विस्रब्धं सर्वं ते सुभग विषहामहे वयम् ।
गुणनिर्भरे हृदये प्रतीहि दोषा न मान्ति ॥ ४, ७६ ॥
दृश्यमानो दृष्टिसुखश्चिन्त्यमानो मनोवल्लभः श्वश्रु ।
उल्लप्यमानः श्रुतिसुखः प्रियो जनो नित्य रमणीयः ॥ ७, ५१ ॥
दूरान्तरितेऽपि प्रिये कथमपि निवर्तिते मम नयने ।
हृदयं पुनस्तेन समव्याप्यनिवारितं भ्रमति ॥ ७,५८ ॥

આ દાંપત્યસ્નેહનાં ચિત્રો છે. એ સ્નેહનાં પતિવ્રત અને પત્નીવ્રત એવાં સ્વરૂપ જોઈએ :

अवितृष्ण प्रेक्षणीयं समसुखदुःखं वितीर्णसद्भावम् ।
अन्योन्य हृदयलग्नं पुण्यैर्जनो जनं लभते ॥ १, ९९ ॥
कैतव रहितं प्रेम नास्त्येव मातुलानि मानुषे लोके ।
अथ भवति कस्य विरहो विरह भवति को जीवति ॥ २, २४ ॥

यथायथा जरापरिणतो भवति पतिर्दुर्गतो विरूपोऽपि ।
कुलपालिकानां तथा तथाधिकतरं वल्लभो भवति ॥ ३, ९३ ॥
आभिजात्यमानिनो दुर्गतस्य छायां पत्यू रक्षन्ती ॥
निजबान्धवेभ्यः क्रुध्यति गृहिणी विभवेनागच्छद्भ्यः ॥ १, ३८ ॥

આમાં પતિવ્રતાનાં ચિત્રો અને પાતિવ્રત્યની ઉન્નત ભાવના છે. સતી થવાના પ્રસંગો પણ ગાથાઓમાં નોંધાયેલા છે :

निर्वाप्यते ज्वलनो गृहपतिदुहित्रा विस्तृतशिखोऽपि ।
अनुमरणघनालिङ्गन प्रियतम सुखस्वेद शीताङ्गया ॥

ગૃહપતિ એટલે ખેડૂતની દીકરી સતી થયેલી. બીજી ગાથામાં પતિના શબને સ્મશાનમાં લઈ ગયા પછી અગ્નિદાહ કરતાં આગમય તેનું નિશ્ચેષ્ટપણું જતું રહે છે અને તે બેઠો થાય છે ત્યારે સતી થવા આવેલી પત્નીને થયેલા અનિવર્ણનીય આનંદનું સુરમ્ય ચિત્ર છે.

આગળ હલિક અને પામરના વર્ણનમાં જાયાના મૃત્યુથી શૂન્ય થયેલા ઘરથી—એટલે જીવનથી વ્યથિત થતા ખેડૂતો વિશેની ગાથાઓ ઉતારેલી છે તે પરથી મરાઠાઓના પત્નીવ્રતનો હૃદયંગમ અનુભવ થાય છે.

આ દાંપત્યજીવનના બે પ્રસંગો ખાસ જોવા જેવા છે; માન અને પ્રવાસ. માનિનીના પ્રસંગો સંસ્કૃત સાહિત્યમાં ઘણા સુંદર છે :

पादपतितस्य पत्युः पृष्ठं पुत्रे समारुहति ।
दृढमन्युदूनाया अपि हासो गृहिण्या निष्क्रान्तः ॥ १, ११ ॥
सखि इदृश्येव गतिर्मा रोदीस्तिर्यग्वलितमुखचन्द्रम् ।
एतेषां बालकर्कटी तन्तुकुटिलानां प्रेम्णाम् ॥ १,१० ॥

અન્યોન્યના અનુરાગની વૃદ્ધિ અર્થે પ્રણયકલહ આવશ્યક લેખાતો. દયિતાને માનિની થવા સખીઓ શીખવતી. માનિનીનો દયિત અનુનય કરતો. પગે પડીને માફી માગતો. દમમાં ને દમમાં માન આણનારીનો અનુનય ન થતો તો રડતી અને આંસુથી દયિતનું હૃદય પીગળાવતી. એક ગાથામાં કહ્યું છે કે પતિની વહાલી પત્ની હોય તો જ તેનું માન સ્થાને છે. આવી રીતે માનિની થવાથી પતિનો સ્નેહ મૂલવાતો :

गोपायन्ति ये प्रभुत्वं कुपितां दासा इव ये प्रसादयन्ति ।
त एव महिलानां प्रियाः शेषाः वराकाः ॥ १,९१ ॥

પતિની ભાવનામાં સમાયેલું પાલકત્વ કે સ્વામીભાવમાં સમાયેલું પ્રભુ.

દૂર કરી જેઓ દયિતાના સ્નેહદાસ થઈ શકતા તેઓ જ તેનાં હૃદયમાં વાસ કરી શકતા. આવી રીતે અનુનીત દયિતાઓ પણ એટલી જ સ્નેહાળ હતી અને પતિનો અનુનય કરવા તત્પર રહેતી:

येन विना न जीव्यते अनुनीयते सकृतापराधोपि ।
प्राप्तेऽपि नगरदाहे भण कस्य न वल्लभोऽग्निः ॥ २,६३ ॥
बालक त्वत्तोऽधिकं निजकमेव वल्लभं मम जीवितम् ।
तत्त्वया विना न भवतीति तेन कुपितं प्रसादयामि ॥ ३, १५ ॥

ગમે તેટલું પતિથી રોષથી મચકાતી પણ દયિતાનું હૃદય તો એના પર જ લાગી રહેતું.

अवलम्बित मान पराङ्मुखा आगच्छतो मानिनि प्रियस्य ।
पृष्ठपुलकोद्गमस्तव कथयति संमुखस्थितं हृदयम् ॥ १, ८७ ॥

પણ જે પતિની હૃદયવલ્લભા નથી પણ ફક્ત 'પરણેલી રખાયત' છે તે માનિની થાય ત્યારે ખંડિતા કહેવાતી.

પ્રોષિતપતિકા : પતિ પ્રવાસે જતો અને મહિનાના મહિના લગી પરદેશમાં રહેતો ત્યારે ઘર આગળ રહેલી પ્રિય પત્નીની શી દશા થતી? પ્રિયાથી વિખૂટા પડેલા પતિની પરદેશમાં શી સ્થિતિ થતી? આ સ્થિતિઓનાં વર્ણન કરવાની ઊર્મિથી સંસ્કૃત સાહિત્યમાં અનુપમ, હૃદયદ્રાવક, ઉન્નત કવન થયેલું છે. કાલિદાસનો અદ્વિતીય મેઘદૂત આવા જ પ્રસંગને લઈ હૃદયમાંથી ઉદ્ભવ્યો છે. અમરુના શતકમાં પ્રોષિતપતિકા વિશે અનેક હૃદયદ્રાવક મુક્તકો છે. હાલના સંગ્રહમાં પણ કેટલીક એવી જ ગાથાઓ છે :

अमृतमय गगनशेखर रजनीमुखतिलक चन्द्र हे स्पृश ।
स्पृष्टो यैः प्रियतमो मामापि तैरिव करैः ॥ १,१६ ॥
विरहानलः सह्यत आशाबन्धेन वल्लभजनस्य ।
एकग्राम प्रवासो मातर्मरणं विशेषयति ॥ १, ४३ ॥
कल्पं किल खरहृदयः प्रवास्पति प्रिय इति श्रूयते जने ।
तथा वर्धस्व भगवति निशे यथातस्य कल्यमेव न भवति ॥ १,४६ ॥
स नाम संस्मर्यते प्रभ्रष्टो यः क्षणमपि हृदयात् ।
स्मर्तव्यं च कृतं गतं च प्रेम निरालम्बम् ॥ १, ९५ ॥
अद्यैव प्रोषितोऽद्यैव शून्यकानि जातानि ।
रथ्यामुखदेवकुलचत्वराण्यस्माकं च हृदयानि ॥ २,९० ॥

प्रिय संस्मरण प्रलुठद्वाष्प धारानिपात भतिया ।
दीयते वक्र ग्रीवया दीपकः पथिक जायया ॥ ३,२२ ॥

वेपन शीलस्विन्नकराङ्गुलि परिग्रह स्खलित लेखनीमार्गे ।
स्वस्त्येव न समाप्यन्ते प्रियसखि लेखे किं लिखामः ॥ ३, ४४ ॥

चन्द्रमुखि चन्द्रधवला दीर्घा दीर्घाक्षि तव वियोगे ।
चतुर्यामा शतयामेव यामिनी कथमप्यतिक्रान्ता ॥ ३, ५२ ॥

हस्तयोश्च पादयोश्चाङ्गुलि गणनयातिगता दिवसाः ।
इदानीं पुनः केन गण्यतामिति भणित्वा रोदिति मुग्धा ॥ ४, ७ ॥

स्तबका अङ्गणमाधवीनां द्वारार्गला जाताः ।
आश्वासः पान्थ प्रलोकतेऽपि नष्टो गतपतिकानाम् ॥ ४, २२ ॥

संजीवनौषधिमिव सुतस्य रक्षत्यनन्यव्यापारा ।
श्वश्रू र्नवाभ्रदर्शन कण्ठागत जीवितां स्नुषाम् ॥ ४,३६ ॥

अद्य सखि केन प्रातः कामपि मन्ये वल्लभां स्मरता ।
अस्माकं मदनशराहत हृदय व्रणस्फोटन गीतम् ॥ ४, ८१ ॥

मध्याह्न प्रस्थितस्यापि ग्रीष्मे पथिकस्य हरति संतापम् ।
हृदयस्थित जायामुख मृगाङ्क ज्योत्स्ना जल प्रवाहः ॥ ४, ९९ ॥

हृदयं हृदये निहितं चित्रालिखितेन तव मुखे दृष्टिः ।
आलिङ्गन रहितानि केवलं क्षीयन्तेऽङ्गानि ॥ ५, ८५ ॥

अतिकोपनापि श्वश्रू रोदिता गतपतिकया स्नुषया ।
पादपतनावनतया द्वयोरपि गलितयो र्वलययोः ॥ ५,९३ ॥

अद्यापि तावदेकं मा मां वारय प्रियसखि रुदतीम् ।
कल्य पुनस्तस्मिन्गते यदि न मृता तदा न रोदिष्यामि ॥ ६, २ ॥

आलोकयन्दिशः श्वसञ्जृम्भमाण गायन्रुदन् ।
मूर्छन्पतन्स्खलन्पथिक किं ते प्रवासितेन ॥ ६,४६ ॥

आश्वासयति परिजनं परिवर्तमानायाः पथिकजायायाः ।
निःस्थानवर्तने वलितहस्तमुखरो वलयशब्दः ॥ ३,८३ ॥

**૧૭ સરસામાન :** વાસણો કેવાં અને શેનાં વપરાતાં હતાં ? શંખપાત્ર અને મરકતભાજન, ઘટ અને કલશ સિવાય બીજા કોઈ પણ પાત્રનો ઉલ્લેખ નથી.

શંખપાત્ર કેવું હશે ? શા કામમાં આવતું હશે ? ગામડીયાઓ મરકતભાજન વાપરતા હોય એ સંભવિત નથી લાગતું. ઘટ અને કલશ શેના બનતા ? ત્રાંબા-પિત્તળનાં કે માટીનાં ? એમનો ઘાટ કેવો અને કદ કેવડાં હતાં ? નારીસ્તન સાથે બન્નેની સરખામણી વારંવાર કરાયેલી છે એટલે કદ બહુ મોટું નહિ હોય. પણ ઘડાથી મોટું વાસણ વપરાતું હશે કે નહિ ? આગ વખતે ઘડે ઘડે પાણી નાંખવાની હકીકત નોંધાયેલી છે. સૂપડું અને મુસલ વપરાતાં. આસન્દિકા બાજઠ કે નીચી માચી જેવી હશે. સૂવા માટે ખાટલા વપરાતા કે નહિ ? ઘાસ પર મુસાફર સૂતા. આવું એક ગાથા પરથી જણાય છે. દીવા બાળવામાં આવતા. તેની વાટ અને તેલ વિશે ઉલ્લેખ છે.

**૧૮ ખોરાક:** દરેક સ્ત્રી જાતે રાંધતી. 'રન્ધનકર્મનિપુણિકા'નું વિશેષણ એક ગાથામાં અપાયેલું છે. રસોડામાં ધુમાડો બહુ થતો તેથી રાંધનારીઓનાં શરીર મેશવાળાં થતાં. લાડવા ને ચણા શેકવાની વાત આવે છે. અમુક વ્રત વખતે સ્ત્રીઓ અમુક વાનીઓ રાંધી ઓળખીતા–પાળખીતા અને સગાંવહાલાંમાં આપી આવતી. આ વાનીઓ વાયતક અથવા પ્રહેણક કહેવાતી. આ વાનીઓ જુદી જુદી થતી હશે. ગામની મોદણે મોકલેલી વાનીઓના સ્વાદનો રસીઓ હલિકપુત્ર બીજેથી આવેલી વાનીઓ ખાઈ નહોતો શકતો એવું એક ગાથા કહે છે. લવણ વપરાતું પણ તેની છત બહુ થોડી હશે. ગામડામાં ખાસ કરીને વાત્સાયનસૂત્રમાં ભાર્યાધિકાર પ્રકરણમાં લવણનો સંગ્રહ કરવાનું સૂચવેલું છે. સિંધવ જાણીતું હશે એમ એના ઉપનામ તરીકે થયેલા ઉપયોગ પરથી લાગે છે. સ્નેહનો વપરાશ પણ હતો.

સુરાપાન થતું. મધૂત્સવમાં સ્ત્રીપુરુષો સાથે તે પીતાં. એક ગાથામાં સાસુ દારૂ પીને મત્ત થયેલી છે એવું વર્ણન છે. તેમ જૂની સુરાની પ્રશંસા છે.

ફળફળાદિમાં બોર ખાવાની વાત છે. કોઠ, જાંબુનાં નામ આવે છે. અજાયબ જેવું છે કે ફણસ, કેળાં અને નાળિયેર—જે આજે દક્ષિણમાં ઢેર ઢેર મળે છે તેમના વિશે ગાથાઓ તદ્દન ચૂપ છે.

માંસાહાર થતો હોય એમ બિલકુલ જણાતું નથી.

**૧૯ વિલાસવિનોદ:** નદીકાંઠે અથવા ઘેર નહાવાનો રિવાજ હતો. સ્ત્રીઓ નિર્વસ્ત્રા નહાતી. તે કાળે સાબુ નહોતા એટલે શરીરે હળદર ચોળી નહાવામાં આવતું. આથી શરીરનો મેલ જતો અને ચામડી મસૃણ રહેતી; સ્નાન કરવાનું જલ ખુશબોદાર પણ કરવામાં આવતું. ઉનાળામાં શરીરે ચંદન ચોપડવામાં આવતું. ગ્રીષ્મમાં અપરાહ્ણે સ્નાન થતું. સ્નાન પછી કેશસંમાર્જન થતું. હળદ નાંખી

વાળ ધોયા હોય તો કાંસકીથી વાળમાં ભરાઈ રહેલી ઉળક કાઢવામાં આવતી. કેશ લાંબા, ઠેઠ નિતમ્બ લગી પહોંચતા અને ગુચ્છાદાર હતા. તેમનામાં ફૂલ પરોવી સુગન્ધિત કરવામાં આવતા. વાળે વાળે મોતી પરોવાની વાત કોઈ સ્થળે નથી નોંધાયેલી. વાળ હોળી વચ્ચે સેંથો રાખવામાં આવતો. વાળ છૂટા પણ રાખવામાં આવતા. વેણી કેવી ગૂંથાતી?

પુરુષો પણ માથાના અગ્રભાગમાં બાળકી જેવું રાખતા હશે. પગે પડેલા દયિતના ચિકુર દયિતાના નૂપુરમાં ભરાઈ ગયા હતા એવું એક ગાથામાં વર્ણન છે.

સંવાહનનો રિવાજ હતો. દિવસે અથવા ચંદ્રજ્યોત્સ્નામાં ઉત્સવોની મોજ માણવામાં આવતી. સારું સારું જમવામાં આવતું. ઉત્સવને દિવસે સારું સારું રાંધવા પિષ્ટકુટ્ટનથી ગૃહિણીઓનાં શરીર ધવલ થતાં. પતિની સાથે લહેર કરવા સ્ત્રીઓ શણગાર સજતી. ઉત્સવને દિવસે બનીઠની પતિ સાથે મહાલવા તૈયાર થયેલી પત્નીએ પતિના મુખમાંથી અજાણતાં તેની દયિતાનું નામ સાંભળ્યું એટલે વધેરવા શણગારાયેલા પાડા જેવો તેનો શણગાર થઈ ગયો એવું એક ગાથામાં વર્ણન છે. ઉત્સવને દિવસે થતી લોકોની દોડાદોડ, થતા કલકલ અવાજ અને વગડાતાં વાદ્યોના મધ્યમાં ફરતા પુરુષને મરેલી પત્ની યાદ આવે છે—તેની સાથે ગાળેલા ઉત્સવો સ્મૃતિમાંથી તરી આવે છે અને જે ઉત્સવમાં પોતે ફરતો હતો તે ગ્રામદાહ જેવો ભયંકર અને અપ્રિય લાગે છે. વાદ્યોમાં મુરજ ને તૂર્યનાં જ નામ જડે છે. શું આંધ્રભૃત્યોની આણ ફરતી ત્યારે સંગીતનો શોખ દક્ષિણમાં નહિ હોય? સંગીત અને તેના સાજમાંથી ઉપમાનો પણ ઘડવામાં નથી આવ્યાં એટલે શોખ ઓછો હશે એમ લાગે છે. પતિ વાદ્ય વગાડે અને પત્ની નાચે એવા વિનેચટ અને વિદ્યાના પ્રસંગ જેવું વર્ણન એક ગાથામાં છે. સ્ત્રીઓ નૃત્ય કરતી એવું સ્થળે સ્થળે લખેલું છે. કેવું નૃત્ય? ચિત્રનો શોખ સારો હતો.

રમતોમાં છોકરીઓની એક રમત—ઉત્કુલિકા—નોંધાયેલી છે. વાત્સાયનસૂત્રમાં આ રમતનું નામ નથી. ટીકાકાર એનો અર્થ 'પાદોપવિષ્ટાનાં મુહુર્મુહુ પતનમ્' કરે છે. આપ્તેના સંસ્કૃત કોશમાં એ શબ્દને સ્થાન મળેલું નથી. બીજી રમતગમતો, સમાજ, આપાન આદિ વિશે મૌન છે. ફાલ્ગુનોત્સવમાં ગારો વાપરતાં એવો ઉલ્લેખ છે.

**૨૦ વસ્ત્ર અને અલંકાર:** પુરુષોનાં વસ્ત્રો વિશે કાંઈ જ માહિતી મળતી નથી. સ્ત્રીઓ શરીરે એક વસ્ત્ર પહેરતી અને છાતી કંચુકીથી ઢાંકતી. કંચુક અને વસ્ત્ર ગાંઠ બાંધી શરીર પર રાખવામાં આવતાં. વસ્ત્ર એવી રીતે પહેરાતું કે પવનથી ઊડતું ત્યારે ઉરુ દેખાતો, તેમ નાભિ પણ દેખાતી. 'ભિક્ષાચરઃ પ્રેક્ષતે નાભિમ્.'

માથે ઓઢવામાં આવતું. માથેથી તે સરી જતું તો અવિનય ગણાતો. વસ્ત્ર અને કંચુક કાં તો કુસુમ્ભ કે નીલ રંગનાં પહેરાતાં. કુસુમ્ભ રંગનાં વસ્ત્ર કિંમતી ગણાતાં. ગ્રામતરુણી અલંકાર વિના એકલું કુસુમ્ભ રંગનું કંચુક પહેરતી તો તેજ એનું અનુપમ આભરણ લેખાતું. આવા વસ્ત્રને નવરંગક કહેતા. આવું વસ્ત્ર પહેરી સ્ત્રીઓ વાયતક વહેંચવા જતી. હલિક પુત્રવધૂને બીજાને ન મળે એવું નવરંગક પહેરવાનું મળ્યું એટલે એટલી ફૂલાઈ ગઈ કે તે શેરીઓમાં માતી નહોતી એવું ગાથાકારે વર્ણવ્યું છે. આર્યા એટલે ખેડૂતની સ્ત્રી પણ નીલકંચુક પહેરતી. પટ્ટાશુક અને રક્તદુકૂલ ઊંચાં અને કિંમતી વસ્ત્ર ગણાતાં. બન્ને રેશમનાં હશે એમ લાગે છે. દુકૂલ ઘણું જ બારિક વસ્ત્ર હતું. એની અંદરથી શરીર પરના નખલેલ દેખાતા.

હાથે સ્ત્રીઓ વલય પહેરતી. એકેક કે વધારે? અજન્ટાની ચિત્રમાળામાં બન્ને પ્રકાર જોવામાં આવે છે. ગાથાઓમાં વલયનો ખણખણાટ એક સ્થળે વર્ણવ્યો છે તે પરથી એક કરતાં વધારે એક હાથે પહેરાતાં હશે. કાગડાને પિંડ આપતી વિરહિણીનું વલય તેના કૃશ હાથમાંથી નીકળી હથેળીમાં જાય છે તે પરથી તેમ જ સાસુને પગે પડતી વિરહિણીના બન્ને હાથમાંથી નીકળી પડેલાં વલય બે હતાં એવું કહ્યું છે તે પરથી એક પણ પહેરાતું હશે એમ લાગે છે. વિધવાઓ નહિ પહેરતી. વલય પહેરાવનારનો નોખો ધંધો હતો. વલય શેનાં બનતાં હશે? હાથીદાંત કે હેમનાં? પુરુષો પણ કંકણ કે એવું કાંઈ ઘરેણું પહેરતા?

પદ્મરાગ અને મરકતની કંઠિકા અને હારનાં વર્ણન છે. શ્રીમંતો આવાં મોંઘાં ઘરેણાં પહેરતા હશે. પદ્મરાગ, મરકત, ઇંદ્રનીલ, મોતી આદિ રત્નોનો લોકોને સારો પરિચય હશે. હીરાનો ઉલ્લેખ નથી. હાર વસ્ત્ર પર પહેરવામાં આવતો અથવા વસ્ત્રની અંદર કેડે મેખલિકા પહેરવામાં આવતી. કૃષ્ણમણિની મેખલાનું વર્ણન છે. તેનો ઝણઝણાટ બહુ થતો. કેડે સોનાનો કંદોરો પહેરવામાં આવતો. પગમાં નુપુર પહેરવામાં આવતાં. સોનાનાં કે રૂપાનાં? કાનમાં કનકનાં કુંડળ પહેરવામાં આવતાં, ઇંદ્રનીલનાં પણ પહેરાતાં. ગરીબો આવાં કિંમતી આભરણોને સ્થાને સાદાં ફૂલો પહેરતા. ઉત્પલ, કુવલય, જમ્બુદલ, તાલવૃન્ત વગેરે વગેરે કર્ણપૂર થતાં. આપણા દાગીનાઓના ઘાટનો ઇતિહાસ ઉકેલતાં આ ફૂલોનો વપરાશ મહત્ત્વનો પ્રકાશ નાંખી શકે ખરાં?

પ્રસાધનમાં કપાળમાં ચંદનનું તિલક, આંખોમાં કાજળનું અંજન, હોઠ પર મીણનું લેપન, અને પગે અળતો—એટલી હકીકત મળી આવી છે. સુરતમાં મેંદી

ચોપડનારી ખાસ વહોરીઓ હોય છે તેમ પગે અળતો ચોપડનારી પ્રસાધિકાનો વર્ગ હતો. અળતો પગની પાનીની ઉપર અને નીચે ચોપડાતો. દંપતી ચૂર્ણમુષ્ટિનું અન્યોન્યને વિક્ષુકરણ કરતા. ચૂર્ણમુષ્ટિ એટલે કપૂરાદિ સુગન્ધી દ્રવ્યનો ભૂકો. તે પાણીમાં નાંખવામાં આવતી તો ગન્ધોદક થતું*

સૌભાગ્યનું ચિહ્ન કુમકુમનો ચાંદલો સ્ત્રીઓ કરતી હોય એવું જણાતું નથી. નાટકો પણ થતાં. પૂર્વરંગ વગેરે સારી પેઠે જાણીતાં હતાં. રંગભૂમિ પર સ્ત્રીવેશ ઘણીવાર વેશ્યા લેતી. શરીરનો રંગ ઊજળો બતાવવા નટી મોં પર હળદર ચોપડતી.

સંસ્કૃત નાટકોમાં અમુક પાત્રો સિવાય બાકીનાં બધાં પાત્રો પ્રાકૃત ભાષાઓમાં બોલે છે તે પરથી प्राकृत भाषेची विचिकित्सा નો લેખક એવું અનુમાન કાઢે છે કે પ્રાકૃત ભાષામાં જ મૂળ નાટકની ઉત્પત્તિ થયેલી. ભરતનાટ્યશાસ્ત્રી નિયમ બાંધે છે કે રાણીઓ અને તેમની સહિયરોએ સૂરસેનીમાં બોલવું અને નાગરિકોએ દાક્ષિણાત્ય(મહારાષ્ટ્રી)માં બોલવું. જે ભાષામાં ગાથાઓ લખાઈ છે તે આ ઉપરથી કેટલી સંસ્કારી હશે તેનો ક્યાસ કરી શકાશે.

વિલાસી દંપતીઓ વિહાર માટે ગિરિગ્રામ જતાં ઘાડાં પાંદડાંથી તે ઢંકાયેલું, પવનથી હાલી નમી ગયેલા વાંસની ઝાડીથી ઢંકાયેલું; ચોમાસામાં ફૂલથી લચેલા કદમ્બવાળું, સ્વચ્છ ધોયેલી શિલાવાળું, મુદ્રિત થયેલા મોરવાળું, વહેતાં વહેળિયાનાં મર્મરધ્વનિથી મુખર ગિરિગ્રામ હતું.

જલકેલિનું વર્ણન પણ છે. દયિત દયિતા પર નવલતાપ્રહાર કરતો.

દારૂ પીવાનો રિવાજ હતો. સ્ત્રીપુરુષો વિલાસકાળે તે પીતાં. જેમ દારૂ જૂનો તેમ તે વધારે માદક અને સ્વાદિષ્ટ ગણાતો. વાત્સાયન સૂત્રમાં પણ ગૃહિણીને સુરા ભરી રાખવાની આજ્ઞા છે. એક કાળે આપણા દેશમાં સુરાપાન પ્રબળ વ્યાપી રહ્યું હતું. પણ બૌદ્ધ, જૈન અને તેમનાથી ઠેકાણે આવેલા બ્રાહ્મણ આચાર્યોના ઉપદેશથી અને દૂરંદેશીથી આપણી પ્રજાના નીતિબળે એ દુષ્ટ આદતને નિર્મૂળ કરી હતી.

---

* સરખાવો : ઈ. સ. ના સાતમા શતકમાં રચાયેલા મદુરૈક્કાઞ્ચિ નામના તામિલ કાવ્યમાં સંધ્યાકાળે સ્ત્રીઓ કેવા શણગાર સજતી તેનું વર્ણન છે. ફૂલ એકઠાં કરી તેની માળા પહેરતી; રત્નાલંકાર પહેરતી; લાંબા કેશ સુગંધીદાર તેલથી સુવાસિત કરતી; શરીરે કસ્તૂરી અને ચંદનનો લેપ કરતી; વસ્ત્રોને ચંદનનો ધુમાડો આપી ફોરતાં કરતી; દીવા પ્રગટાવતી;—એવી રીતે પતિ સાથે રાત્રિ આનંદમાં ગાળતી.

**સૌંદર્ય :** સ્નેહના પાત્ર થયેલાનું સૌંદર્ય કેવું હતું. પૌરુષસૌંદર્ય વિશે બિલકુલ માહિતી નથી મળતી. વસ્તુતઃ એનાં શરીરસૌંદર્ય કરતાં એનાં જીવન-સૌંદર્યથી સ્નેહનો જન્મ થાય છે. પશુસૃષ્ટિની માફક એને પોતાના શરીરસૌંદર્યથી સ્વયંવર કરવા પ્રવૃત્ત થયેલી માદાને આકર્ષવાની નથી. મનુષ્ય તરીકે નસીબદાર છે કે સૌંદર્ય સ્ત્રીમાં જઈ વસ્યું છે અને એને આકર્ષે છે. આ શૃંગારના સરોવરમાં નારીસૌંદર્યનું રમણીય દર્શન થાય છે. પહેલું તો એમનું આરોગ્ય અને હૃષ્ટપુષ્ટ શરીર જોઈ આનંદ થાય છે. રગેરગમાં દોડતા લોહીથી શરીરનાં અંગેઅંગ લાલ લાલ થઈ રહેતાં. ગાલ મધૂક પુષ્પ જેવા લાલ, શંખપાત્ર જેવાં સ્વચ્છ—એવાં સ્વચ્છ અને પ્રકાશિત કે એમાં ચંદ્રનું પ્રતિબિમ્બ દેખાતું; હથેલીઓ પ્રવાલાંકુર જેવી લોહિત અને સ્નિગ્ધ; વગેરે. દુઃખાદિથી શરીરનું લોહી ઊડી જતું ત્યારે રક્તિમા જતી રહેતી અને પાંડુતા આવતી.

સ્ત્રીશરીર જોતાં થયેલી સમગ્ર અસરનું વર્ણન એકે ગાથામાં નથી. અલબત્ત એ લાવણ્યના મોહનું સુંદર વર્ણન એકમાં છે :

> यस्य यत्रैव प्रथमं तस्य अङ्के निपतिता दृष्टिः ।
> तस्य तत्रैव स्थिता सर्वाङ्गं केनापि न दृष्टम् ॥

આપણાં અનેક શાસ્ત્રોમાં વિગતો પર એટલું બધું લક્ષ આપવામાં આવે છે કે સમગ્ર વિષયનું એકી નજરે અવલોકન કરવું રહી જાય છે. સુંદરતાનાં વિવિધ અંગોનું દર્શન વિવિધ સ્થળે થાય છે પણ સુંદરતા એટલે શું એ પ્રશ્ન અચર્ચિત રહે છે.

અંગનાં છૂટાંછવાયાં વર્ણનો સ્થળે સ્થળે વેરાયેલાં છે. શિરીષ પુષ્પ સાથે અંગ, ચંદ્ર અથવા કમલ સાથે મુખ, અશોકપલ્લવ કે પ્રવાલાંકુર સાથે હથેલી સરખાવવામાં આવેલાં છે. આંખનું એક ગાથામાં 'પક્ષ્મલ ધવલાનિ દીર્ઘકૃષ્ણાનિ' એવું વર્ણન છે. બીજે કુવલયદલ સાથે સરખાવવામાં આવી છે. સ્નાન પછી આંખ આતામ્ર થતી એવું પણ વર્ણન છે. કર્ણલગ્ન આંખ સુંદર લેખાતી. અધરનો રંગ અરુણ કહેવામાં આવ્યો છે. જલથી ભરેલા જલધર પછવાડેથી દેખાતા ચંદ્ર માફક નીલકંચૂકમાંથી સ્તન દેખાતાં.

અવયવોનાં સૌંદર્ય અને સૌષ્ઠવ બતાવવા વપરાયેલી ઉપમાઓનાં ધોરણો નિરનિરાળાં છે. આકાર, રંગ કે પ્રકાશનું ધોરણ જુદી જુદી રીતે અખત્યાર થયેલું હોય છે. ઉપમાન કમલ હોય ત્યારે ધોરણ રંગનું અને કોમલતાનું હોય —ચંદ્ર હોય ત્યારે ઘણું ખરું આકારનું, જવલ્લે જ પ્રકાશ કે રંગનું.

गमिष्यसि तस्य पार्श्वे सुन्दरि मा त्वरस्व वर्धतां मृगांकः ।
दुग्धे दुग्धमिव चन्द्रिकायां कः प्रेक्षते मुखं ते ॥

પરથી તેમ જ ઉપરના પરિચ્છેદમાં વર્ણવેલી હકીકત પરથી એવું લાગે છે કે તે કાળનાં ગામડાંઓમાં પણ સ્ત્રીશરીર ઊજળું હશે. દક્ષિણીઓને દ્રવિડ ઠરાવતાં આ ધ્યાનમાં લેવા જેવું છે. તેમના ગોરા દેહ પર કાન્તે કરેલા દંત કે નખક્ષતથી નીકળેલું લોહી જોનારને સિન્દુરિત શંખપાત્રનું ભાન કરાવતું. નારી-દેહવર્ણનમાં આકાર કરતાં રંગનું સૌંદર્ય વિશેષ આકર્ષક હશે એવો ગાથાકારોનો અનુભવ છે.

રાતા પાટલના સુગન્ધ સાથે સ્ત્રીમુખના શ્વાસની સરખામણી કરવામાં આવી છે. આખા શરીરમાં રંગ અને રૂપના લાવણ્યનું જેવું મનોહર દર્શન થતું તેવું તેમાંથી ફૂટતી સુવાસથી મ્હેક મ્હેક થઈ રહ્યાનું વર્ણન નથી.

પણ આ સૌંદર્યસૌષ્ઠવ ફક્ત કામુકતાની જ દૃષ્ટિએ જોવાયેલું છે, એકનિષ્ઠસ્નેહી કે ભક્તની દૃષ્ટિએ જોવાયું હોત તો નવું જ અલૌકિક દર્શન થાત.

**કેળવણી અને સંસ્કારિતા :** કેળવણી કેવી હતી ? તે મેળવવાનાં સાધનો કેવાં હતાં ? ઉપાધ્યાય હતો એવું કોઈ ગાથા પરથી પ્રતીત થાય છે. તે સિવાય કેળવણી મેળવવાનાં સાધન વિશે કાંઈ જણાતું નથી. સ્ત્રીઓ પણ પતિને કાગળ લખતી, અને કાવ્ય રચતી, નૃત્ય અને આલેખ્યમાં કુશળ લેખાતી. આલેખ્યમાં વાતકા અને ફલક વપરાતાં એટલે શિક્ષણની વ્યવસ્થા હશે—સ્ત્રીપુરુષ ઉભયને માટે.

કેળવણીથી જીવન ઉત્તમ રીતે સંસ્કારી (Cultured) થતું. એ સંસ્કારિતા આખા ગાથાસંગ્રહમાંથી ફૂટી નીકળે છે. સ્ત્રીજીવનમાં એ કેવી વ્યાપી રહી હતી તે જોવા કેટલીક સ્ત્રીરચિત ગાથાઓ આપવામાં આવી છે.

તે જમાનામાં બે સ્થળે મુખ્યત્વે કવિતા રચાતી; રાજદરબારમાં રાજાની પ્રશંસા અને ખુશામત કરવા અથવા ગમ્મત વિનોદના પ્રસંગે કવિતાથી આનંદ પામવા આથી નિરાળી સ્થિતિમાં કાવ્યનાટક આદિ સાહિત્યનો જન્મ નહોતો થતો એમ કહેવાનો આશય નથી પણ ઉક્ત સ્થળે કવિતાની ઉત્પત્તિ થવાથી ટૂંકી અને પ્રાસંગિક રચના – મુક્તકના જેવી અતિશય પ્રચારમાં આવી હતી. આવી રચનાનું વિશાળ સાહિત્ય ફૂલીફાલી રહ્યું હતું. તેમાંથી નવનીત તારવી હાલે આ સંગ્રહમાં તેમના બહુ જ અલ્પાંશને નાશ પામતું બચાવ્યું છે. આ સંગ્રહમાં બધી પ્રાસંગિક ઉક્તિઓ જ છે કે કોઈ મોટા લેખોની છૂટી પાંખડીઓ લઈ ગુચ્છ ગૂંથવામાં આવ્યો છે એ નિરાકરણ થઈ શકે એમ નથી.

પિતામ્બર નામના ટીકાકારે દરેક ગાથાના પ્રણેતાની નામાવલિ

પણ અફસોસની વાત છે કે એમની ટીકા ખંડિત પ્રાપ્ત થઈ છે. એટલે બહુ જ થોડી કવિયાણી વિશે આપણને પરિચય થાય છે: રેવા, પહઈ (પ્રહતા?), વદ્ધાવહી, અણુલચ્છી, રોહા, અસુલદ્ધી, માહવી, સસિપ્પહા(શશીપ્રભા)નાં નામ પિતામ્બરની ટીકા આપે છે.

એમનાં કવનનું દિગ્દર્શન નીચે પ્રમાણે છે:

૧. રેવાની ગાથાઓ પહેલા શતકમાં છે. સંખ્યા ૮૭ અને ૯૦ની છે.

अवलम्बितमानपराङ्मुख्या आगच्छतो मानिनि प्रियस्य ।
पृष्ठपुलकोद्गमस्तव कथयति संमुखस्थितं हृदयम् ॥ १, ८७ ॥
किं तावत्कृता अथवा करोषि करिष्यसि सुभगेदानीम् ।
अपराधानामलज्जाशील कथय कतरे क्षम्यन्ताम् ॥ १, ९० ॥

૨. પહઈની ગાથા:

एकं प्रहारोद्विग्नं हस्तं मुखमारुतेन वीजयन् ।
सोऽपि हसन्त्या मया गृहितो द्वितीयेन कण्ठे ॥ १,८६ ॥

૩. પહેલા શતકની સિત્તેરમી ગાથા:

ग्रीष्मे दवाग्निमषीमलितानि दृश्यन्ते विन्ध्यशिखराणि ।
आश्वसिहि प्रोषितपतिके न भवन्ति प्रावृडभ्राणि ॥ १,७० ॥

વદ્ધાવહીને નામે કોઈ ચડાવે છે તો કોઈ તે અનુરાગ નામના કવિની કૃતિ ગણે છે. સંગ્રહ થયા પછી ઘણે વર્ષે દંતકથા અથવા એના જેવાં સાધનો પરથી રચનારનાં નામ ગોઠવાય ત્યારે આવો ગોટાળો થવા સંભવ છે:

૪. ત્રીજા શતકમાં અણુલચ્છીની ચાર ગાથાઓ છે:

यत्तव सती जाया असत्यो यच्च सुभग वयमपि ।
तत्किं स्फुरतु बीजं तव समानो युवा नास्ति ॥ ३, ८८ ॥
हसितं सहस्तताल शुष्कवटमुपगतैः पथिकैः ।
पत्रफलानां सदृदे उड्डीने शुकवृन्दे ॥ ३, ६३ ॥
नापि तथा छेकरतान्यपि हरन्ति पुमरुक्त रागरसिकानि ।
यथा यत्र वा तत्र वा तथा वा सद्भावस्नेहवरमितानि ॥ ३,७४ ॥
दृढमूलबन्धग्रन्थी इव मोचिनौ कथमपि तेन मे बाहू ।
अस्माभिरपि तस्योरसि निखाताविव समुन्खातौ स्तनौ ॥ ३,७६ ॥

૫. રોહાની ગાથા :

येन विना न जीव्यते अनुनीयते स कृतापराधोपि ।
प्राप्तेपि नगरदाहे भण कस्य न वल्लभोऽग्निः ॥ २, ६३ ॥

૬. અસુલદ્ધીની ગાથાઓ બીજા શતકમાં છે પણ તે સંબંધી કેટલાક ટીકાકારોને કર્તૃત્વનો સંદેહ છે.

सखि व्यथयन्ति कदम्बानि यथा मां तथा न शेषकुसुमानि ।
नूनमेषु दिवसेषु वहति गुटिकाधनुः कामः ॥ २,७७ ॥
नाहं दूती न त्वं प्रिय इति कोस्माकमत्र व्यापारः ।
सा म्रियते तवायशस्तेन च धर्माक्षरं भणामः ॥ २,७८ ॥

૭. માહવીની ગાથા :

गोपायन्ति ये प्रभुत्वं कुपितां दासा इव ये प्रसादयन्ति ।
ते एव महिलानां प्रियाः शेषाः स्वामिन एव वराकाः ॥ १,९१ ॥

૮. સસિપ્પહાની ગાથા :

यथा यथा वादयति प्रियस्तथा तथा नृत्यामि चंचले प्रेम्णि ।
वल्ली वलयत्यंगं स्वभावस्तब्धेपि वृक्षे ॥ ४,४ ॥

આ ગાથાઓમાં એક અપવાદ સિવાય દંપતીસ્નેહનું ભિન્ન ભિન્ન રીતે કવન છે. નારીહૃદયમાંથી નીકળેલા એ કવનમાં કેટલીક વખત અતિશય રુચિરતા, મધુરતા અને ભાવત્વ આવી ગયાં છે. શાર્ઙ્ગધરપદ્ધતિ પ્રભૃતિ સંસ્કૃત કાવ્યસંગ્રહોમાં સ્ત્રીઓને નામે જે સંસ્કૃત કવન જોવામાં આવે છે તેનાં કરતાં સર્વ રીતે આ કવન ચડિયાતું છે, એટલું જ નહિ પણ જે શૃંગારની નિર્લજ્જતા પુરુષોનાં કવનમાં ઓતપ્રોત થયેલી નજરે પડે છે તે જેટલા સ્વરૂપમાં સંસ્કૃતમાં કવન કરનારી સ્ત્રીઓની કવિતામાં પ્રગટી જુગુપ્સા અને ખેદ ઉત્પન્ન કરે છે તેથી બહુ જ ઓછા સ્વરૂપમાં શૃંગારની એવી છાંટ ગાથાઓમાં હોવાથી આનંદની ક્ષતિ નથી થતી.

રાજદરબારમાં રોજ પ્રશંસા અથવા ખુશામત માટે સ્ત્રીઓ કવિતા કરતી હતી? તામિલ કવિયાણી અવ્વાઈ જેવી આંધ્રભૃત્યોના દરબારમાં હતી? છઠ્ઠા શતકની ૯૫મી ગાથામાં એક કવિ સેવાકુશલા સ્ત્રી પાસે રાજાનું શૌર્ય વખાણાવે છે:

विषमस्थित पक्वैकाम्रदर्शन तव शत्रुगृहिण्या ।
कः को न प्रार्थितः पथिकानां डिम्भे रुदति ॥ ६, ९५ ॥

આ ફક્ત કવિકલ્પના જ છે કે વસ્તુસ્થિતિનું દર્શન છે?

**પરચૂરણ :** લગ્ન વખતે મંગલગાયિકાઓ ગીત ગાતી — આપણી જાંદરણીઓની માફક, લગ્ન પછી ચાર દિવસ વર સાસરે રહેતો અને ચતુર્થીમંગલ પછી પોતાને ત્યાં આવતો. આ દિવસોમાં બ્રહ્મચર્ય પાળવાની શાસ્ત્રાજ્ઞા છે, પણ તે પળાતું હોય એવું ગાથાસપ્તશતી પરથી નથી લાગતું. જમાઈને માટે સાસરે 'જુદાં સૂવા'ની વ્યવસ્થા, જ્યારે તે ત્યાં જતો આવતો, ત્યારે થતી એવું એક ગાથા પરથી જણાય છે.

મરણોત્તર ક્રિયાઓ કેવી રીતે અને કઈ થતી ? ફક્ત ચિતામાંથી હાડકાં એકઠાં કરવાનો પ્રસંગ ઉપમાન તરીકે વપરાયો છે.

દીકરાઓ બાપનું દેવું આપતા.

લડાઈ વિશે થોડાક છૂટાછવાયાં ઉલ્લેખ છે. હથિયારમાં ધનુષ્યબાણ અને ભલ્લનો વપરાશ જોવામાં આવે છે. અનેક યુદ્ધમાં ખમેલા વ્રણથી શોભતા સિપાહીનું વર્ણન છે. લડાઈમાં સામાવાળાના માણસોને કેદ પકડવામાં આવતા. સ્ત્રીઓને પણ કેદી કરવામાં આવતી. મોટાં યુદ્ધોની કહાણી ગાથાઓમાં નથી. ધાડપાડુઓની સામે થવાના પ્રસંગો નોંધાયેલા છે. પણ આ સર્વ શૃંગારને આધીન—શૃંગારનું પ્રસ્ફોટન કરવાના ગૌણ ઉદાહરણ તરીકે જે નોંધાયલું છે. ગાથાસપ્તશતી વાંચતાં મરેઠાઓનાં વીરત્વ કરતાં કામુકતાનું વધારે ભાન થાય છે.

ગામમાં આગ લાગતી ત્યારે ગ્રામનિવાસીઓ સર્વ એકઠા થઈ આગ હોલવતા. ચાણક્યના અર્થશાસ્ત્રમાં દરેક ઘર આગળ આગ માટે પાણી ભરી રાખવાની આજ્ઞા છે. પણ આગથી બહુ નુકસાન થતું હશે. ગ્રામદાહ એ બહુ જ ભયંકર આસમાનીસુલતાની લેખાતી હતી.

ચોરને સ્મશાનમાં ઝાડ પર ફાંસી દેવામાં આવતી. દિવ્યથી નિર્ણય કરવાનો પણ રિવાજ હતો. 'કોપપાન' નામના દિવ્યની હકીકત પાંચમા શતકની ૪૮મી ગાથામાં છે.

જમીનમાં દાટેલા ધનના ભંડારની સાપ રક્ષા કરતા એવું મનાતું.

રાશિ નામના માપનો ઉલ્લેખ છે.

# બચપણના વિનોદો

૧. આજ દિવાળી, કાલ દિવાળી,
ગામનાં છોકરાં ખાય સુંવાળી, મેઘ મેઘ રાજા.

૨. સૂરજ બાપજી તડકો કરો, તમારાં છોકરાં ટાઢે મરે;
ટાઢે મરે તો તાપે, ઘી ને રોટલા કાપે.

૩. બીજ માવડી, ચૂલે તાવડી, બે ગોધા ને ત્રીજી ગાવડી.
ચાંદા ચાંદા! ઘી ગોળ માંડા, દહીં કે દૂધડી માંખણ કૂદડી,
ખાય મારો બેટડો હકૂક પોળી.

૪. ચાંદા પોળી, ઘીમાં બોળી (ઝબોળી)[1] સૌ છોકરાંને કડકો પોળી,
[2]ભાઈ (બહેન)ને આખી પોળી, લે રે મોંઢા લણુક ઢીકો ખાધો ઢણુક.

[ આ નાનાં બાળકોની રમત છે. એમાં રમાડનાર બાળકની હથેલીમાં પોતાની આંગળી ફેરવે છે અને ચાંદા જેવું ગોળ કૂંડાળું કરે છે અને ઉપર પ્રમાણે બોલે છે. 'લે રે મોઢા લણુક' કહેતાં બાળકના મોઢામાં કાંઈ મૂકતાં હોય તેમ કરવામાં આવે છે અને 'ઢીકો ખાધો ઢણુક' કહેતાં વાંસામાં હળવેથી ઢીકો મારવામાં આવે છે.]

૫. (ક) ચાંદાપોળી કર્યા પછી ગાય ગણવામાં આવે છે. બાળકની એક હાથની આંગળીઓ લઈ દરેકને ગાય લેખી તેનાં ભાંડુઓ અથવા ગોઠિયાઓને નામે તે વહેંચવામાં આવે છે. જેમ કે પહેલી આંગળી લઈને રમાડનાર બોલે છે: 'આ–ની ગાય,' બીજી લઈને 'આ–ની ગાય' વગેરે: અંગૂઠાને ગધેડો ગણવામાં આવે છે. જેની મશ્કરી કરવી હોય તેના સાસરાના ગધેડા તરીકે અંગૂઠો ગણાવવામાં આવે છે.

કાઠિયાવાડમાં અંગૂઠાને ગાયનો ગોધો કહેવામાં આવે છે.

(ખ) ગાય ગણાઈ રહ્યા પછી બાળકનો હાથ ઝાલી રમાડનાર હથેલીથી ખભા લગીના હાથ પર પોતાની આંગળીઓ ધીમેથી દોડાવે છે અને પૂછતો જાય છે: 'ગીલીનું ઘર ક્યાં છે?' જવાબ પણ પોતે જ આપે છે: 'રાજાના દરબારમાં' એમ કરતાં બગલમાં આંગળી નાંખી ગલીપચી કરી બાળકને ખૂબ હસાવે છે.

---

૧ જ્યાં જ્યાં બોલફેર સાંભળવામાં આવ્યા છે, ત્યાં ત્યાં આવા કૌંસથી તે ફેર બતાવ્યો છે.

૨ રમનાર બાળકનું નામ બોલવામાં આવે છે અથવા તેની જાતિ પ્રમાણે ભાઈ કે બહેન બોલવામાં આવે છે.

૬. હથેલીમાં બીજા હાથની કોણી મૂકી ખાંડવાનો અભિનય કરતાં :

ચકી ચોખા ખાંડે છે, પિતામ્બર પગલાં પાડે છે.
(ચકલી) ટીલડી ને ટચાક, મોરીઓ ને મચાક
રાજીઓ, ભોજીઓ, તેલીઓ, ટુચકો, માર બાઈ ભૂસ્કો.

(અથવા, રાજો, ભોજો, ટીલડીને ટચાકીઓ, –) બોલાય છે. ત્યાર પછી રમનારાં સામસામી સવાલ જવાબ કરે છે :

'માને ધાવશો કે મીનીને?'; 'માને'. 'સોય કે દોરો?'; 'સોય.'

'ધૂપેલ કે કાંસકી?'; 'ધૂપેલ.' વગેરે.

૭. અચર ઈંઢોણી, મચર ઈંઢોણી, મોર પાણી ભરે છે, ઢેલ પાણી ઢોળે છે, ચોર ચોર બાજરીઆં. (હાથ ઊંચા કરી ઉરાડી દે છે.)

૮. રમાડનાર પોતાની હથેલીનો ઘૂમટ જેવો આકાર કરી બાળકોની આંગળીઓ અંદર રખાવે છે અને પછી નીચે પ્રમાણે સવાલ જવાબ કરે છે :

ચલીઆં ચલીઆં ક્યાં રહેશો? માળામાં.
શું ખાશો? દાણા. (અથવા ખેતરના દાણા).
શું પીશો? પાણી. (અથવા તળાવનું પાણી).
ચલીઆં ચલીઆં ઊડી જજો.

એમ છેવટે બોલી ઘૂમટમાં રહેલી આંગળીઓ પકડવા રમાડનાર પોતાની હથેલીને સંકોચી દે છે. ચાલાક બાળકો પોતાની આંગળીઓ 'ઊડી જજો' સાંભળતાં જ ખેંચી લે છે, જેની રહી જાય તે હથેલીમાં પકડાય છે.

૯. બાળકોની આંગળીઓ પર હથેલી ટેકાવી જમીન પર ઘૂમટ જેવું કરાવી રમાડનાર દરેક ઘૂમટ પર વારાફરતી પોતાનો હાથ મૂકી નીચે પ્રમાણે બોલે છે:

'અડકણ દડકણ, દહીંનાં ટાંકણ, દહીં દડુકે, પીલુ પાકે, શ્રાવણ મહિને વહેલો આવે, ઓડમૂંડ, ધંતૂરાનાં ફૂલ; સાકર શેરડી ખજૂર.'

(પાઠાંતર : અડકો દડકો, દહીં દડૂકો, પીલુ પાકે, શ્રાવણ ગાજે, ઉલ મૂલ, દાતરડે ખજૂર, સાકર શેલડી સિન્દૂર.)

દરેક ઘૂમટ પર હાથ મૂકતી વખતે રમાડનાર આમાંનો એકેક શબ્દ બોલે છે. કેટલેક સ્થળે શબ્દ બોલી ઘૂમટને બેસાડી દઈ હથેલીને જમીન પર ચતીપાટ કરી નાંખે છે.

૧૦. રમાડનાર પોતાના ખોળામાં બાળકનું માથું ઊંધું રખાવી; સૂવાડીને વાંસામાં આંગળી ફેરવી બોલે છે :

'એન ઘેન દીવા ઘેન, મામાનું ઘર કેટલે, દીવો બળે એટલે.

'એન ઘેન દીવા ઘેન, તારા મનમાં કોણ છે?' 'ફૂલાણું.'

'તે (જેનું નામ દીધું હોય તે) હોય તો નાસી જજો.'

(જો આંગળી મૂકનારનું નામ ખરું પડે છે તો તે પકડાય છે અને તેને માથે દાવ આવે છે.)

૧૧. બાળકોની હથેલીઓને એક પર એક થર ચડાવરાવી થરને ચક્કરમાં ફેરવવાનો અભિનય કરી, 'આટીઆ પાટીઆ ભોંયમાં દાટયા' બોલી રમનારાંઓ હથેલીના થરને જમીન પર પછાડે છે.

૧૨. બાળકોની મૂઠીઓ એક ઉપર એક ચડાવી ઉતરડ જેવું કરી રમાડનાર બોલે છે: 'કાગડીઆ કુંભાર તારે માથે કેટલો ભાર?—એક ઉતાર.' એટલે સૌથી ઉપરની મૂઠી લઈ લેવામાં આવે છે અને તેની હથેલી વાંસા પછવાડે સંતાડવામાં આવે છે. આમ હેઠ છેલ્લી મૂઠી સંતાડાય ત્યાં લગી રમત ચાલે છે.

૧૩. ઉપરની રમતમાં સંતાડેલા હાથને સબબે નીચે પ્રમાણે સવાલ-જવાબ કરવામાં આવે છે:

'બાઈ બાઈ તમારા હાથ (નખ) ક્યાં ગયા? છાણાં થાપવા.

છાણામાંથી શું જડ્યું? રૂપિયો.

રૂપિયાનું શું કર્યું? કેળાં લીધાં.

કેળાંનું શું કર્યું? ગર ગર ખાધો અને છાલ ઘોડાને નાંખી.

ઘોડાએ શું આપ્યું? લાદ.

લાદનું શું કર્યું? કુંભારને આપી.

કુંભારે શું આપ્યું? ઘડો આપ્યો.

ઘડાનું શું કર્યું? માળીને આપ્યો.

માળીએ શું આપ્યું? ફૂલ.

ફૂલનું શું કર્યું? મહાદેવને ચડાવ્યાં.

મહાદેવે શું આપ્યું? લાડવા.

લાડવાનું શું કર્યું? મારા મેં ખાધા અને[1] —ના ભાગના ઘંટી તળે રાખ્યા હતા તે કાળીયો કૂતરો આવી ખાઈ ગયો.' આટલું બોલી હાથ આગળ ધરી 'જો મારા નખ, જો મારા નખ' એમ કરી એક એકની સામા પોતાના હાથ દેખાડે છે.

કાઠિયાવાડમાં (અને અમદાવાદ તરફ) આ સવાલ-જવાબના છેવટના ભાગમાં થોડોક ફેર છે:

---

૧. જેની ઠેકડી કરવી હોય તેનું નામ બોલાય છે.

'મહાદેવે શું આપ્યું? ભાઈ.

ભાઈ લઈ ભોજાઈને આપ્યો. ભોજાઈએ મને લાડુ આપ્યો.'

આ સવાલજવાબમાં નીચે વર્ણવેલી રમતમાંની કેટલીક પૂછપરછનું પણ ઘણીવાર ઉમેરણ થાય છે. રમતોની સેળભેળ ઘણીવાર થાય છે.

૧૪. 'કહાણી કહું રે કઈઆ, સાંભળ મારી છઈઆ.
છઈએ માંડ્યું હાટ, ત્યાંથી નીકળ્યો ભાટ
ભાટ ખોદાવે કૂઈ, ત્યાંથી નીકળ્યો સૂઈ, (સઈ, દરજી)
સૂઈ સંચારે દોરો, ત્યાંથી નીકળ્યો વહોરો. (ઘોડો)
વહોરા (ઘોડા) ખાય દાળીઆ, કાઢે એટલા કાળીયા.
કાળીયા તો મેં વાડે નાંખ્યા, વાડે મને વેલો આપ્યો.
વેલો મેં ગાયને નાંખ્યો, ગાયે મને દૂધ આપ્યું.
દૂધ મેં મોરને પાયું, મોરે મને પીંછી આપી.
પીંછી મેં પાદશાહને આપી, પાદશાહે મને ઘોડો આપ્યો.
ઘોડો મેં બાવળીયે બાંધ્યો, બાવળીયે મને શૂળ આપી.
શૂળ મેં ટીંબે ખોસી, ટીંબે મને માટી આપી.
માટી મેં કુંભારને આપી, કુંભારે મને ઘડુલો આપ્યો.
ઘડુલો મેં માળીને આપ્યો, માળીએ મને ફૂલ આપ્યાં.
ફૂલ મેં મહાદેવને ચડાવ્યાં, મહાદેવે મને લાડવા આપ્યા.
મારા મેં ખાધા–ના ભાગના, કાળીયો કૂતરો ખાઈ ગયો.!'

આ વળી જુદી રીતે પણ કહેવાય છે: 'ચાંદાસૂરજ લડવા લાગ્યા, (અથવા, ઘોઘર જમતાં જમતાં લડી પડ્યા,) લડતાં લડતાં કોડી જડી, કોડી લઈ ગાયને બાંધી, ગાયે મને દૂધ આપ્યું. વગેરે:

૧૫. આવ રે વરસાદ ઘેબરિયો પરસાદ,
ઊની ઊની રોટલી ને કારેલાનું શાક.

૧૬. 'ઊંચેથી પડી એક કેરી, દીઠી એણે લીધી નહિ, લેવા દોડ્યા બે જણ, દોડ્યા એણે લીધી નહિ, લીધી બીજે બે જણે, લીધી એણે ખાધી નહિ, ખાધી બીજે એક જણે, ખાધી એણે સ્વાદ જાણ્યો નહિ, સ્વાદ જાણ્યો બીજી એક જણીએ, સ્વાદ જાણ્યો એણે માર ખાધો નહિ, માર ખાધો બીજે એક જણે, માર ખાધો એ રોયો નહિ, રોઈ બીજી બે જણીઓ!' બોલો જોઉં આ કોણ સૌ?

૧૭. 'એક હતો નકો નકો રાજા, તેણે બાંધ્યાં ત્રણ ગામ, બે ઉજડ ને એક

વસે નહીં, તેમાં વસ્યા ત્રણ કુંભાર, બે અણઘડ ને એક ઘડે જ નહીં, તેમણે ઘડી ત્રણ તોલડીઓ, બે ફૂટલ ને એક સાજી જ નહીં, (બે ભાંગી ને એક બોખરી), તેમાં રાંધ્યા ત્રણ મગ (તેમાં ઓર્યા ત્રણ વાલ), બે કાંગડુ ને એક ચડે જ નહીં, તેણે જમવા નોતર્યા ત્રણ બ્રાહ્મણ (જમવા તેડ્યા ત્રણ જતી), બે અપવાસી ને એક જમે નહીં, તેને આપ્યા ત્રણ તાંબીયા, બે ખોટા ને એક ચાલે જ નહીં, તેણે દેખાડ્યા ત્રણ સોનીને, બે આંધળા અને એક દેખે જ નહીં, તેણે મારી આમ ઢોટો, બે ભૂલ્યા ને એક વાગી જ નહીં, આ વાત કહી ત્રણ છોકરાને, બે ભૂલ્યા ને એકને આવડી જ નહીં.'

શરૂઆતમાં નીચે પ્રમાણે બોલફેર પણ સાંભળ્યા છે:

'વાત રે વાત, કડાફાટ, કાળી બોરડીનો કાંટો, સવા અઢાર હાથ લાંબો, તેમાં વસ્યાં ત્રણ ગામડાં, બે ઉજડ ને એક વસે નહીં', વગેરે.

'બે અપવાસી ને એક જમે જ નહીં.' પછી 'તેણે મારી ત્રણ લાત, બે વાગી નહીં ને એક છટકી ગઈ' બોલી અટકવામાં પણ આવે છે.

'બે અપવાસી ને એક જમે જ નહીં' ને બદલે 'બે અભણ ને એક ભણે નહીં.' એવો પાઠફેર પણ સાંભળ્યો છે.

૧૮. 'એક કોઠામાં બત્રીસ કોઠા, તેમાં રમે નાનામોટા,
નાને મોટે નાંખી ગોળી, ભાગી રે હરણની ટોળી;
હરણ ખાય હેરાફેરા, ભાગ્યા છે રે દિલ્હીના દેરા,
દિલ્હી ઉપર આણમાણ, ભાગી છે રે લોઢાની માણ.
માણ ઉપર રૂડાં મોતી, બીબી જાય છે રોતી રોતી,
બીબીનાં હાથમાં છે ઘોડો, તેણે ફોડ્યો મિયાંનો હોકો;
હોકો બોલે છે રામ રામ, તેથી આવ્યા વીરમગામ,
વીરમગામના ચ્યારા તારા, દીઠા ત્યાં તો સોનાના ભારા,
ભારા ઉપરા ઉપર કરી, સો સો તરવારો પાથરી;
એક તરવાર છે તેમાં ઊંચી, ભગવાનના હાથમાં કૂંચી.'

૧૯. 'આવો ગલાલ વહુ, મેંદડી લઈએ, જેમણે હાથે કે ડાબે હાથે લઈએ, વાડીમાંના મોગરા વીણી વીણી લઈએ, વીણાય તેટલા વીણવા દેજો, મારા વીરાને આવવા દેજો, શેર સોનું લાવવા દેજો, તેની ઘડાઉં ટોટી, મારા વીરાની બઈયર મોટી, મોટી થાય તો થવા દે, બેડે પાણી ભરવા દે, બેડું મૂક્યું ઓટલે, વીરો ચડ્યો ચોટલે, ચૂલા પછાડી દીકરી, મારી ભાભીને આવી દીકરી, દીકરી દિવાળી, સોનાની ઘાઘરી સીવાડી, દીકરી ગઈ નાસી, ઘાઘરી ગઈ ફા-

૨૦. તપીયા રે તમે તપેસરી, મારો વીરો લખેસરી, લખેસરીનાં આણાં ભાણાં,—ને ઘેર ટાણાં.

૨૧. આંબરડું ફેફરડું, કોઠી ને કોઠીમડું, ગા રે ગા તું મારી મા, નત નત ડુંગરે ચરવા જા, ચરી કરી પાછી વળી, ગંગાજળ પાણી પીને વળી, સામે મળ્યો શિવનો વાઘ, વાઘ કહે હું તને ખાઉં, ના રે ભાઈ મને કેમ ખવાય, ગાના છાણનો ચોકો દેવાય, ગાના ઘીનો દીવો બળે, ગાનું દૂધ મહાદેવને ચડે.

૨૨. જમીન પર બેસી બે ઘૂંટણ પર હથેલી ઢાંકી હથેલી તળે કાંકરી મૂકી રમનાર છોકરી બોલે છે:

'ગણ ગણ બોસલો' તેલ તેલ પળી, ઊઠ રે લાલીયા, ઝૂંપડી બળી.
બળતી હોય તો બળવા દેજો, ચારે ખાને આવરે કાગડા કાઢી પીવા'

૨૩. 'આપડી થાપડી, ગોળાચી થાપડી, ધમક લાડુ, તેલ પાડુ, ધડકે બીબી ને સાત કાન' આમ બોલી એકબીજાના કાન ઝાલી બાળકો બોલે છે:

'ચારોળી ભાઈ ચારોળી, શેર ઘઉંની ચારોળી.'

૨૪. ભેંસ દેવ, ભેંસ દેવ! આપો દૂધડાં પીવડાઉં કૂતરા ને, લડાઉં કૂસ્તીડાં, ખોદાઉં મટોડી, ઘડાઉં ઘડુલો, કઢાઉં પાણીલાં, ધોઉં ચાંચુડી, ખાઉં કોઠીમડું, બડુક બડુક.'

૨૫. 'એક હતો મગ, તેનાં લાંબા લાંબા પગ, થોડી છે પણ થડથી કહું.'

૨૬. 'ડોસી ડમકુ, મહી શેર કંકુ, થોડી છે પણ થડથી કહું.'

૨૭. 'નાની પૂરીઓ ને રીંગણાનું શાક
ખાય મારો બેટડો ને સાથે દૂધપાક'

૨૮. 'દૂધ ને રોટલો, દહીં ને ભાત
લાડવા ને વાલ, ખાઓ મારા લાલ'

૨૯. 'માણામાંથી પાલી દેજો, પાલીમાંથી પવાલું દેજો, મૂઠીમાંથી ચપટી દેજો, ન દે એને બાડુડો જમાઈ આવે, દે એને પાઘડીઓ પુતર આવે.'

૩૦. જમીન પર બેસી ઘૂંટણ પર હથેલી ઢાંકી છોકરાઓ નીચે પ્રમાણે બોલે છે:

'ડબડા ડુબડી, ભીડજો રે ભાઈ, ચોર આવ્યા. કોનામાં છે ને કોનામાં નહીં? આવ રે કાગડા કઢી પીવા.'

૩૧. 'કુલકુલ ઘોડો, કેડે કંદોરો, કંદોરામાં ચીઠી, મારી ભાભી મીઠી, મીઠી થાય તો થવા દે, બેડે પાણી ભરવા દે, બેડું મૂક્યું ઓટલે. (૧૯મા પ્રમાણે પૂરું કરવામાં આવે છે.)

[ બાળકોને વિનોદ આપવા ટૂંકી ટૂંકી વાર્તાઓ કહેવામાં આવે છે. આવી

કેટલીક વાર્તાઓમાં કવિતા પણ હોય છે. આવી કવિતા નીચે લખી છે. પણ તે કવિતાની આખી વાતો પ્રયત્ન કર્યા છતાં મળી શકી નથી. ]

૧

આચર કુચરની ગાલ્લી, બે મેડક જોડ્યા જાય; રાજાએ મારી ચલ્લી, ચલ્લો વેર લેવા જાય.

(આની ભાષા ઉપરથી આ વાત સૂરત તરફની લાગે છે.)

૨

હકા કેરી ગાડલી, બે ઉંદરડા જોડ્યા; ચમારે મારી ચરકલી, ચકોભાઈ વેર લેવા દોડ્યા.

(આની ભાષા ઉપરથી આ વાત કાઠિયાવાડ તરફની લાગે છે.)

૩

ચોથનો ચંદ્રમા જોવાથી દોષ આવે એવું સ્ત્રીઓ માને છે. એ દોષ ટાળવા ચંદ્ર જોતાં જ નીચે પ્રમાણે સાત વખત એક શ્વાસે કાઠિયાવાડમાં બોલવાનો રિવાજ છે :

ધ્રુપતો રાજા, ધ્રુપતી રાણી;
ચોથ ચંદ્રમા, કહું છું કહાણી.

૪

૧. લીલી ટોપી, કાળા ઝભા,
આવ્યા રે પરદેશી સગા—રીંગણાં.
૨. રણવગડામાં રાતા ખીલા—ગાજર.
૩. કડાકડપાન, કડીકડી ખીડી
માલ્લ રમે કાળી કીડી.

૫

૧. દેશ ફરે દેશાવર ફરે
રાજા રાણી વાતું કરે—કાગળ.
૨. રણવગડામાં હોલો હીંચકે—
નાળિયેર.
૩. ગોટકોક વાણિયો, ગોટકુક પેટ
પેટ પછાડે પહાણા હેઠ—સોપારી.
૪. ગોટકોક વાણિયો, ગોટકુક પેટ
હરે ફરે ને નેવા હેઠ—ડોળો.
૫. કાળી છઉં રે કાળી છઉં
કાળા વનમાં શું છઉં
લાલ પાણી પીઉં છઉં
સતત ભાગી બીહું છઉં—જૂ.
૬. એક જનાવર અડ,
તેની ચાંચ બોલે ચડ
તેનું માથું મુડદાલ,
તેનું પૂંછડું પંદર હાથ—કોશ.
૭. ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા,
આવો ગપ્પીજી
બાર હાથનું ચીભડું,
તેર હાથનું બી—મોતી
૮. એક જનાવર ઈતું,
પૂંછડે પાણી પીતું—દીવો.
૯. આકુ નાંખું, પાકુ નાંખું,
પાડાનો પગ વાઢી નાંખું
તોયે પાકુ દૂઝે—થોર.

૧. અડકણ દડકણ, દહીંના ટાંકણ, દહીં દૂઝે– દુઝામણ દૂઝે, શ્રાવણ મહિને વેલો ફૂટે, ઉર સુર ધંતુરાનું ફૂલ, સાકર શેલડી ખાંડ ને ખજૂર; ઘીંસોડે ઘી તાવીઆં, આખું ગામ જમાડીઆં; એક બડવો ભૂખ્યો, થાળી લઈને

૨. થાબડ થાબડ ભાણા, મોર માથે છાણા, મોર ગયા છીંડીએ, મોં ભરાણા લીંડીએ* ગાય ગોવાળીઓ, બકરી ભેંસ. માશી માશી કેવડો, ફૂલે ફર્યો પછેડો, પછેડામાં હીર ઘણું, ખાય મારો વીર ઘી ઘણું.

૩. ચણચણ બગલી ચણાકી દાળ, હું પોપૈયું તું મગદાળ : આવ રે કાગડા કઢી પીવા. (છોકરાંઓ ભેગાં થઈ ગોઠણ પર હથેલી નીચે કાંકરી સંતાડવાનો ડોળ કરે છે ને પછી કાગડાને એટલે જેને માથે દાવ આવ્યો હોય તેને ગોતી કાઢવા કહે છે.)

૪. પ્રશ્ન — મારે ખોરડે કોણ ચડ્યું ? જવાબ ... હોલ્લો, અથવા મોરલો.
,, — શું ખાય ? ,, — મગની દાળ (અથવા બીજું ગમે તે.)

હોલ્લા મારો વારો, અથવા ઉતૂર મોરલા હું ચડું.[1]

૫. ચણાક ચીબડી બામણ બીમડી, બામણને ઘેર ગોઠ વીયાણી, રાજા રાણી દાતણ પાણી કરીને ચીભડાની ચીર માંગ. (નાની નાની છોકરીઓ એક છોકરીનાં બે બાજુથી પગ ઝાલી રાખે ને એક છોકરી ફરતી ફરતી બોલે છે. ઊભેલી છોકરી ચીભડાની રખવાળ કહેવાય છે અને બેઠેલી છોકરીઓ ચીભડાં કહેવાય છે. ફરતી છોકરી વારંવાર ચીભડાની ચીર માંગે છે, ત્યારે તેને ચીભડાંની રખેવાળ નોખાં નોખાં બાનાં બતાવે છે. છેવટે ચીભડાં પાકે ત્યારે રખવાળના પગથી ચીભડાંને છૂટાં પાડવામાં આવે છે એ વખતે બહુ ગમ્મત થાય છે.

૬. (છોકરીઓ સામસામી ફૂદડી ફરતી બોલે છે.) ફૂદડી ફરીએ દના દના, રૂપિયા ગણીએ ઠના ઠના : પૂતળીની દાળ, મારો કમરપટો લાલ.

૭. (છોકરીઓ આ ગાતાં ફૂદડી ફરે છે.) રાણકોકડી આવે છે, ઘીનાં ગાડાં જાય છે.

૮. (એક હાથની ફૂદડી ફૂદડી, મામો લેશે લૂગડી લૂગડી. લૂગડીને દોરા દોરા, મારા મામા ગોરા ગોરા. મારી મામી કાળી કાળી, કાળાને આવ્યો કાગડો કાગડો, કાગડો ગયો ભણવા ભણવા, મામી ગઈ લણવા લણવા, કાગડો આવ્યો ભણીને ભણીને, મામી આવી લણી લણીને.[2])

૯. છાન ગપતીઉં ચાલ્યું જાય, મેવાડામાં માલ્યું જાય. (છોકરીઓ ગોળ –કૂંડાળું વળી બેસે છે. કાંઈક ચીજ હાથમાં રાખી સંતાડી બીજાને ગોતાવે છે.)

૧૦. કોઈની માથે અગલું નાચે બગલું નાચે, મોર ભવાયા નાચે.× (કોઈ

---

* અથવા 'મો ભરાણું લીંડીએ.',

૧. આમાંનાં પાઠફેર રા. વિનોદરાય વિદ્યાશંકર પટણીએ સૂચવ્યા હતા.

૨. સંગ્રહ કરનાર સન્નારીએ આ મરાઠીમાંથી ગુજરાતીમાં ઉતાર્યું છે.

× અથવા "ગામનું ગધાડું નાચે.'

છોકરાંને માથે તણખલું હોય અથવા તેને માથે છાનુંમાનું તણખલું મૂકી આજુબાજુનાં છોકરાંઓ આ મુજબ બોલે છે.)

૧૧. માટલીમાં મગ, મારી શોકના પગ, પરણ્યા પનડી ઘડાવ, મારી માને તેડાવ, મારો જીવ જાય છે, જીવ જાય છે. (છોકરીઓ ફૂદડી ફરતાં ફરતાં બોલે છે.)

૧૨. હચરક દાડીઓ, મચરક મોઈ, કાના સઈની કાતર ખોઈ – અથવા હવેલી લેતાં ગુજરાત ખોઈ. (આ રમત ગાડાંની ઊંધ ઉપર સામસામે બેસી ઊંધને ઊંચી નીચી કરતાં બોલાય છે.)

૧૩. મેઘ મેઘ રાજા, દિવાળીના બાજરા તાજા (દિવાળીમાં મેરાયું ફેરવતાં બોલાય છે.)

૧૪. આવ રે વરસાદ, ઘેબરીયો પરસાદ, ઊની ઊની રોટલી ને કારેલાનું શાક. આવ રે વરસાદ નેવલે પાણી નઠારી છોકરીને દેડકે તાણી. (વરસાદની શરૂઆત વખતે છોકરાંઓ બોલે છે.)

૧૫. બહેન—પોશી પોશી પુનમડી – પોશી પોશી પુનમડી, અગાશે રાંધી ખીચડી—અગાશે રાંધી ખીચડી, ભાઈની બહેન જમે કે ન જમે? ભાઈ – હા, જમે. (પોશી પુનમને દિવસે બહેન ભાઈને પૂછે છે.)

૧૬. પેલું ચાંદરડું મેં પૂજ્યું; પછી મારે વીરે પૂજ્યું, આભલા, ગાભલા, બે સોનાના ડાબલા, ડાબલામાં દોકડો, ભાભીને આવ્યો છોકરો, છોકરો માંગે ઓળા, ભાભી કાઢે ડોળા. ભાંગ ખાઉં, ભૂકો ખાઉં, મારા વીરા ઉપર ઘોળી જાઉં. (તારાઓ દેખાવા માંડે ત્યારે બહેન ભાઈને તેડીને બોલે છે.)

૧૭. છગન મગનીઆં સોનાના, ગામનાં છોકરાં ગારાનાં, પાડોશીનાં પિત્તળનાં.

૧૮. ચાંદા ઉપર ચાંદરડું ને પાલખ બેઠું જાય. મારા વીરાના મોળીઆમાં માણું મોતી માય; એક મોતી આપો વીરા, બેન સાસરે જાય. (નાના ભાઈને તેડી રમાડતાં બહેન આ પ્રમાણે બોલે છે.)

૧૯. ચાંદા ચોળી, ઘી ભરી પોળી, દહીં કે દૂધડી, માખણ ફૂદડી, મારા વીરાના મોઢામાં હબુક પોળી. (નાનું બચ્ચું ન જમતું હોય તેને ફોસલાવી કોળીયા ભરાવવા આ બોલાય છે.)

૨૦. નાનાં બચ્ચાંને તેલ ચોળી તેનાં હાથપગ વાળતાં વાળતાં આ પ્રમાણે બોલાય છે: ચોર બાંધ્યાં. – (એમ કહી હાથની અદબ સજ્જડ બાંધે છે.) ચોર છોડયા — (એમ કહી હાથની અદબ છોડે છે. આ જ પ્રમાણે પગને કરે છે.)

૨૧. અહલી દેજો, બાઈ પસલી × દેજો; પસલીના પાંચ દાણા દેજો, બાઈ.

× 'સ' નો 'હ' ઉચ્ચાર થાય છે.

જે–રે–દેશે–રે–એને રે–પાઘડીઆળો પુતર આવશે, ઘાઘરીઆળી નાર આવશે, જે–રે–નહીં–રે–દેશે–રે–એને રે–બાડુડો જમાઈ આવશે. આ ઘેર રાશ, ઓલે ઘેર રાશ, ઘરધણિયાણી ફેરે છાશ. આ ઘેર ઓટો, ઓલે ઘેર ઓટો, ઘરધણિયાનો ચોટલો મોટો. આ ઘેર ગાડું, ઓલે ઘેર ગાડું, ઘરધણિયાણી જમે લાડુ. આ ગીત બોલીને હુતાશણી પહેલાં એક મહિનાથી છોકરીઓ સાંજે ઘેર ઘેર પસલી માંગે છે.)

૨૨. તાળીઓ નંદા, બાલ ગોવિન્દા; તાળી પાડે તન્ના, નાચે ગોવર્ધના; તાળી પાડો છોકરાં, મામા લાવે ટોપરાં; ટોપરડાં તો ભાવે નહીં, મામા ખારેક લાવે નહીં. (છોકરાંને તાળી આપતાં આપતાં બોલાય છે.)

૨૩. કારતક નહાય, કડકડ ખાય, તેનું પુણ્ય તપીઆને જાય. તપીઓ પોતસરી, મારો વીરો લખેસરી. તપીઆ રે તું તપ કરે, લખ ચોરાચી ફેરા ફરે. ફેરા ફરતાં લાગી વાર, શ્રીકૃષ્ણે ઉઘાડ્યાં બાર, બારે બારે દીવા બળે, શ્રીકૃષ્ણના વિવાહ કરે. ગારે ગાય, તું મોરી માય, નિત નિત ડુંગરે ચરવા જાય, ચરતી ચરતી તરસી થઈ, ગંગાજી પાણી પીવા ગઈ, પીને પાછી વળી, સામો મળિયો વાઘ ને સિંહ, વાઘ કહે હું ગાયને વેડું, ગાયને કેમ વેડાય રે વાઘ? ગાના* ઘીનો દીવો થાય, ગાયના છાણનો ચોકો થાય, ગાયનું દહીં મહાદેવને ચડે, ગાયનાં દૂધમાં પૂર્વજ તરે. (મનમાનતો વર મેળવવા રાધાજી અને ગોપીઓએ જે કાત્યાયની વ્રત કર્યું હતું તે વ્રત કરીને નહાવા જતી છોકરીઓ બોલે છે.)

૨૪. (પોપટને કહેવાય છે:) લટપટ પંખી ચતુર સુજાણ, પઢો પોપટજી શ્રીભગવાન, પઢે તે પોપટ, ન પઢે તે સુડા, પંખીની જાતમાં પોપટજી રૂડા.

૨૫. (કોઈ મહેમાનની વાટ જોવાતી હોય ત્યારે કાગડાને કહેવાનું:) કાગડા, કાગડા, તારી સોનાની ચાંચ, તારી રૂપાની ચાંચ, કપુરનો કોળીઓ, દૂધનું ચળુ (અથવા દહીંનો કોળીઓ, દૂધનું ચળુ) મારો... આવતો હોય તો ઊડી બેસજે.

૨૬. ઠારોરજી તે બેઠા, ઝાલર ઝબુકે; રાધાજીના કાનમાં કુંડળ ઝલકે. (છોકરાંઓને પારણામાં બેસાડીને આ ગાતાં ગાતાં ઝુલાવાય છે.)

૨૭. કોઈનું કંઈ ખોવાય છે? દરિયામાં ડોવાય છે, મુંબઈમાં વેચાય છે. (કોઈ છોકરાંની ચીજ ખોવાય અને તે જડે ત્યારે જેને જડી હોય તે બોલે છે.)

૨૮. પાંચ પારેવાં ઘૂમતાં, પારેવાં લ્યો, ટોડલે ઘૂમે મોર, મારા વીર રે પારેવાં લ્યો, મેં......(ફલાણા) ભાઈ વારીઆ, પારેવાં લ્યો, ઈ આવતીમાં શું મોહ્યાં! મારા વીર રે પારેવાં લ્યો.

* ગાયના.

૨૯. પાંચ પોપટડા પાનભર રહે છે, પોપટ તારા પાંજરામાં પડી છે પાળી, આટલી વહુવારૂમાં કઈ વહુ કાળી ? પોપટ તારા પાંજરામાં પડી છે સૂડી, આટલી વહુવારૂમાં કઈ વહુ રૂડી ? પોપટ તારા પાંજરામાં પડી છે કૂંચી, આટલી વહુ-વારૂમાં કઈ વહુ ઊંચી ? પોપટ તારા પાંજરામાં પડી છે કાંબી, આટલી વહુ-વારૂમાં કઈ વહુ લાંબી – (વગેરે વગેરે વહુઓની મજાક રૂપે પ્રાસ મેળવી એવું બોલે છે અને પછી એકવાર પ્રશ્નમાં અને બીજીવાર જવાબમાં વહુનું નામ દઈને બોલે છે.)

૩૦. અડી કડી સોનાનો દોર, કેની કેની મેડીએ ચડીયા ચોર ?......ભાઈની મેડીએ ચડીયા ચોર, કહો......ભાઈ શું શું ગયું ?. પેટીમાંથી પળી ગઈ...... ભાઈવાળી કામી ગઈ, વગેરે વગેરે.

૩૧. લંકાનો લોટ લઈ આવી દ્યો—
રાતા બગલાં રણુચણે, પાણી દેખી પાછાં વળે;
એક બગલાનો ભાંગ્યો હોઠ, લાવ્યા રે લંકાનો લોટ.

૩૨. લંકાની દોણી અમને લઈ આવી દ્યો—
રાતાં બગલાં રણે ચડયાં, પાણી દેખી પાછાં વળ્યાં,
એક બગલાની ભાંગી કોણી, લાવ્યા રે લંકાની દોણી.

(આવી રીતે સામસામા છોકરાંઓ એક પછી એક સવાલ જવાબ પૂછે છે ને તેમાં પ્રાસ મળતા શબ્દો બોલે છે.)

૩૩. (સવાલ : ) અહીંથી નાખ્યો વાલોણીઓ, ને ઊગ્યો અમદાવાદ,
ફૂલફાલ માળવે ને શીંગ ઝાલાવાડ : ( જવાબ : ) ચંદ્રમા.

૩૪. ( સવાલ : ) રાજાની પાઘડીમાં દહીંનો ફોદો, છ પગનો છુંછો મુંછો :
( જવાબ : ) વીંછી.

૩૫. નામ લઈને કહું છું – જુઓ બાપા જુઓ.

૩૬. ( સવાલ : ) એક જનાવર અરડ, તેની ચાંચ બોલે ચરડ;
એનું માથું મણિદાર, એનું પૂછ પંદર હાથ–( જવાબ : ) ડોસ.

૩૭. ( સવાલ : ) ગોટકોક વાણીઓ, તે ગોટકુંક પેટ;
હરે ફરે ને નેવાં હેઠ. – ( જવાબ : ) આંખનો ડોળો.

૩૮. (સવાલ :) ગોઠણ જેવડી ગાવડી, નીરે એટલું ખાય.–(જવાબ :) ઘંટી.

૩૯. (સવાલ :) વણકર વિના વણીઆં ચીર, બીબાં વિના પાડી ભાત;
તે વણઝારાની કઈ જાત ?–(જવાબ :) મોર.

૪૦. (સવાલ :) વડ ઉપર વેલ ધડુકે જાય.—(જવાબ :) રેંટિયો.
૪૧. (સવાલ :) ધોળી ધારે ધજાગરો ઘોડચો જાય.—(જવાબ :) કાંસકી.
૪૨. (સવાલ :) કાળું ને કદરામણું, ખાતાં લાગે ભૂડું,
એ અરથ વરતે તેને આપું સોનાનું કડું—(જવાબ :) અફીણું,
૪૩. (સવાલ :) પિત્તળ પેરે પદમણી, ચાલે ઝાકઝમાળ,
વસવાયા ઘેર નીપજે, હોય રાજદરબાર—(જવાબ :) પટારો.
૪૪. (સવાલ :) ઘેરદાર ઘાઘરો, ગુલાબદાર બુટી,
દીવાનના રાજમાં, ઊભી ઊભી લૂંટી.—(જવાબ :) સાંઠી.
૪૫. (સવાલ :) બટકુંક રોટલો ને કળશી કરમદાં.—(જવાબ :) ચંદ્ર ને તારા.
૪૬. (સવાલ :) જાળીયું નગર, ફૂલનું ફગર, સોપારીનો સુકાળ, ને પાનનો
દુકાળ.—(જવાબ :) કેળાં અથવા કેરડાં.
૪૭. (સવાલ :) છ પગ ચાળવે, બે ડબા દૂઝે,
પેટ વચ્ચે પૂંછડી, તેનું કાંઈ સૂઝે.—(જવાબ :) ત્રાજવાં.
૪૮. (સવાલ :) રણવગડામાં ભીલીઓ ભાંભરે.–(જવાબ :) વાડ (ઢ)
અથવા સાંચોડો.
૪૯. (સવાલ :) રણવગડામાં રાતા ખીલા.—(જવાબ :) ગાજર.
૫૦. (સવાલ :) રણવગડામાં લોઈનાં ટીપાં.—(જવાબ :) ચણોઠી.
૫૧. (સવાલ :) વાંકીચૂકી વોકળી ને માંઈ પડ્યું છે હાઉ,
એ અરથ વરતે તેને રોજ હાલરડાં ગાઉં : (જવાબ :) ઘોડિયું.
૫૨. (સવાલ :) કાળી સાંઠી તેલે છાંટી, એ ટપે ઈ ભલો માટી.—(જવાબ :) નાગ.
૫૩. (સવાલ :) આખા નવખંડમાં બે ઓધા.—(જવાબ :) ચાંદો ને સૂરજ.
૫૪. (સવાલ :) ચાંચ છે ચણતું એ જનાવર મરતું નથી—(જવાબ :) દાતરડું.
૫૫. (સવાલ :) અક્કડ પાન, કડાકડ ખીડી, માંહી રમે છે કાળી કીડી.—
(જવાબ :) કાગળ ને શાહીથી લખેલો અક્ષર.
૫૬. (સવાલ :) ધોળી ધરતી કાળા ચણ્યા, હાથે વાવ્યા ને મોઢે લણ્યા.
—(જવાબ :) કાગળ લખી મોઢે વાંચ્યો.
૫૭. (સવાલ :) આડું નાંખું, પાડું નાંખું, પાડાનો પગ વાઢી નાંખું, તોય પાડું
દૂઝે.—(જવાબ :) આકડો.
૫૮. પાતાળ પાણી કાળાં, હાથીને પગે તાળાં.
૫૯. પાતાળ પાણી ઊંડાં હાથીને પગે ફૂંડાં.

૬૦. સો અડીઆં કમાડ, સો બડીઆં કમાડ,
સો દીવા બળે, સો હાથી મળે.

૬૧. (સવાલ :) વંડી ઉપર વસતો, દરિયો જાય ખસતો.
ભર દરિયામાં પાંચ શેરી તરે.—(જવાબ :) માખણનો પીંડો.

૬૨. (સવાલ :) રાજા રમતા લાવી દ્યો.
(જવાબ :) અંગ તાણું તંગ તાણું, તીર મારું તાજા,
હાથી ઉપર ગઢ ચણાવું, રમતા આવે રાજા.

૬૩. (છોકરાં હરણની રીતે વાંકા વળી ચાલતાં ચાલતાં બોલે છે.)
હરણીયાં છીએ, અમે હરણીયાં છીએ.
બાંધો તો રહીએ, અમે હરણીયાં છીએ.
* બાળાં ભોળાં, કાલાં ઘેલાં, ગરીબડાં છીએ— બાંધો તો..
લીલું સૂકું ઘાસ ચરી, પાણી પીવા જઈએ— ,,
બાંધો તો બંધાયા રોજ, દાસ બની રહીએ.— ,,
દયા કરી છોડો તો જ, ફરી છૂટાં થઈએ.— ,,
,, ,, ,, ગામનાં છીએ, અમે આપવીતી કહીએ ,,
,, ,, ,, ગામમાં આણ્યાં અમને, કેમ પાછાં જઈએ.— ,,
,, ,, ,, એ દોર્યાં અમને, ભૂલાં પડચાં છીએ.— ,,
મારગ જો સુઝાડો તો તો ઘર ભેગાં થઈએ.— ,,

૬૪. (બે હથેળી ભેગી કરી તેની વચ્ચે સળી રાખી એક છોકરું બીજા છોકરાંઓ પાસે તે સળી ખેંચાવે છે. જેનાથી સળી હથેળીમાંથી સળંગ ખેંચી કઢાય છે તેને માથે દાવ આવે તે ઢેડો ગણાય છે. તે બીજાં છોકરાંને અડકવાનું કરે છે પણ જો તેઓ લાકડાને અડકી રહ્યાં હોય તો તેમને અડકયાં છતાં ઢેડા બનાવી શકતો નથી. લાકડાથી દૂર એવા કોઈને જો તે અડકી જાય છે તો અડકાયેલાને માથે દાવ આવે છે. આ રમતમાં આ પ્રમાણે બોલે છે :) લાકડેકી ડુમકુમ ઢેડિયા

---

* ઉપરની બે લીટી સાંભળેલી પણ આખું ગીત સાંભળવામાં ન આવવાથી, સંગ્રહ કરનારી સન્નારીના પતિએ એ ગીત પૂરું કર્યું છે. આ સંગ્રહમાં જોડણી અને શબ્દો અને લખાવટ મૂળનાં કાયમ રાખ્યાં છે. કાઠિયાવાડનો સંગ્રહ છે એટલે સર્વે પર ત્યાંની છાપ છે. મારા મિત્રનો જ્યાં જ્યાં હાથ ફર્યો છે ત્યાં ત્યાં જોડણી સાક્ષરી થવા ગઈ છે. બાકી બીજે કાઠિઆવાડી સ્ત્રીઓ બોલે છે તેમ લખાયેલું છે. આ કાઠિયાવાડમાં પ્રચલિત હોવાનું જાણમાં નથી. એ મેં ઉમેર્યું છે.

## પાણીનાં ટીપાં ક્યાંથી આવે છે?

'બા, બા, જુઓ તો ખરાં.' વાડીમાંથી ચૂંટેલું ગુલાબ હાથમાં લઈ દોડતી આવતી મેના બોલી : 'પાંદડીની વચ્ચે લપાયેલું આ ટીપું તો જુઓ. કેવું મજાનું છે?' 'ખરે મજાનું છે' ફૂલ પર નજર નાંખતાં તેની મા બોલી. હીરા પેઠે તેજ મારતું અને સ્વચ્છ ઝાકળનું બિન્દુ ફૂલના અંતરમાં પડ્યું હતું. 'પણ માડી, ક્યાંથી એ આવ્યું?' 'વરસાદ ત્યાં મૂકી ગયો હશે.' માએ ખુલાસો કર્યો.

'વરસાદનાં નાનાં ફોરાં પડે છે તે વાદળાં ક્યાંથી લાવે છે?' મેનાએ પ્રશ્ન કર્યો. 'એ ક્યાંથી આવે છે તેની મને ખબર નથી.'

'હાથબ ગયાં ત્યારે દરિયો જોયેલો યાદ છે ને?' તેની માએ પૂછ્યું. 'હવે સૂર્યની ગરમીથી દરિયાના પાણીની વરાળ થાય છે. અને એ ગરમીથી ખેંચાઈ વરાળ આકાશમાં જાય છે અને તેનાં વાદળાં બને છે.' 'વરાળ?' મેના બોલી. 'પણ, વરાળ એટલે શું?' 'ચહાદાનીમાં પાણી ઊકળતું હોય છે ત્યારે નાળચામાંથી વરાળ નીકળતી જોઈ છે તેં?' 'હા, હા, એ જ વરાળ ને?' મેના બોલી ઊઠી. તેની માએ કહ્યું, 'એ જ વરાળ સૂર્યની ગરમી હવામાં પાણીનાં ટીપાં આકર્ષી લે છે. ઉપર પાછાં બધાં ભેગાં થાય છે એટલે વાદળાં થાય છે અને આપણી નજરે પડે છે. એવામાં પવન આવે છે અને પૃથ્વી પર તેમને ધકેલે છે એટલે જમીન પર પડી તેઓ જમીનને તાજી અને ફળદ્રૂપ કરે છે.'

'ઓહો! બા, કેવું મજાનું! મને ખબર જ નહિ.' મેના બોલી ઊઠી. જરા વિચાર કરી પ્રશ્ન પૂછ્યો— 'પણ, બા, છેવટે એમનું શું થાય છે? જમીનમાં બધાં સૂકાઈ નાશ પામે છે?'

'ના, બેટા, ઈશ્વરના રાજ્યમાં કાંઈ નાશ પામતું નથી. આ પાણીનાં નાનાં બિન્દુ દુનિયામાં બહુ જ ઉપયોગી છે. જ્યારે નીચે પડે છે ત્યારે જમીનમાં વનસ્પતિ ઊગી શકે માટે જમીન પોચી અને તાજી કરે છે. જમીનની તળે ઠેઠ ઝાડ અને ફૂલનાં મૂળીયાં લગી તેઓ દોડી જાય છે. દરેક મૂળીયાને એનો ખપ છે કારણ કે પાણી વિના એમને ચાલતું નથી.

'માડી, પાણીનો શો ખપ મૂળીયાંને પડે છે?'

'જો કેટલાંક ટીપાં ગુલાબના છોડના મૂળીયાં પાસે જાય છે એટલે મૂળીયાં તેમને ચૂસી લે છે, પછી તેઓ રસમાં ભળી પાંદડાં અને ફૂલ બનાવવામાં મદદ કરે છે. કેટલાંક બીજાં વૃક્ષો પાસે જાય છે અને કેરીના કે કેળાંના રસમાં મદદગાર થાય છે. કેટલાંક જમીનમાં દટાઈ જાય છે અને કેટલીકવારે નીકમાં ભેળાં થાય છે.

આમાંથી વહેળા વહે છે. ડુંગરો ઉપરથી વહેળીઆં વહે છે અને રફતે રફતે તેમની નદી થાય છે; ને આખરે જે સમુદ્રમાંથી ટીપાં ગયાં હતાં ત્યાં પાછી આવે છે.' 'હા! બા, આનો તો વિચાર જ કદી મને થયો નહોતો.' મેના બોલી. 'ફક્કડ વાત કહી! પણ કેટલાંક રસ્તે ભૂલાં પડી નાશ નથી પામતાં?' 'ના ઈશ્વરની સૃષ્ટિમાં નાશ જ નથી. કેટલાંક ટીપાં થોડીવાર રસ્તે ભૂલાં પડે છે, પણ તેમનું કામ કોઈને મદદગાર થવાનું હોય છે. કેટલીકવાર તરસ્યા પંખીની તરસ છિપાવે છે, ત્યારે તે પાણીનાં ટીપાં જોઈ કેવું રાજી થાય છે? કેટલીકવાર સૂર્યની ગરમીથી સૂકાયેલો છોડ હોય છે તે પાણીનાં ટીપાં મળવાથી કેવો ફાલે છે? અને કેટલીક વાર મારી મેના તરસી હોય છે ત્યારે પાણી ન મળવાથી કેવી કોપે છે?'

'પણ પાણીનોયે અંત નથી?' મેનાએ પૂછ્યું, 'આવી રીતે નાનાં ટીપાં નાશ નથી પામતાં?' 'ના, બહેન, કદી નાશ પામતાં નથી. જુદી જુદી રીતે તને તાજી થવામાં મદદ કરી તેઓ હવામાં ઊડી જાય છે અને ત્યાંથી બીજાઓની સાથે નદીનાળામાં પડે છે. અને આખરે પાછાં, પોતાને ઘેર સમુદ્રમાં જાય છે.'

'બા, કેવું અજાયબ જેવું? આવી સુંદર વાત મેં સાંભળી જ નથી. હવેથી એ ટીપાં મને બહુ વહાલાં લાગશે.'

'વારુ બહેન, પણ જેણે એમને આવાં અજાયબ જેવાં બનાવ્યાં છે તે પ્રભુ, ના વીસરતી. દરેકને સુખી કરવા ઊગતા છોડને અને ગાતા પંખીને મદદ કરવા, જંગલમાં ફરતા રાની પશુની તેમ જ પોતાની માને વળગતી નાની છોકરીની તબિયત ખુશ કરવા પાણીનાં ટીપાં સ્વર્ગમાં વિરાજતો આપણાં સર્વનો પિતા મોકલે છે. બહેન મેના, પ્રભુની આટલી બધી કૃપા અજાયબ જેવી નથી? એના પર આપણું હેત કેટલું બધું ઢળે છે?'

મેનાએ પોતાની માના ખોળામાં વહાલથી માથું મૂક્યું અને બોલી: 'બા, એના પર મારી ઘણી જ પ્રીતિ થાય છે. તે બહુ દયાળુ છે.' ×

× 'Friendly Greetings'માં આવેલા G. Scott games ના લેખ પરથી.

# પહેલી ગુજરાત કેળવણી પરિષદ

આપણી પ્રગતિને માટે પ્રયાસ કરતી જુદી જુદી સંસ્થાઓ જેવી કે પ્રજાકીય કોંગ્રેસ, રાજકીય પ્રાંતિક પરિષદ, સંસાર સુધારા પરિષદ, સાહિત્ય પરિષદ વગેરે અસ્તિત્વમાં છે. આ વર્ષે ગુજરાત કેળવણી પરિષદ નામની એક નવીન સંસ્થાનો તેમાં ઉમેરો થયો છે. માત્ર કેળવણીના પ્રશ્ન ઉપર વિચાર કરનારી એકાદ અલાયદી સંસ્થાની આપણને લાંબા સમયથી ખાસ જરૂર હતી. આપણી આવી લાંબા સમયની ખાસ જરૂરિયાત પૂરી પાડવા માટે આપણે પરિષદના ઉત્સાહી મંત્રીઓને ખાસ ધન્યવાદ આપવો ઘટે છે. આપણે આશા રાખીએ છીએ કે માત્ર બે દહાડાનો તમાસો કરવાને માટે આ પરિષદ તેમણે અસ્તિત્વમાં આણી નથી. તેઓએ અનેક જાતની પ્રશ્નમાળાઓ યોજી હતી, વિધવિધ સ્થળેથી કેળવણી સંબંધી અનેક પ્રકારની માહિતી મેળવી સમસ્ત પ્રજાની જાણને માટે તે સંબંધી એક ટૂંકો રિપોર્ટ પણ તેઓએ બહાર પાડ્યો હતો. વળી આજકાલ જગબત્રીસીએ ચડેલાં પાઠ્યપુસ્તકોના પ્રશ્ન સંબંધી વિચાર કરવાને તેઓએ કેળવણીના પ્રશ્નના અનુભવીઓની ખાસ કમિટી નીમી તે કમિટીનો રિપોર્ટ સમસ્ત પ્રજાની જાણને માટે બહાર પાડ્યો હતો. સામાન્ય રીતે જેમ બને છે તેમ આ નવીન સંસ્થા પહેલો ઊભરો શાંત થયા પછી સદાને માટે સૂઈ ના જાય તેની સંભાળ રાખવાને તેઓએ ગુજરાત કેળવણી મંડળ (Gujarat Education League) સ્થાપવાનો વિચાર કર્યો છે અને તે યોજનાને વ્યવહારુ રૂપ આપવાને માટે કેળવણીના પ્રશ્નોમાં હિત ધરાવનારા ગુજરાતનાં કેટલાંક સ્ત્રીપુરુષોની તેમણે એક ખાસ કમિટી નીમી છે. આ બધી બાબતો ધ્યાનમાં લેતાં એક વાત આપણી નજર આગળ સ્પષ્ટ રીતે ખડી થાય છે અને તે એ કે આ પરિષદના યોજકો સંગીન કાર્ય કરવાને તત્પર દેખાય છે. પરમકૃપાળુ પ્રભુ એમના આ યશસ્વી કાર્યમાં એમને સંપૂર્ણ ફતેહ આપો.

આ નવીન સંસ્થાની ઉત્પત્તિ સંબંધે આટલું કહ્યા પછી મિત્રભાવે અમારે એમને એક સૂચના કરવાની છે. એમની આ પ્રવૃત્તિ કેટલેક અંશે અમને સંકુચિત લાગે છે. સમસ્ત મુંબઈ ઈલાકાને માટે એક જ અમલદારના હાથ નીચે કામ કરતું એક જ કેળવણીખાતું છે, અને તે કેળવણીખાતા તરફથી નક્કી

થયેલી કેળવણીની રાજ્યનીતિનો અમલ આખા ઈલાકામાં સરખી રીતે થાય છે, તો પછી માત્ર ગુજરાત કેળવણી પરિષદ સ્થાપવાનું ખાસ પ્રયોજન શું? હાલ કેળવણીનો એક પણ એવો મહાપ્રશ્ન નથી કે જેની સાથે માત્ર ગુજરાતને એકલાને જ લેવાદેવા હોય. સરકારની કેળવણી સંબંધની રાજ્યનીતિ આખા ઇલાકાને સરખી રીતે લાગુ પડે છે. વિશ્વવિદ્યાલય, તેનો અભ્યાસક્રમ ને પરીક્ષાઓ, શાળાઓનો અભ્યાસક્રમ ને પાઠ્યપુસ્તકો, પ્રાથમિક શિક્ષકો તથા શિક્ષિકાઓના કોડો (નિયમગ્રન્થો), ગ્રાંટ ઇન–એઈડ કોડ વગેરે કેળવણી સંબંધી બાબતો આખા ઇલાકાને માટે સામાન્ય છે તો પછી આવી સંકુચિત સંસ્થાને બદલે આખા ઇલાકાના માટે એક જ કેળવણી પરિષદની યોજના થઈ હોત તો આવી પરિષદને અસ્તિત્વમાં આણવાનું માન અમદાવાદને મળ્યું હોત. તે ઉપરાંત આપણા દક્ષિણી ભાઈઓ, જેઓ કેળવણીની બાબતમાં આપણાથી ઘણે દરજ્જે આગળ વધેલા છે તેમનાં જ્ઞાન તથા અનુભવનો લાભ પણ આપણને પ્રાપ્ત થયો હોત. વળી કેળવણી પરિષદ તરફથી પસાર થયેલા ઠરાવો અને થયેલી સૂચનાઓ માત્ર એક જ પ્રાંત તરફથી નથી આવતી પણ આખા ઇલાકાના નેતાઓ તરફથી આવે છે એમ જાણી સરકાર તરફથી એમને વધારે સારો આવકાર મળત. કેળવણીના પ્રશ્નો સંબંધી વિચાર કરવાને આવા જ પ્રકારની એક સંસ્થા સર નારાયણ ચંદાવરકરની આગેવાની નીચે મુંબઈમાં હાલમાં ઉપસ્થિત થાય છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાત કેળવણી પરિષદ મુંબઈની આ સંસ્થાની એક શાખા તરીકે કામ કરશે. ઐક્ય એ મહાશક્તિ છે એ સૂત્ર આ પરિષદના આગેવાનોને સમજાવવાની ખાસ અગત્ય નથી. મુંબઈમાં નીકળતી નવીન સંસ્થા અને ગુજરાત કેળવણી પરિષદ એકબીજાથી નિરાળું કામ કરશે તો બંને સંસ્થાઓ તરફથી જુદી જુદી જાતની સૂચનાઓ સરકાર સમક્ષ જાય એ સંભવિત છે. આથી કરીને સરકાર કદાચ એમ સ્વીકારી લે કે કેળવણીની બાબતમાં પ્રજાના નેતાઓમાં હજી મતભેદ છે અને આથી બંને સંસ્થાઓને હાનિ થવાનો ભય રહે છે. માટે અમે ફરી ભાર મૂકી સૂચના કરીએ છીએ કે કેળવણીના મહાન પ્રશ્નો આખા ઇલાકાને માટે એક જ છે તેથી આખા ઇલાકાના કેળવણીના હિતને માટે કાર્ય કરતી માત્ર એક જ સંસ્થાની જરૂર છે. પ્રાંતિક અભિમાનની ખોટી ભ્રમણા તથા સંકુચિત દૃષ્ટિબિંદુનો ત્યાગ કરવાનો અત્યારે સમય છે અને તેનો જલદી ત્યાગ થાય એ જ આપણા હિતને માટે ઇષ્ટ છે. દક્ષિણીઓ અને આપણે ભેગા કામ કરીશું તો આપણે પાછળ પડી જઈશું એવા સંકુચિત વિચારોને દેશહિત માટે કાર્ય કરનારાઓના હૃદયમાં સ્થાન જ ના

મળવું જોઈએ. આપણામાં યોગ્યતા ઓછી હશે તો આપણે પાછળ પડી જઈશું એ નિઃસંદેહ છે.

મિત્રભાવે આટલી સૂચના કર્યા પછી પહેલી ગુજરાત કેળવણી પરિષદનું કાર્ય અત્યંત ફત્તેહમંદ નીવડ્યું છે તેને માટે પરિષદના ઉત્સાહી મંત્રીઓ અને યોજકોને અમે અંતઃકરણપૂર્વક ખાસ અભિનંદન આપીએ છીએ. છતાં આટલું કહ્યા વિના ચાલતું નથી કે પરિષદની જાહેર બેઠકમાં મિ. ચાહેવાલાના શબ્દો, 'સરકારનું હાલનું કેળવણીખાતું ટોચથી તે પાયા સુધી અત્યંત સડી ગયેલું છે માટે તેનો નાશ થવો જોઈએ' એવા અસત્ય અને બિનજોખમદારી ઉદ્‌ગારો ના નીકળ્યા હોત તો પરિષદની ગંભીરતા અને ગૌરવમાં કાંઈક વધારો થયો હોત.

પહેલી ગુજરાત કેળવણી પરિષદના સ્વાગતમંડળનું પ્રમુખપદ રા. જીવણલાલ વજરાય દેસાઈને આપવામાં આવ્યું હતું. અને અમે બેધડક કહીએ છીએ કે આ અત્યંત જોખમદારીભરેલું અને માનવંતુ પદ એમણે સારી રીતે દીપાવ્યું હતું. તેમના ભાષણની શરૂઆતમાં તેઓ હૃદયભેદક વાણીમાં આપણને જણાવે છે કે '૧૬૦ વર્ષથી બ્રિટિશ પ્રજાની સાથે આપણો સંબંધ જોડાયો છે; છતાં કેળવણીના સંબંધમાં આપણો દેશ આટલો બધો પછાત રહ્યો છે એ ઘણું ખેદજનક છે. જે દેશમાં સ્વાર્થત્યાગી ઋષિમુનિઓના ગુરુકુળોમાં હજારો વિદ્યાર્થીઓ ઊંચા પ્રકારની કેળવણી માબાપો ઉપર બિલકુલ બોજો મૂક્યા સિવાય લઈ શકતા હતા, તે દેશની હાલની પ્રજાનો ઘણો મોટો ભાગ અજ્ઞાનના ઘાડ તિમિરમાં દબાયેલો રહે છે તેથી આપણું અંતઃકરણ હંમેશ દ્રવ્યા કરે છે.' હિંદુસ્તાનના એક માજી વાઈસરોય લૉર્ડ મિન્ટોએ આજથી લગભગ સો વર્ષ ઉપર દેશમાં કેળવણીના બહોળા વિસ્તારની અગત્ય દર્શાવી હતી અને સને ૧૯૧૨ની સાલમાં ખુદ શહેનશાહે પણ તે જ મતલબની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી, છતાં આપણા દેશની કેળવણીની સ્થિતિ હજી ઘણી શોચનીય છે તે રા. જીવણલાલે આપણને ઘણી સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. અમેરિકા જેવા સુધરેલા દેશોમાં કેળવણીને માટે ઘણો જ છૂટથી ખર્ચ થાય છે તેની સાથે આપણા દેશમાં થતો કંગાળ ખર્ચ સરખાવી રા. જીવણલાલે શ્રોતાઓને ખાતરી કરી આપી હતી કે કેળવણીની બાબતમાં સરકાર પૂરતું લક્ષ આપતી નથી. જ્યારે જ્યારે કરકસર તથા ખર્ચની કાપકૂપનો પ્રશ્ન આવે છે ત્યારે કેળવણીખાતા તરફ સરકાર પહેલી તરાપ પાડે છે. આ ઉપરાંત દિનપરદિન મોંઘી થતી કેળવણી, હુન્નર-ઉદ્યોગની કેળવણી, સ્ત્રી-કેળવણી, શારીરિક કેળવણી, શિક્ષકો તથા શિક્ષિકાઓની અત્યંત પરાધીન સ્થિતિ તથા તેમને મળતો ઘણો જ ઓછો

પગાર, કેળવણીખાતામાં દેશીઓ તથા યુરોપીયન વચ્ચે થતો કૃત્રિમ ભેદ વગેરે અનેક ઉપયોગી વિષયો પર એમણે ઘણું જ વિવેચન કર્યું હતું. આ ટૂંકી નોંધમાં રા. જીવણલાલના ભાષણનું સંપૂર્ણ વિવેચન કરવાને અમે અશક્ય છીએ. પરંતુ કેળવણીના કામમાં રસ લેનાર પ્રત્યેક સ્ત્રીપુરુષને એમનું એ ઉચ્ચ આદર્શોથી ભરપૂર ભાષણ વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

પરિષદના પ્રમુખની પસંદગી માટે પરિષદના યોજકોને અમે ખાસ અભિનંદન આપીએ છીએ. રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડ માત્ર ગુજરાતના જ નહીં પણ આખા મુંબઈ ઇલાકાના એક જાણીતા પ્રજાકીય નેતા છે. કેળવણીના સર્વ કાર્યમાં તેઓ ઘણી જ ઊલટથી ભાગ લે છે. મુંબઈ યુનિવર્સિટીમાં સેનેટના એક આગેવાન સભાસદ તરીકે, સિંડિક તરીકે, તેમ ડીન તરીકે તેમણે ઘણું અગત્યનું કામ કર્યું છે. મુંબઈ જેવા ઈલાકાના પાટનગરની કોર્પોરેશનની સ્કૂલબૉર્ડના ચેરમેનનું કાર્ય ઘણી જ ફત્તેહમંદીથી તેઓ કેટલાક વર્ષો થયાં કરે જાય છે. ખરું પુછાવો તો મુંબઈ શહેરની પ્રાથમિક કેળવણીની લગામ એમના જ હાથમાં છે એમ કહીએ તો ખોટું નથી. એમની જાહેર કારકિર્દીની શરૂઆતમાં એમણે પ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન લીધો હતો, અને પ્રાથમિક શિક્ષકોને મળતા ભિખારી જેવા પગાર તરફ સરકારનું ધ્યાન એમણે જ પ્રથમ ખેંચ્યું હતું. અને એમની ભારે લડતના પરિણામે પ્રાથમિક શિક્ષકોના પગારમાં હાલ કાંઈક વધારો થયો છે. યુરોપમાં વસતા હિંદી વિદ્યાર્થીઓને વેઠવી પડતી હાડમારી દૂર કરવાના ઉદ્દેશથી સ્થપાયેલા મંડળના પણ તેઓ જ પ્રમુખ છે. ટૂંકામાં કહીએ તો પ્રાથમિક કેળવણીથી માંડીને ઠેઠ ઉચ્ચ કેળવણીની અનેક પ્રવૃત્તિઓમાં આગેવાનીથી ભાગ લેનાર એમના જેવો નિપુણ પ્રમુખ ગુજરાતમાં તો શું પણ આખા મુંબઈ ઇલાકામાં આપણને ભાગ્યે જ મળત. એમના જેવા નેતાએ પહેલી ગુજરાત કેળવણી પરિષદનું પ્રમુખપદ સ્વીકાર્યું તેથી લોકમાન્ય શ્રીયુત ગાંધીના શબ્દોમાં કહીએ તો પરિષદે ઘણી જ મોટી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. એમની પ્રશંસામાં આટલું કહ્યા પછી લાચારીએ અમારે કહેવું પડે છે કે અનેક કાર્યોના વ્યવસાયને લીધે હો કે ગમે તે કારણથી હો પણ પ્રમુખસ્થાનેથી એમની પાસેથી આપણે જેવા પ્રકારના ભાષણની આશા રાખી હતી તેવું ભાષણ મેળવવાને આપણે ભાગ્યશાળી થયા નથી. પરિષદનું નામ ગુજરાત કેળવણી પરિષદ હતું, તેનું સર્વ કાર્ય ગુજરાતીમાં થશે એવી ખબર પરિષદના મંત્રીઓ તરફથી બહાર પાડવામાં આવી હતી, છતાં પરિષદના પ્રમુખે જ પોતાનું ભાષણ અંગ્રેજીમાં આપ્યું તેથી ઘણા બહુ વિસ્મય પામ્યા

હતા. આવી પરિષદોના પ્રમુખ સરકાર તેમ પ્રજા ઉભયના મધ્યસ્થ છે. પ્રજાની માગણી પ્રમુખની મારફત સરકારને પહોંચાડવાની છે તેથી તેમણે પોતાના વિચારો જનસમૂહની ભાષા કરતાં રાજ્યદરબારી ભાષામાં જણાવવા એ વધારે ઈષ્ટ છે; વળી પરિષદમાં ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ, ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના લેડી સુપરિન્ટેન્ડેન્ટ વગેરે સરકારી અમલદારો હતા. તેઓને કદાચ ગુજરાતી ભાષાનું જ્ઞાન ના હોય માટે પ્રજાના અગ્રણીઓએ તેમને જે કહેવું હોય તે અંગ્રેજી ભાષામાં કહેવું જોઈએ—વગેરે બાબતો અમે સ્વીકારીએ છીએ, છતાં પણ પ્રમુખે અંગ્રેજીમાં ભાષણ કર્યું તેની સામેનો અમારો વિરોધ કમી થતો નથી. અંગ્રેજી ભાષણની સામે અમને માત્ર ભાવાત્મક (sentimental) વિરોધ નથી. પણ પરિષદમાં પ્રાથમિક શાળાઓના અનેક શિક્ષકો હાજર હતા. તેઓને અંગ્રેજી ભાષાનું બિલકુલ જ્ઞાન નહોતું. અધ્યક્ષમહાશયની વાણીનો પ્રસાદ ચાખવાને તેમાંના ઘણા તો ખાસ પરદેશથી આવ્યા હતા. પ્રમુખે પોતાનું ભાષણ અંગ્રેજી ભાષામાં વાંચવું શરૂ કર્યું તે જ વખતે તેમના મુખારવિંદ પર શોકની લાગણી છવાઈ રહેલી અમે પ્રત્યક્ષ જોઈ હતી. કેળવણીખાતાના ત્રણચાર અધિકારીઓની ખાતર અનેક ઉત્સાહી સ્ત્રીપુરુષો નિરાશ થાય એવું પગલું અત્યારના સમયમાં પસંદ કરવા યોગ્ય નથી. કેળવણીખાતાના અમલદારોને પ્રમુખ શું કહે છે તે જાણવાની દરકાર હોય તો તેમના ભાષણનો અંગ્રેજી તરજુમો કરાવી લે. આપણા વિચારો તેમને જણાવવાની જેટલી આપણને ગરજ છે તેટલી ગરજ આપણા વિચારો જાણવાની તેમને પણ હોવી જોઈએ. રા. ચિમનલાલ સેતલવાડ ગુજરાતીમાં લાંબું ભાષણ આપવાને શક્તિમાન નથી એ વાત અમે કબૂલ કરી શકીએ તેમ નથી. એમણે ગુજરાતી ભાષામાં પુસ્તકો લખ્યાં છે. યુનિવર્સિટીમાં ઘણાં વર્ષો સુધી તેઓ ગુજરાતીના પરીક્ષક હતા તો પછી તેઓ ગુજરાતીમાં ભાષણ લખી શકે નહીં એ વાત મનાય જ કેમ? અમને ખબર મળી છે તે મુજબ આ બાબતમાં એમની તથા પરિષદના મંત્રીઓની ગેરસમજ થઈ છે. પરિષદના મંત્રીઓએ વિનાસંકોચે એમને કહેવું જોઈતું હતું કે પરિષદનું સર્વ કાર્ય ગુજરાતીમાં જ થવાનું છે, પ્રમુખે પણ પોતાનું ભાષણ ગુજરાતીમાં કરવાનું છે, એ જ શરતે જ તેઓ પરિષદના પ્રમુખ તરીકે ચૂંટાયા છે. આટલી વાત સ્પષ્ટ રીતે એમને જણાવવામાં આવી હોત તો તેઓ પોતાનું ભાષણ ગુજરાતીમાં કરત અથવા તો પરિષદનું પ્રમુખપદ ન સ્વીકારત.

એમણે આપેલા અંગ્રેજી ભાષણ સામે આટલો લંબાણથી વિરોધ દર્શાવ્યા

અમારે અત્યંત દિલગીરી સાથે કહેવું પડે છે કે એમનું ભાષણ એમના જેવા વિદ્વાન તથા અનુભવી નેતાને શોભે તેવું નહોતું. ભાષણની ભાષા લાલિત્યથી ભરપૂર હતી તેની કોઈ ના નથી કહેતું. પરંતુ માત્ર તેટલેથી જ સંતોષ પામનારાઓનો સમય હવે વહી ગયો છે. તે ભાષણ ઉચ્ચારના બિલકુલ દોષો વગર સુંદર ઢબથી સર્વ સાંભળી શકે એવી રીતે એમણે વાંચ્યું હતું તેની પણ કોઈ ના નથી પાડતું—પરંતુ માત્ર તેટલેથી જ સંતોષ પામનારાઓનો સમય પણ હવે વહી ગયો છે. એમના ભાષણમાં અંગ્રેજી અમલ પછીનો હિંદુસ્તાનની કેળવણીનો ઇતિહાસ, અત્યારની કેળવણીની સ્થિતિ તથા સરકાર અને યુનિવર્સિટી વચ્ચે ચાલતું યુદ્ધ—જે યુદ્ધમાં તેઓ પ્રજાના નેતાને શોભે તેવો આગેવાનીભર્યો ભાગ લે છે—સિવાય વિશેષ કાંઈ અમારા જોવામાં આવ્યું નથી. આપણા દેશમાં તો અત્યારે નવો ઇતિહાસ ઉપજાવવાનો સમય છે. તેવા સમયે પ્રજાની રુચિ ભૂતકાળનો ઇતિહાસ સાંભળવાની ભાગ્યે જ હોય છે. પ્રાથમિક માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીના અત્યારે ઉપસ્થિત થયેલા અનેક મહાપ્રશ્નો વિષે પ્રમુખસાહેબ શું ધારે છે, તે પ્રશ્નોનો ઉકેલ કરવાને માટે તેઓ પ્રજાને તથા સરકારને શી સૂચનાઓ કરે છે, ઇંગ્લૅંડ, જર્મની, અમેરિકા વગેરે સુધરેલા દેશોમાં એ પ્રશ્નોનો ઉકેલ કેવી રીતે થયો હતો ને થાય છે વગેરે બાબતની અમે રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડ જેવા કેળવણીના પ્રશ્નના જાણીતા અગ્રણીના ભાષણમાં આશા રાખી હતી. અને તેમાં અમને અત્યંત નિરાશા મળી છે એ લાચારીથી અમારે કહેવું પડે છે. એ પરિષદના પ્રમુખે પોતાના ભાષણના છેવટના ભાગમાં રાજકીય અસંતોષ અને કેળવણી વચ્ચે મનાતા સંબંધ વિષે જે ઈશારો કર્યો હતો તે બહુ જ અગત્યનો છે. તે અત્રે ટાંકી પરિષદના પ્રમુખની નોંધ અમે સમાપ્ત કરીશું. પ્રમુખસાહેબ વાજબી રીતે જણાવે છે કે, 'હું જાણું છું કે આપણા દેશમાં કેટલાક એવા લોકો છે, જેઓની માન્યતા એવી છે કે કેળવણીનો બહોળો ફેલાવો બધી રીતે દેશને હિતકારક નથી. કારણ કે તેઓને ડર રહે છે કે જેમ જેમ કેળવણીનો વધારે ફેલાવો થશે તેમ રાજકીય અસંતોષ વધારે પ્રમાણમાં ફેલાશે. જે લોકો એવો વિચાર ધરાવે છે કે કેળવણીને લીધે જ દેશમાં રાજકીય અસંતોષ આવ્યો છે તે તેઓની મોટી ભૂલ છે. જો દેશમાં રાજકીય અસંતોષ છે તો તેનાં રાજકીય કારણો હોવાં જોઈએ અને તે દૂર કર્યાથી રાજકીય અસંતોષ એની મેળે દૂર થશે. કેળવણીનાં દ્વારો બંધ કર્યાથી રાજકીય અસંતોષ કદી પણ દૂર થશે નહીં.'

પરિષદોના બે પ્રમુખોનાં ભાષણો પૂરાં થયા પછી પરિષદની બેઠકને પહેલે દિવસે બે નિબંધો વંચાયા હતા: (૧) માતૃભાષા દ્વારા શિક્ષણ અને (૨) પ્રાથમિક શાળાઓમાં ખેતીવાડીનું સ્થાન.

પહેલાં વિષયમાં કેળવાયેલા વર્ગમાં ભાગ્યે જ મતભેદ જણાય છે. સર્વ મનુષ્યો કબૂલ કરે છે કે માધ્યમિક શાળાઓમાં માતૃભાષા મારફત શિક્ષણ અપાય તો વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને ઓછી મહેનત પડે અને શિક્ષણનું પરિણામ વધારે સારું આવે. અત્યારે તો વિદ્યાર્થીઓનો ઘણો સમય વિષય સમજવા કરતાં તે વિષયનાં પુસ્તકોની અંગ્રેજી ભાષા સમજવામાં જાય છે. ઇતિહાસ, ગણિત વગેરે વિષયો ગુજરાતી પુસ્તકો મારફત ગુજરાતી ભાષા દ્વારા શીખવવાની ખાસ અગત્ય છે. સંસ્કૃત ભાષાનું જ્ઞાન અંગ્રેજી ભાષા કરતાં ગુજરાતી ભાષા મારફત વધારે સારી રીતે આપી શકાય એ તો સર્વમાન્ય બાબત છે. પણ એથી વધારે અચંબો પમાય એવી વાત તો એ છે કે જ્યારે યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાને બીજી ભાષા તરીકે સ્થાન હતું ત્યારે ગુજરાતી ભાષાનું જ્ઞાન પણ અંગ્રેજી મારફતે અપાતું! આ બાબતમાં સરકાર કરતાં યુનિવર્સિટી વધારે કરી શકે એમ છે. યુનિવર્સિટી જો ઠરાવ કરે કે મેટ્રિક્યુલેશનના અમુક વિષયોની પરીક્ષા જે વિદ્યાર્થીઓને ગુજરાતીમાં આપવી હશે તેનાથી તેમ થઈ શકશે, ગુજરાતીમાં જવાબપત્રકો લખી શકાશે, તો માધ્યમિક શાળાઓમાં ગુજરાતી ભાષા દ્વારા શિક્ષણ આપવાનું એકદમ શરૂ થઈ જાય. પરિષદના પ્રમુખસાહેબ, જેઓ યુનિવર્સિટીમાં કરતા કરાવતા છે તેઓ આ ક્રમના લાભમાં હોય એમ અમને લાગતું નથી કારણ કે પોતાના ભાષણમાં તેઓ માત્ર એટલી જ સૂચના કરે છે કે ફક્ત ચોથા અને પાંચમા ધોરણોમાં જ ગુજરાતી દ્વારા શિક્ષણ આપવું. છઠ્ઠા અને સાતમા ધોરણોમાં તો અંગ્રેજી મારફત જ આપવું. આમ માત્ર અર્ધા ઉપાયો લેવાથી ધારેલા લાભો મળશે એમ અમે માનતા નથી. આ બાબત ચોક્કસ ઠરાવ કરી તેની એક નકલ પ્રમુખસાહેબની સહી સાથે યુનિવર્સિટીને મોકલાવી હોત તો ઠીક પડત.

બીજો નિબંધ ડો. પંડ્યાએ પ્રાથમિક શાળાઓમાં ખેતીનું શિક્ષણ દાખલ કરવા સંબંધી વાંચ્યો હતો. આ બાબત કાગળ પર જણાય છે તેવી સહેલી નથી. પ્રાથમિક શાળાઓમાં ભણતાં કૂમળી વયનાં બાળકોના મગજને માટે પ્રાથમિક શાળાઓનો અત્યારનો અભ્યાસક્રમ જોઈએ તેટલો ભારે છે બલકે જોઈએ તેના કરતાં વધારે ભારે છે. તો તેમાં ખેતીવાડીનો બોજો ઉમેરવાનું અમને ઇષ્ટ લાગતું નથી. અવશ્ય આપણા ગ્રામ્ય જીવનમાં ખેતી અગત્યનું સ્થાન ધરાવે છે. ખેતીના શિક્ષણની ગામડાનાં બાળકોને અગત્ય છે. પરંતુ તેને માટે ઉત્તમ સૂચના અમે તો એ કરીએ છીએ કે ગામડામાં લોકલ બોર્ડે ખેતીવાડીની ખાસ શાળાઓ કાઢવી. ખેતીવાડીની માફક, સુથારીકામ, દરજીનું કામ, લુહારી કામ વગેરે અનેક પ્રકારના ધંધાના શિક્ષણની મનુષ્યને અગત્ય છે. પરંતુ તે

સર્વનો સમાવેશ આપણી પ્રાથમિક કે માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં કરવાનું અમને યોગ્ય લાગતું નથી. સામાન્ય કેળવણીનો ઉદ્દેશ ધંધાની કેળવણીથી તદ્દન નિરાળો છે તે વાત આપણા લક્ષ બહાર જવી જોઈએ નહીં.

પરિષદની બીજા દિવસની બેઠકમાં પરિષદના કેટલાક પ્રશ્નો સંબંધી ઠરાવો કરવામાં આવ્યા હતા. પ્રથમ ઠરાવ પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવા સંબંધી હતો. આપણા દેશની ઉન્નતિને માટે મફત ફરજિયાત કેળવણી ખાસ અગત્યની છે એ વાતની તો સરકારથી પણ હવે ના પાડી શકાય તેમ નથી. પરંતુ આ સૂચના વ્યવહારમાં મૂકતી વખતે કેવી ને કેટલી મુશ્કેલીઓ નડે છે તેનો સંપૂર્ણ વિચાર આવી પરિષદોના ઉત્સાહના વેગમાં ભાગ્યે જ કરવામાં આવે છે. અમે ખાતરીથી કહીએ છીએ કે પ્રાથમિક કેળવણીની જે પ્રકારની વ્યવસ્થા અત્યારે આપણા દેશમાં ચાલે છે તેમાં મફત અને ફરજિયાત કેળવણીનું ધોરણ દાખલ કરવાનું કદી પણ બની શકે તેમ નથી. મુંબઈ મ્યુનિસિપાલિટી, જેના આગેવાનો મરહુમ લોકમાન્ય ફિરોઝશાહ મહેતા તથા લોકમાન્ય વાચ્છા અને સેતલવાડ જેવા હતા તેઓએ પણ લોકમાન્ય ગોખલેના મફત અને ફરજિયાત કેળવણીના બિલ વિરુદ્ધ અભિપ્રાય આપ્યો ત્યારે તેમના અભિપ્રાયનાં સબળ કારણો હોવાં જ જોઈએ આ વાત આપણે કબૂલ કરવી જ જોઈએ. આપણા દેશમાં પ્રાથમિક કેળવણીની ચાલતી વ્યવસ્થા આ પ્રમાણે છે. પ્રાથમિક કેળવણી સરકારે મ્યુનિસિપાલિટી તથા લોકલ બૉર્ડોને સોંપી દીધી છે. સરકાર તો માત્ર લોકલ બૉર્ડો અને મ્યુનિસિપાલિટીઓ જે ખર્ચ કરે છે તેથી અર્ધી ગ્રાંટ આપે છે. જ્યાં સુધી આ વસ્તુસ્થિતિમાં ફેરફાર થાય નહીં ત્યાં સુધી આપણી ગમે તેટલી ઇચ્છા હશે તોપણ પ્રાથમિક કેળવણી આખા દેશમાં મફત અને ફરજિયાત થઈ શકશે નહીં. આપણે બધા જાણીએ છીએ કે અત્યારે પ્રાથમિક શાળાઓમાં અપાતી કેળવણી નામની જ છે. યોગ્ય મકાનો, જોઈતાં સાધનો તથા યોગ્યતાવાળા શિક્ષકોની ખામી શોચનીય છે. આવી વસ્તુસ્થિતિમાં પણ લોકલ બૉર્ડો તથા મ્યુનિસિપાલિટીઓ બૂમો પાડે છે કે કેળવણીની પાછળ અમારી આવકનો ઘણો મોટો ભાગ ખર્ચાઈ જાય છે અને અમે હવે તે અંગે વધારે ખર્ચ કરવા બિલકુલ શક્તિમાન નથી. સરકારની ગ્રાંટ સ્થાનિક મંડળો જે પ્રમાણમાં ખર્ચ કરે છે તે જ પ્રમાણમાં રહેવાની. હવે જો અત્યારે આપણા દેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવામાં આવે અને કેળવણી અત્યારના કરતાં કાંઈક ઊંચી પંક્તિની આપવામાં આવે તો હાલના કરતાં કમીમાં કમી દસ ગણો વધુ ખર્ચ થવાનો. આપણી મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બૉર્ડો

આટલું બધું ખર્ચ કરવા શક્તિમાન છે? મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બૉર્ડો અત્યારના કરતાં દસગણો કર લોકો પર નાંખે તો કેટલો ઉમાટ થાય? માટે જો પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાની આપણી ઇચ્છા હોય તો કેળવણી સંબંધી ચાલતી સરકારની રાજ્યનીતિમાં ફેરફાર કરવાની ચળવળ પ્રથમ કરવાની અગત્ય છે? પ્રજાને કેળવણી આપવી એ સુધરેલા રાજ્યનું પ્રથમ કર્તવ્ય છે. આ કર્તવ્યની જોખમદારી ખાનગી ગૃહસ્થો કે મંડળો, મ્યુનિસિપાલિટી કે લોકલ બૉર્ડ પર નાંખી દઈ સરકાર માત્ર પ્રમાણમાં ગ્રાંટ આપી ખસી જાય એ યોગ્ય નથી. અમે તો માધ્યમિક શાળામાં પણ સરકારની ગ્રાંટ ઇન એઇડની પદ્ધતિની વિરુદ્ધ છીએ. ખાનગી મંડળો, લોકલ બૉર્ડો, મ્યુનિસિપાલિટી વગેરેને પ્રાથમિક કે માધ્યમિક કેળવણીના બોજામાંથી મુક્ત કરી, સઘળી જોખમદારી રાજ્યે પોતાને શિર લઈ લેવી. આમ થશે ત્યારે જ મફત અને ફરજિયાત કેળવણીનો આપણો આદર્શ ફળીભૂત થશે અને મ્યુનિસિપાલિટી તથા લોકલ બૉર્ડો પોતાને કરવાનાં ખાસ કર્તવ્યો – જેવાં કે રસ્તાઓની સુઘડતા, પ્રજાનું આરોગ્ય – એ પર વિશેષ ધ્યાન આપી શકશે.

કેળવણીના બહોળા વિસ્તાર સંબંધી ઠરાવો પસાર કર્યા બાદ બીજો અગત્યનો ઠરાવ પ્રાથમિક શાળાઓના શિક્ષકોના પગાર તથા તેમની યોગ્યતાના સંબંધી પરિષદે કર્યો હતો. એ ઠરાવ અમને અત્યંત અગત્યનો લાગે છે. યોગ્ય, સંતોષી અને કર્તવ્યનિષ્ઠ શિક્ષકો ઉત્પન્ન કરો તો પછી કેળવણીની કૉન્ફરન્સો ને કમિટીઓ, સરકારી રિપોર્ટો ને રેઝોલ્યુશનો કશાની આપણને જરૂર પડશે નહીં. યોગ્ય મનુષ્યો શિક્ષકોના ધંધામાં જોડાય એ હેતુથી તેમને સારા પગારો આપવા જોઈએ અને એમનો ધંધો જનમંડળે એક પ્રતિષ્ઠિત ધંધો ગણવો જોઈએ. જે દેશમાં શિક્ષકોના પગારની સરખામણી કેદીઓના ખર્ચ અને મજૂરોની રોજી સાથે થાય તે દેશમાં કેળવણીની ઉચ્ચ સ્થિતિની આશા કેવી રીતે રાખી શકાય? આ પ્રશ્ન પરિષદે હાથમાં લીધો તે યોગ્ય હતું. પરંતુ પરિષદની ભલામણ જોઈએ તેટલી નીડર નથી. પરિષદ ભલામણ કરે છે કે અનટ્રેન્ડ શિક્ષકોનો ઓછામાં ઓછો પગાર રૂપિયા ૧૨ હોવો જોઈએ. અમે કહીએ છીએ કે અનટ્રેન્ડ શિક્ષકો હોવા જ જોઈએ નહીં અને કોઈ પણ શિક્ષકોનો પગાર રૂપિયા ૨૦ થી ઓછો હોવો જ જોઈએ નહીં. શિક્ષણ એક કળા છે. અને કોઈ પણ જાતની તાલીમ વગર ગમે તે માણસ શિક્ષક થઈ શકે છે એવી લાંબા સમયથી ચાલી આવેલી લોકમાન્યતા હવે જવી જ જોઈએ. અનટ્રેન્ડ શિક્ષકોથી આપણી ઊછરતી પ્રજાને કાંઈ લાભ [illegible] પણ તેમનાથી બાળકોને નુકસાન થાય છે. બાળકો [illegible]

ખીલવી શકાતી નથી પરંતુ આવા શિક્ષકોથી તેમની શક્તિઓનો વિકાસ થતો અટકે છે. અમારી સૂચના એવી છે કે દરેક શિક્ષકને ઓછામાં ઓછું બે વર્ષ સુધી શિક્ષણશાસ્ત્ર તથા કળાનું શિક્ષણ આપવું. અને થોડા ચૂંટી કાઢેલાઓને એક વરસ વધુ શિક્ષણ આપી મુખ્ય શિક્ષણની જગ્યાને માટે તૈયાર કરવા.

દિન-પર-દિન કેળવણીનો પ્રચાર વધારે ને વધારે થવાનો એ નિઃસંદેહ, માટે શિક્ષકોને કેળવણી આપવાને માટે અત્યારે માત્ર બે જ કોલેજો—એક પુરુષ-શિક્ષકોને માટે ને એક સ્ત્રી-શિક્ષિકાને માટે—તેને બદલે કમમાં કમ ૭ એવી કોલેજો ગુજરાતમાં થવી જોઈએ. બે ખાસ મુંબઈ શહેરને માટે એક પુરુષ-શિક્ષકો તૈયાર કરવાને માટે ને એક સ્ત્રી-શિક્ષિકાઓ તૈયાર કરવાને માટે, અને તેવી જ બે સુરતમાં ને બે અમદાવાદમાં છે તે કાયમ રાખવી. વધુ સંખ્યામાં ટ્રેન્ડ શિક્ષકો તૈયાર થશે નહીં ને તેમને સારા પગારો આપવામાં આવશે નહીં ત્યાં સુધી કેળવણીની પ્રગતિ માટેની આપણી સર્વ આશાઓ વ્યર્થ જવાની.

માધ્યમિક શાળાઓનાં પાઠ્યપુસ્તકો સંબંધી પરિષદમાં થયેલી ચર્ચા ખરેખરી રસમય હતી. ને તે ઠરાવ સંબંધી પ્રો. ભટ્ટ તથા મિ. બળવંતરાય પ્રમોદરાય ઠાકોરનાં ભાષણો ઉત્તમ ને વિચારવા યોગ્ય હતાં. પાઠ્યપુસ્તકો સંબંધી સરકારની રાજ્યનીતિ બિલકુલ પસંદ કરવા યોગ્ય નથી અને તે સંબંધી ઓ. પી. પ્રાંજપેએ કાઉન્સિલમાં ઠરાવ લાવી પ્રજાની ખાસ સેવા બજાવી છે.

સરકારને શું મુખ્ય શિક્ષકોની વિવેકબુદ્ધિ પર બિલકુલ ભરોસો નથી? પોતાની શાળાઓમાં કયાં કયાં પુસ્તકો ચલાવવાં એટલો પણ નિર્ણય કરવાની શક્તિ એમનામાં નથી એમ સરકાર માને છે? આ બાબતમાં તો ઓ. પી. પ્રાંજપેની સૂચના મુજબ સરકારે તો માત્ર વાંધાભરેલાં પુસ્તકોની જ યાદી બહાર પાડવી અને બાકીની બાબતમાં તો શાળાના મુખ્ય શિક્ષકોને સંપૂર્ણ સત્તા આપવી એ જ ઈષ્ટ છે. પરંતુ સરકાર તો માત્ર શાળાઓમાં શીખવવાયોગ્ય પુસ્તકોની યાદી બહાર પાડી સંતોષ પામતી નથી. પણ પોતે પસંદ કરેલા પુરુષો પાસે નવાં પુસ્તકો લખાવી તે જ શાળાઓમાં શીખવવાં એવો હુકમ બહાર પાડે છે. ગુજરાતી શાળાઓમાં શીખવવાને માટે કોઈ કોઈ વાર તો અંગ્રેજી પુસ્તકોના તરજુમા કરાવે છે. સઘળાં પાઠ્યપુસ્તકોમાં હિંદુસ્તાનના ઇતિહાસનાં પાઠ્ય-પુસ્તકથી પ્રજામાં ઘણો જ અસંતોષ ફેલાયો છે. અમે સરકારને પૂછીએ છીએ કે માધ્યમિક શાળાઓમાં ચલાવવા યોગ્ય મેકમિલન, દત્ત, તમસન, વિનસંટસ્ટો સ્મિથ અને હાલમાં લખાયેલું મિ. વાડીઆનું વગેરે ઇતિહાસનાં પુસ્તકો અસ્તિત્વમાં હતાં છતાં પૈસા ખર્ચી મિ. માર્સડન પાસે નવો ઇતિહાસ લખાવવાનું શું પ્રયોજન હતું? માર્સડનનો ઇતિહાત ઇતિહાસના નામને જ યોગ્ય નથી. તે તદ્દન એકતરફી

છે અને આવો ઇતિહાસ વાંચવાથી બાળકોને પોતાના દેશને માટે ભક્તિભાવ ઉત્પન્ન થતો નથી, પણ તેનાથી કોમ વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાનો સંભવ છે. માર્સડનની લખેલી હિંદુસ્તાનના ઇતિહાસની વાતોનો ગુજરાતીમાં રા. બ. કમળાશંકરભાઈ પાસે તરજુમો કરાવવાની ધૃષ્ટતા સરકારે કરી હતી. રા. બ. કમળાશંકરભાઈ માર્સડન કરતાં ઘણી જ સારી રીતે હિંદુસ્તાનના ઇતિહાસની વાતો ગુજરાતીમાં સ્વતંત્રપણે લખી શકવાને સમર્થ છે. પરંતુ સરકાર તો એમ જ માને છે કે યુરોપીયનો જ સ્વતંત્ર પુસ્તકો લખવાને સમર્થ છે ને દેશીઓ તો તે પુસ્તકોના તરજુમા કરવા જ યોગ્ય છે. પોતે પસંદ કરેલા ગ્રંથકર્તાઓ અને પોતે લખાવેલાં પુસ્તકો તરફ સરકારને અત્યંત પક્ષપાત હોય એમ માલૂમ પડે છે. નીતિશિક્ષણનું પુસ્તક લો. પ્રો. આનંદશંકરભાઈનું 'નીતિશિક્ષણ' નામનું નીતિ શીખવવાને માટે ઉત્તમ પુસ્તક ગુજરાતી ભાષામાં અસ્તિત્વમાં હતું છતાં પૈસા ખર્ચી એન્થોવનના પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરાવવાની શી અગત્ય હતી? બે પુસ્તકો વાંચી ગમે તે કોઈ કહી શકશે કે પ્રો. આનંદશંકરભાઈનું પુસ્તક એન્થોવનના પુસ્તક કરતાં શ્રેષ્ઠ છે. આપણે આશા રાખીશું કે પાઠ્યપુસ્તક સંબંધી પોતાની રાજ્યનીતિમાં સરકાર હવે કાંઈ ફેરફાર કરીને પ્રજામતને માન આપશે.

સ્ત્રી – કેળવણી સંબંધી પણ પરિષદે અગત્યનો ઠરાવ કર્યો છે. આ પ્રશ્ન તરફ હાલમાં લોકોનું ધ્યાન ઘણું જ ખેંચાયેલું છે. ઘણાઓ માને છે કે સ્ત્રી-કેળવણીની અત્યારની યોજના અને વ્યવસ્થામાં કાંઈ ગંભીર ખામી છે. પરંતુ તે ખામી કઈ અને તે કેવી રીતે દૂર કરી શકાય તેને માટે હજી એકમત હોય તેમ લાગતું નથી. આ પ્રશ્ન સંબંધી કેટલી વ્યવહારુ યોજના પરિષદે સરકાર સમક્ષ રજૂ કરી છે. પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે પ્રાથમિક કન્યાશાળાઓનો વહીવટ હાલ કરતાં વધારે અંશે મ્યુનિસિપાલિટીને સોંપવો અને જિલ્લાબોર્ડો વધારે પ્રજાકીય અને સત્તાવાન બને ત્યારે તેમને પણ કન્યાશાળાઓનો સંપૂર્ણ વહીવટ સોંપી દેવો. પરિષદે નિષ્પક્ષપાતપણે તપાસ કરી ખાતરી કરી છે કે તેમ કર્યાથી કન્યાકેળવણી વધારે લોકપ્રિય બનશે અને સ્ત્રી – શિક્ષકોનું સ્વમાન વધારે સચવાશે? મ્યુનિસિપાલિટીઓ પાસે જ અત્યારે કન્યાશાળાઓનો વહીવટ છે. એ વહીવટ સરકારી ઇન્સ્પેક્ટરોના વહીવટ કરતાં વધારે સંતોષકારક છે એમ શું પરિષદ ખાતરીથી માને છે? સરકારી ઇન્સ્પેક્ટરોના વહીવટ કરતાં મ્યુનિસિપાલિટીના વહીવટની વિરુદ્ધ સ્ત્રી – શિક્ષકો તરફથી વધારે પોકાર નથી એની પરિષદે ખાતરી કરી છે? મુંબઈ, અમદાવાદ જેવાં મોટાં શહેરો બાદ કરતાં નાનાં શહેરો તથા ગામ

મ્યુનિસિપાલિટીઓના સ્કૂલબૉર્ડના મેમ્બરો અને ચેરમેનોની સ્ત્રી-શિક્ષકો સાથેની ગેરવર્તણૂકના દાખલા પરિષદના આગેવાનોના સાંભળવામાં શું નથી આવ્યા? જ્યાં સુધી આપણી સાંસારિક સ્થિતિ જોઈએ તેવી પવિત્ર થઈ નથી ત્યાં સુધી મ્યુનિસિપાલિટીઓના સ્કૂલબૉર્ડોના મેમ્બરો તથા ચેરમેનોના હાથમાં કન્યાશાળાનો સંપૂર્ણ વહીવટ સોંપવાથી ઘણું જ નુકસાન થવાનો સંભવ છે એવું અમારું દૃઢ માનવું છે. અમારો અભિપ્રાય તો એવો છે કે નાની મ્યુનિસિપાલિટીઓ પાસેથી અત્યારે છે એટલો પણ વહીવટ લઈ લેવો. પરિષદને આ બાબતની ખાતરી કરવી હોય તો તેને એક સ્વતંત્ર કમિશન નીમી ગામડામાં ફરી આ બાબતની તપાસ કરવાની અમારી ખાસ ભલામણ છે. લોકલ બૉર્ડોને પણ હાલના સંજોગોમાં કન્યાશાળાઓનો વહીવટ સોંપવો ઈષ્ટ નથી એમ અમારું માનવું છે. સ્ત્રી-શિક્ષકોનું કામ તપાસવાને માટે પરિષદે સ્ત્રી-ઇન્સ્પેકટરો નીમવાની ભલામણ કરી છે તેની સાથે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. અમે તો એમ કહીએ છીએ કે સ્ત્રી-શિક્ષકોના સ્વમાનની ખાતર મ્યુનિસિપાલિટી તથા લોકલ બૉર્ડોની કન્યાશાળાઓનો સંપૂર્ણ વહીવટ સ્ત્રી-ઇન્સપેક્ટરોને સોંપી દેવો. સ્ત્રી-શિક્ષકોના પગારમાં વધારો કરવો, તેમની ફેરબદલી કરવી, તેમની કસૂરને માટે તેમને શિક્ષા કરવી—વગેરે સર્વ સત્તા પુરુષો કરતાં—પછી તે સરકારી અમલદારો હોય કે મ્યુનિસિપાલિટીના સ્કૂલ બૉર્ડના ચેરમેનો હોય—સ્ત્રી-ઇન્સ્પેકટરોને સોંપવું તે ઈષ્ટ છે. અત્યારની આપણી પરિસ્થિતિમાં બધી કન્યાશાળાઓની તપાસણી કરી શકે એટલા પ્રમાણમાં સ્ત્રી-ઇન્સ્પેકટરો મેળવવાનું કાર્ય મુશ્કેલ છે. પરંતુ દિનપરદિન સ્ત્રી-ઇન્સ્પેક્ટરો વધારે ને વધારે પ્રમાણમાં રાખવાની માગણી સરકાર પાસે આપણે નિરંતર કર્યા જ કરવી. જ્યાં સુધી પૂરતી સંખ્યામાં ઇન્સ્પેકટરો ના મળે ત્યાં સુધી પુરુષ-ઇન્સ્પેકટરો ભલે તેમનું કાર્ય તપાસે પરંતુ તેમના રિપોર્ટ પરથી કાર્ય લેવાનું તેમ તેમની ફેરબદલી કરવાનું અને તેમના પગાર વધારવાનું કાર્ય દરેક જિલ્લામાં એકેક સ્ત્રી-ઇન્સ્પેકટર નીમી તેને સોંપી દેવું એ ઈષ્ટ છે. સ્ત્રી-કેળવણી સંબંધે પરિષદે કરેલી સૂચનાઓમાં એક મોટી સૂચનાની ખાસ ગેરહાજરી માલૂમ પડે છે. સ્ત્રી-શિક્ષકોને કેળવવાને માટે જે કોલેજ છે તેના અધ્યક્ષ તરીકે અંગ્રેજ બાઈની નહીં પણ એક સુશિક્ષિત દેશી બાઈની નિમણૂક થવાની ખાસ આવશ્યકતા છે. ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતી સ્ત્રીઓના ઉપર તેમની શિક્ષિકાઓના સંસ્કાર પડવાના એ નિઃસંદેહ છે. અને જિંદગીમાં પડ્યા પછી તેઓ તેમનું અનુકરણ કરશે એ પણ નક્કી. માટે ભવિષ્યનાં સ્ત્રી-શિક્ષકોને ઉત્તમ આદર્શ મળે એટલા માટે યુરોપીયન કરતાં દેશી સુશિક્ષિત સ્ત્રીઓની આવી

જગ્યા પર ખાસ જરૂર છે – ભલે પછી કેટલાકને યુરોપીયન વ્યવસ્થાશક્તિ અને સંયોજકબુદ્ધિને માટે ખાસ પક્ષપાત હોય. આવી જોખમદારી અને પ્રતિષ્ઠિત જગ્યાને માટે હિંદી સ્ત્રીઓ મેળવવી મુશ્કેલ નથી. ઘણી દેશી સ્ત્રીઓ હવે કેળવણીખાતામાં દાખલ થાય છે. થોડાં વર્ષના અનુભવ પછી તેમને મુખ્ય શિક્ષકની જગ્યા ના આપતાં ઇંગ્લેંડથી ખાસ યુરોપીયન બાઈઓ બોલાવવાની હવે શી જરૂર છે? યુરોપીયન શિક્ષિકાઓ આપણા દેશના સંસારજીવનથી તદ્દન અજ્ઞાન હોય છે. આપણા દેશના પ્રિય અને 'કીમતી આદર્શોનું' એમને બિલકુલ ભાન હોતું નથી. તેમનું હંમેશનું જીવન આપણા જીવનથી કાંઈ વિચિત્ર પ્રકારનું હોય છે તેથી ભવિષ્યના આપણી સ્ત્રી–શિક્ષિકાઓના હૃદય પર ઉત્તમ ચારિત્રની છાપ પાડવાને તેઓ કદી પણ શક્તિમાન થશે નહીં. આ અગત્યનો ફેરફાર જો કરવામાં આવે તો હાલનાં સ્ત્રી–શિક્ષકોનાં ચારિત્ર્ય વિરુદ્ધ ખરીખોટી વાતો જે આપણે કાને નિરંતર પડયા કરે છે તે ઘણે અંશે કમી થશે.

હાલના વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ તરફ આપણી શાળાઓમાં ને તેમાં ખાસ કરીને પ્રાથમિક શાળાઓમાં બિલકુલ લક્ષ અપાતું નથી એ વાત ખરેખરી દુઃખદ છે અને આ સંબંધમાં પરિષદે કરેલી સૂચનાઓ બહુ જ ઉપયોગી છે. આ બાબતમાં આપણી મ્યુનિસિપાલિટીઓ અને સરકાર વધુ લક્ષ આપશે અને ભવિષ્યની પ્રજાની વધુ શારીરિક અધોગતિ થતી અટકાવશે એવી અમે આશા રાખીએ છીએ.

અંત્યજ વર્ગનાં બાળકોની કેળવણી માટે પરિષદે ઠરાવ કરવાનું યોગ્ય ધાર્યું તે આ જમાનાનું ખરેખર શુભ ચિહ્ન છે. અંત્યજ વર્ગનું અસ્તિત્વ-પણું તે આપણી આર્ય સંસ્કૃતિને ખરેખર શરમાવા જેવું છે. તે વર્ગને તેમની અત્યારની અધમ સ્થિતિમાંથી ઉચ્ચ દશામાં લાવવાને પ્રયાસ કરવો તે આપણી પ્રજાજીવનની ખીલવણી માટે ઘણું જ અગત્યનું છે. સરકારે તેમ આપણી મ્યુનિસિપાલિટી તથા લોકલ બૉર્ડે આ બાબતમાં હજી જોઈએ તેટલું કર્યું નથી. જે થોડીઘણી કેળવણી તે લોકો મેળવી શકયા છે તે માત્ર ખ્રિસ્તી મિશનરી અને મુક્તિફોજના પ્રયાસને લીધે જ છે. પણ આ બાબતમાં હવે આપણે વધારે જાગૃત થવાની જરૂર છે. એમને માટે માત્ર ઊતરતી પંક્તિની નિશાળો સ્થાપવી એટલું બસ નથી. એમને માટે વડોદરાની માફક જિલ્લે જિલ્લે ખાસ બૉર્ડિંગ સ્થાપવાની જરૂર છે. જેઓએ વડોદરાની અંત્યજ બૉર્ડિંગ જોઈ હશે તેમને તો ખાતરી થઈ હશે કે કુદરતથી જ એ લોકો હલકા રહેવાને સર્જાયેલા છે એવી જે પ્રચલિત લોકમાન્યતા છે તેમ ભ્રમભરેલી છે.

# ગુજરાતનું સાંસારિક અને ધાર્મિક દર્શન

'સંવત સૈકા ૧૮માં ગુજરાતીઓની સ્થિતિ કેવી હતી તે તે કાળની કવિતા રૂપી આરસીમાંથી જણાય છે. પ્રજાને રાજ્યસંબંધી દુઃખ નહોતું ને તે અનેક ઉદ્યમથી ખાવે ખવડાવે તથા સંચય કરવે સુખ માનતી. પણ અખો જણાવે છે કે તે વેળા અનેક ધર્મમત, ભોળી, ઘેલી ભક્તિ, અત્યાચાર ને દુરાચાર એ બહુ હતો. શામળ કહે છે કે સ્ત્રીવર્ગ સ્વચ્છંદી ને પુરુષવર્ગ મૂર્ખ હતો; પ્રેમાનંદ દેખાડે છે કે સૌ પોતાના ઉદ્યમ સંબંધી એકમાર્ગીપણામાં સંતોષી ને કુટુંબપરિવારના હેતમાં આનંદ માનતા. મુસલમાન સરકાર તથા દેશી દરબારના સંબંધથી કેટલાક બ્રાહ્મણ અને વેપાર ધંધાથી કેટલાક વૈષ્ણવ વાણિયા તથા જૈન શ્રાવકો સર્વ ગુજરાતીઓમાં બહાર પડતા હતા.' —નર્મદાશંકર

જે ભૂમિમાં રાજકીય ઇતિહાસ રચાયા નથી તે ભૂમિમાં પ્રજાકીય (અર્થાત્ પ્રજાની સાંસારિક, ધાર્મિક અને રાષ્ટ્રીય સ્થિતિનાં મૂળ, વૃદ્ધિ અને વિકાસ અથવા અવનતિદર્શક) ઇતિહાસની આશા કેવી? નિયમસર રચાયેલા રાજકીય ઇતિહાસની ખોટ દંતકથા, સિક્કાઓ, પરદેશી પ્રવાસીઓનાં લક્ષણો, જૂના ખતપત્રો, તામ્રપત્રો, ઇત્યાદિ પરથી મહામહેનતે વૃત્તાંતો સાંકળી રચાયેલા ઇતિહાસથી પૂરી પડે છે. આવો જ પ્રયાસ પ્રજાકીય ઇતિહાસ લખવાના સંબંધમાં થઈ શકે છે. સાહિત્યકારોનાં લખાણોમાં, પ્રચલિત આચારોમાં, કહેવતોમાં ઇત્યાદિ સ્થળેથી સાધનો મળી આવે છે. જોઈએ તેવાં અને જોઈએ તેટલાં સાધન મળી નથી આવતાં, તે છતાં પણ જે મળે છે તે પરથી કાંઈક પ્રકાશ તે સમય પર નાંખી શકાય છે; અને ઇતિહાસનું ખોખું ઊભું કરાય છે.

પ્રસ્તુત લેખમાં કાંઈક આવા જ પ્રકારનો ઉપક્રમ છે. વિ. સં. ના અઢારમાં સૈકામાં થઈ ગયેલા કવિઓનાં લખાણોમાંથી ઉતારા લઈ તે સમયનું ચિત્ર આપવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. આ પ્રયાસ વિકટ તેમ જ પ્રથમ છે એટલે તેમાં પાર પડવું મુશ્કેલ છે. તેમ જ મેક્સમૂલર જેને dialogic process કહે છે તેનાથી વિદૂર રહેવું પણ કઠિન છે.

આ કાળમાં ત્રણ મોટા કવિઓ તેમ જ બીજા વીસ ત્રીસેક કવિભટ્ટુઓ થયા

હતા.+ ત્રણ મોટા કવિઓમાંથી શામળના ગ્રંથોમાંથી જેટલાં સાધન મળી આવે છે તેટલાં બીજા કોઈનામાંથી નથી મળતાં. નર્મદના કહેવા પ્રમાણે ખરેખર એની કવિતા 'ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં રંગમંડપ' જેવી છે. આમાં ભજવાતા નાટકમાંથી તે સમયનાં આચારવિચાર, નીતિરીતિ વગેરેનું દર્શન આપણને થાય છે. બીજા કવિ અખાએ વેદાંતના દષ્ટિબિંદુથી તે સમયે ચાલતા ધાર્મિક અનર્થો ખંખેરી કાઢયા છે. આ ખંખેરણીમાં કેટલાક વાસ્તવિક અનર્થો આવી ગયા છે. છેલ્લા અને શ્રેષ્ઠ કવિ પ્રેમાનંદ પોતાના સ્વદેશીઓના હૃદયમાં ઊતરી ત્યાં વસતા ભાવો વીણી પોતાની કવિતામાં ઓતપ્રોત ગૂંથ્યા છે. આથી તે કવિતા 'સુંદર સરોવર' જેવી બની છે. આ સરોવરની લહરીમાં ગુજરાતીઓ પોતાનાં રોવાં, હસવાં, સુખદુ:ખનાં પ્રતિબિંબ વગેરે જોઈ શકે છે.

આ ત્રણેના ગ્રંથોના આધાર પરથી આ લેખ રચાયો છે. તે સમયની યથાર્થ સ્થિતિ દર્શાવવાનો હેતુ હોવાથી જ્યાં યથાર્થ દર્શાવતાં સાધન મળ્યાં છે ત્યાંથી લીધાં છે. શામળમાંથી વિશેષ મળવાથી તેનાં લખાણો સંબંધ ઉલ્લેખ વારંવાર નજરે પડશે. પ્રેમાનંદમાં યથાર્થ સ્થિતિનો ચિતાર બહુ જ થોડો આવ્યો છે. આ સંબંધમાં રા. ગો. મા. ત્રિપાઠી કહે છે કે તે વાસ્તવિક છે :

'As regards the actual manners of society he paints them in glowing colours when he likes and loves them.'

—Classical Poets of Gujarat

આ ઉપરથી જણાશે કે વસ્તુતઃ જે સ્થિતિ હતી તે નીરખવાના પ્રસંગ પ્રેમાનંદ વાંચવાથી બહુ નહિ મળે. પ્રેમાનંદનાં નાટકોમાંથી જેટલાં સાધન મળે છે તેટલા કવિતાના ગ્રંથોમાંથી નથી મળતાં. પ્રેમાનંદે રચેલાં સર્વ નાટકો પ્રસિદ્ધ થશે ત્યારે ગુજરાતના તે સમયના ઇતિહાસ પર ઘણો પ્રકાશ પાડશે. પ્રાચીન કાવ્યો છપાવાનું કામ ફંડ પૂરું થવાથી અટકયું છે તો તે ફરીથી બીજા ફંડની મદદથી અથવા અગાઉ ચાલતા ત્રિમાસિક જેવા ક્રમિક પત્રથી ચલાવવું આવશ્યક છે. આ સાથે આ કવિને ત્યાં ભાણી થયેલા કવિઓના લેખો પણ પ્રસિદ્ધ થવાની જરૂર છે. આ બધાં સાધનો પરથી ગુજરાતનો ઇતિહાસ લખવાને ભવિષ્યમાં કોઈ નીકળશે અને તેને આ લેખ કાંઈક માર્ગસૂચક અથવા બીજી રીતે ઉપયોગી થશે તો આ પ્રયાસ સફળ થયો લેખાશે.

પ્રથમ તો તે વખતે ધર્મની કેવી સ્થિતિ હતી તે જોઈએ. ત્રણ મોટા પંથો

---

+ વલ્લભ ભટ્ટ, વલ્લભ, જગજીવન, રત્નો, શિવાનંદ, ચંદઉદે, દ્વારકાદાસ, રત્નેશ્વર, વીરજી, હરિદાસ, નરહર, ગોવાળ, બોટક, તુલસી, દ્વારકો, જીવરામ, જીવન, ધનદાસ, હરદેવસ્વામી, મહોદન, વીરવિજય, વિનયવિજય, મોહનવિજય, નેમવિજય, જીનહર્ષ, મોહનવિજય, ઉદયરત્ન, સમયસુંદર છે.

ગુજરાતમાં તે સમયે પ્રચલિત હતા: શૈવ, વૈષ્ણવ ને જૈન. શૈવમાર્ગમાંથી ફંટાયેલા વામમાર્ગ, કાંચલીયાપંથ વગેરેમાં અધમતા અત્યંત ચાલતી હતી.

કાંચળીયો ધર્મ કારમો, એક પુરુષ એક નાર,
ઊંચ નીચ મળે એકઠાં, ભામનીનો ભરથાર.
કાંચળીયો ભરે કુંભમાં, આપે એક એકને હાથ,
એક પુરુષ એક પ્રેમદા, સુખે વિલસે તે સાથ.

*

ચંચળ ધરમ ચોથો ચતુર, કામી વડો વિવેક;
પ્રથમ પંચમકાર ત્યાં, ન્યાવટ કેરા નેક.
પંચમ તેમાં પાંચમું, અધિક ગુણ એકાંત;
તેમાં નરનારી તણી, ભાવ ગણે નહિ ભ્રાંત,

શામળ — (સૂડાબહોતેરી.)

બીજ મારણ બીજનો, કહેવાય ધણીનો ધરમ;
નરનારી મળે એકઠાં, કરે છે કુડાં કરમ.

શામળ.

વડોદરા રાજ્યના થોડા સમય પર પ્રસિદ્ધ થયેલા વસતિપત્રકના રિપોર્ટ પરથી જણાય છે કે કાંચળીયા પંથ અને બીજમાર્ગ હજુ પ્રચલિત છે. બસો બસો વર્ષ પર્યંત જે દેશમાં આવા આવા અનાચારો બિનહરકતે ચાલ્યા કરે તે દેશના વાસીઓનાં હૃદયબળ અને હૃદયશુદ્ધિ કેવાં હશે?

વૈષ્ણવ ધર્મનો વલ્લભાચાર્યે પ્રસરાવેલો પુષ્ટિમાર્ગ બહુધા ગુજરાતમાં પ્રચલિત હતો. આ માર્ગનાં મંદિરોમાં મૂળ પુરુષ એટલે વલ્લભાચાર્યના વંશમાંનો એકાદ ગોસાંઈ તરીકે રહેતો. પ્રથમ તો આ સંસ્થા ઉત્તમ રીતે ચાલી, પરંતુ ધીરે ધીરે વૈષ્ણવ સંપ્રદાય જેવા સંપ્રદાયોને સહજ એવા અનાચારો પેઠા. ગોંસાઈ પોતાને પૃથ્વી પર કૃષ્ણનો અવતાર મનાવા લાગ્યો. ગોપીભાવ – જે નરસિંહ અને મીરાં જેવા ભક્તકવિઓથી ગુજરાતીઓના હૃદયમાં ઉદ્‌ભવ્યો હતો તે — સાક્ષાત્કાર કરવા ભાવિકોએ આ તક સાધી. જોતજોતામાં સડો આખા સંપ્રદાયમાં પેઠો અને બધું સડી ગયું.

વૈષ્ણવ ધર્મમાં કહ્યું, કનૈયે કીધું કામ;
સોળ સહસ્ર સંતોળી, નરવર જેનું નામ.
ગોંસાઈ ગુરુ જેહના, સમરપણી સીરદાર;
તનમન સોંપે તેહને, નિર્મળ પોતાની નાર.

શામળ.

આ પ્રમાણે લખી કવિ વિરમ્યો. કરસનદાસ પેઠે સામી લડત એણે ચલાવી નહિ તેમ જ આવા અનિષ્ટ રિવાજોની ખૂબ ઝાટકણી કરી જનસમાજની કર્તવ્યબુદ્ધિ જાગૃત નથી કીધી. ગોંસાઈજી મહારાજ વિષે એણે એક વાત લખી છે તે અત્રે આપવા જેવી હોવાથી તેનો સારાંશ આપીએ છીએ :

'એક પુર વિષે મહારાજ પધાર્યા હતા. તેમના દર્શનાર્થે એક શ્રીમંત વૈષ્ણવની વહુ ગઈ. તેની ભેટ અને શ્રીમંતાઈ જોઈ મહારાજે માળા ફેરવવી બાજુ પર રાખી તેની સાથે વાત કરવા માંડી, મુખિયાજી પાસે બાઈને પ્રસાદ, પાન તથા પતાસાં અપાવ્યાં. આ અરસામાં એક ભાવિક ડોશી ચરણસ્પર્શ કરવા આવી. મહારાજને પૂછ્યા વગર સેવકે 'મહારાજ પૂજામાં છે, હાલ દર્શન આપી શકે એમ નથી,' એમ કહી બિચારી ગરીબ ડોશીને વિદાય કીધી.'

મહારાજ કોઈ પુર વિષે પધારતા તો શું થતું તેનું વર્ણન આ પ્રમાણે કર્યું છે :

ગુસાંઈ મહારાજજી, વલ્લભ કુળના વિશ્રામ;
તરણ તારણ ત્રિલોકમાં, સફળ ધરમ સુખ ધામ.
પતિતને પાવન કરણ, હરણ પાપ પરચંડ;
દર્શન દુર્લભ દેવને, ટાલણ જમાના દુત.
પધાર્યા 'તા પુર વિષે, દુનિયાં કરે દર્શન;
મોટાને ત્યાં પધરામણી, પુરણ મન પરસંન;

*

ભાગ્યશાળી વૈષ્ણવ મળ્યા, ભુવન ભુવનથી ધાય.

શામળ.

અખો પણ દૃઢ વૈષ્ણવ હતો. પરંતુ શ્રીનાથમાં બરાબર ગોંસાઈના આચાર-વિચાર નીરખવાથી શુદ્ધિ આવી, અને છેવટે તેણે વેદાંત સ્વીકાર્યો. ગોંસાઈને ગુરુ કરવા વિષે એ કહે છે કે :

ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે ધોકો ના હરે, એ ગુરુ કલ્યાણ શું કરે ?

*

ગુરુ થૈ બેઠો હું શે કરી, કેઠે પાણ શકે કેમ તરી ?

અખો.

જેટલા બાંધે કંઠીઓ, તેટલાની બુદ્ધિ વંઠીઓ;
પોતે બેઠો છે બૂડવા, ઘણા જન્મના પાપ ઝૂડવા;
પોતે બેઠો છે હારવા, બીજાને ક્યાંથી તારવા ?

પોતાને લાગી છે લહેર, બીજાને કેમ વાળે ઝેર?
પોતે ખઈ રોગે મરે, બીજાને કેમ સાજા કરે?

શામળ.

વૈષ્ણવના ગુરુ સંબંધી આટલું લખાયું છે. હવે વૈષ્ણવ સારું શું કહેવાયું છે તે જુઓ :

વૈષ્ણવ ભેખ ધારીને ફરે, વરસાદ ટાણે પત્રાવળાં ભરે;
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝા ખાય.
કીરતન ગાઈને તોડે તોર, અખો કહે કે જુવાનીનું જોર.
વૈષ્ણવ વૈષ્ણવમાં આચરે, રાસમંડળની રીત;
વસંત રમે છે વૈષ્ણવમાં, પરસ્પરે બહુ પ્રીત.

*

છાપાં કરે છે છેલડાં, માંડ માંડ ઘાલ્યા માલ;
વિભીચાર વગોતા ફરે, કામનીઓના કાળ.

શામળ

આ તો ધર્મના અનુયાયીઓ સંબંધે કહેવાયું છે. હવે એ ધર્મની જનસમૂહ પર કેવી અસર થતી તેનું બયાન કરીએ.

વિપ્ર કહે શુભ વાણિયો, હદે ધરીઓ વાણિયો;
એક સમે એક કથાંતર આવીયું ભામનીના મનમાં ભાવીયું,
રાધા માધવનો સંવાદ, અધ્યા વાંચ્યા અણી ઉલ્હાદ;
બાળમુકુંદના બાળચરિત્ર, પરમ મનોહર પરમ પવિત્ર,
વિપ્રીત આસન કેરી રીત, પંડિતે વાંચ્યું પુરણ પ્રીત;
વિપય વારના મનમાં વસી, હેત ઘણેથી રાણી હસી.

*

છેક ઉઘાડું વર્ણન કર્યું, જે રાધાકૃષ્ણ આચર્યું.

શામળ

કૃષ્ણચરિત્રમાં ગમે એવું તત્ત્વજ્ઞાન હશે, એ ચરિત્ર પરથી ગમે તેટલી ઉચ્ચ પ્રતિની હૃદયગત કવિતા રચાઈ હશે, પરંતુ જનસમૂહ ઉપર વર્ણવેલી હાનિ પણ એ જ ચરિત્રથી થતી હશે.

અત્યાર સુધી તો વૈષ્ણવ ધર્મનું કાળાશપૂર્ણ વર્ણન અપાયું; હવે તેના ઉન્નત અંશ તરફ જઈએ. એ ધર્મે પ્રેમલક્ષણા ભક્તિ પ્રસરાવી. પ્રેમાનન્દે – જેણે પોતાના સમાજના ઉદય અર્થે ઘણાં કાવ્યો રચ્યાં છે તેણે – આ અંશ ગ્રહ્યો,

અને પોતાની કૃતિમાં ઉતાર્યો. ભ્રમરપચીસીમાં, શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના ભાષાંતરમાં જે રસ રેડાયો છે તે આ અંશગ્રહણને લીધે.

પોતાના દેશીઓના ધર્મમાં રહેલી ઉચ્ચ કવિતા પ્રગટ કરવા પ્રેમાનંદનો પ્રયાસ હતો, અને તે ઘણે અંશે સફળ થયો છે. ઘેર ઘેર આજ પણ તેનું ભાગવત વંચાય છે.

મીરાંબાઈ અને નરસિંહ મહેતાનો કાવ્યરસ જે હૃદયગુહામાં ઊછળતો હતો તે હૃદયગુહાઓમાં આવાં કાવ્યો તેમ જ નરસિંહ મહેતાના જીવનના અનેક બનાવો સંબંધી રચાયેલાં કાવ્યો સન્માન પામ્યાં. નરસિંહ ભક્તનો ઉચ્ચગ્રાહ પોતાના સમાજ આગળ મૂકી ઉન્નત પથ પ્રયાણ દાખવવા સારુ પ્રેમાનન્દના યત્ન ફક્ત પ્રશંસાને પાત્ર નહિ, પરંતુ ચિરંજીવિતાને યોગ્ય છે. હાલ તો તેની આ યોગ્યતાએ કાળના વ્હોમાંથી બચી અમરતાના ખડક પર તે બીરાજ્યો છે.

પ્રેમાનન્દે ઉચ્ચ પ્રકારના ભક્તનું જીવન મહેતા સંબંધી આખ્યાનો રચી દોર્યું છે. હવે ઈતર પ્રકારના ભક્તોનું જીવન નીરખીએ. ભગતનું વર્ણન :

> તિલક છાપાં માળા ધરે, જાણી તો બોહો જગત,
> કહે કથા, કીરતન કરે, વગાડે તાલ પખાજ;
> નમે સર્વ નરપત સહિત, કરે વૈષ્ણવનું કાજ,
> બંધાવે લોકને કંઠીઓ, લેવરાવે સહુને નામ.
>
> શામળ.

આ ઉપરથી જણાય છે કે ભગત ગોસાઈની ગરજ સારતો. બીજું વર્ણન :

> ખાયે બેઠા રામ ધસીયા, મેહેતા તણે મંદિર;
> ગોપીચંદન તિલક છાપાં, ધરી બાળમુકુન્દ ગાય;
> શબ્દ ઊઠે સ્મરણીનાં, મણકા અફળાય,
> ચિત્રામણ દશ અવતારનાં, ચોકમાં તુલસીવન;
> દેરાસર દામોદર તણો, મહેતા કરે કીરતન.
>
> પ્રેમાનંદ–(હૂંડી)

આ ભગતો ભજન ગાતા તેમ જ નવાં રચતા—તેમનો વિષય પ્રેમલક્ષણા-ભક્તિનો તેમ જ શંકરાચાર્યના ચર્પટપંજરિકાદિ પદો જેવાંમાં જગતની અસારતા, માનવજીવનની ક્ષણભંગુરતા ઇત્યાદિ પર જે ઉપદેશ અપાયો છે તેવા ઉપદેશનો હતો. શિષ્યની સંખ્યા સારી થતી તો વાડો બાંધતા, અને પોતે ગુરુ થઈ બેસત, ગાદી થઈ એટલે જતે દહાડે સંસ્થાની વિશુદ્ધિ વિનાશ પામતી.

સ્વામી થૈ બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ,
શિષ્ય રાખ્યાનો શિર પર ભાર, ઉપર ત્યાગને અંતર પ્યાર.

અખો.

આવા જ પ્રકારનો વાડો પણ ઉચ્ચ આશયથી ભક્તવીર કબીરે બાંધ્યો હતો. આ મ્લેચ્છ ભક્તનો સંપ્રદાય ગુજરાતમાં પણ ચાલતો હતો. તેની તે સમયની સ્થિતિ આવી વર્ણવી છે :

ત્રીજો ધરમ એક તારતીમ, સત સાહેબ કહે સરવ,
છોક છો છું છે તેહમાં, ઘણો આણે છે ગરવ.
વિભીચાર તો પ્રથમ ત્યહાં, આપ મળે એકાંત;
સાચું સગપણ સ્વામીતણું, ભાવે નગણો ભ્રાંત.

શામળ

ભક્ત પછી બાવાનો વર્ગ આવે છે. આ બાવાઓ નદીકાંઠે અથવા સ્મશાનમાં ધૂણી ધખાવી રહેતા, ગાંજો ફૂંકતા અને બગધ્યાન ધરતા. ગામમાં લોટ માગવા જતા, ભોજા ભગતે જે એમનું વર્ણન આપ્યું છે તેવું આચરણ લાગ ફાવે આચરતા. કેટલાક છૂટા અવધૂત કે ખાખી બની રહેતા, તો કેટલાક જમાતમાં રહેતા. જમાતને માથે મહંત રહેતો. આ જમાત ત્યાગી થવાને બદલે ભોગી બની જતી, બાદશાહી આડંબર રાખતી. આ વર્ગસંબંધી નીચેના ઉતારા મળી આવ્યા છે :

ભેખમાં સહુકો સમાયે, ન જાણીએ કોણ જાત,
એવા પાખંડી દંડી, ઘણા આવે જાગી;
જાય ઘેરથી શીશ મુંડાવી, અન્ન આહારના ભોગી.
ઘેર ઉદર પોષણ થાય નહીં, પછે હોય અતીત;
જ્યાં ભોજન પામે ત્યાં બેસે, એ પાખંડીની રીત.
ઉદર પોતાનું ભરવા અર્થે, લે વેષ વિવિધ પ્રકાર;
પાખંડ કર્યા વિના, કો માને નહિ નિરધાર.

શામળ

કેટલે લીધા ભેખ, ભટકતા હીંડે ભૂખે,
કેટલે લીધા ભેખ, હેડ હાકેમને દુઃખે,
કેટલે લીધા ભેખ, રોગ રૌરવની ગરજે,
કેટલે લીધા ભેખ, દુકાળ પડે કે કરજે,
કેટલાયે માબાપે વેચિયા, કોઈ તો નાસી ગયા,
શામળ કહે શી સગાઈ ત્યાં, બળાત્કારે બાવા થયા.

શામળ

રળવાનું તને જોર ન હોય તો, ટાઢી ચોળીને ભીખીઓ.

×

કાં સ્ત્રી મરે કે ખાવા ટળે, તમે ભગવાં પેરો રે.

પ્રેમાનંદ

બાવો મંત્રી દોરા કરે, પંચ જાતના જ્વર હરે;
અતીત મંત્રી ચિઠ્ઠી લખે, રાખે તે કો માદળીયા વીખે.
બાવા કને કડા મંત્રાવી સાર, હરખે ઘાલે હાથ મોઝાર;
તે રાખે ધૂપી ધૂપ વડે, મૂક નજર તેને નહિ નડે.

પ્રેમાનંદ (સુભદ્રાહરણ)

ઉપરના ઉતારાથી જણાશે કે કોણ બાવા થતા અને તેઓનો ધંધો શું હતો. શુદ્ધ વૈરાગ્ય આવવાને સ્થાને ભોગી વેરાગી બની સમાજને માથે બોજારૂપ થઈ પડતા. હિંદુ સમાજ અને સંસારમાં એક આર્થિક ખામી હતી, અને હજુ પણ છે. અવિભક્ત કુટુંબમાં નિરુદ્યમી અને આળસુનું પોષણ ઉદ્યમીને કરવું પડે છે, અને સમાજમાં બ્રાહ્મણો અને બાવા જેવા ઢોંગી, અભણ, આળસુ અને નિરુદ્યમીનું પોષણ પરસેવો ઉતારી રળેલા પૈસાથી થાય છે. આ રિવાજથી ઉદ્યોગી પણ નિરુદ્યોગી થઈ જતાં, બીજાના પર પોષણ સારુ આશ્રય રાખવાથી સ્વાવલંબનનો જુસ્સો નાશ પામે છે; પરાધીનતા, નિરુદ્યમિત્વ, શારીરિક નબળાઈ વગેરે આવે છે, મનુષ્યનું મનુષ્યત્વ પણ જતું રહે છે.

વહેમીઓને કેવા છેતરતા અને ઠગતા તેનું પણ વર્ણન એ ઉતારામાં છે. રોગ થયો કે બાવાજી પાસે દોરોધાગો કરાવી ધૂપ કરી માદળીયામાં ઘાલી પહેરાવવામાં આવતો. બાવાજી પોતાના થોડા મળતીયા રાખી પોતાની ખ્યાતિ ગામમાં પ્રસરાવતા. કોઈ સ્ત્રીને છોકરાં નહિ થતાં હોય તેને છોકરાં થાય તે માટે નાના પ્રકારની વસ્તુ મંત્રી આપતા.

જોગીને જુવતી કહે, પ્રણમું તારે પાગ્ય,
સીમંત મારે નથી આવતું, અટકી છે એ આગ્ય;
કરામત હોય તો તમે કરો, પામું હું પુત્ર સપુત.

શામળ

આ પ્રમાણે બાવાજીના ભાવ પુછાતા હતા. અગડમ્ બગડમ્ સમજાવી ભોળી ભામનીઓને લૂંટી ખાતા. સીમંતના સંબંધમાં સ્ત્રીઓ કેટલી આતુર હતી તે વિષે આગળ કહેવાનું હોવાથી અત્રે કાંઈ લખતા નથી. આ સઘળું તેઓ પે

સહિયરોની શીખામણ તેમ જ મદદથી કરતી. પોતાના પતિથી અથવા સાસરીયાંથી છૂપું રાખતી, અને આ છૂપામાં બાવાજી ફાવતા.

કેટલાક બાવા કીમિયો કરવાનો ડોળ રાખતા, અને તેથી હજારોને ધૂતવામાં ફાવી જતા. કેટલાક વૈદું કરતા, કારણ કે વૈદ્ય થવા સારું આવડત આ દેશમાં જોઈતી નથી. મનુષ્યને જે ધંધો મારી જીવાડી શકે છે તે ધંધો ચલાવવા સારુ અહીં કોઈને કોઈ પણ જાતનો પ્રતિબંધ નથી.

દેવીપૂજા પણ આ વખતમાં પ્રચલિત હતી. આબુમાંના અંબાભવાની, તેમ જ બહુચરા, કાળકા, વગેરે સ્વરૂપો પૂજાતાં હતાં. વલ્લભ ભટ્ટે માતાના ગરબા લખ્યા છે તે તેમ જ તેનો ભાઈ ધોળા ભટ્ટ માતાના ચુસ્ત પૂજારી હોવાથી આજ પણ માતાના મંદિરમાં 'વલ્લભધોળાકી જય' બોલાય છે. 'પ્રેમાનંદે દેવીચરિત્ર' લખ્યું છે. શામળે ઘણી વાર માતાનું આહ્વાન અને આરાધના કરી છે. કેટલેક સ્થળે વિશ્વમાં શક્તિને સર્વથી શ્રેષ્ઠ ગણી છે.

> નહિ કો તુજ સમાન, છું દાસી તમારી હો;
> તું કાળી ક્યાં કલિકા, બલિહારી હો.
> હિંગળાજ ને હર્ષદા, છું દાસી તમારી હો;
> વિશ્વ આખે વ્યાપી રહી, બલિહારી હો.
> નવખંડમાં નામ પ્રસિદ્ધ, છું, દાસી તમારી હો,
> છોરૂને છેહ ના દીજીયે, બલિહારી હો.

વીરજી.

કન્યાઓ સારો વર પામવા વ્રત કરતી, અને ગોરમા પૂજતી. આ સંબંધે વિશેષ અગાડી—ત્યારની સંસારિક સ્થિતિ લખતાં—કહેવાનું છે એટલે અત્રે વિરમીએ છીએ.

> શ્રાવણ માસે સંઘ તાહરો ભરાય, અંબાજી;
> મા જેને તારી ઇચ્છા હોય તે જાય, મારી અંબાજી.

વલ્લભ ભટ્ટ

આ ઉપરથી વિદિત થાય છે કે શ્રાવણ માસમાં સંઘ ભરાતો, અને હજારો લોકો અંબાજીની જાત્રાએ જતાં.

દેવીપૂજાની અધોગતિ વામ માર્ગ છે, તે વિષે આગળ લખી ગયા છીએ. તે છતાં પણ આ પૂજા નીચ લોકમાં કેવી અવનતિ પામી હતી, અને તેથી એમના પર શી અસર થતી તે તપાસીએ. કોળી આદિ વર્ણ મેલડીને ભજતાં, તેનો ગોખલો પોતાના ઘરમાં રાખતા, અથવા તેનું થાનક હોય ત્યાં જઈ પૂજતા.

કાંઈ થતું તો માજીને ખુશ કરવા પ્રયત્નો કરતા. માજીના કોપથી બહુ બીતાં. માતા શરીરમાં આવવાથી સ્ત્રી-પુરુષો ધૂણતાં; માતા આવવાનો ઢોંગ કરી એક સ્ત્રી નીચે પ્રમાણે બોલે છે:

નાચંતી ને કૂદંતી, ઊંચા રાખી હાથ,
નગન કાયા નિશંકથી, બોલી સ્વામી સાથ.
અલ્યા કટુલા કોળચા, તારું મુખ દેખાડ;
ક્યાંથી લાવ્યો ઝાંખરાં, ભણી મારી વાડ;
ઘેલી કરી તુજ ગોરડી, લઈશ તારા પ્રાણ.

×

અહીં સુધી આવ્યો જીવતો, પ્રેમદાને પરતાપ;
દાડી દેરે દીવો કરી, મૂકે આપોઆપ.
જ્વાળામુખી કાળિકા, નવ ખંડે છે નામ;
જે લાવે મુજ ઝાંખરાં, ફેડું તેનો ઠામ.

×

ઝટીયાં ચૂંટે જક્ષણી, વસ્ત્ર વિહાણું અંગ;
ચીસો નાંખે ચંતની, કરે રામા બહુ રંગ.
ભામની દીઠી ભીલડે, આ તે શો ઉત્પાત;
ખામુખા ખાય કાળિકા, વિપરીત થાશે વાત.
પ્રદક્ષણા પોતે કરી, પ્રીતે લાગ્યો પાગ;
માત તમે કહો તે કરું, જઉં કહો તે જાગ્ય.

શામળ.

આ બધા ધર્મો અવલોકી હવે જૈન ધર્મ તરફ વળીએ. કવિ શામળને આ ધર્મના અનુયાયીઓ સંબંધી જેટલું જ્ઞાન છે તેટલું બીજા વિષે નથી. તેમનાં જે જે લક્ષણો એણે આપ્યાં છે તે બહુધા ખરાં છે; અને હાલ પણ જોવામાં આવે છે. આ જૈન ધર્મના ગોરજીઓને શામળે ઝાટકી કાઢ્યા છે. બાવા અતીત પેઠે એઓ પણ—

કામણ ટુમણ મોટાં મર્મ, વશીકરણ વિદ્યાના ધર્મ;
મોહન ઉચ્ચારણના મેળ, ખરા હુન્નરના જાણે ખેલ.

શામળ

આ ધંધો સુજ્ઞ ગોરજીઓને પસંદ નહોતો.

સુરિ કહે એ સાધુનો, ઉત્તમ નહિ આચાર રે;
યંત્ર જડી મણિ મંત્ર જે, ઉસડ ને ઉપચાર રે.

વિનયવિજય

ધાગાચિઠ્ઠી પણ એ કરતા, વાંઝીયણને છોકરાં થાય તે સારુ વસ્તુઓ મંત્રી આપતા, શ્રાવકોને ત્યાં બપોરે અન્ન વહોરવા જતા, અપાસરામાં રહેતા અને રાતના ત્યાં અંધારામાં વ્યાખ્યાન આપતા. નીચે લખ્યા પ્રમાણે દેહદમન કરતા :

પોશા કર્યા મેં પાંચ શત, અઠમ કર્યાં શત આઠ;
એકાશન તો એક શત, ભક્તામરના પાઠ.
વીસ અહાર એંસી કર્યા, ચોવીસ અહાર સેંચાર;
અગાસન અગીઆરસેં, બીજા વરત અપાર.
અપવાસ કર્યા ખટ માસનાં, ભગરણ કર્યાં શત સાત;
તકરારી તનથી તજી, સ્કંદમૂળ નહીં વાત,
જાત્ર કીધી જગન્નાથની, સેત્રંજાની શાણ;
આઠ વાર આબુ ગયો, વસાઈ ગયો વઢવાણ.
સમેદસેખર મેં સેવિયા, પૂજ્યા પારસનાથ;
મહાવીર સ્વામી માણીયા, ટાઢા કીધો હાથ.

શામળ

એક દિવસ તે વાણિયો, આપ અપાસરે જાય,
ત્યાં મહાવીર સ્વામી તણાં, વખાણ વડેરાં થાય.
જયપુજ વારુ વરતિયો, કરે વખાણ વિવેક,
જીવદયા પાળકતણાં, ન્યાય સંભળાવે નેક.
ચતુર ચોરાશી ગચ્છના, લક્ષધા આવે લોક,
નરનારી તે વરતિયાં, સુણી શમાવે શોક.
પચકાણ કરે પંચ વર્ણનાં, કંદમૂળના કોડ,
અનાસન પોસા આચરે, પજુસણ જુગતી જોડ.

×

દાન શીખ તપ ભાવના, પારશ્વનાથની પૂજ્ય,
પાત્રી પુજણી ને મુમતી, શ્રાવક ધર્મે સૂઝ.
માનવભાવ કહે મથેનામી, ધર્મલાભ કહે ધીર,
નહાવા ધોવા પર નેહ નહીં, નીમે વાવરે નીર.
સંખેશ્વર સેત્રંજની, જાત્રા કરવા જાય,

સમેદશીખરે સંચરે, અન્ન અભડાયાં ખાય.
આંચળીયા ગચ્છના અધિપતિ, જીવદયા પ્રતિપાળ,
કાપડ પહેરે કોથળાં કરી, ખરો એમાં શો ખ્યાલ.
કો દીગંબર કે દેરાસરી, કામણુ ટુમણુ કહું કોડ,
વશીકરણુ વિદ્યા વિશે, હાંકી જાતે હોડ.

શામળ

ઉપર જણાવેલાં વ્રતો ગોરજી તેમ જ જૈન નરનારીઓ પણ કરતાં. રાત્રે અંધારામાં પોશા કરવાના હોવાથી પોશા કરનાર અપાસરામાં—પોશાળમાં જતા. પોશાળનું જૈન કવિ કેવું વર્ણન આપે છે?—

પાસે પોસાહશાળમાં, બેઠા ગુરુ ગુણવંત,
કહે મયણા દિયે દેશના, આવો સુણીયે કંત.
નરનારી બેઉ જણાં, લાગ્યાં ગુરુને પાય,
વિધિપૂર્વક વંદન કરી, બેઠા બેસણુ ઠાય.
ધર્મલાભ દેઈ ધુરે, આણી ધર્મસનેહ,
યોગ્ય જીવ જાણી હવે, ધર્મ કહે ગુરુ તેહ.
ભમતાં આ સંસારમાં, દુલહો નરભવ લીધો રે,
છોડી નિંદ પ્રમાદની, આપ સવારથ સાધો રે.
ચેતન ચેતો રે ચેતના, અણી ચિત્ત મોઝાર રે,
સામગ્રી સર્વ ધર્મની, ચાલે જે નર ખોઈ રે.
માખીની પરે હાથ તે, ઘસતાં આપ વિગોઈ રે, ચેતન ૦
જાન લઈ બહુ યુક્તિ શું, જેમ કોઈ પરણવા જાય રે,
લગન વેળા ગઈ ઊંઘમાં, પછે ઘણું પસ્તાય રે,

વિનયવિજય

આમ છતાં શામળનો અનુભવ જુદો છે, અને તે તદ્દન બિનપાયાદાર નથી, કારણ કે કવિતા સમકાલીન જૈન કવિઓએ જે સઝ્ઝાયો લખી છે તેના વિષયો 'શિયળની નવ વાડો,' 'પુરુષને શીખામણ,' 'સ્ત્રીને શીખામણ,' વગેરે છે. અપાસરામાં અપાતાં વ્યાખ્યાનોમાં જે દૃષ્ટાંતો અપાતાં તેમાં પણ 'શિયળ' અથવા 'ભોગ તજવાના' ઉપાયો હતાં.

'ભોગ તજવાના' સંબંધમાં નીમનાથ, ઢંઢણકુમાર, સુદર્શન શેઠ, શાળિભદ્ર અભેકુંવર ઇત્યાદિની કથા કહેવાતી. સંસારના ઉપભોગ તજી ગૃહસ્થાવટમાં વૈરાગ્ય આણી पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननिजठरे शयनम् ના લગડામાંથી તેઓ

તરેહનાં વ્રત કરતા – બાધાઓ લેતા. આ બાધાઓ કેવી રીતે લેવાતી તેમ જ કેમ પળાતી વગેરેનું ચિત્ર શામળે આપ્યું છે.

'શિયળ'ના સંબંધમાં ત્યારના વિદ્વાન ગોરજીઓનો દૃઢ આગ્રહ હતો. 'શિયળ'નો મહિમા વર્ણવવા નેમવિજયસુરીએ શીલવતીનો રાસ લખ્યો છે.

શીલ સમો સંસારમાં, શિખર ન કોઈ થોક.

×

રાખે અવસર શીલને, તે પામે ભવ પાર.

નેમવિજય.

શીલ સંસારે સાર, સહી ભાખ્યો શ્રીકિરતાર હો ભાવે ભાવે સુણો,
ચોવીસે જિનરાજ, લીલા શીલતણી વહેલાજ. હો ભાવે૦
જલને જંગલ વસતી, અગ્નિ અંબુસમ શમતી હો ભવિ સુણો.
સુર તે શીલને પ્રણમે, સફળ વિહાણો તસ જનમે. હો ભાવે૦
દાન અંતરાયને બાંધે, ભોગવિયાથી શિવ સાધે, હો ભવિ૦
મુક્તિ મારગ છે શીલ, સહી ટાળે ભવદધિ કીલ. હો ભાવે૦
કુષ્ટ્રદિક જે અઢાર, જાણે તેહનો ટાલણહાર, હો ભવિ૦
ભૂરિ ભગંદર શ્વાસ, હરે અર્શ અને વળી બાંસ. હો ભાવે૦
દારિદ્ર શોક ને દ્વંદ, શીલ ટાળે ભવભય ફંદ, હો ભવિ૦
સો ભાગી નર ને નારી, જિન ભાખે મત સંસારી. હો. ભાવે૦
કમળા વિમળા ગેહે, તસ નાહ, બોલાવે નેહે, હો ભવિ૦
હરિ કરી અજને જાણો, વ્યાલ દાદુરને છે સમાણો. હો ભાવે ૦
વૈરી અર્થક તીહ, વહે શીલ તણી જે લીહ, હો ભવિ૦
સાચો શીલ સનાથ, અવસાને આપે જે હાથ. હો ભાવે ૦
શીલ સમો ન સખાઈ, જે નિશ્ચય શિવને મિલાઈ, હો ભવિ૦
શીલ તણી સસનેહ, સરસ કથા ગુણ ગેહ. હો ભાવે ૦

નેમવિજય

આ ત્રણ ઉતારામાં શીલનો મહિમા ગવાયો છે. આ જ પ્રમાણે અપાસરામાં પણ ઉપદેશ થતો.

શ્રાવકો બ્રાહ્મણોના દેવને માનતા નહિ પરંતુ દેવીની આરાધના કરતા. હેમચંદ્રસુરી અને દંડીઓ વચ્ચે થયેલી તકરારના સંબંધમાં ચાલતી દંતકથામાં દેવીની મદદથી સુરીએ અમાસની પૂનમ કરી હતી એ વાત સર્વેને સુવિદિત છે. નેમજય પણ પોતાના એક પાત્ર પાસે દેવીની ઉપાસના સંતતિ અર્થે કરાવે છે. આ તે કુળદેવી હતી.

આ કાળમાં મુસલમાનના એકેશ્વરવાદની અસર હિન્દુ ધર્મ પર થતી જતી હતી, અને તેથી બન્ને વિરોધી ધર્માંઓને એકત્ર લાવવાના નાના પ્રકારના સંપ્રદાય ચલાવવામાં આવતા હતા. ગુજરાતમાં આવા સંપ્રદાય બહુ પ્રચલિત નહોતા. એટલે તે સંબંધી બહુ ઉલ્લેખ ત્યારનાં લખાણોમાં જોવામાં આવતો નથી. મુસલમાની ધર્મ, રીતરિવાજ, સંસાર વગેરેનું ઝાંખું પણ જ્ઞાન આપણને મળી શકતું નથી. અમદાવાદની પડોશમાં જ હિંદુ અને મુસલમાન ધર્મનો સંલય થઈ અનેક પંથો ઊભા થયા હતા. હિંદુઓ હિંદુ રહી પીરને માનતા અને તેની ગાદીને નમતા. મુસલમાન મુસલમાન રહી ભાગવત અને ભગવદ્ગીતાનું અધ્યયન કરતા. એવા મહત્ત્વના બનાવો પોતાની આસપાસ બનતા હોવા છતાં તે સમયના કોઈ લેખકે તેને પ્રતિબિંબિત કર્યા નથી એ ઘણું આશ્ચર્યજનક છે. મૂળ કારણ એમ જણાય છે કે આવી વાતો વર્ણવવા તરફ આપણા લેખકવર્ગનું ધ્યાન ત્યારે દોરાયું નહોતું. તે સમયની સ્થિતિનું સહેજ વર્ણન જે આપણને શામળમાંથી મળી આવે છે તે પણ જાણીજોઈને લખાયું નથી. બીજે જે વિશેષ પ્રકાશ તે કાળ પર પડે છે તેનું કારણ સંજોગો છે. ગમે તેવો વિદ્વાન હોય તોપણ નાનપણથી જે સંજોગોમાં ઊછર્યો હોય છે તેમને ખંખેરી નાખી શકતો નથી.

હું આજ પીરાણે જાઉં,
મલીદાની બાધા મૂકીને, પછી દૂધ દહીં ખાઉં.

શામળ

પીરાણા અમદાવાદની નજીકમાં આવ્યું છે, અને ત્યાંના ઘણા લોક—વિશેષે ગામડાના — ભક્ત હતા. શામળને ગામડાના લોકનો ઘણો અનુભવ હતો, તેના સંબંધી લખતાં અજાણે આ દોઢ લીટી એનાથી લખાઈ ગઈ લાગે છે.

આ ઉપરથી લાગે છે કે તિતિક્ષા રાખી આપણા હિંદુ ભાઈ પીરપેગમ્બર કરવા નીકળ્યા હતા. તેત્રીશકોટિ દેવ પૂરા નહિ લાગવાથી મહોમેડનના પીર ઓલિયાનો આશ્રય લેવામાં આવતો હશે! આપણા દેવ વર્ગના સુભાગ્યે ચીનાઈ વા અહીંયાં વાયો નહોતો; નહિતર નવા દેવદેવીની બનાવણી સાથે જૂનાને વિવિધ પ્રકારના શાસન મળત. પરદેશી રાજ્ય હોવાથી આ અપમાનમાંથી તેઓ બચ્યા!

તે સમયના સંપ્રદાયો પર અખાના ચાબખા ઉતારી આ અવલોકન સમાપ્ત કરીશું.

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહી ખાધી ખતા.
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધકો ગણે;
અખા એ જ અંધારો કૂવો, ઝઘડો ભાગી કોઈ ન મૂવો.

×

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં.
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોયે ન પોતા હરિને શર્ણ;
કથા સૂણી સૂણી ફૂટયા કાન, અખા તોય ના'વ્યુ બ્રહ્મજ્ઞાન.
એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુળસી દેખી તોડે પાન.

×

એક પરમેશ્વર ને સઘળા પંથ, એ તો અળગું ચાલ્યું જૂથ;
જેમ અગ્નિ અગ્નિને સ્થાનક રહ્યો, અને ધુવાડો આકાશે ગયો.
અળગો ચાલ્યો તે કયમ મળે, એમ અખા સૌ અવળા વળે.

×

આતમ સમજે તે નર જતી, શું થયું ધોળાં ભગવાં વતી;
ખોડે તોડે જોડે વાળ, એ તો સર્વ ઉપલો જંજાળ.
પ્રીછીને સંકોડે વ્યાપ, તો અખા રહે આપે આપ.

×

કોય કહે મોટો શિવદેવ, કોય કહે વિષ્ણુ મોટો અહમેવ,
કોય કહે આદ્ય ભવાની સદા, બુધ કલકીના કરે વાયદા.
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલમે શરીબ;
અખા સૌ બાંધો બાકરી, કોય ન જુવે હરિ પાછો ફરી.

વગેરે વગેરે.

તે કાળની ધાર્મિક સ્થિતિ નિહાળી, સંસારિક સ્થિતિ નીરખવા જતાં પહેલાં તે સમયના ધંધાદારીઓ વગેરેનાં જે ચિત્રો દોરાયાં છે તે જોઈએ. આ ચિત્રોમાંના કેટલાક એકતરફી છે; તેમ છતાં પણ તે વખતનું પ્રતિબિંબ એઓમાં સારી રીતે દેખી શકાય છે. આ ચિત્રો આપી પછી તે ઉપર જે સામાન્ય વિવેચન કરવું હશે તે કરીશું.

પ્રથમ બ્રાહ્મણવર્ગ તરફ વળીએ. ગોરપદું, માણભટું, જોશીપણું, શાસ્ત્રીપણું વગેરે ધંધા તેઓના હતા. કાંઈ ધંધારોજગાર ન હોય તો ભીખ માગતા કે ટેલ નાખતા; નદીએ, તળાવે, અથવા વાવે નહાવા આવનાર લોકોનાં લૂગડાં સાચવતા અને પૈસો પાઈ દક્ષિણા લેતા. મિષ્ટાન્નપાણી એ બ્રાહ્મણવર્ગને અત્યંત પ્રિય હતાં; જે આજે પણ છે.

જાય નિત ભિક્ષા કારણે, બળવંત ગૃહસ્થ તણે બારણે;
વાંકી પાઘ ને ચાવે પાન, રાગરંગ કરે બહુ ગાન.

એકે નહિ તેને ઉચાટ, નિત નિશાએ માગે હાટ;
સો દોકડા નીત પેદા કરે, અહરનીશ આનંદે ફરે.

×

મહારાજ બની મિંદુ, પાઘ વડી ધારી શિર;
સિધાવ્યો સભાની મધ્ય, જાણી વાત સ્વલ્પ છે.

×

શાસ્ત્રમાં કહ્યું એમ, શત કાર્ય મૂકી કરી;
ભોજન કરવા જવું, હર્ષ આણી નાતમાં.
લાડુ જમવાના સુણી, આડું સર્વ નાસી ગયું;
લોભી દ્વિજ ખાવું સુણી, અડે કષ્ટ આભમાં.
ભોજનની વાત સુણી, વેગે ચાલી ગયો મિંદુ;
ગામને પાદર આવ્યો, થયું જાણે કામ છે.

વલ્લભ

ગુરુ ! તમને સોંપી ગયા સ્વામી,
ભોજન ભટપણું નાખો વામી.

પ્રેમાનંદ ( પાંચાલી – પ્રસન્ન)

ભારતીભટાદિ – મંત્રાનંદ, અમે કોઈનેય નહિ કહીએ પરંતુ તમારે અમને મિષ્ટાન્નપાણી સમે ભૂલવા નહિ હોં.

પ્રેમાનંદ

મોદકાનંદ — ઓ ભારતીભટ, ભોમભટ, સોમભટ, ચાલો ચાલો ગુરુદેવે ભણાવ્યું છે કે શતં વિહાય મોક્તવ્યમ્ તે ભૂલી ગયા કે શું ? અમે તો એ યથાર્થ શીખ્યા છીએ કેમ આવવું છે કે જઈએ ?

પ્રેમાનંદ

આમાંના પહેલા ઉતારા પરથી જણાય છે કે બ્રાહ્મણોનું જીવન કેવા ઉચ્ચ આશય અને આદર્શથી દોરાતું હતું. ભીખ માગવી એ તેમનો હક્ક છે એવું મનમાં ઠસી જવાથી તેઓ નિરુદ્યમી, આળસુ અને સમાજને ભારરૂપ થઈ પડચા હતા. જગતમાં ભારતવર્ષના ભિક્ષુકવર્ગની સંખ્યા જેટલી સંખ્યા બીજે કયાંય નહિ હોય. આનું કારણ આપણા ભૂદેવો છે. આવી સ્થિતિમાં જે આર્થિક હાલત દેશને ભોગવવી પડે છે તે અગાઉ સૂચવી ગયા છીએ. ભિખારી થવાથી બ્રાહ્મણોમાં સર્વ પ્રકારની અધોગતિ પેઠી હતી.

ભૂદેવ તે તો બનીયા ભિખારા !
હતા સમે એક જ દિન સારા.

પ્રેમાનંદ

અગાઉની તેમની સ્થિતિ સાથે હાલની આવી અધમ અવસ્થા સરખાવતાં પ્રેમાનંદનું હૃદય કંપી ઊઠે છે, અને ઉપરનો ઉદ્‌ગાર કાઢે છે.

ઉપરના ઉતારા બતાવે છે કે બ્રાહ્મણોનું કર્તવ્ય ક્યાં સમાપ્ત થતું હતું. તેઓનું બ્રાહ્મણત્વ નષ્ટ થયું હતું અને તેમનામાં ભોજન ભટપણું આવ્યું હતું. ગમે તેવું હોય, ગમે તેવો કારી ઘા – કોઈ યુવાનના અકાળ મૃત્યુથી – લાગ્યો હોય પરંતુ તે ઘા ભોજનનું નામ સૂણી રૂઝાતો. લાડવા તેમના પરમેશ્વર હતા. માનસિક ભૂખ જે અસલ તેમનું જીવનસૂત્ર હતું તે તજી શારીરિક ભૂખ તેમના જીવનની સર્વસ્વ તેમણે કરી. આ ફેરફારથી તેમની અધોગતિ કેટલી બધી થઈ છે તે હજુ પણ આપણે જોઈએ છીએ.

તે સમયમાં બ્રાહ્મણો ખેતી પણ કરતા – ('એક વિપ્ર તો ખેતી કરે, બીજો વેદ નિત્ય આચરે' – શામળ) રાજાઓ તરફથી મળેલી જમીન ખેડાવવા દ્રવ્ય નહિ હોવાથી જાતે જ ખેડતા. આ ખેડુ બ્રાહ્મણો ખેડૂતો જેવા જ અભણ, સંસ્કારહીન અને બુસા હતા.

બ્રાહ્મણોની એક મોટી રોજી પુરાણ વાંચવાથી થતી હતી. આ માર્ગ મોટા મોટા કાશીમાં ભણી આવેલા પંડિતોને પણ ધરવો પડતો હતો. ભાગવત, મહાભારત, રામાયણમાંની કથાઓ તેમ જ જુદાં જુદાં પુરાણોમાંથી વ્રતની કથાઓ કાઢી પુરાણીઓ સપ્તાહ માંડતા. માણ સાથે રાખી તેને ટકોરા મારી નકામો રાગડો તાણી કથા કહેતા. આ કથામાં તેમના સંજોગોની અસર થતી. ઘણે સ્થળે અર્થના અનર્થ કરતા. જમીપરવારી લોકો આ સપ્તાહ સાંભળવા એકઠા મળતા, સપ્તાહ પૂરી થયે પુરાણીબાવાને સરપાવ મળતો. તેમ જ તેમનો વરઘોડો કાઢવામાં આવતો. મંદિરો જેવાં સ્થળે હંમેશ પુરાણ વંચાતાં.

પુરાણી થવામાં તે સમયે અને હાલ પણ ઘણા શિક્ષણની જરૂર નહોતી. સહેજસાજ સંસ્કૃત આવડ્યું એટલે બસ હતું. જરા રાગ કાઢતાં શીખી લેતા. આટલાં સાધન મળ્યાં એટલે હરકોઈ બ્રાહ્મણ પુરાણી થઈ શકતો. પુરાણીઓ શીઘ્ર કવિ હતા. શ્રોતાઓમાંથી પૈસા પૈ દક્ષિણા મળતી તો તરત તેની પ્રશંસામાં કાવ્ય રચી કાઢતા.

તમે રાગ તાણી શ્લોક આલાપો, તેવા આમાં રાગ ન દાખું.

પ્રેમાનંદ.

આ કટાક્ષમાં તેઓની રાગ પરની પ્રેમવૃત્તિ સમજી શકાશે. ગુજરાતમાં સંગીતનું જ્ઞાન ઘણું જ ઓછું હતું. અધૂરા સંગીતશાસ્ત્રીઓ પાસેથી જ્ઞાન

લેનારા છેક અધૂરા બનતા, અને સંગીતની દશા નબળી થઈ પડી હતી. આ વિશે આગળ વિવેચીશું.

પુરાણીઓ અદેખા, અજ્ઞાની, મતીલા ને વિઘ્નસંતોષી હતા.

પ્રાચીન કાવ્યમાળામાં રત્નેશ્વરની જીવનકથામાં જે બનાવ વર્ણવ્યો છે તે અત્રે ઉતારીએ છીએ :

'રત્નેશ્વરને ઘણી ઘણી રીતે પજવી અપમાનિત કરવામાં નિષ્ફળ થવાથી પુરાણીઓએ તેને રણછોડજીમાં કથા કરતો બંધ કરવાનો માર્ગ લીધો.

રણછોડજીમાં તો અમારું વંશપરંપરાનું શાસન છે, એવું નિમિત્ત કરીને એક પુરાણીને ઊભો કર્યો; અને રત્નેશ્વરની કથા વખતે તેને આગળ કરીને બીજા પુરાણીઓ તેની પાછળ આવ્યા. આવેલા પુરાણીએ આવતાંવેંત જ કહ્યું કે, 'રાખો મહારાજ! તમે આંહી શા માટે બેઠા છો?'

રત્નેશ્વર : આ સર્વ શ્રોતાની એવી ઇચ્છા થઈ કે તમે અહીં કથા વાંચો ત્યારે હું બેઠો છું.

પુરાણી : પણ કાંઈ તમારા બાપનું શાસન છે? કથા કરવી હોય તો બીજે ગમે ત્યાં વાંચી ખાઓ; અહીં નહિ વંચાય.

એક વૈષ્ણવ : (પુરાણીને) મહારાજ, ઠંડા પડો. છે શું? શાસ્ત્રીને અમે સર્વેએ મળી બેસાડ્યા છે, તેમાં તમારું શું જાય છે?

બીજો પુરાણી : શું જાય છે શું? એનું બાપદાદાનું શાસન છે તે ખોટું, અને આ મોટું ડોળ કરીને આવ્યો તે ખરો! જાઓ મારા ભાઈ, વૈષ્ણવ થઈને લગાર તો વિચાર કરો; બ્રાહ્મણના પેટ ઉપર પગ મૂકવા શું તૈયાર થાઓ છો! હા, હજી આ પુરાણી કહે તો ગમે તે બેસે. અમે આટલા બધા છીએ પણ એની વિના કોઈએ કોઈ દહાડો રણછોડજીમાં સપ્તાહ કે કથા કાંઈ કર્યું છે? તમે સાંભળ્યું છે? સાચું બોલજો.

ત્રીજો પુરાણી : શેઠજી, એ ન હોય નાનીસૂની વાત! એ તો અમારો ગરાસ. રત્નેશ્વરે કથા કરવા માંડી ત્યારથી એ વાતની ભાંજગડ ચાલે છે, પણ જ્યારે છેવટની ઘડી સુધી વાત માનવામાં ન આવી ત્યારે કોઈ પોતાનું શાસન જવા દે? આ વખતમાં કોઈ છે પુરાણીને વર્ષાસન બાંધી આપે એવો કે નવું શાસન કરી આપનાર?

મૂળ પુરાણી : મહારાજ, જો ભલું ચાહો તો પોથી સમેટીને ઘેર ચાલ્યા જાઓ, અને બીજીવાર આ જગાએ કથા કરવા આવ્યા તો જોવા જેવું થશે.

વૈષ્ણવો અને શેઠિયા આ જોઈને આભા બની ગયા! પુરાણીઓ ઉપર તેમને તિરસ્કાર તો બહુ ઊપજ્યો, પણ તેમને શું કરે? રખેને કોઈ ત્રાગું કે

તોફાન કરે, તે વાતનો મનમાં ડર ખાઈને તેઓ કાંઈ બોલ્યા નહિ, અને રત્નેશ્વર પોથી બાંધીને ઘેર ચાલ્યા ગયા!'

(પ્રાચીન કાવ્યમાળા અંક ૧૫, રત્નેશ્વર કૃત કવિતા.)

રત્નેશ્વર સંબંધમાં પુરાણીઓની અદેખાઈ એટલી બધી હતી કે તેની કથામાં 'લડાઈ ઊભી કરીને, કાંકરા નાંખીને કે ગમે તેમ કરીને' ભંગાણ પાડતા.

પ્રેમાનંદને પણ આ જ પ્રમાણે કથા કરતાં તકરાર થઈ હતી. આ બધા બનાવો પરથી એણે માર્કંડેય પુરાણમાં પુરાણીઓની ખૂબ ઝાટકણી કાઢી છે; તે એટલે સુધી કે પુરાણીઓને નરકમાં નાખ્યા છે.

પુરાણીઓની રોજી ગામડામાં તેમ જ સ્ત્રીવર્ગમાં સારી ચાલતી. ગામડાઓમાં અગડમ્ બગડમ્ અર્થ કરી રામાયણ ને મહાભારતની કથા કહેતા. ગંભીર અને અર્થપૂર્ણ શ્લોકે ગટ કરી જતા અને કથાના ભાગમાં મરચુંમીઠું ભભરાવી તે લંબાવતા. હાલની માફક ત્યારે પણ રામાયણ ને મહાભારતની કથામાં જંમાલખાં, લાલખાં વગેરે સિપાઈઓ આવતા!

'નથી સપ્તા જેવું કીધું કહીં, શ્લોકાર્થ લીધો જહીં તહીં.'

પ્રેમાનંદની આ લીટી પરથી સપ્તાહ કેવી રીતે ચલાવવામાં આવતી તે જણાય છે. સ્ત્રીવર્ગને વ્રતનો મહિમા અચ્છી રીતે સમજાવતા અને તેમાં વચ્ચે વચ્ચે બ્રાહ્મણની પૂજા, બ્રહ્મભોજન અને દક્ષિણાનું કહેવું ચૂકતા નહિ. વ્રતકારિણીઓ બ્રહ્મોપદેશ પ્રમાણે યથાર્થ ચાલી બ્રહ્મબંધુઓનું યથેચ્છ પોષણ કરતી.

રત્નેશ્વરના સંબંધમાં પુરાણીઓની હકીકત બહાર આવી છે. આવા અજ્ઞાની અને અધૂરા પુરાણીઓના હાથમાં તે સમયના સમાજની નીતિમય કેળવણી હતી. તે સમયની નીતિ પર શામળે જે બૂમ ઉઠાવી છે તે આ જોતાં વાસ્તવિક લાગે છે. આ પુરાણીઓએ વહેવડાવેલી કથા-ગંગામાં સ્નાન કરી જગતને આદર્શરૂપ આર્યા નીકળે એ ઘણું જ અસંભવિત છે. આવી અસંભવિતતા છતાં પણ કેટલાક દુરાગ્રહી લેખકો — જેઓ આપણી પ્રાચીનતા સર્વાંશે સારી હતી એમ વર્ણવે છે તેઓ — પોતાના ગ્રંથમાં પુરાણીઓની વિશુદ્ધ અને ઉન્નત કૃતિની ઉપર જણાવેલી આર્યા ઊપજાવવા રૂપી બે મોંએ વખાણે છે. પેટ ભરવા સારુ રચાયેલા 'મહાત્મ્યો'નો પ્રચાર કરનારા પાસેથી દેશ અને ભવિષ્યની પ્રજા સંબંધી ઉચ્ચ આશય અને આદર્શો મળવા એ દુર્લભ છે.

### બ્રાહ્મણ

બ્રાહ્મણનો ઊંચો વર્ગ નાગરનો હતો. નાગર સંબંધી પ્રેમાનંદે ટોળ વાપરી છે. આ મશ્કરીમાંથી તેઓ સંબંધી ઘણું જાણવાનું મળે છે. નાગરોમાં તે વખતે પરણવા સારુ ઘણા પૈસા ખર્ચવા પડતા હતા.

પાંચે પુત્ર કુંવારા અંશ, છતે સુત વટે છે વંશ,
એકને જોઈએ પાંચ હજાર, તો આવે નાગરને નાર;
ગરથ તણી ભરીએ ગાગરી, તો આવે ઘરમાં નાગરી.

શામળ

શ્રાદ્ધ અને મામેરામાં પ્રેમાનંદે નાગરણોનો ચિતાર અચ્છો આપ્યો છે. નાગરણોને ભણતાં, લખતાં ને વાંચતાં આવડતું. આ છતાં પણ ફટાણાં ગાવાનો રિવાજ એમનામાં પ્રચલિત હતો. (શામળ) ઘણાં નાગર કુટુંબો પૈસાદાર ન હતાં માટે બૈરાંઓને ઘરનું કામકાજ કરવું પડતું.

આમ છતાં પણ નાગરો શોખીન અને રસજ્ઞ હતા. ખાવામાં પીવામાં ને પહેરવામાં બધાથી આગળ પડતા હતા. ચોખ્ખાઈ બહુ રાખતા. નાતમાં જમવા પહેલાં નહાતા. નાગરોમાં જરઠ વિવાહ હતો. વલ્લભ ભટ 'કજોડાના ગરબા'માં બાઈ પાસે નીચેની કડી બોલાવે છે:

ગોરમા વાસું સઘળી વિપત્ત કે, ન્યાત નાગર તણી રે લાલ. +

નાગરણોની ટોળી વાતો તેમ જ તીખાં મહેણાં 'શ્રાદ્ધ ને મામેરાં'માં પુષ્કળ છે:

સ્વામી ઓછી નાગરની નાત, જરા ઢાંકી ન રાખે વાત;
સહેજ સારુ કરશે ઠંઠોલી, મોંઢા મોંઢ કરશે તે બોલી.

પ્રેમાનંદ

એમ કહીને બેઠાં માણક મહેતી, માંહોમાંહે નાગરી વાતો કહેતી;
કો કહે મેં જાણ્યું વેળા થઈ ગઈ, કો કહે હું કયારની બેસી રહી.
બાઈ મોડાં આવ્યાં હોત તો સારું, અહીંયાં નવરાં કશું નહીં વારુ.
એક કહે મારે ઘેર ભરવું છે પાણી, વહેલી આવી જમવાનું જાણી;
મારી સાસુએ મુજને કહ્યું, પણ મેં ભૂંડીએ નવ લહ્યું.
કહ્યું હજી જમવાની છે વાર, પણ મેં ઉતાવળ કરી અપાર;
ચાંદલાની સુરત નવ રહી, આંખ આંજવી વીસરી ગઈ.
એક કહે મુજ ઘેર પડ્યું છે કામ, સહુ મૂકીને આવી એણે ઠામ;
અહીંયાં તો વળી પડશે રાત, ઊકળશે નહિ એકે વાત.
એક કહે વૈષ્ણવને ભાવંત, બેસીશું તો થઈશું પાવન;
ઘેરે નવરાં કયાંથી પડીએ, અહીં ચારમાં બેસી વાતો કરીએ.

---

+ આ બાઈ સોળ વર્ષની હતી અને તેનો સ્વામી એંશી વર્ષનો હતો. જાતની નાગર હતી. જરઠ વિવાહ(મરાઠી નાટક શારદા રચનાર રા. દેવલનો શબ્દ)ના દુ:ખમાંથી છૂટવા ગોરમાને પ્રાર્થે છે.

ઘરનું કામ તો રોજનું લાગ્યું, ભવોભવનું કરમે ભાગ્યું;
એક દિન તો નચિંત થઈને રહીએ, ફરી મહેતાનું મંદિર ક્યાંથી લહીએ.
સારું થાય જો લાગે વાર, સ્વાદ પડે જમવાનો તે વાર.

પ્રેમાનંદ

આ ઉતારા પર વિવેચન કરવાની જરૂર નથી. નાગરો સરકારી નોકરી કરતા. મુત્સદ્દી વર્ગમાં નાગરોનો પણ ઘણો ભાગ હતો. 'કલમ કડછી ને બરછી' એ તેમનો પૈસો હતો. તેઓમાં ઘણાખરા ભણેલા હતા. ફારસીનું જ્ઞાન ઘણું સારું ધરાવતા. કેટલાકનું જ્ઞાન તો એટલું સરસ હતું કે ફારસીમાં કાવ્ય રચી શકતા. નાગરો લગભગ બધા દેવી અને શિવને માનતા. શ્રાવણ-ભાદરવામાં માતાની ભવાઈમાં ભાગ લેતા. પોતાને બહુ ચોખ્ખા લેખતા. પરંતુ કેટલાક દેવીને નામે માંસ મદિરાને સેવતા, કેટલાક વામમાર્ગીઓ પણ હતા, અને બેધડક અને નચિંતે અનીતિનો વેપાર ધમધોકાર ચલાવ્યા જતા. વળી શોખીન હોવાથી ભભકાબંધ રહેતા. આખો દિવસ પાન ચાવતા. ઘણો ભાગ હુક્કો પણ ગગડાવતા. તેઓ સંગીતવિશારદ હતા. ગુજરાતમાં સંગીતની અધોદશા નાગર જ્ઞાતિમાં થઈ નહોતી. નાગરો ખંતીલા, ખટપટી, ઝેરીલા, શોખીન, રસજ્ઞ, અભિમાની અને વિલાસી હતા. નાગરણો પણ રસિકતામાં ઊતરે એવી નહોતી. તેમનું બોલવું અમુક પ્રકારના પ્રયત્નભર્યું અને મધુર હોવાથી ચિત્તાકર્ષક હતું.

બ્રાહ્મણ પંડિતનું વર્ણન શામળ ભટ્ટ નીચે પ્રમાણે આપે છે:

પંડિત તેડ્યા પુરપતિ, રહેતા નગર મોઝાર;
આઠે પહોર અહમેવમાં, અદકો મન અહંકાર.
બાંધતાં વાંકાં પાઘડાં, પહેરતા લાંબા ધોત;
શેલાં ભારીં મૂલનાં, બારિક ઝીણે પોત.
તન ચરચ્યું રહે ચંદને, પુસ્તક મુખ પુરાણ;
વાદવિવાદ કરતાં ઘણું, એકથી અધિકા જાણ.
જાણે તે સૌ શાસ્ત્રને, ઊણુ એકે નવ હોય.

બ્રાહ્મણ અનેક ધંધા કરતો, વૈદ્યનો ધંધો પણ ઘણે દરજ્જે એને હાથ હતો.

જાણે સર્વ જડીબુટ્ટીઓ, કરે કવાથ તણી કુટીઓ.

×

ઓસડ વેસડ સારી રીત, પાક પેરપેરના પ્રીત;
નાનાં પ્રકારનાં ચૂરણ થાય, રાજદ્વાર સુધી તે જાય.

કાખમાં મશરૂની કોથળી, અહંકાર રાખે વધુ એ વળી;
લક્ષ કરોડ ઘેર આવે લોક.

×

આપે પડીકાં ચુરણ ચોળ, ખાંડમાં ખાઓ મધમાં ઘોળ,
આપે નેપાળાની ગોળીઓ, રાતા રંગ સાથે રોળીઓ.

×

પાન ચુરણ પડીકું દીએ, રૂપિયો રોકડો છોડી લીએ.

શામળ

વઈદ બે ચારેક ગામ હતાં, તેડી આણ્યા ઘેર કીધાં છતાં;
વઈદ તેની જોઈ નાડ, કહું એનો રોગ જ કાઢ.
કરી પરીક્ષા તેને ઠેર, ઓસડ વેસડની કીધી પેર,
કરીઆતુ ને અજમો ખાય, કવાથ ઘણો પંચકનો પાય.
ઓશ દીયો કરે નિરધાર, રોગ તો જાય તેને ઠાર,
એરંડીયું ને ખાટી છાશ, પિત્રઈની બાધી રાખો પાસ.
નગોડ લીંબુઈના પત્ર, બંકાલ લીંબડી બાંધો તરત,
ઉનું તેલ ચોળો ચોટીએ, એમ કહું અક્કલ મોટીએ.

શામળ

આ ઉતારામાં વૈદ્યની સહેજસાજ હકીકત ઉપરાંત ત્યારે કઈ કઈ દવા વપરાતી તેનો ખ્યાલ પણ આપણને આવે છે. પોતાની દવાની કિંમત શું લેતા તેની પણ કંઈક ખબર મળે છે. વૈદ સવારમાં ઘરાકીએ જતો. ઘરાકની નાડ તપાસી દવા આપી ઘેર આવતો. ઘેર પણ દરદીઓ આવતાં. આખો દિવસ ખલ ચાલ્યા કરતો અને ગોળીઓ વળાતી. નાના પ્રકારનાં ચૂરણો પણ બન્યે જ જતાં. વૈદ્યોને જાતે જ દવા બનાવવી પડતી. હોંશિયાર અને પ્રવીણ વૈદ્યોનો ઘણો કાળ દવા બનાવવામાં જતો. ધાતુ મારવાના પ્રયોગો બહુ સંભાળથી કરવાના હોવાથી તેમને પોતાનો ફુરસદનો લગભગ બધો ભાગ તેમાં રોકવો પડતો; પરંતુ આ સમયમાં ઊંટવૈદ્યો ઘણા હતા. જેમ ફાવે તેમ દવા ફોકાવ્યા જતા. અનુભવ અને શિક્ષણ વિના વૈદ્ય થઈ બેસતા. હાલ જ્ઞાનનો પ્રકાશ વધતો જાય છે તે છતાં વૈદ્ય થઈ દુકાન ખોલવામાં કોઈપણ જાતનો પ્રતિબંધ નથી તો ત્યારના અજ્ઞાનતિમિરમાં લોટતા જનસમૂહ તરફથી વૈદ્યરોગ ફેલાતો અટકાવવાનો કોઈ પણ પ્રયાસ ન થાય એ સુગમ્ય છે. ત્યારના વહેમી લોકો સહેજ કોઈ માંદું થતું એટલે ભૂતપ્રેતનું કરવા મંડી જતા. પહેલાં ભૂતપ્રેતનું કરતા અને પછી વૈદ્યને

તેડતા, અથવા કેટલીકવાર તેડતા પણ નહિ. આથી પોતાના રોજગારને ધોકો નહિ પહોંચે તે સારુ વૈદ્યો પણ મંત્ર જંત્ર જાણતા. આથી તેમનો ભાવ બહુ પુછાતો.

> ઘેલું બોલે ગોરડી, માતા ઉતારે લૂણ,
> નજર લાગી નારી ઉપરે, અદકું એટણુ ઉણ.
> વઈદ જોશી ને પંડીતા, જોગી જંગમ જાણ,
> તંત્રી વેરાગી વરતીયાં, પૂછ્યાં બહુ પુરાણ.
> ભુવા ગણીયા નેગોરડી, મોટા ઉપાસીક મંત્ર,
> ડાકલીયાને કુડીયા, જોગી ભોગી ને જંત્ર.
>
> શામળ

બ્રાહ્મણો વૈદુ કરતા તે ઉપરાંત હજામ, બાવાઓ, વાણિયા, શ્રાવક અને કણબી તેમ જ કોળી, ઠાકરડા પણ કરતા. પણ આ બધા ઊંટવૈદ્ય હતા. હજામ તો વળી શસ્ત્રવૈદ્ય હતો. આ સમયમાં હકીમ હોવા જોઈએ. પરંતુ તે સંબંધી કાંઈ પણ ઉલ્લેખ આપણને મળતો નથી. વાંઝણી રહેવું એ અપમાનભર્યું ગણાતું હોવાથી નાના પ્રકારની દવા વૈદ્યો પાસેથી લેતી; અને છોકરાં થવા માટે હરેક વલખાં મારતી.

બ્રાહ્મણને જોશીપણામાં ઘણી કમાણી હતી. અસકે દસકે લોકોને જોશ જોવડાવવા પડતા. રોજ સવારમાં પાઘડીમાં ટીપણું ખોસી ગામોટું કરવા તેમ જ જજમાનવૃત્તિ કરવા જોશી નીકળી પડતો. દરેક પ્રશ્નના ઉત્તરમાં 'વિઘ્ન નથી પરંતુ જરા શનિ(મંગળ)ની પીડા છે, તેની શાંતિ માટે અમુક પાઠ, વ્રત અને દાન કરવાથી સુખ થશે.' આ બધાં કાર્યોમાં તેમને સારી કમાણી ચાલતી. જોશીના ટીપણાંને ઘડીની પણ નવરાશ નહોતી. અજ્ઞાનીઓ આગળ ફાવતા અને ફાવે તેમ ધૂતી ખાતા.

બ્રાહ્મણો અનેક પ્રકારના ધંધામાં પડતા, કારભારીથી ભિક્ષુક થતા. લોભ એ એમનું લક્ષણ હતું. અભિમાન અને અહંકાર પણ બહુ રાખતા.

> લખપતિ કોટીપતિ ધનવાન, તેયે બ્રાહ્મણને ઘણું અભિમાન,
> છત્રપતિપેં અધિકું ગણે, જે બ્રાહ્મણ બે અક્ષર ભણે.
>
> પ્રેમાનંદ

બ્રાહ્મણોએ પોતાના સમયમાં ઘણી મોજમજા ભોગવેલી. આજ એમનો નમતો દહાડો આવ્યો છે. જ્યાં ત્યાંથી હડધૂત થાય છે. પૂર દમામ ફરતા મુસલમાનો અને મરાઠાઓ આજ પટાવાળા થઈ હિંદુઓની ગુલામગીરી ઉઠાવે છે. હજારો

વર્ષ લગી ભૂદેવો તરીકે મનાયેલા અને પૂજાયેલા બ્રાહ્મણો આજ રસોઈઆ થયા છે, અને શુદ્રોના જમ્યા પછી જમે છે. બ્રાહ્મણો આઘાતપ્રત્યાઘાતના નિયમને વશ થયા છે.

## વાણિયા

બ્રાહ્મણ પછી આગળ પડતી જાત વાણિયાની હતી.

એ કારણ પૂછે છે તાત, વડો પુત્ર વદે છે વાત,
શ્રીદંત કહે પિતાજી સુણો, વણજ કરીશું વ્હાણ જ તણો.
તજ તેજાના માલ જ ઘણા, આવે દરિયા પાર જ તણા,
એમાં મુજને અદકી ગતી, તમ પ્રતાપે સૂઝે મતી.
વળતો રતનદંત વદે, તાત કહું તે ધરજો હૃદે,
વહાલો મુજને ઉદ્યમ ઘણો, કરીશ વ્યાપાર ઝવેરી તણો.
ખોલી ઠોલીનો હિસાબ, જેથી પામું બમણો લાભ,
પરવાળામાં મંગળરાજ, બુધ પાનુ બૃહસ્પત પોખરાજ.
શુક્ર નામનો હીરો સહી, શનિ નામે તો લીલમ કહી,
રવિ માણેક ને મોતી સોમ, લસણીઓ કેતુ ગોદંતો ભોપ.
લક્ષ્મીદંત વળતો કહેવાત, રૂડો વણજ છે મારે હાથ,
હૂંડિયામણ ને વ્યાજ જ જેહ, વ્યાપાર નાણાવટનો તેહ.
માંડું પેઢી દેશવિદેશ, લાંછન જ્યાં નવ લાગે લેશ,
ભાતભાતના સિક્કા બહુ, એની પારખ મુજમાં સહુ.
ત્રીસ વાલ માસા અણીઆર, ઓછો એટલો એમાં વિકાર,
ભેગ સીસા તાંબા તણો, સિક્કો તે તો કરડો ઘણો.
વારુ વ્યાજ શાહુકારી નામ, જેમાં રળીયે સવાયો દામ,
ઇંદ્રદંત કહે સુણજો તમો, દોશીવટું કરીશું અમો.
વર વછીઆદ આવે સહુ જેહ, માલ ભલેરો લાવે તેહ,
ભરું દુકાનો કાપડ તણી, જડે લક્ષ્મી જેમાંથી ઘણી.

શામળ
(વિદ્યાવિલાસી)

નાણાવટમાં નેક, કોઈ કંદોઈ કણિયો,
દોશી દાસ દલાલ, ભલો ભંડારી ભણિયો.

શામળ

રળતા લેખણુ લોહીને, ખેંચે ભારે ભાર.
દુંદાળો ખુંદો નહી, બેઠો રહે ઠર ઠામ;
શાહના જે સહુકો કહે, જોડે ઝાઝાં દામ.
ઓછું દેવા આગળો, લેવા અદકો લાભ,
મુલ કાઢે મોં માગતાં, ઓંડલ ઘાલે આભ.
દહાડી દેવું દાખવે, હિસાબ ગણવો નીત,
વર્તે મોટા જન મળી, રહે દાસની રીત.
થોડે કામે ગમ બહુ, કરે ગાંઠ બહુ રોક,
મિથ્યા મોં ફૂટે ઘણું, કરે ફજેતી ફોક.
ઘસે નહિ તે ગુણ વના, ગરજે ગાંડા તોલ,
કાઢીને લે કાળજું, મીડાબોલા બોલ.

શામળ

વરજો તેહ વણિક, અકારું બોલે,
વરજો તેહ વણિક, જેહ પેટ પટાંતર ખોલે

×

નાસે નેવું ખરખડે, ભોળી ભયાનક જાત,
તસ્કર દેખી તરફડે, પાગ ન મૂકે પ્રીત.
બીકણ બીજો એથી નથી, રૂડા વણિકની રીત.

શામળ—મદનમોહના.

બળીયાથી બેહેરો થાય છે, ગરીબ સાથ ગાજે ઘણું,
લખવે કચરી કૂટણું તે, છે તોલ ડહાપણ વણિકતણું.

×

કો જર મૂકી જાય, પાછું લીધાનો સાંસો.
મરી જીરાની માંય, જર તે વાળી નાખે.
વાલો સગો સહોદર, સ્નેહ તેનો નવ સાંખે.
આપણ જો નાણું માગીએ, કે'શે માગો છો દોકડા,
એ માગે જો અરધિયું, કેહ લાવો રૂપિયા રોકડા.

શામળ

એક લેખણ કાને ખોસી રે, નામ ધર્યું દામોદર દોશી રે,
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે.

ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે.
વિંટી વેઢ દશે આંગળીએ રે, સાદા મોજા પહેર્યા શામળિયે.

પ્રેમાનંદ

છે અવળા આંટાની પાઘડી રે, એને બાંધતાં કેવી આવડી રે,
શોભે વંણીકશા ભીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.

×

ત્રિકમજી વણિકની તોલે રે, ઉતાવળું બોલકું બોલે રે,
સોના સાંકળી કંઠે દોરો રે, કેડે પાટીવાળો કંદોરો રે.

×

સાદો વાગો પહેર્યો હરજી રે, × ×
સેલું કેડે બાંધ્યું બેવડું રે. × ×

પ્રેમાનંદ

આ ઉતારાઓએ વાણિયાના લક્ષણ, પહેરવેશ તેમ જ ધંધોરોજગાર બતાવી આપ્યાં છે. પ્રેમાનંદે જે પહેરવેશનું વર્ણન આપ્યું છે તે તાદૃશ અને યથાર્થ છે. તેમના ધંધામાં ૧લા ઉતારામાં ચાર ધંધા જણાવ્યા છે; વહાણવટી, ઝવેરી, શરાફ ને દોશીનો. આ ઉપરાંત બીજા નાના પ્રકારના ધંધા તેઓ ચલાવતા. ગાંધીનો કોથળો કરી ફેરિયાનો, દીવાનનો, વગેરે ધંધા પણ તેમના ઘણે અંશે હતા. હિંગ મરીનું હાટ માંડનાર, મરી જીરામાં પૈસાદાર થનાર તરીકે ઉતારામાં આપણે એને જોયો છે. બીકણ, કરકસરીઓ, બુદ્ધિશાળી વાણિયો હતો. તેનામાં રસિકતા થોડી હતી. ગાન તાન પર બહુ શોખ નહોતો. વાણિયાના બે ભાગ હતા. એક જૈન ધર્મ પાળનાર અને બીજો વૈષ્ણવ. જૈન પંથી વિભાગ સાહસિક વિશેષ હતો. પરદેશમાં જવામાં, દરિયો ઓળંગવામાં તે જેટલો ઉત્સુક હતો તેટલો બીજો ન હતો. બનતા લગી વૈષ્ણવ વાણિયા સમુદ્ર ઓળંગતા જ નહિ. આનું કારણ જૈનોમાં સમુદ્રપ્રયાણનો પ્રતિબંધ નહોતો તેથી; હિંદુમાં હતો. સમુદ્રપ્રયાણ કરી પરદેશ જઈ તજ, તેજાના, ઝવાહીર, મોતી લાવતા અને તે વેચી દ્રવ્ય ઉપજાવતા. ઘણી વખત ગુજરાતમાંથી નીકળી મદ્રાસ ઈલાકાના તેમ જ દક્ષિણના પશ્ચિમ કિનારા પર બંદરો સાથે વેપાર ચલાવતા. આ વેપારને લીધે ત્યારના સમાજમાં તેઓ આગળપડતા હતા. મંદિરોનું, બ્રાહ્મણોનું, કવિવર્ગનું પોષણ તેમને લીધે જ ચાલતું. આથી જ વાર્તાના નાયક ક્ષત્રિય મટી વૈશ્ય થયા હતા. વચ્છરાજની રસમંજરીમાં, જૈન ગોરજીના રાસા-

એમાં પ્રથમ નાયકનાયિકારૂપે બિરાજ્યા પછી શામળની રંગભૂમિમાં પણ એ જ વેશ લીધો.

એ તો ચોક્કસ વાત છે કે વ્યાપાર અને મુખ્યત્વે સમુદ્રપ્રયાણથી રૂઢિની સાંકળો તૂટી જાય છે, હૃદય અને મનમાં વિશાળતા આવે છે, સ્વતંત્રતા અનુભવાય છે, સ્વાધીનતા અને સ્વતંત્રતાથી જુદી જ સૃષ્ટિમાં વિહરાય છે. આ સર્વની અસર શામળે ચીતરેલા પાત્રોના જીવનમાં જોઈએ છીએ.

વાણિયાનાં જે લક્ષણ શામળે બતાવ્યાં છે તે હજી પણ તેમનામાં છે. સાહસિક છતાં બીકણ, કળવાળો છતાં ભોળો, નરમ છતાં અંતે સખત વાણિયો હતો. પોતાના ધંધામાં હજારો પ્રકારની લુચ્ચાઈ દોંગાઈ રમતો.

વણિક જાતનો ચોર, લે મરડી દાંડીને;

×

ભીલ જાતનો ચોર, લે વગડે લૂંટીને,
દુનિયામાં કંઈક ચોર, લૂંટે છે હાટ માંડીને.

શામળ

નમતી દોરી રાખનારને દમવામાં શૂરા પણ જોહુકમી અને દમદમાટી આગળ નમી પડનારા વાણિયાથી તે સમયના અનાચારો દૂર નહિ થઈ શક્યા. ન થઈ શકવાનું કારણ તેમનું ઉપર વર્ણવેલું લક્ષણ છે. આગળ ઉપર રત્નેશ્વરની કથામાં આપણે જોયું છે કે પુરાણીઓની તકરાર ગેરવાજબી જાણ્યા છતાં પણ શેઠિયાઓ કાંઈ કરી શક્યા નથી. વૈષ્ણવ ગુરુઓની વિષયવૃત્તિ જાણ્યા તથા અનુભવ્યા છતાં તેને અટકાવવા કોઈ પણ જાતનો પ્રયાસ તેમના તરફથી થયો નથી. અનર્થ અને તેનાથી નથી હાનિ નીરખી કોઈપણ કાળે તેમનાં હૃદય રડી ઊઠયાં નથી. આ લક્ષણની હયાતીમાં બુદ્ધ જેવા મહાત્માના આત્મત્યાગને સ્થાન નથી. જે સમયનો ઇતિહાસ આપણે અવલોકીએ છીએ તે સમયમાં અનર્થ પરંપરા હોવા છતાં આવા મહાત્મા ઊપજ્યા નહોતા. આથી જ Martgr અને Philanthropist આપણા દેશમાં ઊપજ્યાં નથી. હાલ પણ પશ્ચિમના સંસર્ગથી નીકળવો જોઈએ એટલો ભાગ હિંદુ કોમમાંથી નીકળતો નથી. આ જ ચિત્ર પરથી દા. ભાંડારકરનું કહેવું વાજબી લાગે છે કે આપણે egotis-tie એટલે Corporate નહિ એવું જીવન જીવ્યા છીએ; અને ઘણે અંશે એવું હજુ જીવીએ છીએ.

વાણિયા વેપાર ખેડવા ઉપરાંત ચાકરી પણ કરતા. તલાટીથી કારભારી લગીની નોકરીમાં વાણિયા નજરે પડતા. તલાટીનું ચિત્ર નીચે પ્રમાણે અપાયું

છે. આ ચિત્ર સાધારણ નથી લેખવાનું :

વામણો ને વરણાગીઓ વાણિયો જાતે જોર,
તેહ તલાટી ગામનો, તે પણ રાખે તોર.
કાખમાં કાગળ કોથળી, કાને લેખણ ધાર,
કેડે ખોસ્યું દોતડું... ... ... ... ... ...
કાકો કેસરીયા તણો, તે વણિક તણી નહિ જોડ.

શામળ

તલાટી થવા છતાં પણ વણિકનાં સાધારણ લક્ષણ એનામાંથી ગયાં નહોતાં. કોઈ લેખકે કહ્યું છે કે હિંદુસ્તાનમાં દરજ્જાને બહુ માન છે, પગાર કરતાં દરજ્જા પ્રત્યે લક્ષ વિશેપ અપાય છે. આ શબ્દો ઘણે અંશે ખરા છે. નજીવો પગાર મળતો છતાં પણ તલાટીને પોતાના દરજ્જાનું માન હતું અને તેથી 'તોર' તેનામાં આવ્યો હતો.

બીજી ચાકરી પર રહેલા વાણિયા વિષે કાંઈ બહુ હકીકત મળી આવતી નહિ હોવાથી તેમને વિષે કાંઈ કહી શકાતું નથી.

વાણિયાઓમાં એક મોટો દુર્ગુણ હતો. આ દુર્ગુણ જૈનોમાં અધિક હતો. તેઓ અટલ જુગારી હતા. તળાવ અથવા કૂવાકાંઠે એકાંતમાં છાંયડાવાળી જગ્યાએ જુગાર રમાતો.

વાણિયાની વેપારની કોઠી અને આડતો વેપારના સ્થળે નંખાતી. વાણોતરોથી પરગામની કોઠીઓ ચાલતી. હૂંડીનો વેપાર ધમધોકાર ચલાવતા. મોટા મોટા શરાફોની હૂંડી ગમે ત્યાં સ્વીકારાતી. તેઓની દુકાનો હાલની બેંકોની ગરજ સારતી. લોકો મોટા મોટા વેપારીને ત્યાં નાણાં વ્યાજે મૂકતા, વેપારીઓ તેમને વ્યાજ સારું આપતા. નાની પેઢીઓમાં નાણાં રાખવા જોખમભરેલું હતું. કારણ કે ત્યારે દેવાળું કાઢવું સહેલ હતું. બનતાં લગી દેવાળું કાઢવા કોઈ નીકળતો નહિ. કારણ કે હિન્દુઓ સાંકડી મર્યાદામાં રહેતા હોવાથી જનસમૂહના ચૂંથારાની બીક સજ્જડ રહેતી, નાતજાત સગાંવહાલાંથી દૂર જવાય એવું નહોતું, તેમની સાંકળો ત્યાં જ જકડી રાખતી.

ઠઠ્ઠા બખર જાવે જાય, કાળા પાણી અર્ણવમાંય.

શામળ

આટ આટલે આઘે વહાણવટીયો જતાં સાહસિક બની કાળું પાણી ઓળંગતા.

**રજપૂત**

ટીંટી જાત રજપૂતની ઘણી, ટેક ન મૂકે પોતા તણી;
અન્ન વસ્ત્ર ન હોય ઓરડી. તો આંબળો ન થાયે દોરડી.

વેઠે સાત દિવસની ભૂખ, તો યે મુછ મરડે એમ મુખ,
દુઃખ ન કહે કો આગળ પ્રીત, એ તે રજપૂતાની રીત.
ખાંતે ખોખારાં અમલ જ કરે, ઘરનાં છોકરાં ભૂખે મરે.

×

વસે નાક માંહે બહુ રીસ, ચડ્યું રાખે પોતાનું શીશ.

શામળ

રજપૂતને કવિ ઉપર પ્રમાણે વર્ણવે છે. ટેકની ખાતર ટેક રાખવાથી આ વર્ગે ઘણું ખમ્યું છે. ટેક અને અભિમાન છતાં પાંચમી લીટીમાં જે હકીકત છે તે અતિશય શોચનીય છે. અમલના નશામાં તેઓ સંસાર તેમ જ તેમનું કર્તવ્ય વીસરી જતા લીલી ઘોડી પર ચઢી મેરી કોરેલીના 'વર્મવુડ' પીનાર નાયકની માફક લીલી ભૂમિમાં વિહરતા અને તેમણે પોતામાં – પોતાની કોમમાં – અને છેવટે દેશમાં અવનતિ આણી.

રાત રહી પછી પાછલી, ઘડી ત્રણ ઘડ ધીર;
જાગ્યો રજપૂત રાજવી, વીર વિરોધી વીર.
ખુંખારીને ઊઠીઓ, જળ પીધું જરૂર;
અમલ આરોગ્યો એ સમે' × ×

શામળ

સવારના પહોરથી – પાછલી રાતથી 'અમલ આરોગવા' નું શરૂ થતું. અફીણીઓ બની બહેકતા અને નીચ ખવાસોના હાથમાં રમકડું બની રહેતા. અમલના ઘેનમાં રાણીવાસમાં શું થતું તેની ખબર રહેતી નહિ. ડાયરો ભરાય અને અફીણ કસુંબાથી ભાટ ચારણો 'બાપુની જય' બોલે અને દિગન્તરોમાં ફેલાવે (!) નહિ ત્યાંથી તેમનું જીવન વ્યર્થ ગયું હતું.

આટલો બધો 'ટીંટી' હોવા છતાં ગરાસીઓ વ્યાજખાઉ વાણિયાના સાણસામાં સજ્જડ સપડાતો. ગરાસ તેને ત્યાં ગીરો મુકાતો. લગ્નાદિ પ્રસંગે ગરીબ હોવા છતાં ખરચ કરતાં પાછું વાળી જોતો નહિ. ઘરમાં હાંલ્લે હાંલ્લાં કુસ્તી કરતાં હોય તે છતાં બંદીમાં બે ચાર રાણી લાવ્યા વિના નિરાંત વળતી નહોતી. પુસવનિતા વિવાહનો પ્રચાર એમનામાં બહુ જ સાધારણ હતો. આ સાથે કુલિન સંપ્રદાય પણ જોડાયેલા હતા. ગરાસિયણો ઓઝલ પડદામાં રહેતી.

ઓઝલમાં કો આવે નહિ, અધિપત કેરી આણ;
અકળાઈ મરું છું એકલી, સાંભળ ચતુર સુજાણ.
રાજાને ઘેર રાણીઓ, પુરણ તેહનાં પાપ;
બંદીખાનું બારે દિવસ, ઓઝલ વેઠનું આપ.

કો' શું વાત થાયે નહિ, કોને નવ તેડાય;
મન માન્યું પોતાતણું, પોતે નવ ખેડાય.

શામળ

આ વચન ગરાસિયણનાં છે. મનુષ્યને સ્વતંત્રતા–બિનગુલામગીરી સહજ છે, તેને નીકંદવા હજારો પ્રયત્ન કરો પણ તક મળતાં તે સંબંધી પ્રયાસો થવાના જ. મુસલમાનોએ હજારો રીતે હિંદુ પર જુલમ ગુજાર્યો તે છતાં હિંદુઓએ તેમને નિરાંતે સૂવા દીધા નથી. આ ઐતિહાસિક દૃષ્ટાંત આપણા દેશમાંથી જ મળી આવે છે. મુસલમાનોના અનુકરણ પરથી તેમ જ તેમનાથી થતા અનર્થોમાંથી બચવા સારુ ઓઝલનો રિવાજ કાઢવામાં આવ્યો હતો. અસલ પણ ભરતખંડમાં અંતઃપુર જેવાં સ્થાન હતાં કે જ્યાં પરપુરુષોનો સંચાર ન થઈ શકતો; અને તેની રક્ષા સારુ કુંચુકી જેવા વૃદ્ધો રાખવામાં આવતા હતા. પરંતુ આ અંતઃપુરની સંસ્થામાં સ્ત્રીઓને જકડી નાખવામાં નહોતી આવતી. ફરવા-હરવાની નાના પ્રકારની છૂટ હતી. ઓઝલની સંસ્થામાં તો અમુક સ્થાને પડ્યાં પડ્યાં સડ્યાં કરવાનું હતું. પોતાના પતિ સિવાય અન્ય પુરુષવર્ગની દૃષ્ટિએ નહોતું પડવાનું. જે હાનિમાંથી બચવા આ સંસ્થા હાથ ધરવામાં આવી હતી તે જ હાનિઓ બીજી રીતે એમાં દાખલ થઈ હતી. ઓઝલમાં પડ્યાં પડ્યાં કામ-કાજ વગરનાં અને નવરાં રહેવાથી ગરાસિયણો ખોટાં છોકરાં ઊભાં કરવામાં અને તે સંબંધના કાવાદાવા રમવામાં પોતાનો કાળ ગાળતી. પુરાતન કાળમાં જ્યારે રાણીઓની બહેનપણી શિષ્ટ અધિકારી વર્ગની વધૂઓ હતી ત્યારે આ વખતે નીચ ખવાસણો હતી. ખવાસણો પોતાનો પગ મજબૂત કરવા, બીજાનો પગ ટાળવા, તથા બધી સત્તા પોતાના હાથમાં આવે એવી યોજના થાય તે સારુ હરેક પ્રકારના દાવપેચ કાવાદાવા ખેલતી અને રાણીઓને તેમાં ઉતારતી. લાગ ફાવે તો રાણી પણ થઈ બેસતી. રાણીઓમાં ભાગ્યે જ કોઈ ભણેલી હતી. ભણવું તે હીણપદ લગાડનારું ગણાતું. રાસડા લેવામાં હોંશિયાર હતી. ગરાસિયા કરતાં હજાર ગણી ટેકીલી અને ટીંટી ગરાસિયણો હતી. જ્ઞાનના પ્રકાશના તેમ જ જીવનના ઉચ્ચાભિલાષના અભાવથી તેમનાં જીવન પશુથી પણ અધમ રીતે ગળાતાં. ખવાસણો — વડારણોના હાથ નીચે નાનપણથી ઊછરી મોટપણે મૃત્યુપર્યંત તેમના જ તાબામાં રહેતી; તેમને પૂછી પાણી પીતી. ખવાસણોની સત્તાનું કંઈક ભાન પ્રેમાનંદની 'કનકમાલિકા' નામના પાત્ર પરથી થાય છે.

રાજાઓમાંના કેટલાક વિદ્વાન અને કવિવર્ગને આશ્રયદાતા હતા. કવિ પ્રેમાનંદને નંદુરબારના રાજાનો આશ્રય સારો હતો — 'ઉદર નિ

નંદુરબાર જી'—વાક્ય એનાં ઘણાં કાવ્યોમાં છે; પરંતુ પ્રેમાનંદ રાજકવિ નહોતો. રાજ્ય તરફથી બહુ આશ્રય લેખકવર્ગને મળ્યો નથી.

તે કાળના રાજાઓ વિદ્યાકળાને ઉત્તેજન આપી શકે એમ નહોતું. મુસલમાનોની સામા થઈ બખેડા ઉઠાવી સ્વતંત્ર થયા નહોતા અને દેશ થાળે પડ્યો નહોતો એટલામાં તો દક્ષિણના લૂંટારા તેમના રાજસ્થાન પર ફરી વળ્યા. આમની સામા ટક્કર ઝીલવા પાછા રોકાયા. આથી તેમને આવા વિષયોમાં મન પોરવવા અવકાશ નહોતો.

બધી તરફથી ભય હતો છતાં તેમનામાં ફાટફૂટ થયા વિના રહેતી નહિ. ફૂટાયામાં ચાલતા વિરોધથી તેમને ઘણું ખમવું પડ્યું છે.

સ્વતંત્ર સ્વભાવના ન હોવાથી ખુશામત બહુ ગમતી.

મોટા માણસની વાર્તા, કરી શકે નવ કોય,
હા જી હા જી સૌ કો કરે, હરિ કરે તે હોય.
એક બગાસું ખાય છે, ચપટી વાગે સેં ચાર,
તેને મોઢે કોણ કહી શકે, ચાલે ભારેભાર,
દાડાને રાત કહે, રાતને કહે તે દીશ,
તોયે સહુ હાહા કરે, જેને પરશન ઈશ.
મીઠાને ખારું કહે, ખારાને કહે મીઠ,
જૂઠાને સાચું કહે, દુનિયા માંહે દીઠ.

ઇત્યાદિ—શામળ

હા જી હા કરનારાના સંગમાં રહેવાથી તેમને મોઢે તેમના દુર્ગુણો કહેવાની કોઈની છાતી નહિ ચાલતી હોવાથી રાજાઓના લાભમાં ખોટું થતું.

ટેકીલા હોઈ સ્વરાજ્ય સારુ પરદેશી સહાયે જબરી બાથ ભીડી. અકબરના સ્વભાવથી આર્દ્ર થઈ તેને નમ્યા, તે સાથે તેમનો જુસ્સો પણ શમ્યો. નાત-જાતના સનાતન ભેદ પાડવાથી તેમની ઘટતી સંખ્યામાં બીજી કોમમાંથી વધારો થતો નહિ. માટે મુસલમાનો સાથે બાથ ભીડતા છતાં અંતે ઘણુંખરું હારતા, અને હોય તે પણ સમૂળગું ખોઈ બેસતા.

લડાલડીમાં પડેલા, અભણ અને ખુશામતીયામાં ઊછરેલા હોવાથી તેમનો વર્ગ ઘણો પછાત છે. આ સાથે બ્રાહ્મણોની સત્તા તળે હોવાથી જાતે સુધરે અને પ્રજાને સુધારે એ આશા એમની પાસે રાખવી એ મિથ્યા છે.

**કણબી**

કણબી ખેતી કરતો. એનો ઘણોખરો વાસ ગામડામાં જ હતો. ખેતી અને ધાન્ય સાથે જ એનો સંબંધ હતો. ગરીબ થયેલા કણબી મજૂરી કરતા.

કોળી ભાગે ત્યારે ચોર, હાકેમ ભાગે વાળે ઢોર,
વણિકને દેવાળું સહેલ, બ્રાહ્મણ ભાગે નાંખે ટેલ,
દેસાઈ ભાગે બાંધે દાવ, બીજા રાખે ભિક્ષા ભાવ,
ગરાસિયો તે પાડે વાટ, ભમતો ફરશે ભાગ્યો ભાટ,
કણબી ભાગ્યો થાય મજૂર, ધરે હાથ નહિ જરૂર.

શામળ

કણબીનું વર્ણન:

આદ્ય પર્વ તો અખાત્રીજ, બાંધે હળને ખોળે બીજ;
જોડી ગાડું ખેતર જાય, ખાતર લઈને નાખે ત્યાંય;
ખુલ્લે અંગે તડકો સહે, ભાર અલેખે માથે વહે,
ઓઢણમાં પણ નવ પટકૂળ, ખેડે ભોમી કાઢે મૂળ.
અદકી મનમાં રાખે આશ, એવે તો આવે જેઠ માસ,
લાકડ કુકડ કાપી સાર, હળ પંજેટી કરે તૈયાર.
લઈ કોશ કોદાળો હાથ, હળ બળદને રાખી સાથ,
ઊઠે પાછલી થાયે રાત, ખેતરમાં જા પરભાત.
વણિકને ઊપજાવે રીજ, ઘર આણીને જોશે બીજ,
વરશે બહુ અસાડો મેહ, ધ્રૂજે ગાત્ર ઉઘાડી દેહ.
પૂંજી તે તો પૃથ્વી માંય, વાડ તણી તેને રક્ષાય,
ખરસાણી બાવળ કંટાળ, કરી વાડ રાખે સંભાળ.
થોડો વરસે જુવે વાટ, ઝાઝો વરસે તો ઉચાટ,
હવે આવિયો શ્રાવણ માસ, નેંદવાની કરશે મન આશ.
નર નારી ભગ્ની ને ભ્રાત, વેઠે તે માથે વરસાત,
ભીનાં વસ્ત્ર ને ચૂવે દેહ, ઘેર આવીને સૂવે તેહ.
ભાદરવા કેરી કહું પેર, ઘડી એક ના રહેવું ઘેર,
ગોફણ ગૂંથે ગોળા સાર, ખેતર માળે કરવો ઠાર,
હાં હાં હોકારા હોકાર, છાનો નહિ રહે લગાર,
ઘરસુખ સામું નવ જોવાય, સૂવે શિયાળે ખેતર માંય,
કાચું કોરું વહેલું ખાય, રાંધ્યું અન્ન નારી લઈ જાય.

×

પોંખે પુર વિચારે મન, શુભાએગ તો પાકે અન્ન;
કુડો ભુંડો કો દુષ્કળ નાર, વાવે બાવીશ ઊગે બાર.

નીચી દૃષ્ટિ નીચો પાસ, પડે કદી તો થાયે નાશ,
કરજે કાઢે ઘરમાં ખાય, ખેતર સામું નવ જોવાય.
મહામાસ આવ્યો લાગ, કણ કેરા કરશે બે ભાગ,
અર્ધ ભાગ હરશે હાકમ, અર્ધ ભાગમાં લોક તમામ.
પ્રથમ બીજવાળો લઈ જાય, વળતી બ્રાહ્મણ પેદા થાય,
ચારણ આવી ઊભા જ્યાંહ, નાવિક દર્પણ લાવ્યો ત્યાંહ.
સૂતાર સૌની થાએ વાત, ભલો કહીને આવે ભાટ,

×

ફાગણ માસે ઋતુ વસંત, તે દહાડે દુઃખ અનંત.
દુવે દાવડે કોસે વરત, કણ, બી, બળદને આવે મરદ,
ઝાડ બીડ જાળવવા રહે, ચૈતર તડકો અંગે સહે,
તડકા સાથે સૌ વહેવાર, પેટ ભરી નવ પામે અહાર,
ખાય છાશ ને ઘીનો ગર્થ, હાકેમ વેરો લે સમર્થ,
સુખી થવાને ચૌટે જાય, મારીને વેઠે લઈ જાય,
સામું બોલે મારે માર, અણતોલ્યો ઉપાડે ભાર.

શામળ-(બત્રીસ પૂતળી)

પાંચ ઘટી રેણી જાહરે, સૂતાં ઊઠ્યાં સૌ તાહરે,
ગોબર કાઢ્યો છોડી બેલ, પરસણ માટે ચાલ્યો પહેલ.
જોડી હળને જુગતે જાય, પાછળ ચાલ્યો વિક્રમરાય,
વૃક્ષ તળે કીધો તો માળ, ભાભો આવ્યો ત્યાં તત્કાળ.
શેઢે આવે પાછો જાય, પલક નવ અટકાવે પાય,
કરી એકઠાં બહુ કંટાળ, કરી વાડ રાખે સંભાળ.
ફરે ઝાંખરાં જટિયા માંહ, જીવજંતનો ડર ન ખાય,
ફરે થોર ખરસાણી માંય, લદબદ તેની દુધે કાય.

×

ઘાસ ધાનથી ખેતર પૂર, જોઈ ધણી હરખાયે ઉર,
સાંજ પડીને કરી વિચાર, વિણાવા માંડી પોતે ચાર,
ભારો બાંધી મેલ્યો શિર, ચોંપે ચાલ્યો બાવન વીર,
પાંચ ઘડી નિશા ગઈ જાર, આવી પહોંચ્યો ઘરમોજાર,
મૂકી ઠામ પરોણો રાશ, પ્રેમે પીધાં ભડકું છાશ.

શામળ-(બત્રીસ પૂતળી)

પહેલા ઉતારામાં ખેડૂતના 'મહિના' છે. રાધાકૃષ્ણના, શક્તિ વગેરેના 'મહિના' ના સંગ્રહમાં આ 'મહિના' લેવાની જરૂર છે. આ બંને ઉતારામાં ખેડૂત આખું વર્ષ તેમ જ આખો દિવસ કેવી રીતે ગાળે છે તેનું ચિત્ર છે. આટલી આટલી મહેનત લઈ જગતનું પોષણ કરનારને પણ કેવી વિપત્તિઓ ખમવી પડે છે તે પહેલા ઉતારાની છેલ્લી લીટીઓમાં છે. તે વખતના વેઠમાં જુલમથી ગરીબોને બહુ ખમવું પડતું હતું.

લાણી થઈ રહ્યા પછી ભાગ વહેંચવામાં કેટલી આપખુદી ચાલતી! હાકેમ અર્ધો ભાગ લેઈ લેતો. આટલું આટલું ખમનારને સરકાર તરફથી સુખ કદી મળ્યું નથી. ગામડાનો બહુ અનુભવ શામળને હોવાથી તે જ ખેડૂતોની જિંદગી આલેખી શક્યો છે. ખેડૂતોની કંગાળ-સ્થિતિ નિહાળી એનો આત્મા ધ્રૂજી ઊઠ્યો છે.

ભાગ વહેંચાતા તે ક્યા પ્રમાણમાં તે નીચેના ઉતારામાં છે:

× × મોચી ને સુથાર, ભાગ તેનો પામે બાર,
કુંભાર ધોબી વાળંદ સાર, ભાગ વીસ લે નિરધાર.
ગરાસિયા તલાટી જે, ત્રીજો ભાગ દેસાઈ તેર,

શામળ

આ આપણી અસ્ત પામતી ગ્રામ્ય સંસ્થાનું ઝાંખું દર્શન છે. સ્પર્ધા અને દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું દારિદ્રય જ્યાં નથી હોતાં ત્યાં સંસ્થા ટકી શકે છે. આ સંસ્થાના સારાનરસાપણા વિષે વિચાર કરવા આપણે ઊતરીશું નહિ.

કણબી જેઓ હોય, ન દીઠો મનનો મેહેરી,
અઢળક આવ્યે જાય, અહર્નિશ સાંજ સવેરી.
સુપડે સાંખુ સુરત, ખાય ખરચે ને ખેલે,
પર ભોગી પરકાજ, રિદ્ધિ ખરચે રંગ રેલે.
ભોળો કણબી ભૂમંડળે, દેતાં પાછું નવ જુએ,
શામળ કહે બીજા બાપડા, રિદ્ધિ ખરચ્યા કેડે રૂએ.

શામળ

ન કહે કણબી નકાર, શરમાએ શરમાશે,
જો કદિ નહિ અપાય, તોય કાયા કરમાશે.

શામળ

કણબીમાં નાતરાંનો ચાલ હતો, પણ તે ઊંચી નાતોમાં પ્રચલિત નહોતો. આ ચાલ એમનામાં હોવાનું કારણ આપવામાં આવ્યું છે. પૃથ્વી ખેડી ધાન્ય ઉગાડી જગતનું કામ ખેડૂતને સોંપાયું હતું. આ કાર્ય બિનહરકતે થવું જોઈએ.

આ કોમની સંખ્યા જો ઘટતી જાય તો દેશને ઘણી હાનિ થાય માટે ગમે તે પ્રકારે એમની સંખ્યાનું સમતોલન તો રાખવું જોઈએ. આ હેતુથી પુનર્લગ્ન હક્ક કણબીને આપવામાં આવ્યો હતો.

કણબીમાં પુરુવનિતા કરવાનો ચાલ હતો. તેમ જ છેડો ફાડી આપી વિવાહોચ્છેદન પણ થઈ શકતું. કણબીમાંના કેટલાક અમુક ભક્તના સંપ્રદાયને માનતા—રાત્રે ચોરે બેસી ભજનો કરતા. કેટલાક મુસલમાન પીરના સંપ્રદાયને માનતા. અમદાવાદ પાસે પીરાણાના સ્થાપનાર મુસલમાન સાધુના પંથમાં ઘણા કણબીઓ છે. આ લોકો હિંદુ આચાર રાખી પોતાનો ધર્મ પાળે છે.

કણબીમાં કોઈને ભાગ્યે લખતાંવાંચતાં આવડતું હશે. વાણિયા જેમ સમજાવે તેમ ખત પર સહી કરી કે કરાવી આપતા. કણબીઓને પોતાની સ્થિતિનો ટેક અને અભિમાન હતાં. ભૂખે મરે પણ હાથ ધરતા નહિ. જ્યાં લગી બને ત્યાં લગી સ્વાવલમ્બન કરવું એવો એમનો સંપ્રદાય હતો. નામ પ્રમાણે ટાણું આવે ત્યારે ખરચ કરવા ચૂકતા નહિ. આવે પ્રસંગે નામ પ્રમાણે કરવા જતાં ગજા ઉપરાંત ખરચ થઈ જતો તેથી કરજ કરવું પડતું. વાણિયાના પંજામાં સપડાતા અને ક્યારેય છૂટવા વારો આવતો નહિ. પેઢીદરપેઢી વ્યાજ ભર્યા જવા છતાં મૂડી વળતી નહીં.

વાણિયા, હાકેમ તેમ જ પ્રકૃતિ તરફથી ઘડીએ ઘડીએ ખમવું પડતું હોવા છતાં સંતોષમાં પડે તે ચીલે ચાલ્યા જતા. ભદ્રંભદ્રના પગી અમથા કાળાના કેટલાક ગુણોને લીધે કાળના વહેવા સાથે તેઓ સુધરતા નહિ. રાજ્યના ફેરફારની તેમના પર કંઈ અસર થઈ નથી. આજ છે તેવા જ ત્યારે હતા; અને નરસિંહ મહેતાનું નીચે લખેલું વચન સૂત્ર રૂપ ગણી જીવન ગાળતા.

સુખ દુઃખ મનમાં ન આણિયે,
ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે;
રઘુનાથનાં જડિયાં.

હવે **સોની** આદિ ધંધાદારીના વૃતાન્ત નીરખીએ.

સોની કેરો એહ બનાવ, ચોરે નહિ તો આવે તાવ,
ચોરે નહિ તો થાય ચિત્તભ્રમ, એ સોનીના કુળનો ધર્મ.
તસ્કર જાત સોનીની ઘણી, કોકિલથી એ બમણી ભણી,
સોનીશા છે જેનું નામ, કરે ઝાઝાં તસ્કરનાં કામ.

ન ગણે બ્રાહ્મણ ન ગણે ભાટ, ન જુવે માત ભગિનીનો ખાટ,
ન ઓળખે અધર્મ કે ધર્મ, નહિ સોનીને નયણે શર્મ.
તસ્કર સહુતણો સરદાર, કોડવશા જાણો સોનાર,
સોનીતણો વિશ્વાસ જ કરે, તે ડહાપણ પોતાનું હરે.

શામળ

ઉપર પ્રમાણે શામળ ભટ્ટ સોનીને સર્ટિફિકેટ આપે છે. સોનીનો પરજ્યા વિભાગ તસ્કરમાં શિરોમણી હતો. આ સંબંધમાં એક દંતકથા કવિએ આપી છે. જગન્નાથની આંગળી આ સોનીના વિભાગમાંની એક વ્યક્તિએ કાપી લીધી. તેથી તેમાંથી લોહી વહેવા માંડ્યું. લોહી પરથી પૂજારી આદિને ખબર પડી. ચોર પકડાયો નહિ પરંતુ ત્યાર પછી પરજીઓ જગન્નાથપુરી જાય તો બાર ગાઉ ઉપરથી તેના પર પથ્થરનો વરસાદ વર્ષવા માંડે છે! જગન્નાથજીએ આટલી સજા આ કોમને કરી છે! ઠાકોરજીને નહિ છોડે તો માણસોમાંથી તો કાઢ્યા વિના કેમ રહે? આ રિવાજ સાધારણ થતો. અખાએ પોતાની ધર્મની બહેનને સોનાની સાંકળી ઘડી તેમાં પદરનું થોડું સોનું ઉમેર્યું. આ વાત એણે તે બાઈને કરી. સોનીનો કુળરિવાજ જાણનારી બાઈ આ માની શકી નહીં, અને તેથી ચોકસી પાસે તે સાંકળી ચોકસાવી. આ ચોકસીમાં અખો ખરો પડ્યો. પછી કપાયેલી સાંકળી સરખી કરવા તે 'ઉંદરે કરડી ખાધી' કહી પાછી આપી. અખો સમજી ગયો, અને તેને સંસાર પર વિરાગ આવ્યો. સોનીના કુળધર્મે અખા પાસે સંસાર તજાવ્યો.

દરજીમાં પણ સોનીનાં ઘણાંખરાં લક્ષણો ભર્યાં હતાં :

દરજી જોયા તે પછી, કપડે મેલે કાપ;
હરે વસ્ત્ર તે વિશ્વનાં, હુંપદ રાખે આપ.
મોટપ માને મન ઘણી, જાણે અક્કલ શાહ;
ગજે તસુ એ નવ મેલે, ઉદરે ભેઠે દાટ.

શામળ

કંસારા – કંસારા જોયા પછી, ત્રાંબા કેરા કરે તોલ;
નવા કરે જૂનાં તણાં, મોં માગ્યું લે મોલ.
કરે ઉજળાં ઓપીને, લાભ સવાયો ખાય;
વેચે બેઠા મંદિરે, ગરજુ લેવા જાય.

શામળ

સુતાર ઘેર કામ કરતો. ગાડાનાં પૈડાં, બારીબારણાં વગેરે કામ કરતો. તે સમયનાં ઘરોને ઈંટની ભીંતને ઠેકાણે પાટિયાંની ભીંતો હતી. આ પાટિયાં ભરી

આપવાની પણ રોજી હતી. ગામપરગામ ઘરાકીએ જતો. સવારમાં જઈ સાંજે પાછો આવતો.

હજામ હજામત કરતો, મલમપટ્ટા કરતો, શસ્ત્રવૈદ્ય પણ હતો. ગરાસિયાના રાત્રે પગ ચાંપવા જતો. ખેપીયાનું કામ પણ કરતો. પિયરથી સાસરે કન્યાઓને ખબર પહોંચાડતો.

એટલે વાળંદ એક આવીયો, પિયરની ખબર લાવીયો;
કા'વી હશે તે કહી વાત, કુશળ ક્ષેત્ર માત તાત ને ભ્રાત.

શામળ

મશાલચી પણ હજામ હતો. ઘણી ઘણી જગાએ જવા આવવાનું હોવાથી તેમ જ જિજ્ઞાસુ (?) હોવાથી હાલના ન્યૂઝપેપરની ગરજ સારતો! અદપાંસળી હોવાથી ઘણી વખત અનર્થ ઉપજાવતો. ખોણી અથવા લાણીનો ભાગ લેવા જવું હોય ત્યારે આરસી લઈ જઈ ધરતો. હજામડી દાઈયણ હતી. સહેજસાજ શસ્ત્રવૈદું જાણતી. શામળના અનુભવ પ્રમાણે ત્યારના સંસારને દૂષિત કરનાર તે હતી. ઘણે સ્થળે એની ધૂળ ઝાટકી કાઢી છે. ખાંજરાની સંસ્થાને માલણ માફક ઉત્તેજન આપતી; અને શામળ પ્રમાણે હજારોને અનીતિના ખાડામાં ઉતારતી. હજામડીઓ ઊંટવૈદું જાણતી, અને ત્યારની ગુજરાતની માતાઓને મારવા જિવાડવાનું એના હાથમાં હતું.

ગંધ્રપ– રંગીલો થઈને ફરતો, ગાતો ફરતો અને ભીખ માગતો;
ઘેર ઘેર ગાતો ફરે, ભુવના ભુવન લે ભીખ.

શામળ

ગાયનવિદ્યા એ કોમમાં જઈ વસી હતી. ગુજરાતીઓમાંથી રસિકતા જતી રહી હતી, પણ આ લોકોમાં અને ભવાયામાં કંઈક સંગીત રહ્યું હતું. વૈષ્ણવના મંદિરોમાં તે સંપ્રદાયના ભજન રચનારાઓને લીધે સંગીત કાંઈક સારી સ્થિતિમાં રહી શક્યું હતું.

કંદોઈ – મધ્ય બજાર ચોવટે વાટ, કરણા કંદોઈતણું છે હાટ;
સો સો મણ સુખડી કરે, ભારે અંબાર ઘરતખાંડે ભરે.

શામળ

કંદોઈ પણ ગામ વચ્ચે હાટ માંડતો. અર્થાત્ ચૌટું ગામની વચ્ચે ઘણીખરી જગ્યાએ હતું. સુખડી તેમ જ હાલ મળતી મીઠાઈઓ તે બનાવતો. કંદોઈની દુકાને પણ ભીડ થતી, પરંતુ તંબોળીને ત્યાંના જેવી નહિ. ન્યાતવરા વખતે પકવાન કરવા એને બોલાવવામાં આવતો. કંદોઈ જાતનો વાણિયો હતો.

વણઝારા—જ્યારે આગગાડી નહોતી ત્યારે એક જગ્યાએથી બીજી જગ્યાએ ઉપયોગી વસ્તુઓ લઈ જવા લાવવા સારુ વણઝારા ઘણા ઉપયોગી થઈ પડતા. પોઠો ભરી અનાજનો વેપાર કરતા. પ્રેમાનંદના 'વિવેક વણઝારા'માં વણઝારા કેવી રીતે વેપાર કરતા તેનું દર્શન થાય છે. 'નવ્યાખ્યાન'માં પણ વણઝારા આવે છે. શામળમાં 'વણઝારા' પર વિશેષ પ્રકાશ પડે છે. શામળના ચિત્ર પ્રમાણે તેઓ માલ લઈ જવા-લાવવામાં હરેક પ્રકારની લુચ્ચાઈ રમતા. નાના પ્રકારના દેશવિદેશ નિહાળવા છતાં તેમનામાં હૃદયની વિશાળતા કે બુદ્ધિનો વિકાસ થયો નહોતો. તેઓના આવા ભ્રમણને લીધે વાર્તાના વિષયમાં તેઓ એક રીતે મુખ્ય પાત્રો થઈ પડયા હતા. તે સમયમાં તેમનું અસ્તિત્વ નજીવું નહિ પરંતુ મહત્ત્વનું હતું. તેઓના આચારવિચાર પર ભિન્નભિન્ન દેશના સમાગમની છાપ પડી હતી. આટલું છતાં તેમના સમૂહ પર તેઓ જાયુની કોઈપણ અસર કરી શકયા નથી. શામળ તેમને નીચે જણાવ્યા મુજબ દોરે છે :

નીચ બુદ્ધિ નમેરા નેટ, પાપે તે પોશે છે પેટ;
શત ગણા સોનીથી ચોર, ઊજળા પણ અંધારું ઘોર.

કડિયા, કુંભાર, ધોબી, ભાવસાર અને તંબોળી એ સર્વની સ્થિતિ લગભગ હાલના જેવી જ હતી.

કોળી—કોળી આ સમયમાં લૂંટારા તરીકે મશહુર હતા.

સમાધાન થયું જ્યાં ત્યાં, ઊતર્યા કોતર મધ્ય,
કોળી કારમા ત્યાં મળ્યા, મહીભક્ત જેહ છે;
આડદશ જન હતા, શોધ કરનારા સાચા,
દ્રય કોળીએ તમાચા, મારિયા ઉજેહ છે.
હાટકીને લીધાં વસ્ત્ર, શસ્ત્ર અસ્ત્ર સાથ નહિ,
મારો મારો મુખ વદી, દ્વિજને ડરાવિયાં;
લીધાં જૂનાં પૂનાં વસ્ત્ર, તુમડી દોરી ને છરી,
ચીકટો ચીકટ વાળો, લઈને ભરાવિયા.
ઘાસિયાની ગાંસડી ને લાકડી લીધી સંઘાતે,
લેઈ ચાલી ગયા ચોર, ત્રાસ ઉપજાવીયા.

વલ્લભ.

કોળીનાં છોકરાંઓ પણ નાનપણથી આ ધંધા સ્વીકારતા. પોતાની એક રીતની પારસી વાપરતાં. વટેમાર્ગુઓને પહેલાં પગમાં અથવા માથામાં મારી કળ ચઢાવી દેતા અને પછી બધું લૂંટી લેતા. ગામના મુખી જેવા અમલદારોનો પણ

આવી લૂંટમાં ભાગ રહેતો. લૂંટારા તો હતા તેમ જ બળવો અને બખેડો પણ કરતા. રાજ્યકર્તાઓને આ હુલ્લડ બેસાડી દેતાં ઘણી મુસીબત નડતી. કોળીઓમાં ઘણા અધમ વહેમો ચાલતા. તેમની ધાર્મિક સ્થિતિ આગળ વર્ણવાઈ છે. મુસલમાનોને બંદગી કરતા કનડતા. આને અટકાવવા સારુ તેમને સરકાર તરફથી નાણાની રકમ મળતી. ×

ભાટ :

(૧) તું કહેતાંમાં તન તજે, રાય ભાટની રીત.

×

ઓશિયાળો ઊભો નવ રહે, તે તો ભારે ભાટ.
કરે જમાની જોખશું, કહે દસોંદી ખાય,
નવ જાયે કો નીચને, રાય ભાટ કહેવાય.
કરે કટારી કોડશું; અણી ઉપર હાથ;
ગાળ ન સાંખે સહેજની, હામ ઘણેરી હાથ.
બોલ્યું પાળે પળ વિષે, શાહુકારો વટ સાટ,
પ્રાણ તજે પર કારણે, તે ભૂપવંત ભાટ.

શામળ

(૨) શેર એક આટો આપીને, બોલાવો ચારણ ભાટ;
ગામે ગામ ફેરવો, વખાણવો વાટે વાટ.

શામળ

(૩) કરે જમાની કોઈ, દસોંદી કોઈ કહાવે;
કોઈ વળાવે વાટ, કોઈ કિરતી ગુણ ગાવે.
કો પિંગળની પાઠી, કોઈ મિઠારો મહોની;
કો પસાયતાં ખાય, કરે નહિ સેવા કોની.
સનમાન મળે તો સાહેબી, અપમાને દિલમાં ડરે.

શામળ

પહેલા બે ઉતારામાં ભાટના ઉત્તમ અને અધમ ગુણોનું પ્રકીર્તન છે, અને ત્રીજા ઉતારામાં તેમના ધંધાનું કથન છે.

ભાટ રાજા રજવાડા, ગરાસિયા પાસે રહેતા. વાણિયાના અને કણબીના પણ ભાટ હતા. શામળના આશ્રયદાતા રખીદાસને ત્યાં દસોંદી હતા. ગુમાનજી

× રા. ગો. હા. દેસાઈ કૃત 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ' પૃ. ૧૦૯.

અને તેનો પુત્ર સરદારજી. 'ભાટાઈ' શબ્દને જન્મ આપનાર છતાં ભાટો વિદ્યા-વિલાસી હતા. દુહા ગાવા અને રચવા એ તેમનું કામ હતું. કેટલાક સારા કવિ પણ હતા – પદ સારા બનાવી શકતા – બાંહેધરી થતા અને લેણું પતાવી દેવડાવતા. ટુચકા અને વાર્તાઓ કહી ગામડિયા અને રાજારજવાડાને રીઝવતા.

ઢેડ ભંગીયા સંબંધી કાંઈ જાણવાનું બની આવે તેમ નથી. છતાં જે વણકરનો ધંધો કરતા હતા. તેની સહેજ હકીકત મળી આવે છે.

તે મંદિર માલુકારનું, ઘરમાં સાળ બે ચાર;

×

તું તો જાતનો ઢેડ છે, હું રાજાની પુત્ર.

×

કાપડ વણો રે કામની, કરો ઘર કેરાં કામ;
તો આ મંદિર તારું, રહો ઠરી આ ઠામ.

શામળ : મદનમોહના.

તે કાળના ઘણાખરા ધંધાદારીઓ આપણે જોયા.× પોત પોતાના કાર્યમાં સર્વ નિયુક્ત હતા. જે વહેમો પડ્યા હતા તે વહેમો ચાલ્યા જતા હતા. અજ્ઞાનના અંધકારમાં બાથોડીયાં મારતા – જ્ઞાનનો પ્રકાશ વિરલ હતો. રત્નો જેવા ભાવસારની દૂગળી અને લલિત વાણી જોઈ આપણે વિસ્મય પામીએ છીએ. કોઈ સાધુની સંગતમાં વિરલ આત્માઓ સરસ્વતીનું સેવન કરતા. અજ્ઞાન અને બુદ્ધિ સંકળાયેલી એટલે વહેમ, લોભી અને સ્વાર્થી બ્રાહ્મણો, બાવાઓ, ગોરજીઓ, ફકીરોની જાળમાં સપડાતાં – પોતાની આસપાસ પથરાયેલી સાંકળોમાં જકડાતા – તેને તોડી ભવિષ્ય ભેદી શક્યા નહોતા. શામળ તેમનામાં અનેક દોષો જુએ છે. પ્રેમાનંદ તેમને સંતોષી અને સુખી ચીતરે છે. બંનેનાં ચિત્રો ખરાં છે – સુલેહના કાળમાં – ભયના વિનાશથી – નાના પ્રકારના અનર્થો પગપેસારો કરે છે. તેમ જ ઉપાધિઓના અભાવે સંતોષ અને સુખ પણ હોય છે.

મુસલમાનો સંબંધે આપણને સાહિત્યમાંથી કાંઈ જાણવા જોગ મળતું નથી. તેમના મોલવીઓએ અનેક પંથ ચલાવ્યા હતા. હિંદુઓને મુસલમાન કર્યા હતા, અને કેટલાક હિંદુઓને હિંદુ રાખી મુસલમાની ધર્મ પળાવ્યો હતો. પીર-પેગમ્બરની માનતા રહેતે રહેતે હિંદુઓમાં દાખલ થઈ હતી. સતિયા, મોમનાના હુલ્લડ થયાં હતાં, બંદગી કરતાં મુસલમાનોને કોળી નડતા. મુસલમાનોના તહેવાર વખતે હિંદુઓ રમકડાં વેચતા. આથી આવી રીતે હિંદુ–મુસલમાનોનું

× 'રાવણ મંદોદરી સંવાદ'માં શામળે જુદી જુદી નાતોની ભાવના

ઐક્ય થતું જતું. આવા આવા અનેક બનાવો ત્યારે બન્યા જતા હતા, પરંતુ તેમનો ઇતિહાસ આપવા કોઈએ યત્ન કર્યો નથી. અમદાવાદમાં મુસલમાનોનું જોર વિશેષ હતું છતાં શામળ અને અખામાં (અમદાવાદના કવિઓમાં) તેમના સંબંધી બહુ જૂજ ઈશારા છે.

જેમ પારસી કવિઓ અને લેખકો આ સમયમાં થયા હતા, તેમ મુસલમાનમાં થયા હતા? ગુજરાતમાં લેખક નહિ પણ ફારસીમાં શાયર કે ઇતિહાસકાર થયા હતા. મહેમદાવાદના વિદ્વાન જાગીદાર શેખ સિકંદરે ઈ. સ. ૧૬૧૧માં 'મિરાતે સિકન્દરી' અને અમદાવાદના જાગીરદાર મીરઝાઅલી મહમદખાંને 'મિરાતે અહમદી' નામના ઇતિહાસો લખ્યા છે. પોતાના સેક્રેટરી જે કાયસ્થ અથવા નાગર કોમના અને ફારસીમાં પ્રવીણ હતા તેમની મદદથી આ ઇતિહાસો રચાયા છે.

કૃષ્ણરાયના વૃત્તાંતમાં અને હાલની સ્થિતિમાં બહુ ફરક નહિ હોય એમ માનવાનું કારણ હોવાથી તેમાંની નીચે જણાવેલી હકીકત ત્યારે પણ બનતી હશે.

> સઈયદ કરી સણંદ, પાય મંત્રીને પાણી—કૃષ્ણરાય.
> કંઈક પૂજતા પીર, અવ લોકે જઈ ઓરસ—એજન.

છ દર્શનમાં દરવેશનો સમાવેશ થયો હતો.

> દર્શન છઠ્ઠું દરવેશનું, એક જ સઉનો ઈશ છે;
> શામળ કહે છઠ્ઠો એકનાં, પાખંડો છત્રીસ છે.

શામળ

પારસીઓ સંબંધે પણ કંઈ અજવાળું પડ્યું નથી. સુરત તરફ ઘણો અવરજવર હોવા છતાં પ્રેમાનંદે તેમનું કાંઈ પણ સૂચન કર્યું નથી. પારસીઓ જે ધંધો હાથ લાગ્યો તે કરતા. ખેડૂત, સુથાર, મોચી, દરજી, ગાંધી ઈત્યાદિ, દારૂ અને તાડી વેચવાનાં પીઠાં પણ ખોલતા. તેમના આચારો ઘણાખરા હિંદુઓ જેવા જ હતા. વહેમ અને અજ્ઞાન પણ તેટલું જ હતું. જોશ જોવામાં એક્કા હતા. બાળલગ્ન પણ એમનામાં પ્રચલિત હતું. એક કરતાં વધારે સ્ત્રીઓ પણ કરતા. આચારો તો શું પરંતુ વિચારો પણ એમના હિંદુને મળતા થઈ ગયા હતા. ગામડાના વહેમો એમનામાં પેઠા હતા. ડોસીશાસ્ત્રની સત્તા એમનામાં પ્રબળ હતી. હિંદુઓ જોડે એટલા સેળભેળ થયા હતા કે પ્રેમાનંદ કૃત 'નરસિંહ મહેતાનું મામેરું' આજ પણ એમનામાં ગવાય છે. જે કોમ પર પ્રેમાનંદની આવી અસર થઈ હતી તે કોમ વિષે ત્યારના સાહિત્યમાંથી આપણને કાંઈ પણ જાણવાનું નથી મળતું એ અત્યંત શોકજનક છે. આપણા સાહિત્યકારોએ એવા વિષય લીધા હતા કે તેમાં પ્રચલિત રીતરિવાજો તેમ જ બીજા આજુ-બાજુના સંજોગોની અસર તેમને થાય જ નહિ; અને થાય તો અજાણતાં

જ થતી. આથી વિશાળ સાહિત્ય હોવાં છતાં તે કાળના ઇતિહાસ પર કાંઈ પ્રકાશ પડતો નથી. તેમના મોલેદો ગુજરાતીમાં ગ્રંથો લખતા હતા એ 'શ્યાવખ્સનામા' વગેરે ગ્રંથો પરથી પ્રતીત થાય છે.

### સમાજવ્યવસ્થા

ત્યારે અમદાવાદ, વડોદરા જેવા શહેરમાં પોળોમાં લોકો રહેતા. આ પોળોમાં એક જ માણસના કુટુંબીઓ પહેલવહેલા વસેલા, અથવા તેના ઓળખાણપિછાનના માણસો હોવા જોઈએ. ઘણી વખતે અમુક પોળ એક નાતનો જથ્થો થતો. આ પોળોમાં પોળપંચ રહેતું. પોતાનો શેઠ વંશ-પરંપરાનો હતો. પોળના દરવાજાની કૂંચી એને ત્યાં રહેતી. પોળના પંચને મળવા સારુ પોળના દરવાજા પર એક માળ કાઢવામાં આવતો. પોળનું ફંડ રહેતું એમાંથી પોળના દરવાજાની મરામત થતી, તથા જાહેર ફંડોમાં પોળ તરફથી અમુક રકમ અપાતી. પોળપંચ પોતાના સંબંધી હરેક પ્રકારનું કામ બજાવતું. આ ઉપરાંત દરેક પોળમાં દરેક જાતનાં વસવાયાં રહેતાં. આથી પોળ એક નાના ગામ જેવી બનતી. પોળનાં ખાસ કૂતરાં તેમ જ ભીખારું હતાં. આપણી ગ્રામ્ય-સંસ્થાનો જેમ દિવસે દિવસે વિલોપ થતો જાય છે તેમ આ પોળસંસ્થાના સંબંધમાં પણ બનતું જાય છે. પોળોની આવી બાંધણી અર્થાત્ પાસે ઘરો, રસ્તો સાંકડી નેર જેવો, બારીબારણાં થોડાં ઇત્યાદિ ત્યારના અસ્વસ્થ જમાનાને લીધે હશે. ઘણાં ઘરોના મેડાને આગલી ભીંત લાકડાની હતી. આ લાકડામાં ભાત ભાતનું કોતરકામ કરવામાં આવતું, ચારપાંચ મેડીવાળાં ઘર ઘણાનાં હતાં. ઘર બહારથી અને અંદરથી રંગવામાં આવતાં. પોળોમાં પોળનો કૂવો રહેતો. ત્યાં પોળની સ્ત્રીઓ પાણી ભરવા જતી. ગામડામાંની પોળોની બહાર કેટલીક જગ્યાએ લીંબડો, વડ કે આમલીનાં ઝાડ હતાં. પોળોની પંચાયત પદ્ધતિને લીધે પંચજાજરુ પણ હતાં. આવા જાજરુથી મરકીના વખતમાં જે હાનિ થાય છે તે હાલ અમદાવાદમાં અનુભવાય છે.

ગુજરાતના લોકો ત્યારે ઘણી નાતોમાં વેહંચાઈ ગયા હતા. આ નાતો વિશે પણ કાંઈક જાણવું આવશ્યક છે. નાતમાં પણ શેઠ અથવા પટેલ હતો. નાતનો ગોર પણ હતો. નાતના અમુક નિયમો હતા. આ નિયમો નહિ પાળનારને અમુક પ્રકારની સજા પણ થતી. નાતના પટેલિયાના હુકમને સહુ વશ રહેતા— તેના કહ્યા પ્રમાણે ચાલતા, (હરિદાસ.)

> નોતરાં કોઈ માને નહીં, ના કહે સહુ નર નારી રે,
> સુણીને મહેતી ખેદ પામ્યાં, આવ્યાં નાત શેઠને ઘરે કહેવાને.

ચરણે લાગીને નોતરાં દીધાં, આવજો સહુ કો જમવા રે,
જેઠને ઘરે ના ઠરી છે, માટે કરીએ અમારે ધામ રે.
રંક લોક અમ સરખાનું આટલું, પાર પાડજો કામ રે,
નોતરું કોઈ માનતું નથી, અમને જાણી લાચાર રે.
કર્યો સામાન બગડે નહિ, તમે કહાવો સૌને દ્વાર રે,
ત્યારે શેઠિયો કહે સૌ જમવા આવશે, શું તમો છો કાંઈ નાત બહાર રે,
નાતગોર તતક્ષણ તેડાવ્યો, દેવડાવ્યાં નોતરાં ઠારોઠાર.

પ્રેમાનંદ-(શ્રાદ્ધ).

આ ઉતારા પરથી વિદિત થશે કે નાતના શેઠના હુકમ પ્રમાણે આવી નાત વર્તવા બંધાઈ હતી. નાતગોરનાં નોતરાં માન્ય રાખી સર્વે નાગરો નરસિંહ મહેતાને ઘેર શ્રાદ્ધ જમવા ગયા હતા.

નાતમાં જે મોટી મોટી નાતો જમાડતો, લહાણાં લહાતો, (શામળ) વરઘોડા કાઢતો તેની વાહવાહ બોલાતી. પૈસાં હોય કે ન હોય પરંતુ પોતાના નામ પ્રમાણે સર્વને નાત સંતુષ્ટ કરવી પડતી.

જેણે ઘૃતસરિતા ચલવી રે.
પ્રભુએ બાંધી સાકર પાજ.

વલ્લભ.

આવી નાત જમાડવાથી પ્રેમાનંદની વાહવાહ બોલાઈ હતી.

કુટણાનું કરજે કાઢયું, નોતરી આવ્યો નાત;
શાબાશ શાબાશ સહુ કો કરે, તેનો વધ્યો તોલ.

શામળ

નાતના નિયમો આવી આવી બાબતો સંબંધી હતા. શેઠિયાઓ નાતના માણસો આ બરાબર પાળે છે કે નહિ તે ધ્યાનમાં રાખતાં. નિયમ ઉલ્લંઘનારને સજા કરતા, અને ગરીબને દંડી દંડીને તેમને નિચોવી નાંખતા. તેમની પાસે તેમના ગજા ઉપરાંત નાત આદિ પ્રસંગે ખરચ કરાવતાં. નાતના શેઠિયાઓ પોતાનો અમલ લોકો પર ચલાવવાનું જ ધ્યાનમાં લેતા. નાતની સ્થિતિ સુધારવાનું મન પર લેતા નહિ, તેમ જ તેમના કામની યોગ્ય ટીકા ખમી શકતા નહિ. અંગત અણબનાવ સારુ ઘણાને કનડતા. તે કાળમાં એમની ઉપયોગિતા હતી, અને તેથી જ એમના દુર્ગુણો ધ્યાનમાં બહુ લેવાયા નહોતા. આવી નાત પણ ગરીબો પર જુલમ ગુજારવામાં પાછી પાની નહોતી કરતી. નરસિંહ મહેતો દરિદ્ર હોવાથી નાગરોએ તેને દુઃખ દેવામાં બાકી રાખ્યું નહોતું એવું પ્રેમાનંદે

બતાવ્યું છે. નાતના ટુકડા નાના નાના હોવાથી અનીતિ સંબંધે જબરો દાબ રહેતો. દેવાળું કાઢનારાં, સ્વચ્છંદે વર્તનારા, દારૂ પીનારા નાતથી બીતા. આવી આવી નાતની અસરો જનસમાજ પર ઘણો લાભ કરતી. પરંતુ આ લાભ કરતાં નાતના અઘટિત ધારાઓથી થતી હાનિ ઘણી હતી. આ અઘટિત ધારા અગાઉ જણાવી ગયા છીએ. નાત બહાર મૂકવાથી માણસોને ઘણું ખમવું પડતું હતું. દેશમાં સર્વત્ર નાત હોવાથી સગાંવહાલાંનો જથ્થો એક જગ્યાએ હોવાથી, નાત વિના ઈતર સ્થળે વ્યવહાર બાંધી શકાય એવી સમજ ન હોવાથી નાત બહાર રહેવામાં ઘણી વિપદ્ હતી. આથી નાત બહાર કાઢવાની બીક પોલીસની ગરજ સારતી.

> નહિ આવે તો શું કટક ચઢાવું,
> કે તુંને કાઢું નાત બહાર.

પ્રેમાનંદ

કેદ, દંડ કરતાં પણ આ સજા ભારી હતી, અને તેથી જ હંસ જેવા પ્રાણીના સંબંધમાં—જેને નાત હોતી નથી—પ્રેમાનંદ ઉપરનાં વચનો નળ પાસે વપરાવે છે.

આપણું અવિભક્ત કુટુંબ છે. આને સમજાવવાની કાંઈ જરૂર નથી. હાલમાં જેમ કુટુંબો અવિભક્ત સ્થિતિમાં રહે છે તેમ ત્યારે પણ રહેતાં. વચલા વર્ણોમાં દીકરો માબાપથી જુદો રહેતો—પરંતુ જુદું ઘર પડોશમાં જ માંડતો. આમ જુદા રહેવાનું કારણ કંકાસનું મોં ટાળવાને હશે.

નાત ને કુટુંબ નિહાળી. હવે લગ્નસંસ્થાની સ્થિતિ તપાસીએ.

> પિતા કહે પરણો તમો, સુખ બહુ અમને થાય,
> મોહડ ઘાલે તુજ માવડી, પ્રેમદા લાગે પાય.

શામળ

'કોડ' અથવા 'લહાવો' લેવાના ઇરાદાથી પોતાનાં કુમળાં બાળકોને માબાપો લગ્નની ધૂંસરીમાં જોડી દેતાં. વિવાહ શું છે? તેની કેટલી જોખમદારી છે? આ સઘળું વિચાર કર્યા વગર બાળાઓ અને બાળકો પરણતાં. અવિભક્ત કુટુંબ-સંસ્થા હોવાથી નવી વહુના પોષણનો તેમ જ તેનાં થનાર છોકરાંના નિર્વાહનો બોજો બાળક પર અને બાળકના પિતા પર નહોતો પડતો. આથી આ વિષયમાં ચિંતા થતી નહિ અને લગ્ન સામે વાંધો લેવાતો નહિ.

> સાત પાંચ કે વર્ષ નવમાં હોય કન્યાદાન,
> અવર દિન બીજા કરો, પણ નહિ તેહ

આટલી નાની ઉંમરે આપણી બાળકીઓ પરણતી. કન્યકાવસ્થાનો 'લહાવો' લેવાનો અવસર જ કદી તેમને આવતો નહિ. નાનપણથી જ સાસરિયાંનો વિચાર તેમના દિલમાં રોપવામાં આવતો. જ્યાં નાના બાળકને રમતગમતમાં 'સાસુ' અને 'સસરા'ના ઈશારા કરવામાં આવે છે તે દેશમાં કન્યાઓ અને કુમારોની અવસ્થા અસ્તિત્વમાં હોતી નથી. બચપણથી સાસરિયાં અને લગ્નના વિચાર મનમાં ઠસાવી દીધેલા હોવાથી કન્યાઓ વહેલી રજસ્વલા થતી. આપણા દેશમાં પ્રથમ રજોદર્શન એટલે સ્રીત્વ મનાયેલું હોવાથી તેઓ પોતાનો સંસાર માંડતી અને ખેલી ખાવાના વખતે ઘણી બાળકીઓ માતા બનતી. આથી ઘણાં બાળકો લાંબું આયુષ્ય ભોગવી શકતાં નહિ, અથવા માતાઓનાં શરીર લથડી જતાં.

> નાર નાનડી હવું પ્રસૂત;
> વળતી વાધે નહિ અદ્ભુત.

અખો

વરવહુનું વય કાં તો સરખું અથવા સહેજ ફેરફારવાળું હતું. કજોડાં પણ થોડાં નહોતાં થતાં. નાગર જેવી નાતમાં પણ કજોડાં થતાં. વલ્લભ ભટ્ટે 'કજોડાનો ગરબો' લખ્યો છે તેમાં કહ્યું છે કે :

> ગોરમા સોળ વરસ પ્રત્યક્ષ કે, એને હેંસી થયા રે લોલ,
> ગોરમા હું તો નાનું બાળક, એ મોટા બુઢિયો રે લોલ.

કજોડામાં જરઠવિવાહ અનિષ્ટ છતાં ઘણો પ્રચારમાં હતો. કેવા ઘરડા લગ્ન કરતા ?

> ગળે અધિકું અંગ, ગળે નાસિકા ને નેણ,
> ગળે મુંડ ને તુંડ, વિપરીત બોલાએ વેણ,
> અસ્થિ રુધિરને માંસ, શકે નવ ચાલી ચરણે,
> + + + સુણે નહિ કુઠિત કરણે.

શામળ

આવા ઘરડા – જેમની રાખ મસાણમાં ઊડવાની સહેજ વાર હતી તેવાને કન્યા કેમ મળતી ?

> જર વડે જુવતી જડી,
> +
> ઘરડો પણ ગાંઠ ગરથ છે
> જેમ કળાવંત મોર.

શામળ

આ રિવાજ ઉપર હવે દહાડે દહાડે લોકોનો તિરસ્કાર વધતો જાય છે. આવા જરઠવિવાહથી વિધવાઓ ઘણી થતી હશે, પરંતુ તે બિચારીઓ હિંદુઓના આપખુદી, જોહુકમી અને નિર્દય રિવાજોથી – તેમના માબાપના લોભના ભોગ થવાથી જન્મારોભર માનવ મટી પશુવત્ અથવા દાસવત્ પોતાનું જીવન ગાળતી. હાલના સંરક્ષકો એવો પ્રસંગ ન આવે માટે બાળલગ્ન અટકાવવાની યોજના ઘડે છે તેમને આ કાળ પરથી એક વાત ધ્યાનમાં લેવાની છે. વરવહુની ઉંમર સરખી હોવાથી રાંડેલી અને રાંડેલાની સંખ્યા ઘણુંખરું સરખી રહેશે. આથી વિધવાવિવાહ કરવાની ઇચ્છા રાખનારને પણ સુગમતા પડશે. હાલ વરની ઉંમર વધતી જાય છે પરંતુ કન્યાની ઉંમર તેના પ્રમાણમાં વધતી નથી. આથી બાળ-વિધવાની સંખ્યા યોગ્ય પ્રમાણમાં ઘટતી નથી.

અપ્રસ્તુત પરથી પ્રસ્તુત વિષય પર આવીએ. 'ડોસો કુંવારો મરે પણ ડોસી કુંવારી ન મરે' આ આપણા લોકોનો સિદ્ધાંત છે. આ કહેવત હજુ લગી પળાઈ છે, અને તેથી આપણા દેશમાં old maid (ઘરડી કુમારિકા) ક્વચિત્ જ મળી આવશે. આ વિષય બરાબર પાળવા સારુ દીકરીઓના માબાપ હંમેશ ચિંતામાં રહેતાં.

જાગે જેના ઘરમાં સાપ
જાગે દીકરીઓનો બાપ.

શામળ

નાગરિકા : હવે તો પરમ દહાડે તેનો હાથવાળો મળી જાય એટલે ગંગા નાહ્યાં.

(પ્રેમાનંદ)

દીકરી 'સાપનો ભારો' હોવાથી બનતી તાકીદે તેને પારકી કરી દેવામાં આવતી; અને માબાપ "ગંગા નાહી" નિરાંતે ઊંઘતાં. આ વિવાહમાં દીકરીની સંમતિ લેવામાં આવતી નહિ, પણ 'ગાય અને દીકરી દોરે ત્યાં જાય' આ સૂત્ર અનુસરાતું હતું. અણસમજુ બાળકીઓને આવા આવા વિચારોથી સજડ સાંકળી લીધી હતી. જુઓ—

નાગરિકા : બેની, આવો સ્વામી મળે તો કેવું સારું ?

સત્યભામા : પણ સવળે હાથે ગોર પૂજી હોય ત્યારે કની ? ધાવતાં બાળ વછોડાવ્યો હશે, વહેતી નીકે પગ દીધો હશે, હજારનાં ઘર ભંગાવ્યાં હશે—એવાં એવાં કાર્ય કરનારને તે આવો સ્વામી ક્યાંથી મળે ?

પ્રેમાનંદ

ચારુમતી : પ્રાણનાથ ! કણકમાં પાણી પડ્યું તે કંઈ મિથ્યા થવાનું છે ?

પ્રભુએ એનાં બેલાં એમની સાથે જ બાંધ્યાં હશે !

('પ્રેમાનંદ-સત્યભામા રોષદર્શિકા.)

આવા આવા વિચારો પ્રચલિત હોવાથી કોઈ તરફથી વાંધો ઉઠાવવામાં આવતો નહિ. જેની સાથે 'બેલાં' બંધાવાના હોય તેની સાથે જ બંધાય-ગમે તેટલું કરીએ, પણ બીજા સાથે લગ્ન થઈ શકે નહિ, કર્મના લેખ ટાળ્યા ટળે નહિ, આવો વિચારપ્રવાહ-ઓખા, દમયંતી, સુભદ્રા કે રુક્ષ્મણીના દૃષ્ટાંત ગમે તેવી સરળ અને મીઠી ભાષામાં આલેખનાર પ્રેમાનંદ મળે તોપણ-અટકાવી શકાય એમ નહોતું.

ગમે તેવો તવંગર બાપ પણ પ્રચલિત રિવાજે મુજબ કન્યાને નાનપણમાં પરણાવી સાસરે વળાવતો. સ્ત્રીઓ સંબંધી 'રાંધ્યાં ધાન' ના વિચારને અનુસરી કન્યાઓની મોટી ઉંમર કરવામાં આવતી નહિ. આ ઉપરાંત બીજા વિચારો પણ વહેલાં લગ્ન કરવા સારુ પ્રચારમાં હતા.

કુંવારી અબળા રહી, મૂકે પૃથ્વીપાય;
બ્રહ્મહત્યા એક ડગ ભરે, નિત્ય પોકારે નાય.
ભક્તિ કરે ભરથારની, નિત ગંગાસ્નાન;
પ્રદક્ષણા પૃથ્વીતણી, ડગલે ડગલે ગૌદાન.

શામળ

આમ હોવાથી બ્રહ્મહત્યાનો દોષ ન આવે તેથી પિતા પુત્રીને પરણાવી સાસરે વળાવી દેતો. કન્યાઓ પણ 'ડગલે ડગલે ગૌદાન' મેળવવા આતુર હોઈ રિવાજને આધીન થતી. જો બાપ પરણાવવામાં સહેજ ઢીલ કરતો તો તેનો જીવ તરફડી પડતો.

પિતા તો પ્રીછે નહીં, મારો કુંવારો ભવ કેમ જાય રે;
સહુકો સાસરે જાય ને આવે, સૈયરો હું સમાણી જી.

પ્રેમાનંદ-(ઓખા)

આ ઉપરાંત લોકોનું એવું પણ માનવું હતું કે દીકરીઓને પરણાવી દીધા પછી તેમને રોગ કે વ્યાધિની નડતર બહુ થોડી થાય.

ચોથી ચહચરી: અલી મધુરી! હવે તો પિતાશ્રીને કહી બેનને પરણાવી પારકી કરવી જોઈએ એટલે તેને કર્મે સહુ સારાં વાનાં થાય. રડયું પહેલેથી તે છેલ્લે સુધી એનું એ જ રહ્યું. આજ આ તો કાલે પેલું; એમ એક પછી એક વ્યાધિ વગર નોતર્યા નડ્યા કરે છે!

પ્રેમાનંદ-(તપતી)

હું સમાણી જાય સાસરે, તેના જોને ભોગ;
તેની પેરે મારે થાશે, આકુરો જાશે રોગ.

પ્રેમાનંદ (નળાખ્યાન)

શ્રાવક અને વસવાયામાં કન્યાઓ મોટી ઉંમરે પરણતી; બીજી નાતોમાં નાનપણમાં પરણાવી 'ઓરીઓ લેવાતો'. હિંદુઓના જીવનમાં 'લગ્નસારા' એ મોટો પ્રસંગ છે. આ જ પ્રસંગ પર તેઓ પોતાનો દમામ દાખવી શકે છે, પોતાની વાહવાહ કહેવડાવી શકે છે, પોતાના કોડ અને ઓરિયા પૂરા પાડે છે. આ જ પ્રસંગે સ્ત્રી અને પુરુષો તેમ બાળકોને મહાલવાનું મળે છે. માટે આ પ્રસંગનો ઉપયોગ જેમ બને તેમ વહેલો કરવામાં આવતો, અને તેથી ઊંચી નાતોમાં લગ્નો વહેલાં થતાં.

સારો વર પામવા કન્યાઓ વ્રત કરતી—ગોરમાને પૂજતી, અને તેની પાસે વર માગતી. પોતાનો સ્વામી ગોરમાના પ્રસાદથી મળેલો છે એમ મનાતું. વલ્લભ ભટ્ટના 'કજોડાના ગરબા'માંની નાગરણ પોતાના બુઢ્ઢા ધણી સારું ગોરમાને જ ફરિયાદ કરે છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી ખાડામાં ઉતારનાર માબાપો પોતાની પુત્રીના તિરસ્કારપાત્ર થતાં નહિ.

આ ગોરમાપૂજન જ્યારથી દાખલ થયું અર્થાત્ જે કન્યાથી દાખલ થયું કહેવાય છે તે સંબંધી આખ્યાન પ્રેમાનંદે લખ્યું છે. આ આખ્યાનમાં— 'ઓખાહરણ'માં— ઓખા પાસે ગોરમાપૂજન કરાવ્યું છે. આની વિધિ હાલના જેવી જ ત્યારે હતી માટે તે વિષે કાંઈ ઉતારા આપતા નથી.

લગ્નપ્રસંગ પર માંડવા કેવા બંધાતા, વરઘોડા કેવા ચડતા, તોરણે આવેલો વર કેવી રીતે પોંખાતો, માયરામાં લગ્નગાંઠ શી રીતે વળાતી, કંસાર કેમ ખવાતો અને ગીતો કેવાં ગવાતાં વગેરે પર વર્ણન પ્રેમાનંદ, હરિદાસ આદિનાં લખાણોમાં છે. હાલના અને તે કાળના આ રિવાજોમાં કાંઈ ફરક જણાતો નથી, માટે તે સંબંધી પણ ઉતારા આપવા દુરસ્ત ધારતા નથી.

આવા પ્રસંગો પર બૈરાંઓ ફટાણા અને જોડકણાં ગાતાં. આના નમૂના 'ઓખાહરણ' આદિમાંથી મળે છે. આ ચાલ નાગર જેવી નાતમાં પણ હતો. બેશક આવા પ્રસંગ પર સંગીતને યોગ્ય સન્માન મળવું જોઈએ; અને સંગીત દ્વારા લગ્નનું મહત્ત્વ અને સ્ત્રીપુરુષોના એક બનેલા જીવનના રસ અને રહસ્ય વર-વહુને ચખાડવાં જોઈએ. પરંતુ આવું ઉન્નત રૂપ તેને આપવાને બદલે સામ-સામા વેવાઈના ખોડખાંપણ પર હાંસી કરવામાં અને અપશબ્દો બોલવામાં ત્યારની ગુજરાતણો પોતાના કંઠને તસ્દી આપતી હતી. આ રિવાજ અનિષ્ટ અને હાનિકારક હતો.

આ સમયમાં લગ્નો 'ગોઠવણો'થી થતાં – 'પ્રેમભાવના' થી થતાં નહિ. લગ્નનું ચોકઠું માબાપો ગોઠવતાં. કોઈ કોઈ નાતોમાં વેવિશાળીયાનો વર્ગ હોવાથી આ કામમાં તેમને મદદ મળતી. આ વેવિશાળીયા પોતાનો સ્વાર્થ સાધવા ઘણા સંસાર દુઃખમય કરતા. ભવિષ્યમાં પતિ અને પિતા થવાની પોતાની જોગવાઈ છે કે નહિ તે પરણનાર જોતો નહિ. તેમ જ વેવિશાળીયા તેને જોવા પણ દેતા નહીં. મૂળ ગરીબ અને વળી લગ્નમાં 'આબરુ' જાળવવા 'કરજ' કરી પૈસો વાપરેલો હોવાથી તેમ જ સંસાર માંડ્યાથી ખર્ચ વધતો જવાથી બિચારો કોઈ દિવસ તરતો નહિ.

વેવિશાળીએ વિવા કર્યો, વર રૂડો કન્યાને વર્યો;
કરે ભેખ કે ભૂખે મરે, તેમાં વેવિશાળીઓ શું કરે?

શામળ – (નંદબત્રીસી.)

કરેલો વિવાહ ફેક થઈ શકતો નહિ; ફેક કરનારને નાત શાસન કરતી. આથી ભૂલમાં અથવા ઉતાવળમાં થયેલી ગોઠવણ રદ થઈ શકતી નહીં. કસાઈને ઘેરથી ગાય છોડાવાતી પણ કઠેકાણે નાંખેલી દીકરીના વિવાહ ફેક થઈ શકતા નહિ! ફેક કરવામાં 'લાજ' જતી તેમ જ ન્યાત તરફથી બહુ ખમવું પડતું. છતાં પણ કેટલાક પોતાની પુત્રીઓનું હિતાહિત વિચારી તે પ્રમાણે વર્તી શકતા હતા.

નીઠીઓ નથી પડ્યો વરનો, આજ નાગરી નાત રે;
ફેક કરતાં લાજ જશે, તો તે ખમશું નાથ રે.

હરિદાસ – (શામળદાસનો વિવાહ).

(સાધારણ રીતે આવું બનતું નહીં. ઉપરના ઉતારામાં જે કન્યાનો ઉલ્લેખ છે તેનો વિવાહ અંતે કાયમ રહ્યો હતો.)

વીરજીએ બતાવેલી ઉંમરે અથવા તેના સહેજ વધઘટવાળી ઉંમરે કન્યાઓ પરણતી. છોકરાઓના લગ્ન ક્યારે થતાં?

એટલે આવ્યું વેવિશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર.

દ્વારકા

દ્વારકા ભક્તના કહેવા પ્રમાણે 'બાર' અને શામળના કહેવા પ્રમાણે 'ચૌદ'થી સોળ લગીમાં છોકરાનાં લગ્ન થતાં. ઘણુંખરું તો વરકન્યાની ઉંમર સરખી રાખવામાં આવતી. આ ચાલ જ્યાં પાળવામાં આવતો ત્યાં 'બાર' વર્ષની અંદર પણ તેમનાં લગ્ન થતાં. જેમ નાની નાર પ્રસૂત થવાથી વધતી નહિ તેમ પિતા થવાથી છોકરાઓનાં કાઠાં પણ નબળાં રહેતાં. 'નાના હોવાથી જાણે શરમાતા ના હોય ને તેમ પોતાનાં છોકરાં પાસે પોતાને 'બાપ'નું સંબોધન

નથી વપરાવતા.' આવા વચન રા. દયારામ ગીડુમલે આપણા ગુજરાતની હાલની સ્થિતિ સંબંધે વાપર્યા છે. ત્યારની સ્થિતિને પણ હાલની માફક એ લાગુ પડે છે. નાના વર હોવાથી તેમનું કુટુંબમાં ચલણ રહેતું નહિ. પોતે કમાતા નહિ હોવાથી માબાપના દબાણમાં રહેવું પડતું. આથી તેમની સ્ત્રીઓને 'ફરિયાદ' કરવાનો (બબડવાનો) અવસર ઘણી વાર આવતો. સાસુ જોડે બનતું નહિ તેમ છતાં પણ તેની છાયામાં અણગમતે રહેવું પડતું.

છે સાસરિયાને ઘણું અભિમાન,
ધનનું તે અતિ કરે ગુમાન.
નણંદ જેઠાણી વાંકું ભણે,
કુંવરબાઈને દૂબળી ગણે.
આવો વૈષ્ણવની દીકરી,
સાસરવેલ સહુ પાવન કરી.
ચેષ્ટા કરે સાસુ ગર્વે ભરી,
કુંવરબાઈ નવ બોલે ફરી.
છે લઘુ વેષ નાનો ભરથાર,
તે નવ પ્રીછે વિવેક વિચાર.

પ્રેમાનંદ

આવા નાના ભરથાર હોવાથી ઘણી વાર ઉશ્કેરણીથી પોતાની પત્નીને ચૌદ-મુંરતી આપવા ચૂકતા નહીં. સ્ત્રીને મારવાનો રિવાજ ત્યારે અસાધારણ નહોતો.

સામું તો નવ બોલીએ, ઘણો ન દીજે માર;
બીહતી રહે બકતી રહે, વિનતાનો એ વહેવાર.

શામળ

ઘણી નાતમાં ઘણી સ્ત્રીઓ એકી વખતે પરણાવવાનો ચાલ હતો. પુત્ર ન થાય તો એક પર બીજી કરતા. કારણ કે પુત્ર વિના સ્વર્ગમાં નથી જવાતું એવું આપણા લોકોનું માનવું છે.

નરકમાંથી બચવા સારુ, પિંડ ધરવા સારુ, વાંઝિયામહેણું ટાળવા સારુ અને ઘેર વહુ લાવવા સારુ, પુત્રની ઘણી આકાંક્ષા રહેતી. આ ઉપરાંત દાદા-દાદી થવાનો ઓરિયો રહી જાય એવું ધારીને પણ માબાપો પોતાનાં છોકરાંને છોકરાં ક્યારે થાય તેની રાહ જોતાં. આ સારુ એક ઉપર બીજી અને બીજી પર

ત્રીજી સ્ત્રી પરણાવવામાં આવતી. કેટલેક સ્થળે સાસુ અને વહુ વચ્ચે જીદ થવાથી 'ખાસડું ખંખેરું એટલામાં વહુ લાવું' એવું અભિમાન રાખનારી મા વહુને વઢવા પોતાના દીકરાને બીજે પરણાવતી. કેટલેક સામા પૈસા મળતા હોવાથી પૈસાની લાલચે એક કરતાં વધારે સ્ત્રી પરણાતી, તો કેટલેક કુલીન કુટુંબ હોવાથી એક કરતાં વધારે મળતી; અને તેથી ત્યારનાં ઘણાં ગુજરાતી ઘરોમાં શોકચોનો કલહ જણાતો.

શોકચો 'ક્ષણે ક્ષણે લક્ષ વીંછીની વેદનાં' કેવી પામતી તેના સંબંધમાં શામળમાંથી ઉતારા ટાંકીશું, અને પ્રેમાનંદે 'સત્યભામા રોષદર્શિકા'માં તેનો જે ચિતાર આવ્યો છે તે પણ ટાંકીશું. આટલા પરથી ત્યારે ચાલતા આ રિવાજનું યથાર્થ દર્શન થશે.

માંહે માંહે શોકચોના ખાર.

+

એક એકનો કેડો લીએ.<br>
પાશેર વાંક જો કોનો ઠરે,<br>
તો સતાવીસ મણ શોકચો કરે.<br>
વાંક કંઈ આવે હાથમાં,<br>
ફજેતી કરે બધા સાથમાં.

શામળ

આવી એમની સ્થિતિ હતી. શોકચના કરતાં બીજું ભયંકરમાં ભયંકર દુઃખ પસંદ કરવામાં આવતું. શોકચના 'સાલ' ને ઠેકાણે નીચે જણાવેલી સ્થિતિમાં રહેવા સ્ત્રીઓ ખુશી હતી:

સ્ત્રી કહે ભલી અનાથ, તેથી તો મોત ભલેરું;<br>
ભલી હીણાને હાથ, એથી દુઃખ નહિ અનેરું.<br>
ભલી વિધવા કે વંઝ, ભલી ગુણજ્ઞ કે ઘેલી;<br>
ભલી દરિદ્ર કે દુષ્ટ, ભલી સોહાગણ સેહલી.

શામળ

તે કાળમાં વિધવાનું દુઃખ કાંઈ ઓછું નહોતું, તે છતાં પણ શોકચ કરતાં તેવી સ્થિતિ સારી લાગતી હતી, એ ઉપરથી શોકચના દુઃખની કલ્પના થઈ શકશે. શોકચનું સાલ કોને ખમવું પડતું? ત્યારના વહેમોએ આનું નિરાકરણ કરેલું છે.

કીધી બ્રહ્મહત્યાય, લોભે ધન લૂંટી લીધાં;
રમતાં માર્યાં બાળ, દીવેથી વિષ જ દીધાં.
જેણિયે વગોવ્યાં વિપ, સાસુ નણંદ સંતાપ્યાં;
પૂર્યાં નીર નવાણ, શિવના લિંગ ઉથાપ્યાં.
શણગાર લૂંટયા સતી તણા, પસાયતા આપથી;
શામળ ભટ્ટ સાચું ભણે, શોકય પામે એવા પાપથી.

શામળ

જે ઘરમાં શોકયો હોય ત્યાં શું થતું ? શોકયોના સ્વામીની શી સ્થિતિ હતી ?

જેના ઘરમાં શોકય, કામણ ટુમણ તે પાસે;
જેના ઘરમાં શોકય, તેહથી અળગા નાસે.
જેના ઘરમાં શોકય, સુખ તેને શા ખપનાં ?
જેના ઘરમાં શોકય, તેહને તો છાનાં છપનાં.
જેના ઘરમાં શોકય છે, વિનતાઓ આખો દિન વઢી;
શામળ કહે સ્વામી શોકયનો, સુખે નવ સૂવે એકે ઘડી.

શામળ

જ્યાં 'કામણ ટુમણ' થતાં અને 'છાનાં છપનાં' કરવાં પડતાં ત્યાં જિંદગી દુઃખભરી જ હશે. 'કામણ ટુમણ'ની હાનિ—તેથી ફાવી જતા લુચ્ચાઓનું વર્ણન —પહેલાં આપી ગયા છીએ. જે ઘરમાં શોકયો મળતી ત્યાંથી સુખ હંમેશને માટે ચાલ્યું જતું.

કજોડાં અને શોકયોના અનિષ્ટ આચારો આપણે જોઈ ગયા, હવે લગ્નના સંબંધના બીજા રિવાજો તપાસીએ. ઊંચી નાતોમાં છેડો ફાડી આપવાનો રિવાજ નહોતો પણ હલકી નાતોમાં, વસવાયામાં હતો.

વસવાયું આછું છેક, એક લાવે એક છોડે,

શામળ

વિધવાના પુનરુદ્ધાર ઊંચી નાતમાં નહોતાં થતાં. કીડી અને માંકડ પર રહેમ લાવનાર, કસાઈના હાથમાં સપડાયેલાં ઢોર પર દયાથી જોનારનાં હૃદય વિધવાના તરફ પાષાણમય હતાં. વિધવાઓ ફરીથી પરણી શકે એ એમના માન્યામાં આવતું નહોતું —આવતું તો તે કરવા તેઓ રાજી નહોતા. કણબી આદિ વર્ણોમાં નાતરાના ચાલને જોવાથી ઊંચી વર્ણોની નજર આ રિવાજ પ્રત્યે

ગઈ હશે. પરંતુ પોતાની ન્યાતમાં તેને સ્થાન આપવા કોઈએ પ્રયાસ કર્યો નથી. શામળ બીજે બધે આ રિવાજ નહિ જોવાથી અને ફક્ત કણબી આદિ વર્ણોમાં એ રિવાજ જોવાથી વિસ્મય પામે છે, ગૂંચવાડામાં પડે છે, અને છેવટે કણબી પાસે આવા રિવાજ પાળવા સારુ કારણ માગે છે. આ રિવાજ પોતાની નાતમાં દાખલ કરવા તરફ એનું મન નથી, પરંતુ આ રિવાજ કણબીઓમાં ન હોવો જોઈએ છતાં ત્યાં કેમ છે તે જાણવા એ મથે છે. આ પ્રશ્નનો નીવેડો અગાઉ કણબી વિષે લખતાં આવી ગયો છે માટે અહીં તે ટાંકીશું નહિ. શામળના મનનું વલણ આવું હોવાથી તેમ જ ત્યારની વિધવાની સ્થિતિ દુઃખમય હોવા છતાં દુઃખમય નહિ લેખાતી હોવાથી તેઓના દુઃખ સંબંધી એણે કાંઈ લખ્યું નથી, અંગ્રેજી સાહિત્યથી આપણા કેટલાક લેખકોનું જે વલણ થયું છે તેથી અનિષ્ટ રૂઢિઓને લીધે ભારતભૂમિ પર 'સ્નેહમુદ્રા' અને 'હૃદયવીણા'માં જે શાપોદ્ગાર થયા છે તેવા તે કાળમાં થવા અશક્ય હતું. શામળે જાણી જોઈને રૂઢિઓ વખોડી નથી, રૂઢિઓમાં જે સડેલું હતું તે દૂર કરવા તેણે કલમ હાથ ધરી નહોતી. તેનાં લખાણોમાં અનાયાસે રૂઢિનો ઇતિહાસ આવી ગયો છે.

'નળાખ્યાન'માં નળનો પત્તો નહિ લાગવાથી દમયંતી ફરીથી સ્વયંવર કરવાની છે એવું ઋતુપર્ણને કહેવડાવવામાં આવે છે. જો આ ચાલ — અર્થાત્ વિધવાવિવાહનો ચાલ – પ્રતિબદ્ધ હોય તો ઋતુપર્ણ આ વાત ખરી માની ફરીથી પરણવા કેમ જાય? આ કાંઈ સમજાતું નથી. પ્રેમાનંદે આ વિચાર 'નળાખ્યાન'માં જણાવ્યો છે. 'ઓખાહરણ'માં ઓખાને મનગમતો સ્વામી પરણાવ્યો છે, શામળે વર્ણાવર્ણનો વિચાર રાખ્યા વિના જુદી જુદી નાતોમાંથી વરકન્યા લઈ પરણાવ્યાં છે. આવા વિચાર ત્યારની જનસમાજે કેવા વધાવી લીધા હતા, તેમના સંતાનની આવી રીતે વર્તવા ઇચ્છા થઈ હતી કે નહિ, અને થઈ હતી તો તેનું શું પરિણામ આવ્યું હતું – આ સઘળું જાણવા જેવું છે છતાં તે જાણવાને સાધન નથી, અને તેથી નિરાશ થઈએ છીએ.

જે કાળ આપણે અવલોકીએ છીએ તેમાં – થોડા વર્ષ પછી ગુજરાતીઓની અધમ દશાનું ચિત્ર આલેખનાર કૃષ્ણારામ કહે છે કે :

> વિધવા પણ જણી બાળ, જઈ ટાંકામાં નાંખે.

તેવું ત્યારે થતું હતું? કૃષ્ણારામની વર્ણવેલી સ્થિતિમાંની ઘણી ખરી આ કાળમાં જણાતી હતી, તથા કેટલાકના અંકુર દૃષ્ટિગોચર થતાં હતાં. આ ઉપરથી તેમ જ

> વિધવા એક બ્રાહ્મણ હતી, ગરભ પડ્યો 'તો પેટ;
> નદીમાં નાંખી બાળને, ઘાલી માટલે નેટ.
>
> શામળ

આ દૃષ્ટાંત – જેમાં માછી જેવી નાત જે નાતરાંની સામા નહોતી તે નાતની એક વિધવા ગર્ભપાત કરે તો જે નાતમાં વિધવાવિવાહ થઈ શકતો ન હોય તે નાતની વિધવા પણ આવાં પાપ કેમ નહિ કરતી હોય? બરાબર જાણવાને સાધન નથી, છતાં અટકળ કરીએ છીએ કે કૃષ્ણારામ અને શામળનાં વચનોથી ત્યારે પણ ગર્ભપાત અને ગર્ભસ્રાવ થતા હશે. લોકોની આવી ઉદાસીન વૃત્તિ આ વિષય તરફ કેમ હતી વગેરેની મીમાંસા કરવાની જરૂર નથી.

કન્યાવિક્રયના ચાલથી પણ ઉપર જણાવેલા રિવાજોથી થતી હાનિ જેટલી હાનિ થતી હતી. ઘણી નાતોમાં આ ચાલ વખોડાતો છતાં બ્રાહ્મણ જેવી નાતમાં પણ આ ચાલ હતો. શામળે કન્યાવિક્રય પાપમાં ગણાવ્યું છે.

લગ્ન અને તેના પછી ઉદ્ભવતી સ્થિતિ જોઈ ગયા. લગ્ન કેવાં થતાં, શા સારુ થતાં વગેરે પર ત્યારનું સાહિત્ય પ્રકાશ નાખે છે. આપણને વિદિત થાય છે કે કંઈ પણ ઉન્નત ભાવના વિના આચારો પળાતા હતા.

કરો મંગળ-પરણાવો બાળ, ઉતારો માથાની ગાળ.

શામળ

જ્યારે માથાની ગાળ ઉતારવા લગ્ન થતાં ત્યારે તેના સંબંધમાં બીજી ભાવનાની આશા રાખવી વ્યર્થ છે. લગ્ન કરાવનાર બ્રાહ્મણ પણ આ સંસ્થાની અધમતા સાથે અધમ બન્યો હતો, અને અધમ લેખાયો હતો. જુઓ :

શ્રી દાંમો : અહો એમાં તે મોટી વાત છે? લ્યો ને બોલાવો બેત્રણ અને વર્તાવીએ મંગળ.

પ્રેમાનંદ

જોડી લાકડે માંકડું, દક્ષણા પામું ક્ષિપ્ર,
વળતી અગીયારા ગણું, એમ વિચાર્યું વિપ્ર.

શામળ – ( પદ્માવતી )

આ બધું નિરીક્ષણ કરતાં બતાવે છે કે ત્યારની લગ્નસંસ્થાને 'પ્રેમ' જોડે કાંઈ નિસ્બત નહોતી. ઓરિઓ અથવા કોડ પૂરા પાડવા, માથાની ગાળ ઉતારવા, કામકાજ કરવા વહુ લાવવા વિવાહ થતા. કન્યાવિક્રય, કજોડાં, જરઠ વિવાહ, પુરુવનિના વિવાહ, આદિ પ્રેમભાવનાથી થતાં ઉદ્વાહનો અભાવ જ બતાવે છે. વિધવાવિવાહના વિરોધીઓ આપણી ભાવના પ્રેમમય છે માટે તેનો ઉચ્છેદ કરવો એ પ્રેમને નષ્ટપ્રાયઃ કરવા જેવું છે – એવું કહે છે, તેમને જણાશે કે આપણા લોકોમાં આ પ્રેમભાવનાનો અનુભવ થયો જ નથી. તો પછી તેનો વિનાશ શી રીતે થવાનો?

સ્ત્રીપુરુષોનો અરસપરસ સંબંધ કેવો હતો તે તથા ત્યારની સ્ત્રીઓ પરત્વે જે દષ્ટિબિંદુઓથી જોવાતું હતું તેનું વર્ણન આગળ હાથ ધરીશું, હાલ તો સાસરું, ઇત્યાદિ વિષયો ધ્યાનમાં લઈશું.

દીકરીને સાસરે વળાવતી વેળા માતા શી શીખામણ આપતી તે તરફ નજર ફેરવીશું :

રખે દીકરી આળસ કરતી, તું ચર્ણ તેના સેવતી,
રૂડી ભુંડી વાત સાંભળી હોય, કોઈ આગળ નવ મેહરીયે;
ઉઘાડા કેશ ન મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
કામ ઘરનાં બતાવ્યાં કરીએ, ન કરીયે કાંઈ અરુપરું;
પૂછ્યાં પૂઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જઈને ખરું.
પાત્ર પગે નવ ઠેશીયે, ક્ષમા રાખીયે બહુ ઊદરે;
આધું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિ પરે.

સંતાપ સાસરે ન કીજીએ, પિયરને ન વખાણીયે;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીયે.
દાસી માણસનો સંગ ન કીજે, નીચને મળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કહીયે નહીં.
સાસુ નણંદ ને જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પર ઘેર નિત્ય જઈએ નહીં, ગયે હલકાઈ થાય આપણી.
મોટે સ્વરે હસીયે નહીં, કોઈ સાથે તાળી નવ દીજીએ.
ઊભા રહીએ ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીએ;
ભરથાર પહેલું જમીએ નહીં, બાઈ ઉચ્છીષ્ટ જમીએ નાથનું.

×

હસતું વદન ત્યાં રાખીએ, સુખદુઃખ સમાન ગણીએ સહી,
દિવસે ન સૂઈએ દીકરી, બહેન વચન પિયુનું પાળીએ.

પ્રેમાનંદ (ઓખા)

સાસરે જતી દીકરીને આપેલા માતાના આ ઉપદેશ પરથી ત્યારના રીતરિવાજો આચારવિચારનું સારું દર્શન થાય છે. વિનીતતા અને વ્રીડા જે આપણા દેશની સ્ત્રીઓમાં જોવામાં આવે છે તેને ઉલ્લેખીને જ આ ઉપદેશ અપાયો છે. પોતાના બચપણથી હળીમળી ગયેલાં ભાંડુઓ તથા માબાપ અને બહેનપણીઓ છોડી પારકી 'સૃષ્ટિ'માં વાસ કરવો અને ત્યાં કોઈ પણ પ્રકારે ઓછું લાવ્યા વિના સૌના હુકમને આધીન રહી તેમનાં મન મનાવવાં એ અતિ વિકટ છે.

આવાં વિકટ કામ તો સ્ત્રીઓ જ કરી શકે. સાસુ, નણંદ અને જેઠાણી જેઓએ નવી વહુની સ્થિતિ અનુભવી હોય છે છતાં નવી વહુ પર પોતાની સત્તાનો ઉપયોગ કર્યા વિના રહેતાં નથી. તેમની સેવામાં ખડાં ને ખડાં રહી શાબાશી મેળવવી એ ખરેખર પ્રશંસનીય છે.

સ્વતંત્રતાથી સ્વચ્છંદ નહિ થાય માટે અમુક અમુક રીતે હસવાબોલવામાં પણ વર્તવાનો ઉપદેશ અપાયો છે. કુદરતી હૃદયના ઉમળકાને દાબી યોગ્ય મર્યાદામાં રહેવાનું પણ સ્ત્રીઓથી જ બની શકે. પતિ પહેલાં જમવું નહિ, અને તેની જમેલી થાળીમાં જમવું એ સૌભાગ્યવતીનું મહાભાગ્ય ગણાતું હતું—નારી વર્ગનું ભૂષણ લેખાતું હતું — આ ભૂષણ દાસત્વ દાખવતું હતું એમ આગળ જણાશે.

માતા આપો આગના, અમને કરો વિદાય,
નેણેથી આંસુ પડયાં, તુજ વિણ રહ્યું ન જાય,
સુખ દુઃખ કહેશો કોણને, એ મોટી ચિંતાય.
માને વાલી બેટડી, સૌથી હોય વિશેષ,
પુત્રી ને જનની કહે, દુઃખ ન ધરશો લેશ.

શામળ (પદ્માવતી)

'સુખદુઃખ' કહેવાનું ત્યાં કોઈ ન હોવાથી માતાની આંખમાં આંસુ આવે છે, અને છેવટે પ્રારબ્ધને આધીન રહી સુખદુઃખ સમાન ગણી ત્યાં સમાસ કરવા શીખામણ આપે છે. સ્ત્રીને 'સુખદુઃખ'ની વાત કરવાનું સ્થાન તેનો સ્વામી છે, પરંતુ અવિભક્ત કુટુંબમંડળ હોવાથી અને બાળલગ્ન થવાથી આ સ્થાન ઉપયોગી થવા જતું તો તેના પ્રયાસ વિફળ થતા.

માદીકરીના વિખૂટા પડવાના કરુણાત્મક પ્રસંગ પરથી ખસી કન્યાના સાસરે સ્થિતિ નિહાળવા આપણે જઈએ.

સાસુ તેહને દેહમાં દમે × × ×
આખો દહાડો વધતાં જાય, સુખે કોઈ અન્ન નવ ખાય.
× × × સાસુ વહુને વેર,
સુખ દેખી કોઈ નવ શકે, જુવતી જાતમાં ઝેર.

×

સાસુ મારી કપરી કોડ, મુજ સાથે બાંધી હોડ,
વઢી રાતે મુજને ઘણું, તેના અવગુણ કેટલા ગણું.
મુજને કહે છે વાંઝણી તું, તુજને તો રાખું નહિ હું,
બીજી નારી પરણાવું કાલ, નારી તારું મોઢું બાળ.

શામળ

સ્ત્રીપુરુષોનો અરસપરસ સંબંધ કેવો હતો તે તથા ત્યારની સ્ત્રીઓ પરત્વે જે દૃષ્ટિબિંદુઓથી જોવાતું હતું તેનું વર્ણન આગળ હાથ ધરીશું, હાલ તો સાસરું, ઇત્યાદિ વિષયો ધ્યાનમાં લઈશું.

દીકરીને સાસરે વળાવતી વેળા માતા શી શીખામણ આપતી તે તરફ નજર ફેરવીશું :

રખે દીકરી આળસ કરતી, તું ચર્ણ તેના સેવતી,
રૂડી ભુંડી વાત સાંભળી હોય, કોઈ આગળ નવ મેહરીયે;
ઉઘાડા કેશ ન મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
કામ ઘરનાં બતાવ્યાં કરીએ, ન કરીયે કાંઈ અરુપરું;
પૂછ્યાં પૂઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જઈને ખરું.
પાત્ર પગે નવ ઠેશીયે, ક્ષમા રાખીયે બહુ ઊદરે;
આધું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિ પરે.
સંતાપ સાસરે ન કીજીએ, પિયરને ન વખાણીયે;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીયે.
દાસી માણસનો સંગ ન કીજે, નીચને મળે સાડું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કહીયે નહીં.
સાસુ નણંદ ને જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પર ઘેર નિત્ય જઈએ નહીં, ગયે હલકાઈ થાય આપણી.
મોટે સ્વરે હસીયે નહીં, કોઈ સાથે તાળી નવ દીજીએ.
ઊભા રહીએ ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીએ;
ભરથાર પહેલું જમીએ નહીં, બાઈ ઉચ્છીષ્ટ જમીએ નાથનું.

×

હસતું વદન ત્યાં રાખીએ, સુખદુઃખ સમાન ગણીએ સહી,
દિવસે ન સૂઈએ દીકરી, બહેન વચન પિયુનું પાળીએ.

પ્રેમાનંદ (ઓખા)

સાસરે જતી દીકરીને આપેલા માતાના આ ઉપદેશ પરથી ત્યારના રીત-રિવાજે આચારવિચારનું સારું દર્શન થાય છે. વિનીતતા અને વ્રીડા જે આપણા દેશની સ્ત્રીઓમાં જોવામાં આવે છે તેને ઉલ્લેખીને જ આ ઉપદેશ અપાયો છે. પોતાના બચપણથી હળીમળી ગયેલાં ભાંડુઓ તથા માબાપ અને બહેનપણીઓ છોડી પારકી 'સૃષ્ટિ'માં વાસ કરવો અને ત્યાં કોઈ પણ પ્રકારે ઓછું લાવ્યા વિના સૌના હુકમને આધીન રહી તેમનાં મન મનાવવાં એ અતિ વિકટ છે.

આવાં વિકટ કામ તો સ્ત્રીઓ જ કરી શકે. સાસુ, નણંદ અને જેઠાણી જેઓએ નવી વહુની સ્થિતિ અનુભવી હોય છે છતાં નવી વહુ પર પોતાની સત્તાનો ઉપયોગ કર્યા વિના રહેતાં નથી. તેમની સેવામાં ખડાં ને ખડાં રહી શાબાશી મેળવવી એ ખરેખર પ્રશંસનીય છે.

સ્વતંત્રતાથી સ્વચ્છંદ નહિ થાય માટે અમુક અમુક રીતે હસવાબોલવામાં પણ વર્તવાનો ઉપદેશ અપાયો છે. કુદરતી હૃદયના ઉમળકાને દાબી યોગ્ય મર્યાદામાં રહેવાનું પણ સ્ત્રીઓથી જ બની શકે. પતિ પહેલાં જમવું નહિ, અને તેની જમેલી થાળીમાં જમવું એ સૌભાગ્યવતીનું મહાભાગ્ય ગણાતું હતું—નારી વર્ગનું ભૂષણ લેખાતું હતું — આ ભૂષણ દાસત્વ દાખવતું હતું એમ આગળ જણાશે.

માતા આપો આગના, અમને કરો વિદાય,
નેણેથી આંસુ પડચાં, તુજ વિણ રહ્યું ન જાય,
સુખ દુઃખ કહેશો કોણને, એ મોટી ચિંતાય.
માને વાલી બેટડી, સૌથી હોય વિશેષ,
પુત્રી ને જનની કહે, દુઃખ ન ધરશો લેશ.

શામળ (પદ્માવતી)

'સુખદુઃખ' કહેવાનું ત્યાં કોઈ ન હોવાથી માતાની આંખમાં આંસુ આવે છે, અને છેવટે પ્રારબ્ધને આધીન રહી સુખદુઃખ સમાન ગણી ત્યાં સમાસ કરવા શીખામણ આપે છે. સ્ત્રીને 'સુખદુઃખ'ની વાત કરવાનું સ્થાન તેનો સ્વામી છે, પરંતુ અવિભક્ત કુટુંબમંડળ હોવાથી અને બાળલગ્ન થવાથી આ સ્થાન ઉપયોગી થવા જતું તો તેના પ્રયાસ વિફળ થતા.

માદીકરીના વિખૂટા પડવાના કરુણાત્મક પ્રસંગ પરથી ખસી કન્યાના સાસરે સ્થિતિ નિહાળવા આપણે જઈએ.

સાસુ તેહને દેહમાં દમે × × ×
આખો દહાડો વધતાં જાય, સુખે કોઈ અન્ન નવ ખાય.
× × × સાસુ વહુને વેર,
સુખ દેખી કોઈ નવ શકે, જુવતી જાતમાં ઝેર.

×

સાસુ મારી કપરી કોડ, મુજ સાથે બાંધી હોડ,
વઢી રાતે મુજને ઘણું, તેના અવગુણ કેટલા ગણું.
મુજને કહે છે વાંઝણી તું, તુજને તો રાખું નહિ હું,
બીજી નારી પરણાવું કાલ, નારી તારું મોઢું બાળ.

શામળ

સાસુને વહુ સાથે ઘણીવાર બનતું નહિ. વહુ માબાપથી વિખૂટી પડીને રહેતી હોવા છતાં તેની માની ખોટ પૂરી પાડવાને બદલે તે ગુલામડી હોય તેમ તેની સાથે વર્તવાથી કંકાસ થતો. સાસુ વહુનું સુખ દેખી ખમી શકતી નહિ. પોતાની પણ વહુદશા આવી ગઈ હતી અને તેમાં આવી જ રીતે દુઃખ ખમેલું હોવા છતાં તેવું જ દુઃખ પોતાની વહુને દેવા તૈયાર થાય એ અજાયબ જેવું છે. શામળ વનિતા દ્વેષી હોઈ 'સ્ત્રીઓમાં કુદરતી રીતે માંહેમાંહેનું વેર હોય છે' એમ કહી આનો ફડચો આપે છે. આની સત્યાસત્યતાનો નિર્ણય કરવાનું કામ માનસશાસ્ત્રી અને સમિતિશાસ્ત્રીનું હોવાથી તેમને સોંપીએ છીએ.

બાળલગ્નથી સાસુનો સંતાપ બિચારી વહુને વેઠવો પડતો. વર નાનો હોવાથી અને સર્વે કુટુંબીઓ ભેગાં રહેતાં હોવાથી સાસુના દાબ તળે વહુને રહેવું પડતું. ઉંમરે બાળક હોવાથી, તેમ જ પિયર કરતાં અહીં જુદી જ રીતે વર્તવાનું હોવાથી, નિરંકુશ ખેલી ખાધેલું તેને પરાધીન રહી કામમાં રોકાયેલા રહેવાનું હોવાથી — વહુઓથી ઘણી ભૂલો થતી, તેમને સોંપેલું કામ જોઈએ તેવું ન થતું. આ ઉપરથી સાસુનો મિજાજ જતો અને વહુ પર પોતાનો અમલ બરાબર બેસાડવા તેને હરેક પ્રકારે કનડતી. મહેણાં સંભળાવવામાં જરા પણ મણા રાખતી નહીં. જે નાતોમાં એક પર બીજી લાવવાનો ચાલ હતો તે નાતમાં તેની ધમકી અપાતી. દીકરાને સમજાવી — ધમકાવી વહુને પિયર કાઢી મુકાવતી. તેના માબાપ પાસે અગણિત કાલાવાલા કરાવી દંડ લેવાનો રિવાજ હોય તો દંડ લઈ મોટી મહેરબાનીથી વહુને પાછું આણું કરતી.

સાસુને વહુને કનડવામાં પોતાની દીકરીની બહુ ઓથ રહેતી. પોતે પોતાને સાસરે આવું જ દુઃખ ખમતી હોવા છતાં ભાભીને દુઃખ દેવામાં પાછું જોતી નહીં. નણંદના મહેણાં કહેણી રૂપ થઈ પડયાં છે. સાસુથી જે નહિ કરી શકાય એવું હોય તે નણંદ તડાક દેતી કહી શકતી. વાંકું ભણવામાં એક્કી હતી. ભાભીના પિયર ભણીથી એક ઓરિઓ વીતવો રહી જતો તો ભવ લગી મહેણાં મારી તેને હલકી પાડતી.

જો અવસર આ સૂનો જશે, ભવનું મેણું મુજને થશે,
બોલબાણ નણદી મારશે, શત્રનું કામ દિયર સારશે.

પ્રેમાનંદ

નણંદનાં મહેણાંના નમૂના પ્રેમાનંદ કૃત 'મામેરા'માં છે તે નમૂના અહીંયાં આપવા કરતાં આખું 'મામેરું' વાંચી જોવાથી યથાર્થ કલ્પી શકાશે.

છોકરાં થતાં તો વહુનું માન સાસુ આગળ વધતું. છોકરાં વગરની પર સાસુની ઇતરાજી રહેતી, તેમ જ હંમેશ સાસુ તરફથી શોક્ય લાવવાની ધમકી મળતી. આથી ક્યારે અઘરણી આવે એવી રાહ વહુઓ જોતી. બાવા, જતિ, વૈદો પાસે કરામતી ઔષધો અને ઉપચાર કરાવવા જતી, એ આગળ વર્ણવી ગયા છીએ. વીસ વર્ષ લગીમાં છોકરાં નહિ થતાં તો જીવ ઊથલપાથલ થઈ જતો. (આજ પણ લગભગ આવી જ સ્થિતિ છે.)

> વીસ વરસ વનિતાને થયાં, ભરાયો નહિ માસ,
> દાન પુણ્ય ઘણાં કરે, ગરભ કેરી આશ.
>
> શામળ

દાન પુણ્ય કરતાં, બાધાઆખડી રાખતાં પણ છોકરાં નહિ થતાં તો વૈદ પાસે ઔષધ લેવામાં આવતું.

> ઓસડ કાંઈ આપશે, પામશે પીંઢો પુત્ર,
> માથાનું મેણું ટળે, ટળે વંઝાની ગાળ,
> વૈદ આગળ દુઃખ દાખીએ, તો તો આવે બાળ.
>
> શામળ

સાસુને મનાવવા, વાંઝણીમહેણું ટાળવા, અને અઘરણીનો ઓરિઓ લેવા આ પ્રસંગની વાટ ઘણી આતુરતાથી જોવાતી અને તે વહેલો આવે એટલા સારુ બનતા અને ચાંપતા — પરંતુ છાના ઉપાય વહુઓ અને કેટલીક વાર સાથે તેમની મા પણ લેતી.

> વનિતા હોયે વાંઝણી, દારુણ તેને દુઃખ,
> સુકન કો વાંચ્છે નહીં, માનવ નવ જુવે મુખ.
>
> શામળ

> પ્રાત સમે જોવું નહીં, વાંઝીઆનું વદન.
>
> પ્રેમાનંદ

> ગોરમા ઓરિઓ વીત્યો ન એક્કે, હઘરણી રાતનો રે લોલ.
>
> વલ્લભ ભટ્ટ

માલતી: ધાના ત્યાં પાના નહિ, અને પાના ત્યાં ધાના નહિ. એ પણ મારું રડ્યું સો મણ તેલે ઈશ્વરને ત્યાં અંધારું સ્તો. બિચારી મારી બાઈ વ્રત અપવાસ કરી કરી વાજ આવી જાય છે, અને કુલપતિને તો ભગવાનથી ભલે પ્રકારે પૂજે છે, તેમ દેરાં તેટલા ? કરવાને ચૂકતી નથી, તોપણ આશા

અંતરિયાળ જ લટક્યા કરે છે, અને મારી પાડોશમાં પેલા જીવાનન ભટ્ટને ત્યાં શીતળા મા વગર આરાધે આવી અમીનો છાંટો નાખી જાય છે.

પ્રેમાનંદ

આટઆટલું કર્યા છતાં ઘણી વંધ્યા રહેતી. જેને સીમંત આવતું તે ભાગ્યશાળી ગણાતી.

સીમંતની બીજી વિધિ — મામેરું વગેરેનું તાદૃશ ચિત્ર પ્રેમાનંદના 'મામેરા'માં છે. સીમંત સમયે પણ નાત જમાડવાનો ચાલ હતો. આથી એક સ્ત્રી અથવા પુરુષના સંબંધમાં ત્રણ નાત ઓછામાં ઓછી જમાડવી પડતી — લગ્ન ટાણે, સીમંત વખતે, અને મરણ પછવાડે.

હાલની પેઠે જ તે સમયમાં પણ માબાપને દીકરી કરતાં દીકરો વધારે ગમતો. દીકરીવાળાં પોતાને હીણભાગ્યનાં સમજતાં. કૃષ્ણને બદલે જસોમતીની કન્યા લાવવા સારુ વસુદેવને દેવકી કહે છે,—

કુશાગ્ર બુદ્ધિ શું કરું વખાણ, આપી રત્ન સાટે લખ્યા પાષાણ.

પ્રેમાનંદ

નાનાં છોકરાંઓ આંખ અંજાવતાં, નહાતાં તોફાન કરી જે રમ્યતા ઉપજાવતાં તેનું પ્રેમાનંદનું વર્ણન ઉતારીશું :

નિદ્રા કરે દીનાનાથ, પયોધર ધાવતાં,
અધવચ નાસી જાય, પ્રભુ નવરાવતાં.
એક નેત્રે ભર્યું કાજળ, એક અમથું જ રહે,
પેટ માંહી કરે પદપ્રહાર, જસોદા માત લહે.
રમે પિતા ઉછંગ, તાણે મૂછ દહાડી,
નંદમુખ તો તંબોળ, અધવચ લે કાઢી.

પ્રેમાનંદ

છોકરાંને રમવાને જાતજાતનાં રમકડાં મળતાં. છોકરા ગેડીદડુલ ખેલતા; અને છોકરીઓ નીચે જણાવેલાં રમકડાંથી રમતી :

મોર પોપટ પૂતળી તારે રમકડે કોણ રમશે રે શામળીયા.

પ્રેમાનંદ

તેને ઢીંગલી ને ટોલડી, કુડલી કોથળી જેહ;
પાંચ કોડા દાબડી, વેલણ રમવા આવ્યાં તેહ.

પ્રેમાનંદ

જેમ બાલકીના ઘોલીઆ, રમે રમાડે એકલી.

અખો

છોકરાંઓને નાનપણથી કરવાના સંસ્કાર હાલના જેવા જ ત્યારે થતા. ઓળી ઝોળીનું વર્ણન:

શ્રીજસોદાજી વદ્યાં વચન, આજ ઝોળીએ પોઢાડું તન.
માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઊભી રહી ચાર;
પંચ રંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ધરી.
ચંદન કુંકુમ ઘણાં, પીખ્યાં કપાળ ગોપિકા તણાં.
મળ્યાં બહુ નાના છોકરાં, જસોદાજી વહેંચે કોપરાં.

પ્રેમાનંદ.

ત્યારનાં છોકરાંઓ તોફાની હોય એમ લાગે છે. શેરીમાં ગેડીદડાની અથવા એવી રમતો રમતાં ઘણી વઢવાડો લાવતાં; વૃદ્ધોને ખીજવતાં.

માતપિતાને વા'લું બાળ, રમવા જાય કરે બહુ આળ:
વઢવાડો તો લાવે ઘણી, નિશાળેથી ઊતર્યો ભણી.

દ્વારકો.

જોબન નારીનાં મન રીઝવે, વૃદ્ધ ડોસીને ઘણું ખીજવે.

પ્રેમાનંદ (ભાગવત)

ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન;
નગર લોક બહુ જોવા મળે, ખિજવે બાળક પુંઠળ પળે.

×

પૂઠે બાળક કાંકરા નાંખે, ઋષિ રામકૃષ્ણ મુખથી ભાખે.

પ્રેમાનંદ (સુદામાચરિત્ર)

દેખી માણસ ખસે અરાંપરાં, ધાય બાહુક પુંઠે છોકરાં

પ્રેમાનંદ (નળાખ્યાન)

છોકરાઓ સહેજ ભણતા હશે એમ લાગે છે. બ્રાહ્મણ આદિના છોકરાને ઘણુંખરું પોતાની આજીવિકાને અર્થે ભણ્યા વગર ચાલતું નહિ.

બ્રાહ્મણને આપે છોકરો, કહે નિશાળે મોકલો.

શામળ

વઢવાડો તો લાવે ઘણી, નિશાળેથી ઊતર્યો ભણી,
એટલે આવ્યું વેવિશાળ, પરણ્યો થયાં જ્યાં વર્ષ બાર.

દ્વારકો

જો દ્વારકાનું કહેવું ખરું હોય તો બાર વર્ષની અંદર તેઓ પોતાનો

વિદ્યાભ્યાસ શી રીતે કરી શકતા હશે? પ્રખ્યાત શિક્ષકને ત્યાં પોતાને તે જે શીખવતો હોય તે શીખવાની ઇચ્છા હોય તો શિષ્યો ભણવા જતા. પ્રેમાનંદને ત્યાં ૧૦૦ શિષ્યો ભણતા હતા. (પ્રાચીન કાવ્યમાળા ૧ કવિચરિત્ર,) વૈદું શીખવા વૈદને ત્યાં પણ શિષ્યો રહેતા.

છોકરીઓ ભણતી કે નહિ? પ્રેમાનંદને ત્યાં વલ્લભ ૧૨ સ્ત્રીઓ શિક્ષણ લેતી હતી એમ બતાવે છે.

> છે નવ દાસ, અને ભઈ ચાર જ, રત્ન ભલાંદ્વય શિષ્ય કહાવે;
> છે ભવરાશ, અને બાઈ બાર જ, રત્ન મળ્યાં ક્રમ વિષ્ય વહાવે.
> છે વીર પંચમ ૭ ગણિયે ત્રણ, નંદ ચતુરથ નામ સુહાવે;
> છે વીર વલ્લભ શે ભણિયે ગણ, એક જ પ્રેમનું નામ પુહાવે.
>
> વલ્લભ

આ ઉપરથી તેમ જ શામળ અને ત્યારના જૈન ગોરજીઓનાં લખાણોમાં મરદો પાસે કન્યાઓ શિક્ષણ મેળવતી હશે. પરંતુ આ શિક્ષણ સર્વત્ર પ્રસરેલું નહોતું. મોટાઓની કન્યાઓ કાં તો થોડો અભ્યાસ કરતી, અથવા પરણેલી સ્ત્રીઓ પોતાના પતિની અનુમતિથી શાસ્ત્રીના પાઠ થાય તે સારુ તે ઓળખીતા પાસે શીખતી હશે. સ્ત્રીશિક્ષકો તો તે કાળમાં હોય એ અસંભવિત હોવાથી — તેમ જ સ્ત્રીઓ સારી ભણેલી મળવાની મુશ્કેલી હોવાથી—મરદ પાસે સ્ત્રીઓ ભણતી.

હાલની ગામડી નિશાળો જેવી નિશાળો ત્યારે હશે. આવી નિશાળોનો ચિતાર શામળનાં લખાણમાં ઘણી જગ્યાએ મળી આવે છે. છોકરાઓને વડા નિશાળીઆના હાથમાં સોંપી પંડ્યાજી ભિક્ષાવૃત્તિ કરવા જતા.

સાસુ અને વહુના સંબંધમાંથી તેના સીમંત અને માતાઅવસ્થાની સ્થિતિ આપણે અવલોકી ગયા. ફરી એક વખત સાસરિયાંની સ્થિતિ જોવા જઈએ.

જેઠાણી–દેરાણીઓ જો એક જ ઘરમાં રહેતી તો ઘણુંખરું હળીમળીને ચાલતી. એકઠી નહી રહેતી તો ઘણુંખરું પડોશમાં જ રહેતી. સંપીને રહેલી એકબીજીનું અડીઓપટીએ કામ સારતી. આ ઉપરાંત ભાઈઓ ભાઈનો સંબંધ, ભાઈબહેનનો સંબંધ × નણંદ–ભોજાઈનો સંબંધ, એ વિષે ત્યારના

---

× ભાઈબહેન પણ જે કાળમાં એકઠાં ન બેસી શકે, તથા જ્યાં કુમારી અવસ્થાથી (girlhood) કન્યાઓ અનભિજ્ઞ હોય છે, તેમ જ જ્યાં કાચી ઉંમરમાં પત્ની અને માતા થવું પડે છે ત્યાં તે કાળમાં બહેનના વહાલમાં ફૂદતી સેરીમાં નાનો ભાઈ જોવો એ શશવિષાણ જોવા જેવું છે. આપણા સાહિત્યમાં ભાઈબહેનના સંબંધનું યથાસ્થિત દર્શન કરાવનાર પ્રેમભક્તિ છે. (જુઓ તેમનાં, 'વિશ્વક્રમમાં લગ્નનો શો હેતુ છે; 'હમારા સ્નેહ' ઇત્યાદિ)

સાહિત્યમાંથી વધુ જાણવાનું મળી આવતું નથી. નણંદ-ભોજાઈના એક તરફના સંબંધનું વર્ણન પહેલાં કરી ગયા છીએ.

વહુને સાસરામાં લાજ કાઢી ફરવું પડતું. પોતાના સ્વામી અને તેનાથી મોટા સર્વ પુરુષોની મર્યાદા પાળવી પડતી.

> શાક પાક મેં ન પીરસ્યાં, આઘો પાલવ તાણી રે.
>
> પ્રેમાનંદ (ઓખાહરણ)

> પગ દાબે સાસુ તણા, શિયલવતી સસનેહ;
> દીઠો વાહલો આવતો, ઉલસી આપણી દેહ.
> લલનાએ લજ્જા ધરી, ઊભી આળસ મોડ;
>
> નેમવિજય (શીલવતી)

> ઝીણા અંબરના ઘુંઘટા, તે તાણીને રાખે.
>
> વીરજી (કમળાવતી)

> આઘું ઓઢિયે વાત કરતાં, ઘણું જ રૂડાં શોભિયે;
> સાસુ અને માના જણ્યા વિન, પલક પાસ ન થોભિયે.
>
> ઉદયરત્ન (સ્ત્રીને શિખામણ)

> ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
> સુખ સજ્જા પર ઋષિને બેસારી, ચમર કરે ચક્રપાણિ રે.
> નેત્ર સમશા નાથે કીધી, આવ્યાં આઠ પટરાણી;
> મંદ મંદ હસે સત્યસામા, આઘો ઘુંઘટ તાણી રે.
>
> પ્રેમાનંદ (સુદામા)

'ઓખાહરણમાં' ઓખા કૃષ્ણની અને પ્રદ્યુમ્નની છબી જોઈ લાજ કાઢે છે.

'સત્યભામા રોષદર્શિકા'માં દેવકી, વાસુદેવ ઇત્યાદિ શ્રીકૃષ્ણને મળવા આવે છે ત્યારે રુક્મિણી ત્યાંથી ચાલી જાય છે. પરંતુ 'મામેરાં', 'શ્રાદ્ધ' અને 'વિવાહ'ના ગ્રંથો પરથી જણાય છે કે ઘણી નાતોમાંથી ઘુંઘટો કાઢી હરવા-ફરવાનો રિવાજ આ વખતમાં નીકળી ગયો હશે. નાગરાણીઓ આવી લાજ કાઢ્યા વિના હરતીફરતી આપણે આ કાવ્યોમાં જોઈએ છીએ. રાજવંશીઓમાં તેમના અને મુસલમાનોના સંસર્ગમાં આવતી જાતમાં, અને મુસલમાનોમાં ઓઝલનો અને લાંબો ઘૂંઘટો કાઢવાનો રિવાજ હતો. ઓઝલ વિષે 'રજપૂત'ના સંબંધી લખતાં આવી ગયું છે.

સસરાની મર્યાદા વહુને સાચવવી પડતી. શામળ જણાવે છે કે કેટલેક સ્થળે વહુ સસરાના પગ દાબતી. આવું કોઈ સ્થળે હશે તો ત્યાં જ લાજ મર્યાદા નહિ હોય.

સ્ત્રીનાં સાસરિયાં સાથેના સંબંધ અવલોકી પુરુષના તેવા સંબંધ જોઈએ. અમુક પ્રસંગો સિવાય સાસરા સાથે તેને બહુ સંબંધ રહેતો નહિ. મોટપણે સંબંધ સહેજ વધતો. સાસરામાંથી લેવાનો તેનો હક્ક હોવાથી ઉશ્કેરણી અથવા ખરાબ સ્વભાવથી તેમને કનડતો.

સાસર પક્ષ મોસાળમાં, હેતે લે સહુ હાથ.

શામળ

સસરા આગળ સર્વ કો, હેતે ઓઢે હાથ

શામળ

કોઈ સ્થળે ઘણો સારો સંબંધ રહેતો; તે છતાં લોકલાજને માન આપનારા કેવી રીતે વર્તતા હતા?

સગા સાળાની એ છે વહુ, કરે મશ્કરી મારી સહુ;<br>
સાળાવેલીને તેડવા ગયા, વહુજીના વેચાણ થયા;<br>
માત તાત કુટુંબ સમેટી, કહેશે સાસરી પર હેત.

શામળ

આ વિષયનું તત્ત્વ સુજ્ઞો સમજી શકશે. તેના પર લંબાણ વિવેચન કરવાની કોઈ સાર્થક નથી.

વહુ પિયરથી ઘણીવાર લાવીને પોતાનું પૂરું કરતી. પિયર જતી તોપણ ત્યાંથી પતિની ચિંતા રાખતી, અને તેને જોઈતી ચીજો ત્યાંથી મળે એમ હોય તો લાવી આપતી.

પિયર ગઈ'તી પ્રેમદા, જમારમાં કરી જોખ;<br>
માતા કહે તારો ધણી, એકલો રહ્યો છે રોક.<br>
શું ખાશે શું રાંધશે, આળસ એને અપાર;<br>
આપી આવ ઉતાવળે, ભૂખ્યો હશે ભરથાર.

શામળ

જમાઈ સસરાનો સંબંધ કેવો હશે? જમાઈ સસરાને પૂજ્ય ગણાતો હશે? તેની આજ્ઞાને અનુસરતો હશે કે તેને કનડતો હશે? આ સર્વનો આધાર જમાઈના સ્વભાવ અને આસપાસના સંબંધીઓ પર રહેતો.

પુરુષ અને સ્ત્રીનો સંબંધ 'સાહેબ ને દાસી'નો છે, 'શરીર અને છાયા'નો

છે. શરીર અને છાયા વિખૂટાં થતાં નથી તેમ સ્ત્રીપુરુષનું યુગલ પણ એવું જ છે. બંનેનું સંલગ્ન સનાતન છે. પુરુષ એક સ્ત્રી સિવાય બીજીને વરી શકતો નથી, અને સ્ત્રી પણ એક વિના બીજા પુરુષનું ઘર માંડી શકતી નથી. પ્રેમની ભાવના પર સ્થપાયેલું યુગ્મ આવી રીતે પોતાનું જીવન ગાળી શકે. પરંતુ જ્યાં માબાપો લગ્નનાં ચોકઠાં ગોઠવતાં અને તેથી જ્યાં પ્રેમ નહિ ત્યાં આવું યુગ્મ હોવું અને આવી ભાવના પ્રમાણે વર્તાતું હોય એજ અશક્ય છે. પુરુષોનું પ્રાબલ્ય હોવાથી અને સ્ત્રીજાતિને હંમેશ દાબી નાખેલી હોવાથી પુરુષો આ ભાવનાનો ભંગ કરતા, પરંતુ સ્ત્રીઓથી થતો નહિ. પંચની સન્મુખ જેની સાથે હાથ મળ્યો તે સ્વામી, અને તે ગમે તેવો હોય પરંતુ દેવ તરીકે તેને પૂજવો, અને નિરંતર તેનું સારું વાંછવું. જે સામ્ય બન્ને વચ્ચે હોવું જોઈએ તેને સ્થાને પ્રભુ અને સેવકનો સંબંધ સ્થપાયો. પ્રેમ હોય તો ત્યાં સામ્ય હોય—હક્ક અને કર્તવ્યની સમાંતરતા રહે. પરંતુ જ્યાં આ ન હોય ત્યાં આ સામ્ય ઊડી જાય છે. પ્રેમ-વિમુખ જોડાંઓ કાળાંતરે પોતાનાં 'બેલાં' એકબીજા સાથે બંધાયેલાં હોવાથી—એમની પ્રકૃતિથી નૈસર્ગિક વહાલના પ્રવાહ સામસામાના ભેળવી દે છે; અને સાધારણ વિટમ્બણાઓ વેઠી પોતાની જીવનયાત્રા આનંદથી પૂરી કરે છે. વિષમતા બહુ એમના જીવનમાં નથી હોતી તેમ 'સંપૂર્ણ અંશે તેઓ જીવન જીવ્યાં છે' એમ પણ નહિ કહી શકાય. વૃત્તિના આન્દોલન, જીવનની સ્થિતિસ્થાપકતા કે આવેશની ઉત્કટતા તેમના અનુભવની બહાર હોય છે.

આ કાળમાં સ્ત્રીનો સંબંધ પતિ પ્રત્યે દાસી જેવો હતો. જોકે તે તેની ધર્મપત્ની હતી છતાં પણ તેને આધારે હોવાથી તેનું વૈતરું કરવાને જ તે સરજી હતી. જે કાળમાં તેને મારવામાં આવતી, તેને માથે શોક્યનું સાલ ઊભું કરવામાં આવતું, અને તેના સુખવૈભવની મર્યાદા બાંધવામાં આવતી તે કાળમાં તે સ્વતંત્ર હોય એમ શી રીતે મનાય? સત્યભામાના શબ્દો વાંચી કોઈને એમ કહી થશે નહિ કે ત્યારની સ્ત્રીઓ આવી રીતે સ્વામીને દબાવી શકતી તો તેઓ તેમની દાસી શી રીતે લેખાય? આ શબ્દો વાંચતા ત્યારના સ્ત્રીવર્ગ પર તિરસ્કારને સ્થાને ઘૃણા આવે છે. તેમનાં મોંમાંથી ખરતા આ શબ્દો તેમની અધમ દશા સૂચવે છે, અને આ અધમ દશાનું કારણ તેમના સ્વામી—પુરુષવર્ગ—પર આ પુષ્પો વધાવાય છે. તેમને પ્રત્યક્ષ દાખવે છે કે અબળાની આંતરડી કકળાવનારને આવી અનેક પીડા થાય છે.

સ્ત્રીને મારવાનો અનિષ્ટ રિવાજ તેને ગુલામ—પશુતુલ્ય ગણવાથી જ ઉત્પન્ન થયો છે. એવી પણ સ્ત્રીઓ હતી કે જે પોતાના ધણીનાં છાજિયાં લેતી. પરંતુ આવા બનાવ ચોક્કસ સંજોગોને લીધે જ બનતા.

તેનો વિશ્વાસ નાં રાખવો એવું ત્યારનું સૂત્ર હતું. કારણ શું ?

પારો પેટ ન રે' ટુકડો, (છાનો) ન રહે બહુચરકુકડો;
વિનતા પેટમાં ન રે' વાત, રૂડી કે ભુંડી સાક્ષાત.

શામળ.

કુટુમ્બભાવનામાં પ્રેમ અને વિશ્વાસ આવશ્યક છે. આ બન્નેથી હક અને કર્તવ્યનું સમતોલન જળવાઈ રહે છે. આપણે જોઈ ગયા કે પ્રેમને સ્થાન નહોતું અને વિશ્વાસને પણ નથી, ત્યારે આ કુટુંબભાવના કેવી નિરસ હશે ? જ્યારે સ્ત્રીને મિથઃ સખી તરીકે આલેખવામાં આવી હતી ત્યારનો કાળ વીતી ગયો હતો, અને આ કાળમાં મિત્ર મહિલા કરતાં ચઢતો હતો. લગ્નમૈત્રી નહોતી એ પણ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. કદાચ ત્યારનો સ્ત્રીવર્ગ મૂર્ખ અને અક્કલ વગરનો હશે, અને તેથી તેમનાથી ઊંચું સ્થાન મિત્રને આપવાની ત્યારથી સમાજને ફરજ પડી હોય; પરંતુ આ ફરજ પડવાનો અવસર લાવનાર કોણ ? મહિલાને તેના યોગ્ય સ્થાન સારુ શિક્ષણ અને અનુભવ તથા આ બન્ને માટે જોઈતી સ્વતંત્રતા મળતી હતી ? તેમના આત્માને વિહરવા કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નહોતો ? આપણા જીવન પર, મુખ્યત્વે 'કર્મ' અને 'પ્રારબ્ધ'ને આપણે માનતા હોવાથી જીવનના પ્રારબ્ધથી ગ્લાનિ પ્રસરી છે. અને તે ઉપરાંત આપણી સ્ત્રીઓને નાનપણથી જ સાસરાને સારુ નિર્મિત થયેલી એમ કેળવાતી હોવાથી તેઓનાં હૃદય અને મન સંપૂર્ણ ખીલી વિશાળ બની શકતાં નથી. હજુ બાળપણું અને રમતિયાળપણું ગયાં નથી એટલામાં તો પરણી ગૃહિણી થાય છે. આથી સહેજ ફૂટેલી પાંખડી સંકોચાય છે અને તેથી ફૂલ બરાબર ખીલી તેની સુવાસ પ્રસરાવી નથી શકતું. તેઓનું શરીર તો પરાવલંબિત હોય છે જ, પણ તેની સાથે તેમનું મન પણ તેવું રહે છે. આથી ઉચ્ચાભિલાષ અને મહત્ત્વાકાંક્ષાને સ્થાન નીચે જણાવેલા વિષયોમાં તેઓ પરિતૃપ્તિ પામે છે.

જો અતિ દુઃખ પામે અર્ભકો, વનિતા ન પામે વીંટી છલો;
કવિ શામળ કહે સ્ત્રીને મને, ભરતાર મૂર્ખ તેથી ભલો.

શામળ.

આ બાળક પરણાવવાં પડશે, સતકુળની કન્યા ક્યાંથી જડશે;

પ્રેમાનંદ.

બાળકને પરણાવી, 'માથાની ગાળ' ઉતારવામાં, નાતજાત ને સગાસંબંધીમાં પોતાની લાજ રાખવામાં, પોતાને સારુ વસ્ત્ર અને આભૂષણ મેળવવામાં તેમનું જીવન સમાપ્ત થતું. માથાની ગાળ અને માથાનો ભાર ઉતારવાના હાથ આવેલા પ્રસંગ બનતા લગી જવા દેવામાં આવતા નહિ.

હાલના જમાનામાં જેમ 'ભાઈનું ચિત્ત ભૂગોળ અને ખગોળમાં અને બાઈનું ચિત્ત ચૂલામાં' એવું ચિત્ર અંકાયું છે તેવું જ ત્યારે હતું. સ્ત્રીવર્ગ ઘરવ્યવહાર કરવામાં રોકાયો રહેતો અને પુરુષવર્ગ આજીવિકા મેળવવામાં. આથી બન્ને વ્યવહારોમાં અંતર પડી ગયું હતું. સ્ત્રીઓ પુરુષને તેમના સંકટમાં ઉપયોગી થઈ પડતી નહિ અને સ્ત્રીઓના ડોશીશાસ્ત્રથી અનભિજ્ઞ પુરુષો તેમના વ્યવહારમાં બનતાં લગી માથું ઘાલતા નહિ.

આવી સ્થિતિમાં પુરુષોને મિત્રો અને સ્ત્રીઓને તેમની બહેનપણી ઉપયોગી થઈ પડતી. આથી સ્ત્રી અને પુરુષના લગ્નનો હેતુ ફળતો નહિ. 'અરસપરસની અપૂર્ણતા મટાડતી નહિ.' સ્ત્રીના સ્ત્રીત્વ અને પુરુષના પુરુષત્વની સંક્રાન્તિથી જે અખિલ અને સંપૂર્ણ ઐક્ય બનવું જોઈએ તે બનતું નહિ. આવાં લગ્નોને પાશવ સંબંધ કહ્યા વિના ચાલતું નથી.

પુરુષો સ્ત્રીઓને દાસી ગણી તેનાથી વિદૂર રહેતા. બન્નેના જીવન એકતાન અને એકરસ બનતાં નહિ. આથી પુરુષના કર્કશ અને પ્રખર જીવન સુંદરીની કોમળતા, મૃદુતા અને સ્નેહાળતાની છાયા મેળવી શકતાં નહિ. જ્યાં આ સ્થિતિ નથી બનતી ત્યાંના દેશનો ઉત્કર્ષ થતો નથી.

બે પુરુષ નિરંતર મળતા – એકબીજાના સુખદુઃખમાં ભાગ લેતા – છતાં એવું પણ બનતું કે એકબીજાની સ્ત્રીઓને ઓળખતા નહિ. બે બેનપણી મળતી અને સુખદુઃખની વાતો કરતી છતાં એકબીજાના સ્વામીને ઓળખતી નહિ.

સંયુક્ત કુટુંબસંસ્થામાં બાળક માતાપિતાની સ્નેહગ્રંથિ બની શકતું નથી. બાળકની સંભાળ અને ઉછેર વડીલોના હાથમાં થાય છે. માતા કરતાં પિતા બાળકનો 'ભાઈ' ગણાઈ તેના પર યથેચ્છ સ્નેહ ઢોળી શકતો નહિ. આથી બાળક મારફત સ્ત્રીપુરુષો અરસપરસના સ્નેહ–પ્રવાહનો સમાગમ કરી શકતા નહિ.

આવા સંજોગોમાં વસતા પુરુષો અને સ્ત્રીઓમાં ઉત્કટતા નહોતી. એક-બીજાના મેળાપ સારુ આતુરતા નહોતી. બહાર આઘે કામે ગયેલો પુરુષ 'રોટલા ભેગો થવા' ઉતાવળથી ઘર ભણી આવતો – પત્ની અને બાળકોને છાતી સરસાં ચાંપવા નહિ. અવિભક્ત કુટુમ્બસંસ્થાઓમાં આવી ક્રિયા નિંદ્ય અને વર્જ્ય ગણાતી હોવાથી આ માર્ગે કોઈ જતું જ નહિ.

ત્યારના લગ્નને આપણે ઉપર પાશવ સંબંધ કહી ગયા છીએ. અને આ સંબંધ પર પુરુષવર્ગની અને તેમના ઊપજાવેલા સંજોગોમાં કાળના કાળથી ઊછરેલા સ્ત્રીવર્ગની પ્રબળ સત્તા હતી. આ પ્રબળ સત્તા પુરુવનિતા વિવાહને શાસન નહિ

કરતી, પરંતુ વિવાહોચ્છેદન અને વિધવાવિવાહ પાપાચરણમાં લેખતી. આ બે આચારો સમાજના બંધારણને અમુક સ્થિતિમાં હાનિકારક હશે કે કેમ તે સવાલ જુદો છે; પરંતુ તેમનો પ્રતિબંધ બતાવે છે કે સ્ત્રીવર્ગને પુરુષવર્ગ ઘણો અન્યાય આપતો હતો.

કોઈ પણ દેશના નારીવર્ગની સ્થિતિ પરથી તે દેશની સ્થિતિ કહી આપવા એક કવિવર* તત્પર થયો હતો. દરેક દેશના સમુત્કર્ષ કે નિપાતનો આધાર ત્યાંના નારીવર્ગ પર રહે છે. નારીવર્ગની અધમદશા દેશ અને ત્યાં વસતા જનોને અનેકધા હાનિ પહોંચાડે છે. આ દેશને પણ એવી જ હાનિ થઈ છે. એક દેશનો વેપારીવર્ગ દૂર દેશાવર વેપાર કરવા જતાં તે દેશમાં રાજ્ય કરવા સમર્થ થઈ શક્યો. હજારો વર્ષથી આઘે આઘેના મુલકો સાથે વેપાર કરતો. આ દેશ તે જ વેપારીવર્ગની પ્રજા થઈ બેઠો. આ ઐતિહાસિક ઉપદેશ સુજ્ઞો આપણા સંસારને લગાડી યોગ્ય પગલાં ભરશે.

સ્ત્રી પુરુષની દાસી હોવાથી તેની સાથે જમી શકતી નહિ. અવિભક્ત કુટુંબ-સંસ્થામાં મર્યાદા રાખવાની હોવાથી પુરુષો અને સ્ત્રીવર્ગ સાથે જમી નહિ શકે. આથી સ્ત્રીવર્ગ પુરુષવર્ગ પછી જમે, અને તેમાં સ્વામીનું ઉચ્છિષ્ટ પત્ની ખાય એ પણ બની શકે.

આ મર્યાદા–મલાજો પાળવાનો રિવાજ સ્ત્રીજાતિ વિષે પ્રચલિત વિચારો, તેમની અધમદશા અને લગ્નપાશવ સંબંધ ગણાતો હોવાથી નીકળ્યો હોવો જોઈએ. આ જે ત્રણ કારણો વર્ણવ્યાં છે તે સ્ત્રીને પુરુષની કિંકરી મગવાથી ઉદ્દભવ્યાં છે. સ્વામીનું ઉચ્છિષ્ટ ખાવું તે સૌભાગ્યનું ચિહ્ન નહિ પરંતુ દાસત્વનું લક્ષણ છે એમ જણાશે.

આવું તે સમયનું સ્વરૂપ હોવાથી ત્યારની વાસ્તવિક સ્થિતિ આલેખતાં પ્રેમાનંદ, શામળ, વલ્લભ આદિનાં કાવ્યોમાં સંસ્કૃત સાહિત્યનું 'દેવી'+ અને આધુનિક ગુજરાતી સાહિત્યનું 'સખી' સંબોધન નારીવર્ગ સંબંધે વપરાતું જોવામાં નથી આવતું. ત્યારે તો, 'નારી નરકનું દ્વાર છે' એવું મનાતું. આ સંસારની મોહજાળમાંથી કુટુંબકબીલો મુક્ત થવા નહોતું દેતું, અને આ મોહ-જાળમાંથી મુક્ત થવાની આવશ્યકતા પુરુષને જ હતી. તેને જ સંબોધીને રત્નેશ્વરની 'વૈરાગ્યલતા', પ્રેમાનંદનો 'વિવેક વણઝારો', જીવનરામ ભટ્ટનો 'જીવરાજ શેઠની મુસાફરી', દ્વારકા, જીવણ ઇત્યાદિના ઉપદેશ લખાયા છે. કદાચ એમ

* કોલરિજ

\+ સંસ્કૃત નાટકોનું અનુકરણ કરી લખાયેલા નાટકાદિ ગ્રંથો સિવાય.

કહેવામાં આવે કે સ્વામી સાથે સ્રીને લગ્નપડોશીના લગડામાંથી છૂટવાનું બની શકે છે માટે એમને સંબોધીને ઉપદેશ નથી અપાયા. પરંતુ જે સ્રીઓ, નરકનું દ્વાર છે અને સ્વર્ગ જતાં તેમના સ્વામીઓને અંતરાયરૂપ થાય છે તેમને તેમના સ્વામી સાથે સ્વર્ગ શી રીતે મળશે? કુટુંબકબીલાને તજી છૂટા થનારા શું પાછા તેની જંજાળમાં સ્વર્ગમાં પડશે? જો દરેક મનુષ્ય એકબીજાના સંબંધમાં કર્મ અને ઋણાનુબંધના યોગે આવતો તો આ અવતાર પછીના બીજા અવતારમાં આ અવતારના સંબંધ ચાલુ રહેશે એની નિશ્ચયતા શી? આ સંબંધ તૂટી જાય તો સ્વર્ગ ગયેલો પુરુષ કયા કુટુંબને પોતાની પાંખમાં લેશે?

આ બધું શું બતાવે છે? પુરુષની સ્વાર્થવૃત્તિ. તેમની સ્વાર્થવૃત્તિથી નારીવર્ગને કેટલો બધો અન્યાય થયો છે?

ડાહી ચતુર જુવતી જાણીએ, પ્રેમદાની બુદ્ધિ પાનીએ.
વિનતા પેટમાં ન ટકે વાત, રૂડી કે ભુંડી જે બ્યાન.
ભુંડા કરમાની ભુંડી ભાત, એવી તે નારીની જાત.
નીચ બુદ્ધિના નીચાં કામ, નીચમાં નીચ નારીનું નામ.

×

ઓછી અક્કલ ને દુશ્મન દેહ, નીચ સ્વભાવ ને ઝાઝું ખાય,
જૂઠું ગાય ને નાગી નહાય, × ×

×

સ્રીમાં ડહાપણ ગણાશે જેહ, મુરખનો શિરોમણી તેહ.

શામળ

ક્યાં માસી ક્યાં માવડી, ક્યાં ભગની ક્યાં ભાણેજ,
સર્વની બુદ્ધિ પાનીએ, તરુણી લક્ષણ તે જ.
જેટલું સાગરમાં નીર, તેટલા અવગુણી તરુણીને તીર.

શામળ

એકલી નારી સાથે, મારગે ન જાવું હો, વળી વાટે વાત ન કીજીયે,

ઉદયરત્ન

સુલોચના : આર્યપુત્ર કહે છે એમ પણ હોય, તથાપિ આપ ક્યાં નથી જાણતાં કે સ્રીઓની બુદ્ધિ તો પગની પાનીએ જ હોય.

પ્રેમાનંદ

નારીવર્ગ સંબંધી આવા અભિપ્રાય ત્યારે પ્રચલિત હતા. તેમના સંબંધી જે ઉચ્ચ (!) વિચારો હતા તે જોઈએ.

નિર્મળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે,
અવગુણ અદકા અયુતો ગણા, જુવતી વણ નર જોગવે.

શામળ

નારી નરનું અંગ, સુખ દેવણ કર સેવા.
ભળે પુણ્યમાં ભાગ, લાભ જશ લાંબો લેવા.
શામાથી સંતાન, ધર્મબુદ્ધિ તે ધારે,
પ્રગટે પુત્ર સપુત્ર, કુળઇકોતર તારે.

શામળ

નિર્મળ મનની નાર, સ્વામીને સ્વર્ગ પમાડે,
જુવતી જોબન માહિં, રીઝથી રંગ રમાડે.
ઢાંકે કુળકલંક, સરસ ચલવે ઘરસૂત્ર,
વધે તેહથી વંશ, પરસવે પુત્ર સપુત્ર.

શામળ

પ્રમદા તે જ પ્રધાન, પ્રીત પ્રમદાની પ્રૌઢી
પ્રમદાથી શો પુરુષ, કહે નરનારી જોડી.
પ્રમદાથી ઘરસૂત્ર, પુત્ર પ્રમદાથી પામે,
અર્ધાંગા પુણ્યભાગિ, દુઃખ વિનતાથી વામે.

શામળ

ગુજરાતી સાહિત્યમાં 'સ્ત્રીચરિત્ર' વિષે ઘણું લખાયું છે. વરછરાજની 'રસમંજરી'માં સ્ત્રીચરિત્રનો વિષય છે. શામળની 'સૂડાબોંતેરી' અને બીજા વાર્તાના ગ્રંથોમાં આનું જ કથન છે. બત્રીસ પૂતળીમાંની એક પૂતળી 'સ્ત્રી-ચરિત્ર' ની વાર્તા કહે છે. સ્ત્રીચરિત્ર શું છે?

વ્યભિચાર કરવો, 'વિજારી' કરવી, સ્વામીનું અથવા યારનું ખૂન કરવું, જૂઠું બોલવું, સ્વામીને હથેળીમાં નચાવવો, પુરુષની આંખમાં ધૂળ નાંખી ધાર્યું કરવું, પુરુષના ધારેલા અર્થ પર પાણી ફેરવવું – તેના નજરોનજર કુછંદથી વર્તવું અને તેને પોતાને વશ રાખવો એ સ્ત્રીચરિત્ર છે. સ્ત્રીચરિત્રનો મહિમા વધારનારી સ્ત્રીઓ ગમે તેવા કપરા સોગન ખાવા તૈયાર હોય છે, ગમે તેવા ઊંડા પાણીમાં ઊતરતાં ખમચાતી નથી.

શામળ અને તેની શાખાઓના કવિ સ્ત્રીને હૃદય નથી પરંતુ બુદ્ધિ છે એમ બતાવે છે. આ સિદ્ધાંત વિસ્તારપૂર્વક સ્થાપવા જતાં 'સ્ત્રીચરિત્ર'નો તેઓ ઉપયોગ કરે છે અને પોતાનાં સ્ત્રીપાત્રો પાસે ઉપર જણાવેલાં કાર્યો કરાવે છે.

સ્ત્રીધર્મની આવી વ્યાખ્યા ઘડનાર અને તેનું આવું દર્શન કરાવનાર કવિ અને તેનાં કાવ્યો વાંચી આનંદ પામનારાઓની કેવી શોચનીય દશા છે? સ્ત્રીના વહાલા અને મૃદુ હૃદયનો પ્રભાવ તેમનાથી અનુભવાયો નથી. સૃષ્ટિમાં સ્ત્રીનું કર્તવ્ય તેઓ સમજી શક્યા નથી.

જનમંડળમાં માતા, ભગિની, પત્ની અને પુત્રી રૂપે પ્રેમ, મૃદુતા, સુંદરતા આદિના સીંચનથી કર્કશ અને તૃપ્ત પુરુષહૃદયને શીતલ કરતી સ્ત્રીમાં ઉક્ત લક્ષણો આરોપવાં એ મહાપાતક નથી? તેની શિક્ષા અનંતકાળ પર્યંત રૌરવ નરકમાં ખદબદાવાની શું ન હોવી જોઈએ? અસૂર્ય અને તિમિરાવૃત્ત પ્રદેશમાં એમનો વાસ ન કરાવવો જોઈએ?

સ્ત્રીજાતિની આવી નિંદા કરનાર તિમિરાવૃત્ત પ્રદેશમાં જ રહ્યા. જ્ઞાનનો સૂર્ય તેમને સારુ ઊગ્યો જ નહિ. પરાધીનતારૂપી રૌરવની પીડામાંથી ક્યારે છૂટશે એ અકળીત છે.

'સ્ત્રીચરિત્ર' જેવા વિચારોથી પુરુષની અધોગતિ થાય છે એટલું જ નહિ, પરંતુ નારીવર્ગ પણ અધમ થાય છે. આથી નીપજતા આઘાત–પ્રત્યાઘાતથી સમાજને ઘણું વેઠવું પડે છે.

ભાટની વાતોમાં 'સ્ત્રીચરિત્ર'ની ઉત્પત્તિ થઈ હશે. અનેક રાણીઓ પરણનાર, દુશ્મનનાં ગામ ભાંગનાર, ટેક રાખનાર ગરાસિયાની વાતોથી કંટાળેલાને સ્ત્રીચરિત્ર સંભળાવી ખુશ કરવા એમનું વલણ થયું હશે. સ્ત્રીઓનાં પરાક્રમ શોધવા જતાં તેમને વ્યભિચાર જડ્યો. કુટુંબસંસ્થામાં તેમના મૃદુપ્રભાવને સ્થાને તેમના દુરાચરણથી થતી ગમગીની વર્ણવવા તેઓ તત્પર થયા. સ્ત્રીવર્ગ સંબંધી હલકો વિચાર તો હતો તે ઉપરાંત તેમની બુદ્ધિ પાનીએ છતાં આવાં પરાક્રમ (!) કરી શકે એમ એમણે માન્યું અને મનાવ્યું. જેમ પુરુષ પોતાની કીર્તિ સ્થાપવા અને જાળવવા અનેક પ્રયાસો કરે છે તેમ વ્યભિચારિણી પોતાનું પાપ છુપાવવા અને પોતાનું પાપ જાણનાર અને નહિ જાણનારને સતીત્વ દર્શાવવા, નાનાવિધના ઉપાયો લે છે એમ એમણે બતાવ્યું. આ પરાક્રમ વર્ણવવામાં પુરુષોને ભોળા ચીતરવા પડ્યા. પોતાની નજરે જોયેલી વસ્તુ બની નથી એમ મનાવવામાં આવતું તો માનતા. આવાં 'ચરિત્રો'થી કુટુંબસંસ્થા પર શી અસર થાય છે તેનું ભાન 'ચરિત્ર' રચનાર ને સાંભળનારને થયું નહોતું.

આટલું લાંબું વિવેચન કરવાનો હેતુ શું છે? સ્ત્રીને નીચ ને નમેરી ગણી તેમને જાણે માન આપના ન હોય તેમ 'સ્ત્રીચરિત્ર'ના ગુણો(?)થી તેમને અલંકૃત કરી આ અલંકાર તેમનામાં દોષ છે એ બતાવવાને જ હતા. આવાં

ચરિત્રો કોઈ કાળે બન્યાં હોય – અને તે ગુજરાતમાં – એ માની શકાતું નથી. નાતજાતનાં બંધનો, લોકલાજનો ભય, અવિભક્ત કુટુંબસંસ્થા અને પુરુષ-વર્ગની સર્વોપરી સત્તા તથા સ્ત્રીઓની પરાધીનતા – ની ભૂમિમાં એવાં ચરિત્રો ઊછરી શકતાં નથી. માટે આવાં ચારિત્રની વાત કરનાર પોતે અધમ, તેનો દેશ નિપતિત અને ત્યાંનો નારીવર્ગ પરાસ્ત હતાં એમ દાખવે છે.

હવે તે સમયના કેટલાક વહેમોનું વર્ણન આપીશું. પુનર્જન્મનો સિદ્ધાંત મનાતો હતો. આ સંબંધે શામળે એક વાર્તા લખી છે તેનો સાર આપવો અનુચિત નહિ ગણાય. એક જન્મનાં સ્ત્રીપુરુષના જોડાનાં બીજા જન્મમાં વિપર્યાય થઈ જાય છે. આ જન્મનાં પતિપત્ની, ઈતર જન્મોમાં પુત્રમાતા, પિતાપુત્રી, ભ્રાતાભગિનીના સંબંધમાં આવે છે. આ વાત ખરી હોય અને ત્યારે શંકાશીલ થયા વિના લોકોએ તેમાં દૃઢ શ્રદ્ધા રાખી હોય તો આ જન્મના સંબંધો પરજન્મની દૃષ્ટિથી જાળવી રાખવા વ્યર્થ છે.

બીજો સામાન્ય સિદ્ધાંત કર્મ, પ્રારબ્ધ અને વિધાતાના લેખનો છે. આની સત્યાસત્યતા નિર્ણિત કરવાનું આ સ્થાન નથી. શામળે એક વાર્તામાં વિધાતાને તરત જન્મેલા બાળકની છઠ્ઠીએ તેને ત્યાં આવી તેના કપાળ ઉપર લેખ લખી જતી વર્ણવી છે. આપણા લોકોનો અચળ વિશ્વાસ હતો કે લખ્યા લેખ મિથ્યા નથી થતા.

> જે પ્રારબ્ધે લખી આણિયાં છે, તે તે મિથ્યા ના બને જાણિયાં છે,
> કાળે તો આ વિશ્વ સર્વે રમાડ્યું, વાળે ટાળે કોણ? એવું ભમાડ્યું.
>
> પ્રેમાનંદ

> સુખ દુઃખ જે જગ પામિયે તે સર્વ કર્મ પ્રસાદ.
>
> વિનયવિજય

> તત્ત્વ વિચારો તાતજી, મત આણો મન રોષ,
> કર્મે તુજ કુલ અવતરી રે, મેં કિયાં જોવો જોષ. પિતાજી૦
>
> મલાવો મોટે મને રે, નવ નવ કરો નિવેદ,
> તે સવિ કર્મ પસાઉ લે રે, એ અવધારો ભેદ. પિતાજી૦
>
> વિનયવિજય.

સુલોચના : શું સાચે જ મહર્ષિ! એમ થઈ ગયું? કહ્યું છે તે ખરું છે કે કર્મ કરે તે કોઈ ના કરે. લખ્યા લેખ ટાળવા કોણ સમર્થ છે? કુલપતિ સરખા

યજ્ઞ કરનાર અને તે પુરોડાશને શ્વાનસ્પર્શ, એ મારા વાંકા પ્રારબ્ધ વગર બીજું કંઈ એ કેમ કહી શકાય ?

પ્રેમાનંદ

લખ્યા પ્રમાણે પામે લોક, મનના મનોરથ કરવા ફોક.

શામળ

કર્માધીન કહોર કૃષ્ણ જપજે, શો શોર બીજો કરે ?

રત્નેશ્વર

અન્ન ને પાણી વજન, નેત્ર પલકારાં જેહ;
શ્વાસોચ્છ્વાસ દમો દમી, સરવે લખ્યાં વશ એહ.
નિદ્રા જાગ્રત સ્વપ્નસુખ, ધર્મ કર્મ પરિવાર,
લખ્યા વશ સહુ ભોગવે, શું કહું વારંવાર.
જપ તપ ને પુન્ય પ્રાક્રમ, અસત્ય અન્યા જે આપ,
અધર્મ અન્યા જે આચરે, તે તો લખ્યાં પ્રતાપ.

શામળ

પોતાના જીવનના હરેક બનાવ પૂર્વભવના કર્મ સાથે સંબદ્ધ છે. આ પૂર્વભવોના સંચિત કર્મથી બનેલું પ્રારબ્ધ બ્રહ્માવિધાત્રી મારફત દરેક નવા જન્મેલા બાળકના લલાટ પર લખાવતો. જ્યારે ત્યારે કર્મનો જ આશરો લેવાતો હોવાથી દુર્બળ સંતોષ પેદા થયો હતો. પ્રવૃત્તિમય કોઈથી થવાતું નહિ. પ્રવૃત્તિ વખોડી કાઢવામાં આવતી અને નિવૃત્તિનાં વખાણ થતાં. પરદેશ સાથે ધમધોકાર વેપાર ચાલતો હતો છતાં વેપાર વિષે ઘણા હલકા વિચારો ધરાવવામાં આવતા હતા.

કર્મને પ્રાધાન્ય આપવાથી જીવનમાં ઉત્સાહ, ઉલ્લાસ કે પ્રવૃત્તિ નહિ આવતાં અને તેથી જ જે દશા ભોગવતા હતા તે ટાળી ટળે એવી ન હોવાથી તે ટાળવા પ્રયાસ કરવો મિથ્યા છે એમ મનાતું. કોઈ દિવસ પોતાની મેળે ધંધા-રોજગારમાં, સંસારમાં કે ધર્મમાં તદ્દન નવો અને અપરિચિત રસ્તો કોઈએ કાઢ્યો નહોતો. આર્થિક વલણ તેમને જ્યાં દોરતું ત્યાં વળતા અને તેમાં સંતુષ્ટ રહી પોતાની જિંદગી પૂરી કરતા.

આ ભાવનાથી થયેલી હાનિ સર્વને પ્રત્યક્ષ છે માટે તે વર્ણવતા નથી.

તે કાળમાં કર્મ પર આધાર રાખી બધા બેસી નહોતા રહેતા. પુરુષપ્રયત્ન અને પ્રારબ્ધ સંબંધે વાદ ચાલતો હતો.

શામળે આ વિષય પર 'ઉદ્યમ કર્મ સંવાદ' લખ્યો છે. ઉદ્યમ એકલો કે કર્મ એકલું કાંઈ કરી શકે એમ નથી, બન્નેનો 'વિવાહ' કર્યો હોય તો જ ધારેલો અર્થ સિદ્ધ થાય.

કરમ તણું ન કાંઈ કાર્ય સીધે,
પુરુષ પ્રયત્નથી કર્મ કંપી બીધે.

પ્રેમાનંદ

કર્મ તણી આશે રહે, તે કાયર કે'વાય,
રૂડા પુરુષે કરવો ઘટે, કર્મોદ્યોગ વિવાય.

શામળ

કોઈ જરા માંદું પડતું કે તેને વળગાડ છે એવો વહેમ રાખવામાં આવતો.

કો કહે અને આવ્યો તાવ, કો કહે અન્ન ઉપર નહીં ભાવ.
કો કહે ડાકણ વળગી દૂત, કો કહે ભારે વળગ્યું ભૂત.
કો કહે વંતરને વશ હોય, કારણ કળી શકે ન કોય.
કડી કાપડી ને વરતિયા, ગણક ગારૂડી જે તરતિયા.
ભુવા ભિલડાં ને ડાકલાં, ચેટક ચીસો હઠ આકળાં.
ઉતાર્યા અક્ષત ઉતાર, ઓસડ વેસડ અપરંપાર.
પ્રશ્ન કરાવી પ્રશ્નોતરી, જોવરાવી તે જન્મોતરી.

શામળ

ભૂતપ્રેત સંબંધીના વહેમ અને તેથી થતા દેખાવો નીચે ટાંકીએ છીએ :

ઉઘાડી બાર નારી નીસરી, લાજ મુરજાદ સરવેની વીસરી.
મનની મનમાં થાયે મગન, નિશંકપણેથી છેક નગન.
કામની છૂટા મેલ્યા કેશ, વરણાગી છે જોબન વેશ.
ચરણા ચોરી કે ચીર, છેક ઉઘાડું સર્વ શરીર.
ચીસો નાંખે ઘસતાં હાથ, ભુવાને ભરાવી બાથ.
મરડતી હોઠ કરડતી દંત, કરડવા માંડયો પોતાનો કંથ.
વળગી ચોટલે મારી માર, ભુવાનો નાંખ્યો ભાર.

×

કો બાઈ તમે કારણ કોણ, એટલે દિવસે આવ્યા આણ.
ડાકણ સાકણ કે દેવી દેવ, ભૂત પ્રેત કો શક્તિ સેવ.
વંતરવસી કે છો વીર, સિદ્ધ શંકતા કે છો પીર.
ભુઆ સાથ ચડવા ચાહો છો, ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓ છો.

×

અંધારી ચઉદશને દિવસ, પુજ મંડાવી પ્રીત;
મંડળ મુંકું મેલડી, રાજવીયાની રીત.

પંદર શેર અડદનું પૂતળું, દીપક કર્યા દશવીશ.
ભુવા ધૂણી ભલી ભાતના, ચોવટ નાંખે ચીશ.
કર્યા કડકડા ત્યાં કાકડા, ચોળે પાકાં તેલ;
કરી ગુગળની ધૂણીઓ, રંગતણી બહુ રેલ.
દશ જણા વાહે ડાકલાં, ત્રણ જણ વાહે તાલ;
ચેટક નાખે ચીસો ઘણી, ફરી ફરી નાંખે ફાળ.
જીભ વાઢે જુગતે કરી, ખડક ઉઘાડાં હાથ;
રેલ વાળે રુધિર તણી, બોલ નહિ કોય સાથ.

શામળ

પ્રેમાનંદે 'પાંચાલી પ્રસન્નાખ્યાન' માં, બ્રહ્મરાક્ષસ, ઇત્યાદિ આણ્યાં છે અને તેમની પાસે કૃત્રિમ બોલી બોલાવી છે.

શામળ કહે છે કે મુવેલા સાપનું રૂપ લઈ પોતાનાં વહાલાંઓ અને વેરીનો ભેટો લેવા આવતા. આ સઘળા વહેમો સંબંધી વિશેષ ચર્ચા નહિ કરતાં એટલું જ જણાવીશું કે ભૂતપ્રેતની વળગણ સ્ત્રી-વર્ગને બહુ થતી, અને શોક્યનું વેર એટલું હતું કે મરી ગયા પછી પણ અવગતિ પામી શોક્યને કનડવા આવતી. ભૂતને સંતોષવા ચકલે બાકળા વગેરેનો ઉતાર મુકાતો.

આવા જ બીજા અનેક પ્રકારના વહેમો તે સમયે પ્રચલિત હોવાનું જણાય છે. શુકન જોવાનો વહેમ પણ હતો. પ્રેમાનંદના 'ઓખાહરણ' અને શામળના 'મદન મોહના'માંથી તેનાં દૃષ્ટાંતો ઘણાં મળી આવે છે. ધારેલું કાર્ય પાર ન પડે ત્યારે શુકનનો દોષ કાઢવામાં આવતો.

સાહિત્ય પરથી આ ખોખું ઊભું કર્યું છે તો એ સાહિત્ય વિષે બે બોલ લખી ઉપસંહાર હાથ ધરીશું.

ગુજરાતી સાહિત્યની ત્રણે કોટિનું દર્શન આ જમાનામાં થાય છે. પુરાણી, ભક્ત અને ભાટની ત્રણ કોટિ છે. પુરાણીમાં આખ્યાનકારો અને જૈન ગોરજીઓ જેઓ રાસા રચતા હતા તેઓનો સમાવેશ થાય છે. ભક્તકવિ ભક્તિ અને વૈરાગ્ય ઉભયના પદો લખનાર કહેવાતો. ભાટકવિ બનેલી વાતોના દોહરા બનાવી તેને ઇતિહાસનું રૂપ આપતો તથા વાતો જોડી શ્રોતાઓનું મન રંજન કરતો. પ્રેમાનંદ પુરાણીનો કવિ છે, અખો વૈરાગ્યનો ભક્તકવિ છે અને શામળ ભાટનો કવિ છે. એમની કવિતા વિષેની ભાવના કેવી હતી?

કીધું કે' તે શાનો કવિ, શીખી વાત તે શાની નવી.

શામળ.

માગણુ શોભે મીઠાશથી, સુકંઠ ગાન શોભે ઘણું;
શામળ જન શોભે શ્રેષ્ઠતા, કૃષ્ણ કીરતનથી કવિપણું.

શામળ.

જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યના કેમ વરણીશ;
શબ્દ તણો છેડો કેમ થાય, આકાશને કેમ તોલ્યું જાય.

અખો.

શું કરીએ પિતા કે' છે, દુનિયા સૌ ડાહ્યાં લે છે,
કવિ કવિ લોક કહે છે, તેણે સુણવું પડે;
કે' છે કૂડાં કામ કરો, લખી લખી નામ ધરો,
ચોરી કરી ચોર કહો, વદો એ શું ના નડે ?

વલ્લભ ( દુઃશાસન રૂધિરપાન )

પ્રેમાનંદની ભાવના વલ્લભે હાસ્યજનક રીતે કહી બતાવી છે. શામળ અને પ્રેમાનંદના વિચારની તુલના કરવા આ સ્થળે અમે ઊતરતા નથી. આ વિચારને અનુસરી તેઓએ તેમના ગ્રંથો રચ્યા હતા.

ઘણીવાર એવો પ્રશ્ન કરવામાં આવે છે કે પ્રેમાનંદે સંસ્કૃતમાં લખવાને ઠેકાણે ગુજરાતીમાં કેમ લખ્યું ? ગુજરાતમાં સંસ્કૃત શીખવાની શાળાઓ ન હતી. પ્રાચીન કાળથી જૈન ધર્મ ગુજરાતમાં પ્રસર્યો હતો. ગુજરાતના રાજાઓએ પણ એ ધર્મને આશ્રય આપ્યો હતો. જૈનો સંસ્કૃત નહિ પરંતુ પ્રાકૃતને પોતાના ગ્રંથ લખવા પ્રાધાન્ય આપતા હોવાથી આ પ્રાંતની ભાષા ખેડાઈ. પ્રાકૃત ભાષાનું અત્યુત્તમ વ્યાકરણ આ જ દેશમાં રચાયું.

પરદેશીઓનાં ટોળાં સતત ગુજરાતમાં આવ્યાં જ ગયાં હતાં. આ ટોળાઓમાં અનાર્ય—બ્રાહ્મણવૃત્તિ ત્યાગી ક્ષત્રિયવૃત્તિ સ્વીકારી હતી. સંસ્કૃતને માન નહિ અને વૈશ્યવર્ગ પર આજીવિકાનો આધાર હોવાથી ઈતર બ્રાહ્મણવર્ગે પણ સંસ્કૃતનો અભ્યાસ છોડી દીધો. પૌરાણિક કથાઓ માટે અને પૂજાને ઉપયોગી સંસ્કૃત બહુધા તેઓ શીખતા. અર્થાત્ વિદ્વાન શાસ્ત્રીઓ કરતાં પુરાણીઓ ગુજરાતમાં ઘણા હતા. આ પુરાણીઓમાંથી મોટા કવિઓ નીકળ્યા. તેમણે પુરાણની ગાથા સાથે પોતાના કાળના સંસારને ભેળવી દીધો.

વેપારીનું સાહિત્ય કહેવાનું કારણ શું ? ગુજરાતી ભાષામાં ધર્મના વિષય

પર કઠિન અને શાસ્ત્રીય દર્શન લખાયાં નથી. ઉપનિષદાદિ ગ્રંથો પર વિવેચન થયાં નથી. 'ગીત ગોવિંદ' જેવા ગ્રંથ પર ટીકા લખાઈ નથી. આ શું બતાવે છે? ગુજરાતી સાહિત્ય બ્રાહ્મણોનું સાહિત્ય નથી.

વીરરસનો ઉત્સાહ પ્રકટાવતું કવન ન હોવાથી ક્ષત્રિયનું પણ સાહિત્ય એ નથી એમ સાબિત થાય છે. વીરરસનાં કાવ્યો પ્રેમાનંદે અને વલ્લભે લખ્યાં છે. પરંતુ વાંચવાથી જણાશે કે ગાદી પર પડ્યાં પડ્યાં તે વાંચવાનાં છે. રણાંગણમાં પાનો ચડાવે કે સ્વદેશને સારુ ઝૂમી પડવા ઉશ્કેરે એવાં નથી. વલ્લભે 'મિત્રધર્માખ્યાન'માં 'ગુણીયલ ગુજરાત'ની સ્તુતિ ગાઈ છે. આ સ્તુતિમાં 'ગરવી ગુજરાત'નો 'જય જય' ગાનાર કવિની કવિતા જેટલો જુસ્સો નથી. વલ્લભનું કવન વખોડવા પ્રયત્ન નથી; પણ આ તુલના પરથી ત્યારની કવિતા ક્ષત્રિયની નહોતી એમ સ્પષ્ટ થશે.

શુદ્રનું તો સાહિત્ય નહોતું જ એવી હરેક વાંચનારની પ્રતીતિ થઈ હશે. વેપારીઓનું સાહિત્ય હતું, તેમના ધર્મ અને વ્યવહારનું પ્રતિબિમ્બ હતું. તેમના હૃદયભાવ જે આ સાહિત્યમાં પરાવર્તિત થયા છે તેમાંના ઘણા ગુજરાતની સમસ્ત પ્રજાને સાધારણ હતા.

ગુજરાતની દક્ષિણે આવેલા દેશના સાહિત્યથી તેનો રાજકીય ઉત્કર્ષ થયો અને ગુજરાતનો ત્યાંનાં જેવાં જ સાધનો સાહિત્ય બનાવવામાં વપરાયાં છતાં ન થયો—ગુજરાતને તે દેશને આધીન થવું પડ્યું. આની કૂંચી પણ ગુજરાત વેપારીનું નગર અને તેનું સાહિત્ય વેપારીનું હતું એમાંથી મળશે.

ગુજરાતની ભાષા કુમળી તેમ જ તેનું સાહિત્ય પણ કુમળું છે. આ કુમળા સાહિત્યનું લક્ષણ સ્ત્રીનું છે. તેથી જ ગુજરાતી સાહિત્યમાં કોઈ 'ચિરંજીવ સ્થૂલ' × ઉપજાવી શક્યું નથી.

ગુજરાતનો સાહિત્યપ્રવાહ પ્રથમ રમણી–હૃદયમાંથી જ વહ્યો છે, અને તેનો જ આત્મા સમગ્ર સાહિત્યમાં વસી રહ્યો છે.

રા. જટિલ કહે છે, 'નરસિંહની ગોપીઓ, દયારામની રાધા અને મીરાં પોતે વિશ્વના નાથ પાસે ભક્તિ માગીને અબળાતુલ્ય માની પોતે તેમાં ભળે છે અને એ વિશ્વના નાથ સાથે જ અનન્ય ભાવે સંલગ્ન થવા વળી જાય છે.' રા. જટિલ વળી જણાવે છે કે આ વિશ્વવૃત્તિ 'વિરહ માસના' લખનારાઓથી ગૃહવૃત્તિ તરીકે પ્રકટી છે.

પ્રેમાનંદનાં કાવ્યોમાં લલનાના સ્વભાવનું અને હૃદયનું જેટલું આલેખન

× રા. જટિલ.

છે તેટલું પુરુષના સ્વભાવ અને હૃદયનું નથી. સ્ત્રીઓના ગુણઅવગુણ એણે વર્ણવ્યા છે, અને તેમના દુઃખમાં એ રડ્યો છે, તેમની ખાંપણો હસી કાઢી છે.

પ્રેમાનંદે હૃદયમાં વિકાસ આણવા મન લગાડ્યું હતું, શામળે બુદ્ધિના પ્રભાવને કેળવવાનું ધ્યાનમાં લીધું હતું. શામળ સ્ત્રીઓના બુદ્ધિચાતુર્યના બયાન આપે છે. તેઓના હૃદયમાં નથી પેસી શકતો અને તેથી-જ તેમના ઘણા અવગુણ ગાયા છે. બુદ્ધિથી કાર્યોનું વિચરણ કરનારને ઘણી ખોડખાંપણ જણાઈ આવે એ સહજ છે.

ગુજરાતનું સાહિત્ય વેપારી અને સ્ત્રીઓનું છે. તે અમારું કહેવું હવે સ્પષ્ટ થયું હશે. ગુજરાતના લેખકોને રાજાઓનો આશ્રય મળ્યો નથી, વેપારી-વર્ગનો જ મળ્યો છે. આ વર્ગમાં કણબીનો સમાસ થાય છે. રખીદાસે શામળને આશરો આપ્યો હતો અને પ્રેમાનંદને ધનાઢ્ય મિત્રો હતા જે ગાંઠને ખરચે તેનાં કાવ્યોની નકલ કરાવી બધે મોકલતા.

આ સાહિત્યમાં સ્વાનુભવરસિકતા છે, સર્વાનુભવરસિકતા નથી. નાટક કે આખ્યાનના સૂક્ષ્મ નિરીક્ષણથી જણાશે કે તેઓ એક જ પાત્ર પર આવી રહે છે. આના ઉપરથી ‘ ચિરંજીવસ્થૂલ ’ના અભાવનો પણ ખુલાસો થશે.

આપણા સાહિત્યનું લક્ષણ બતાવ્યું. આ સાહિત્યથી જનસમૂહ પર શી અસર થઈ? સાહિત્યના પ્રદેશમાં ઊંચનીચ, સ્ત્રીપુરુષ, વિદ્વાન મૂર્ખનો ભેદ રહ્યો, મન અને હૃદય પર વળેલાં પડ ઊખડી ગયાં. સાહિત્યની રંગભૂમિમાં – પ્રારંભમાં કહ્યા મુજબ—રોવા, હસવા, સુખદુઃખનાં, મૂર્ખાઈનાં, અનીતિનાં નાટકો જન-સમૂહે જોવાં—પરતંત્ર રહી સાહિત્યની પાંખમાં સ્વતંત્રતા અનુભવી. હૃદય અને બુદ્ધિની વિશાળતા ઊપજાવી શકાઈ.

પ્રશ્ન ઊઠશે કે આવું હતું તો ગુજરાતમાં અનીતિ અટક્યા વિના ચાલુ રહી? સાહિત્યે ચાલુ સંસ્થાના સુએશ ગ્રહી જનમંડળ સન્મુખ મૂક્યા. આથી સંસ્થાને કોરી ખાનાર કીડા ભણી કોઈની નજર ગઈ નહિ. સાંસારિક અધોગતિ સામે કે ધાર્મિક અવનતિ વિરુદ્ધ અવિરત લડાઈ ચલાવાઈ નથી. આ ભૂમિકા ઉપલી ભૂમિકાનું દર્શન કરાવવાનો હેતુ હોવાથી આ તેમના અર્થાત્ સાહિત્ય-કારોના લક્ષ્ય બહાર રહ્યું અને તદનુસાર તેમના – સ્વદેશીઓના પણ ધ્યાનમાંથી ખસ્યું.

આ સાહિત્ય ઉત્પન્ન કરનારામાં કવિત્વ કે કલા હો કે ન હો પરંતુ તેમણે તેમનું જીવન સાફલ્યને પમાડ્યું છે. તેમનું કાર્ય સમાપ્ત થયું છે. નવા યુગ સાથે નવું સાહિત્ય ઘડનારાઓનું પોતાના સ્વદેશીઓની ખરી નસ ઝાલી તેમાં

માફક આવે એવું રક્ત રેડવાનું કર્તવ્ય સાધવા જતાં નવા યુગના નવા પવનની ધૂનમાં જૂનાની સેવા ભૂલી – વખોડી કૃતઘ્ન ન બનતાં તેમના આત્માને યોગ્ય નિવાપાંજલિ અર્પાશે એવી આશા છે. તેમની કદર બુઝાઈ તેમના સ્મરણ કરવા યોગ્ય પ્રયાસ થાઓ.

## ઉપસંહાર

ગુજરાતની ધાર્મિક અને સાંસારિક સ્થિતિ નિહાળી ગયા. બન્નેની સારી-નરસી અવસ્થા ભિન્ન ભિન્ન લેખકોથી જાણી. જે કાળ આપણે વર્ણવ્યો તેને થોડા આંતરે × કૃષ્ણરામે 'કળીકાળના વર્ણન'માં જે વર્ણન આપ્યું છે તે અને જે વર્ણન હમણાં આપણે પૂરું કર્યું તેમાં કાંઈ ફેરફાર લાગે છે? કૃષ્ણરામે વિસ્તારથી કેટલીક વાતોનું વર્ણન આપ્યું છે, તેમ જ એ વર્ણન અમુક દૃષ્ટિબિન્દુથી લખાયું છે. આ સિવાય ઝાઝો મહત્ત્વનો ભેદ નથી. પ્રેમાનંદના કાળની સ્થિતિ તેના પછીના શતકમાં પણ ચાલુ રહે ને પાછી આપણા કાળ સુધી ચાલી આવે. આ બધા ઉપરથી ગુજરાતીઓની જડતા અને અયોગ્ય સંરક્ષકતાનો ક્યાસ થઈ શકે છે.

વિ. સં.ના અઢારમા શતકની સ્થિતિ પરથી આપણા ભવિષ્યના ધાર્મિક, સાંસારિક, ઔદ્યમિક અને પ્રજાકીય ચણતર ચણાવવામાં જોઈતો બોધ મળી શકશે. આ બોધના ઉપયોગ એ સારુ જ આ લેખ લખવામાં આવ્યો છે.

આ બોધનું રેખાદર્શન આપીએ છીએ. આ ભૂમિમાં વૈશ્યત્વને પ્રાધાન્ય છે. આની સાથે સંયુક્ત સાહસિકતા, ઉત્સાહ, નીડરપણું, વિશાળતા આદિ ગુણો દરેક જણે કેળવવા. સંસારમાં કીર્તિસાનુએ ચઢી જવાની કે મૃત્યુ પછી મોક્ષ મેળવવાની જુદી જ પ્રણાલિકામાં વહેવડાવી આપણી પ્રજાના સમુત્કર્ષ સારુ આપણા ગુણોની બુદ્ધિ અને દુર્ગુણોનું નીંદણ કરવું જરૂરનું છે.

કર્મને બાજુએ મૂકો, પુરુષપ્રયત્નને સજડ વળગો. ખોટી લોકલજ્જા દૂર કરી યોગ્ય વર્તન આચરો. ભેદ અને અંશને સ્થાને યોગ્ય સામ્ય દરેક સ્વદેશી—પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય, બ્રાહ્મણ હોય કે ભંગીઓ હોય – ની વચ્ચે થાઓ.

અમારા ભૂતકાળમાં અમે જાહોજલાલી ભોગવી છે, અમારા પૂર્વજો ત્રિકાળદર્શી હતા અને તેઓનાં કાર્યો ઝળહળાટભર્યાં છે, એટલું જ જાણી બેસી રહેવાનો હવે કાળ નથી. આપણી રૂઢિમાં જે અનર્થો હોય તે સિદ્ધાંત રૂપે રૂઢિયોગ્ય હોવાથી કાઢવા પ્રયત્ન કરવો એ આપણી પ્રજાને આત્મઘાત થવા જેવું છે.

× વિ. સં. ૧૮૯૫માં

રૂઢિની યોગ્યતા નથી વિચારવા જેવી, પરંતુ તેની રૂએ ચાલતા અનર્થો ધ્યાનમાં લઈ તે અનર્થો નહિ થાય તે માટે ઉપાય યોજવા એ સર્વનું કર્તવ્ય છે.

પ્રેમાનંદે ગુજરાતી ભાષાના ઉદય સારુ અનેક પ્રયાસ કર્યા હતા, અને 'ગુર્જરાણાં મુખં ભ્રષ્ટમ્' કહેનારના મુખમાં તે ધૂળ નાખી શકયો હોત. તેના પુત્ર વલ્લભે 'ગુણીયલ ગુજરાત'ની સ્તુતિ પ્રમાણે તેના પ્રતિ પોતાનો ભાવ દર્શાવ્યો હતો. તો જે કાળમાં આવી ઉત્તમ ભાવનાઓ વ્યક્ત થઈ તે કાળનું અવલોકન સમાપ્ત કરતાં આટલી ભાવનાઓ તૃપ્ત થાઓ :

'ભારતવર્ષના પ્રજાકીય ઉદયમાં આ દેશ વિશેષ ઘૂમો અને અનંત સુખ-શાંતિ અનુભવો.'

'કુરુક્ષેત્રના સમરક્ષેત્રમાં સ્વજનના સંહારથી અટકતા પાર્થને શ્રીકૃષ્ણે જે ઉપદેશ આપી તેના કર્તવ્યે નિયુક્ત કર્યો હતો તે ઉપદેશ અને ઉપદેષ્ટાનો આત્મા ગુજરાતીઓના – શ્રીકૃષ્ણની રાજ્યભૂમિના વાસીઓના જીવનમાં ભળો અને જગત કુરુક્ષેત્રમાં ચાલતા મહાભારત યુદ્ધમાં ગુજરાતીઓ ઉદ્યુક્ત થાઓ.'

# ગુજરાતના સરસ્વતીમંદિરમાં ઘંટનાદ

ગુજરાતના સરસ્વતીમંદિરમાં આ સાલ બે ઉત્સવ ઊજવાયા હતા. તેમની જાહેર નોંધ લેવાવી જોઈએ તેટલા પ્રમાણમાં ન લેવાયેલી હોવાથી આ લેખ દ્વારા રહી ગયેલી ન્યૂનતા દૂર કરવામાં આવે છે.

મે માસના છેલ્લા દિવસોમાં સુરતની સાર્વજનિક હાઈસ્કૂલે પોતાની પચીસમી વર્ષગાંઠ ઉલ્લાસ, વિનોદ અને જ્ઞાનના વાતાવરણમાં ઊજવી હતી. આ પ્રસંગે મુંબઈના સુપ્રતિષ્ઠિત અને સુસંસ્કારી વેપારી તથા મુંબઈની ધારાસભાના એક અગ્રેસર અંગભૂત ઑનરેબલ મિ. લલ્લુભાઈ શામળદાસ અને પુણાની ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલ પ્રોફેસર પરાંજપે – જેઓએ વિલાયત જઈ ગણિતશાસ્ત્રમાં ઊંચામાં ઊંચી પ્રવીણતા બતાવી છે તે — સુરત પધાર્યા હતા. ઓ. મિ. લલ્લુભાઈએ વિદ્યાર્થીઓને ઇનામ આપવા મળેલા સંમેલન સમયે પ્રમુખપદેથી વિચારશીલ ભાષણ ઇંગ્લિશમાં કર્યું હતું. એ સંમેલનના રિપોર્ટમાં એ ભાષણ છપાયું છે. સાર્વજનિક હાઈસ્કૂલના રૌપ્ય મહોત્સવ વખતે પ્રિં. પરાંજપેએ કરેલું ભાષણ છપાયેલું અમારા જોવામાં નથી આવ્યું એટલે તેની નોંધ નહીં લઈ શકાય માટે ખેદ થાય છે.

આ સમારંભ પછી પખવાડિયું વીત્યે સુરતની સામે કિનારે સૌરાષ્ટ્રના મુખ્ય બંદર ભાવનગરમાં વિદ્યાર્થીઓનું સંમેલન થયું હતું. તે પ્રસંગે પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવે પોતાની રસિક, વિચારગર્ભ અને અનુપ્રેરક વાણીથી પ્રારંભક વ્યાખ્યાન કરી આપણી કેળવણીના પ્રશ્નોનું સિંહાવલોકન કરી ભવિષ્યનો માર્ગ બતાવ્યો હતો. એમનું ભાષણ ગુજરાતીમાં હોવાથી સારી રીતે તે પ્રસિદ્ધ થયું છે. વિદ્યાર્થીઓના સંમેલનના પ્રમુખપદે ભાવનગરની શામળદાસ કૉલેજના પ્રિન્સિપાલ કાવસજી સંજાણા બિરાજ્યા હતા. પ્રો. ધ્રુવ એમને 'અનેક વિદ્યા વિભૂષિત' કહે છે. તે તદ્દન ખરું છે. એમણે ઇંગ્લિશમાં પ્રમુખપદેથી સંમેલનના ઉદ્દેશ પોતાની વિશાળ તેમ ગંભીર દૃષ્ટિથી બતાવ્યા હતા. કેટલીક રીતે ઓ. મિ. લલ્લુભાઈ અને પ્રિં. સંજાણાનાં ભાષણો મળતાં આવે છે. મૂળ મર્મ એક જ છે. ફેર ફક્ત બંનેના જીવનને લઈને છે. ઓ. મિ. લલ્લુભાઈ રાજ્યદ્વારી અગ્રેસર છે એટલે સરકારની રાજ્યદ્વારી નીતિ સંબંધે ચર્ચા એમના ભાષણમાં છે. પ્રિં. સંજાણા ફક્ત શિક્ષક જ હોવાથી શિક્ષણ અને સંસાર સાથે શિક્ષણનો નિકટ સંબં

હોવાથી તે એને જ ઉદ્દેશી તેઓ બોલ્યા છે. બંને ભાષણો ઇંગ્લિશમાં હોવાથી આપણા ગુજરાતમાં જેટલાં પ્રસિદ્ધ થવાં જોઈએ તેટલાં થયાં નથી એ ઉપરથી ફલિત થાય છે કે આવા લોકકલ્યાણના પ્રસંગો આપણી જન્મભાષા દ્વારા જ ઊજવાવા જોઈએ.

કેટલાંક વર્ષો પર સુરતમાં જયકીસનદાસ અઠ્ઠાવાળાએ કેટલાક મિત્રોની મદદથી ખાનગી અંગ્રેજી નિશાળ સ્થાપી હતી, પરંતુ તેમના અકાળ મરણથી નિશાળ બાલ્યાવસ્થામાં જ નાશ પામત – જો રા. રા. ચુનીલાલ શાહ જેવા ખંતીલા, આગ્રહી અને મહેનતુ શિક્ષક અને વ્યવસ્થાપકના હાથમાં એનું તંત્ર ન આવ્યું હોત તો. આજે મિ. અઠ્ઠાવાળાની શાળા પગભર થઈ છે એટલું જ નહીં પણ સુરત અને તેની આસપાસનાં ગામોના વતનીઓને કેળવણીથી તેણે સંપન્ન કરી તેમનાં જીવન પ્રકાશમય કર્યાં છે. રા. રા. ચુનીલાલ શાહે પોતાનાં યૌવનનાં વર્ષો આ શાળાના ઉછેર અને વિકાસ અર્થે ખર્ચ્યાં છે. સિંહાવલોકન કરતાં તેઓ પોતાનું કાર્ય સંતોષ અને પ્રસન્નતાથી જોઈ શકે છે. પણ ભવિષ્યની ચિંતાથી તેઓ મુક્ત નથી. મનુષ્યનો દેહ ક્ષણભંગુર છે, શાશ્વત નથી. પણ સંસ્થાઓ મનુષ્યના ભંગુર જીવન સાથે ખંડિત થવી ન જોઈએ. ભંગુર જીવનની સતત પરંપરાથી તેમને બને તેટલી શાશ્વત કરવાનો પ્રયત્ન થવો જોઈએ. આવો પ્રયત્ન વ્યક્તિ કરતાં સમિતિ વધારે સુદૃઢ રીતે કરી શકે છે એટલે રા. રા. ચુનીલાલ શાહ શાળાની વ્યવસ્થા કરનાર મંડળ સ્થાપી તેને પોતાના હાથમાંનું તંત્ર સુપ્રત કરવા પ્રવૃત્ત થયા છે. આપણાં પડોશી દક્ષિણીઓએ પોતાનાં દેશજીવનના પ્રશ્નો ઉકેલવા નવા જમાનાની ભાવના અને આવશ્યકતા પ્રમાણે નવા સંન્યાસીઓના મઠ બાંધ્યા છે. દક્ષિણ શિક્ષણપ્રસારક મંડળી (The Deccan Education Society), નિષ્કામ કર્મ મઠ, હિંદસેવક સમિતિ (The Servants of India Society) નિરાશ્રિત સહાયક મંડળી (The Depressed Classes Mission) વગેરે-વગેરેનું આપણને તરત જ સ્મરણ થાય છે. આ તો સર્વે જગજાહેર છે પણ એથી ઓછી પ્રસિદ્ધિવાળાં શિક્ષણ પ્રસારકમંડળો દક્ષિણીઓએ મુંબઈ, પૂણા અને મહારાષ્ટ્રના ઈતર ભાગોમાં સ્થાપ્યાં છે, કુદરતી રીતે રા. રા. ચુનીલાલ શાહનું લક્ષ આ સર્વે મંડળો તરફ ખેંચાયું અને તેમના નમૂના પ્રમાણે એમણે સાર્વજનિક શિક્ષણપ્રસારક મંડળી (The Sarvajanik Education Society, Surat) અસ્તિત્વમાં આણી છે. આ દિશામાં બે કામ ખાસ કરીને કરવાનાં હોય છે. શિક્ષણ આપવાં જોઈતાં સાધનો – શિક્ષકો, મકાનો, પુસ્તકો વગેરે મેળવવા દ્રવ્યની જરૂર પૂરી પાડવા ફંડ જમા કરવું પડે છે. આ વિવિધ રીતે થઈ શકે છે. સામટું દાન મળવાથી

અથવા નિત્ય કે નૈમિત્તિક કે એક વાર દાન મળવાથી. આજીવન સભ્યો અમુક રૂપિયા ફંડમાં ભરી મદદ કરી શકે છે. દ્રવ્યવાનો મોટી મોટી રકમો એમ ને એમ અથવા ઉદ્દેશપૂર્વક અર્પણ કરી શિક્ષણના વ્યવહારને સરળ કરી શકે છે. સાધારણ સ્થિતિવાળાઓ પોતાને ફાવે તેમ નૈમિત્તિક દાનથી – ટીપે ટીપે સરોવર ભરાય તે ન્યાય પ્રમાણે શાળાને પોષણ આપી શકે છે. ખંત, આગ્રહ, મહેનત અને નિષ્ઠાને માટે દ્રવ્યપ્રાપ્તિ સરળ અને સાધ્ય છે. અલબત્ત એમાં મુસીબતો, તિરસ્કાર, અવહેલના, સ્વાર્થત્યાગ વગેરેનો અવનવો અનુભવ ધીરજથી અને શ્રદ્ધાથી કરવો પડે છે.

બીજું કામ કુશળ, વિદ્યાનુરાગી, શીલવાન્ અને સ્વાર્થત્યાગી તથા ઉચ્ચાગ્રહી શિક્ષકો મેળવવાનું છે. આ કામ પહેલાં કરતાં વિકટ છે. દાનની પડેલી પ્રણાલીને લીધે, તેમ જ ભિક્ષા માંગતાં આવડે તો દ્રવ્યપ્રાપ્તિ થઈ શકે, પણ આવા શિક્ષકો મેળવવા તે જેવી તેવી વાત નથી. આખી પ્રજાના જીવનમાં અજબ ચેતનપ્રદ ચળવળ ચાલી રહી હોય ત્યારે જ આવા ગુરુઓ પ્રાપ્ત કરવાનું ભાગ્ય ઉદય પામે છે. ધર્મ અથવા રાજ્યની ઉન્નતિ કરવા જાગેલી અભિલાષા પ્રબળ હોય ત્યારે ચેતનમય પ્રવૃત્તિ જન્મે છે. રાજ્યની ઉન્નતિમાં જેમ દેશપ્રીતિનો સમાવેશ થઈ જાય છે તેમ ધર્મમાં મનુષ્યપ્રેમનો થાય છે. પણ આ બે દિશામાંથી પ્રેરકબળ જ્યાં લગી ન આવે ત્યાં લગી આદર્શ શિક્ષકો મેળવાતા નથી.

પૃથ્વી પર સ્વર્ગ ન આવે માટે પૃથ્વીનો અનાદર કરવો એ શાણપણ નથી. પૃથ્વીને પૃથ્વી તરીકે ઉપયોગમાં રોકી તેમાંથી સ્વર્ગ ઉદ્ભવાવવું. જેટલી સારી સહાય જ્યાંથી અને જેવી રીતે મળે તે સદ્ધરતાથી સ્વીકારવી. આવી વૃત્તિ રાખવા છતાં પણ અનુભવો કડવા, અવળા અને નિરાશાભર્યા થાય છે.

રા. રા. ચુનીલાલ શાહે મંડળ તો સ્થાપ્યું પણ મંડળનો ઉદ્દેશ સાધનારા શિક્ષકો હજુ એમને મળી શક્યા નથી તે માટે તેઓ પોતાના રિપોર્ટમાં અફસોસ કરે છે. કેવા પ્રકારની વ્યવસ્થાથી તેઓ શિક્ષકોને પોતાની યોજનામાં સામેલ કરવા માંગે છે તેનો નિર્દેશ રિપોર્ટમાં ન હોવાથી એ વ્યવસ્થા આકર્ષક કેમ નથી નીવડી તેનું નિદાન આપણાથી થઈ શકતું નથી.

આમ છતાં સામાન્યતઃ આ પ્રશ્ન પરત્વે થોડુંક વિચારવું ઉચિત છે. કારણ કે આ પ્રશ્ન ઘણા મહત્ત્વનો છે. દક્ષિણ શિક્ષણ પ્રસારક મંડળનો અંગભૂત એક પારસી થયો છે. એ મંડળના અંગભૂતોને જીવનનાં અમુક વર્ષ અમુક થોડા વેતનથી શિક્ષણનું કાર્ય કરવું પડે છે એ સુવિદિત છે: હિંદસેવક સમિતિમાં

હિન્દુસ્તાનના નિરનિરાળા પ્રાંતોના વતનીઓ સામેલ થયા છે પણ ગુજરાતનો કોઈ વતની નહીં. અલબત્ત આ બધાં મંડળોને ગુજરાતે દ્રવ્યની મોટી મદદ કરેલી છે તેમ જ મુંબઈમાં હિંદસેવક સમિતિ તરફથી યોજાયેલા સમાજસેવા-સંઘમાં ઘણા ગુજરાતીઓ જોડાયેલા છે. આપણે ત્યાં ઘણા ગ્રેજ્યુએટો આખી જિંદગી ટૂંકા પગારમાં નથી ગાળતા? ખાનગી નિશાળોમાં કેટકેટલા શિક્ષકો રૂ. ૧૦૦/–ની અંદર – રૂ. ૩૦ થી રૂ. ૮૦/- લગીના પગારે પોતાનું આખું જીવન વ્યતીત કરે છે છતાં આવાં મંડળોમાં કેમ નહીં આવતા હોય? કદાચ કોઈ પોતાના ઉજ્જ્વળ ભવિષ્યની આહુતિ આપીને આવે તો જ – તેનામાં પાણી હોય તો જ તેનો સંગ્રહ આવાં મંડળોમાં થઈ શકે. બીજે ન મળતું હોય માટે આવે અને અને મળે એટલે ચાલવા માંડે એવાનો સત્કાર ન થાય એ વાજબી છે. ખરી વાત છે કે આપણામાંના ઘણાંને આવાં મંડળો આપવા તૈયાર છે તેથી ઓછો પગાર જિંદગીપર્યંત મળે છે છતાં આપણું આખું જીવન વધારેને માટે તલસે છે. શા માટે તલસે છે? જીવનમાં જોઈતા એશઆરામની આપણી લાલસા વિશાળ છે, સંકુચિત જ્ઞાતિબંધારણને લીધે ખર્ચના પ્રસંગો વિશેષ આવે છે, રહેણીકરણી પણ ખર્ચાળ હોય છે, ધાર્મિક વૃત્તિ પણ દ્રવ્યનો વિશેષ વ્યય કરાવે છે વગેરે વગેરે કારણોને લઈને દ્રવ્યપ્રાપ્તિનું આપણું ધોરણ ઊંચું છે. વળી આપણા દેશમાં વેપારનું પ્રાબલ્ય હોવાથી લક્ષ્મીની છોળ વિપુલ છે એટલે સંસારમાં પ્રતિષ્ઠા પામવા સારા દ્રવ્યસંગ્રહની અપેક્ષા રહે છે. જ્યાં ત્યાં લક્ષ્મીની છોળ હોવાથી સંન્યાસની વૃત્તિને – ભોગ, લાલસા, વિલાસના ત્યાગની વૃત્તિને' સહજ રીતે પોપણ પડતું નથી. આર્યસમાજ કે ખ્રિસ્તીધર્મ જેવું જીવંત, ઉત્તેજક, અનુપ્રેરક બળ આપણા સંસારમાં નથી તે બંગાળ કે મહારાષ્ટ્ર જેવી દેશોન્નતિની આત્મમંથક લાગણી પ્રબળ સ્વરૂપમાં આપણે ત્યાં નથી. તેમ આપણા દેશે એવા ઘા પણ નથી ખમ્યા કે જેથી પ્રજાના અંતરમાં રહેલું ચૈતન્ય પ્રદીપ્ત થઈ સારા દેશને હલમલાવી મૂકે. જરા ઊંડો વિચાર કરતાં એવું પણ લાગે છે કે પ્રજા પ્રજાના અનુભવ અને કર્તવ્યપ્રદેશ નિરાળા ન હોઈ શકે? દેશનો વેપાર ખીલવવામાં ગુજરાતીઓ પોતાનું સમગ્ર જીવન અર્પે છે તે આપણા પડોશીઓના સ્વાર્થત્યાગથી કઈ રીતે ઊતરતું ગણાય? ત્યાગમાં જેમ મહત્તા છે તેમ પ્રાપ્તિમાં પણ નથી? એક રીતે ફળ સરખું નથી આવતું? હયાતની વૃદ્ધિ, વિકસિત વિવિધતા અને સમર્થ ઉન્નતિ એ જ ફળ માટેના સર્વે પ્રયાસ— ત્યાગના કે પ્રાપ્તિના છે. તો પછી આપણે બિલકુલ શરમાવા જેવું નથી. ત્યાગ કરનારા દક્ષિણીઓને દેશોદયના કાર્યમાં આપણા દ્રવ્યની સહાય આપીએ છીએ તેમ આપણા

દેશોદયના કાર્યમાં આપણા દ્રવ્ય વડે એવા સંન્યાસી દક્ષિણીઓની સહાય શા માટે ન મેળવવી ?

સારાંશમાં દેશસેવાની તીવ્ર લાગણી આપણામાં નથી તેમ જ જીવનયાત્રા માટે સંપત્તિ વિશેપ જોઈતી હોવાથી દક્ષિણીઓ જેવો ત્યાગ – સંન્યાસ આપણે ત્યાં હાલ સુલભ નથી. વસ્તુસ્થિતિ સમજી વ્યવસ્થા કરવામાં આવે તો કોઈ પણ પ્રકારનો અસંતોપ કે દુઃખ લાગવાનો સંભવ નથી.

હવે ભાપણમાં અવગાહન કરીએ અને કેવાં મોતીનું લહાણું કરવામાં આવ્યું હતું તેનો નિર્દેશ કરીએ. કેળવણીની સાંપ્રત સ્થિતિને ઉદ્દેશી આ. મિ. લલ્લુભાઈ કહે છે : ‘ Education × × has × × two sides, the individual and the social. Upto now all schools confined their attention to the former side only, and even that not to all the branches. ’ ‘ When the Education was first introduced in this country, the chief aim of the promotors was to create a class of honest, capable subordinate etc officers. This goal has, it is acknowledged on all hands, been reached. But the impehes given in the first instance has had other effects also, and the change in the ideal of the society of to-day from there of the society fromer than 50 years back is mainly one to that very impetus. With new ideals new systems will have to be then put out, introduced and perfected where found difective in the actual practice. I believe I am correctly intuputing our educational ideals when I say that we want our educational institutions to trian up our young man as First citizens – citizens not in the narrow sense of doing civic duties and loyally obeying the laws only. (but when need he to have the courage to disobey laws as well according to mr. Gandhi.) The young man is a member of a family, he has to work to earn his livilihood, has also to work with others as neighbours or colleagues in a common cause. He is also expected to continute to the values of life and to the decencies graees of civilization.

# ગુજરાતની એકતા

'All nations dream—some more than others; while some are more ready than others to follow their dreams in to action.'

—F. S. Oliver–Ordeal by Battle.

ગુજરાતીઓને પણ સ્વપ્નાં આવે અને સ્વપ્ન સાચું કરવા તેઓ પ્રવૃત્ત થાય એવા ઉદ્દેશથી આજના વિષયનું આપ સૌની સંમુખ નિરૂપણ કરું છું.

ગુજરાત એટલે માત્ર ભૂગોળની સીમાઓમાં આવેલી જમીન માત્ર નહીં, એ જમીન પર વસતા લોકોનો સમૂહ માત્ર નહીં પણ એ સર્વની સાથે જેઓ ગુજરાતી કહેવાય છે તેમાંના પ્રત્યેક અને તેમના સમગ્ર સમુદાયમાં નિવસતું ચેતન એ ગુજરાત છે. ગુજરાતીઓ ગુજરાતને ચાહે છે અને ગુજરાત ગુજરાતીઓને ચહાય છે. વર્તમાન ગુજરાતીઓનું જ ગુજરાત નથી પણ અતીત અને ભવિષ્યત્ ગુજરાતીઓનું પણ ગુજરાત છે. આ ગુજરાતમાં એકતા છે? હોય તો કેવી છે? ન હોય તો કેવી રીતે આવે? એકતા શા માટે જોઈએ છે? ગૌરવ માટે? એકતાથી કેવું ગૌરવ પ્રગટે? આવા આવા પ્રશ્નો મારા દિલમાં ઊઠે છે. એમના સંબંધમાં જે કાંઈ મને સૂઝ્યું છે તે આપને નિવેદન કરી આપની ચર્ચાથી અધિક પ્રકાશ મેળવવાની આશા રાખું છું.

પહેલાં ગુજરાતના સ્થૂલ દેહની વાત કરીશ. ભારતવર્ષના પશ્ચિમસ્થ પ્રદેશના એક ભાગને ગુજરાત કહેવામાં આવે છે એ આપને સૌને વિદિત છે. એનું ક્ષેત્રફળ ૬૫,૫૮૯ ચોરસ માઈલ છે. એની વસતિ ૯૮,૨૨,૧૫૧ થી સહેજ વધારે છે. ગુજરાત બહાર ગુજરાતીઓ કેટલા છે તેમની સંખ્યા જાણી શકયો નથી માટે દિલગીર છું.

ક્ષેત્રફળ ૬૫,૫૮૯ માઈલ છે. તેમાં બ્રિટિશ ગુજરાત ૧૦,૧૪૩ અને દેશી રાજ્યોવાળું ગુજરાત ૫૫,૨૪૪ અને ફિરંગી ગુજરાત ૨૦૨ માઈલ છે. આમ રાજ્યવહીવટની એકતા નથી. બ્રિટિશ ગુજરાત એક સ્થળે અને એક જથ્થે નથી પણ છૂટુંછવાયું છે. દેશી રાજ્યોમાં કચ્છ (૭,૬૧૬ માઈલ) અને વડોદરા (૮,૧૮૨ માઈલ), કાઠિયાવાડ (૨૦,૮૮૨ માઈલ) અને ખંડસ્થ ગુજરાતનાં દેશી રાજ્યો (૧૮,૫૬૪ માઈલ) છે. એમાં પહેલાં બે બાદ કરો તો પાછલા બે નાનામોટા

ભાગોનો સુમાર નથી. રાજ્યવહીવટની જ્યાં જુઓ ત્યાં દીવાલો ચણાવેલી છે. આજની નથી ચણાવેલી પણ સૈકાઓથી. તેનો વારસો કેવો ભોગવીએ છીએ તેનું વર્ણન હવે પછી કરવાનો છું.

ઝીણી નજરે જોતાં ભૂગોળની એકતા પણ નથી. દ્વીપકલ્પસ્થ અને ખંડસ્થ ગુજરાતમાં ફેર છે. કચ્છકાઠિયાવાડ અને 'ગુજરાત'ની જમીનમાં, ને હવાપાણીમાં ફેર છે. તેથી વસ્તીના સ્વભાવમાં ફેર છે. કચ્છકાઠિયાવાડમાં જે શરીરબળ, સાહસિકતા છે તે 'ગુજરાત'માં નથી. 'ગુજરાત'માં જે ઉદ્યોગશીલતા છે તે કચ્છકાઠિયાવાડમાં નથી.

ગુજરાતમાં સામાજિક એકતા નથી. કહેવાય છે કે ગુજરાતના જેટલી નાતો ક્યાંયે નથી. રાજ્યવ્યવસ્થાની અંધાધૂંધી, જાનમાલની બિનસલામતી, નાનાંમોટાં રાજ્યો, ગુજરાત બહારથી અવારનવાર પરદેશીઓના નિવાસ માટે થતાં આગમન વગેરે કારણોને લીધે નાતોની પેટાનાતો, પેટાનાતોની પણ પેટાનાતો, તડ વગેરે પડી ગયાં છે. નાગર શ્રીમાળીનું ન ખાય અને શ્રીમાળી નાગરનું ન ખાય, વાણિયો પાટીદારનું ન ખાય અને પાટીદાર વાણિયાનું ન ખાય એવા ખાવાપીવાના ભેદ અને ઝાલાવાડના ઔદિચ સુરતના ઔદિચને કન્યા ન આપે અને ભરૂચના બ્રહ્મક્ષત્રિય લીંબડીના બ્રહ્મક્ષત્રિયને કન્યા ન આપે; ઈડરના નાગરવાણિયા પુણાના નાગરવાણિયાને કન્યા ન આપે. રાજ્યોની દીવાલોથી સમાજમાં પણ દીવાલો ચણાઈ છે. એમને તોડવા વિક્રમ અને પંચદંડ જાગશે ત્યારે ખરા, પણ અત્યારે ગૂંચવે એવી અનેકતા છે.

ગુજરાતના ભાગ્યમાં ધર્મની એકતા પણ નથી. જેરૂસલેમના મંદિરથી આખું પેલેસ્ટાઈન એક હતું, આખી હિબ્રુ પ્રજા એક હતી એવું દ્વારકા, પ્રભાસ, સિદ્ધપુર કે ડાકોરથી ગુજરાત એક નથી. હિન્દુઓમાં વિવિધ મતમતાંતર, જૈનોમાં પણ ત્રણ ફીરકા, મુસલમાનોમાં ભેદપ્રભેદ, ખ્રિસ્તીઓમાં 'મિશન'ભેદ, પારસીઓમાં ભેદ નથી એટલું એમનું સૌભાગ્ય છે. કેટલા બધા ધર્મો ગુજરાતમાં ભેગા થયા છે?

ગુજરાતમાં નથી ધર્મની એકતા, નથી સમાજની એકતા, નથી રાજ્યદ્વારી એકતા કે નથી ભૌગોલિક એકતા તો પછી એકતાનો પ્રશ્ન શા માટે ચર્ચવો? એનો ઉત્તર સૂચવતાં પહેલાં એકતાની આવશ્યકતા વિશે દિગ્દર્શન કરીશ. હવે સૂર્યપ્રકાશ જેવી પ્રકટ વાત છે કે બ્રિટિશ અમલ, અંગ્રેજી શિક્ષણ અને યુરોપીય સાહિત્યના સમાગમથી પુરાણા ભારતવર્ષમાં જાગૃતિ આવી છે. એણે કાંઈ કાંઈ ઊજળા મનોરથો ઘડવા માંડ્યા છે. પોતાના ઉદ્ધાર અને ઉત્કર્ષ માટે એણે નાના પ્રકારે સંચલન કરવા માંડ્યું છે. એ પ્રવૃત્તિમાં એકમતે, એકહૃદયે, એકસંકલ્પે,

વિ. સં. ૧૩૩૦ ના શ્રીમાળમાં પ્રગટ થયેલા દાનપત્રમાં કાયસ્થનો ઉલ્લેખ છે પણ એ મારા જોવામાં નથી આવ્યું. આપણી નાતમાંથી કોઈએ કૂવા, તળાવ કે વાવ બંધાવ્યા કે સમરાવ્યાનું કોઈને યાદ છે? હોય તો તપાસ કરતાં સાલો જડી આવશે.

*

આપણે ઉત્તર હિન્દુસ્તાનમાંથી આવ્યા છીએ એવી દંતકથા આપણામાં પ્રચલિત છે. મુસલમાનોની નોકરી, ફારસીનો શોખ, કેટલાક રિવાજો વગેરેથી આ દંતકથા સમર્થન થાય છે ખરી છતાં કેટલીક હકીકત ચોક્કસ કરવાની જરૂર છે.

ઉત્તર હિન્દુસ્તાનમાં વાલ્મિક કાયસ્થો છે? છે તો ક્યાં ક્યાં છે? હાલ તેમના રીતરિવાજો કેવા છે? નથી તો શું બધા જ ગુજરાતમાં ઊતરી આવ્યા? જેઓ એ તરફ રહે છે અથવા મુસાફરી કરે છે તેમને મારી વિનંતિ છે કે પુરાવા સાથે તેમ જ શાસ્ત્રીય રીતે તેઓ આ પ્રશ્નોના ઉત્તર લખી મોકલશે તો આપણી તવારીખના લેખમાં સબળ અને સ્પષ્ટ હકીકત ઉમેરી શકાશે.

કબૂતર – પૂજા, મકાનોમાં એકઠા થવાની ટેવ, વ્યવહારમાં ઉર્દૂ શબ્દો વાપરવાની ટેવ (ઇજન, ચલીયે, સાહેબ, પરસાદને વગેરે) વગેરે ગુજરાતની બીજી નાતોમાં કે ઉત્તરની કાયસ્થ નાતો અથવા કાયસ્થ સિવાયની નાતોમાં પ્રચલિત છે? આ વિશે જ્યાં લગી મુદ્દાસર શાસ્ત્રીય પ્રકાશ ન પડે ત્યાં લગી આ હકીકતો બહુ ઉપયોગી નથી.

નાગરો અને બ્રહ્મક્ષત્રિયોમાં ઘરમાં કેટલાક ખાસ શબ્દોનો વપરાશ થાય છે. એવું આપણે ત્યાં છે? આપણામાંથી કોઈ કુટુંબોમાં ખાસ પૂજાઓ છે? વૈષ્ણવપૂજા સિવાયની દેવીપૂજા – પ્રાચીન કાળથી ઊતરી આવેલી?

આપણા રિવાજો – જીવનના અનેક પ્રસંગે પ્રકટ થતા રિવાજો જેવા જ રિવાજો ઉત્તર હિન્દમાં વસતા કાયસ્થોમાં છે? બોરોડેલના ગ્રંથ અને રા. રા. નાનાલાલના લેખની મદદ લઈ ઉત્તર હિન્દમાં વસતો નાતીભાઈ આ વિશે કાંઈ લખી મોકલશે?

અહીં આપણા રિવાજો નાગર જેવી આપણી- માફક મુત્સદ્દીગીરી કરનારી નાતના જેવા નહોતા. વેપારમાં અને દુકાનદારીમાં મચેલા વાણિયાઓ જેવા છે એનું કારણ શું?

*

પદ્મપુરાણમાંથી કાયસ્થોની ઉત્પત્તિ માટે જે હેવાલ ઉતારવામાં આવ્યો છે

તે વાંચતાં એમ લાગે છે કે આપણે આર્યો નથી પણ આર્યો પછી આવેલા મ્લેચ્છો છીએ. સૂર્યોપાસક નાગજાતિ સાથે આપણો સંબંધ લાગે છે. – હિન્દુસ્તાનમાં હાલ કોઈ પણ કાયસ્થ નાતમાં સૂર્ય કે નાગની ઉપાસના પ્રચલિત છે ?

બીજું આપણે ક્ષત્રિય હોવાનો દાવો ખોટો રાખીએ છીએ. ક્ષત્રિયોની વાત તો જવા દઈએ પણ નાગર, બ્રહ્મક્ષત્રિય, ઔદિચ્ય, વગેરેની માફક કલમ સાથે તલવાર આપણે કોઈ દિવસ પકડી છે ? તવારિખ કે દંતકથા કોઈ રડ્યું ખડ્યું દૃષ્ટાંત આપી શકે એમ છે ? પદ્મપુરાણ પણ લેખણ આપણું ચિહ્ન ગણે છે – લેખણ સાથે તલવાર નહિ.

બેશક ભૂલવાનું નથી કે બંગાળમાં કાયસ્થોએ રાજ્ય કીધું છે અને હાલ પણ મહારાજાની પદવીવાળી જમીનદારી તેઓમાંથી ઘણા ભોગવે છે. પણ વાલ્મિક કાયસ્થમાંથી કોઈએ રણક્ષેત્રમાં નામના મેળવી છે કે સિપાઈગીરી કરી છે ?

હિન્દુ સમાજના ઇતિહાસમાં ખળભળાટ કરે એવી હકીકત હમણાં શિલાલેખો પરથી પ્રગટ થઈ છે. હિન્દુસ્તાનમાં હાલમાં વસતી ઘણી નાતો પરદેશી છે અને આર્ય નથી. મેવાડના રાણાઓ પોતાને રામચંદ્રજીના વંશજ ગણાવે છે પણ તેમના વડવાઓએ લખાવેલા ઇતિહાસથી તેઓ વડનગરા નાગર બ્રાહ્મણોના વંશજ પુરવાર થયા છે. હવે એવી પણ કેટલીક હકીકત નીકળી આવી છે કે નાગરો શુદ્ધ આર્ય નથી પણ મ્લેચ્છમાંથી હિન્દુ થયેલા છે. તેમનાં કેટલાંક શર્મો અને બંગાળી કાયસ્થોનાં શર્મો મળતાં આવે છે તેથી બન્નેનું મૂળ એક હોવાની કલ્પના ઉપજી છે. આપણાં શર્મો છે ? કોઈ તેનું લિસ્ટ છપાવશે ? બંગાળી કાયસ્થોમાં બે ભાગ છે (૧) કાન્યકુબ્જ અર્થાત્ ઉત્તર હિંદુસ્તાનમાંથી ગયેલા (૨) બંગદેશજ એટલે ત્યાંના મૂળવતની. તેઓ સર્વે ત્યાં શુદ્ર લેખાય છે.

*

વસ્તુસ્થિતિ આવી છે ત્યાં સંસ્કારો વૈદિક કે પૌરાણિક આપણા ગોરો કરાવે છે તેની ઘડભાંગ કરવી એ શું જરૂરનું છે ? સંસ્કારોની જરૂર પહેલી સમજવી જોઈએ. પછી તે વૈદિક હોય – પૌરાણિક હોય કે યુરોપીયન હોય. ત્રૈમાસિકના તંત્રીસાહેબને મારી વિનંતિ છે કે આપણા ગોરો જે સંસ્કારો કરાવે છે તેનું શાસ્ત્રીય સ્વરૂપ અને આચારગત સ્વરૂપ સંસ્કૃતના ગુજરાતી તરજુમા સાથે પ્રગટ કરવું અને તેમાં નિરર્થક હોય તે દૂર કરવા અને નવું ઉપયોગી— જમાનાને યોગ્ય તત્ત્વ ઉમેરવા સરળ પણ યુક્તિપુરઃસર વિવેચન કરવું.

જનોઈ પહેરવાથી હિન્દુ સમાજમાં આપણી પ્રતિષ્ઠા વધે ખરી પ

ચર્ચા શરૂ કરતાં પહેલાં જનોઈ શા માટે પહેરવી ? એનો આર્ય સમાજમાં પ્રચાર થયાનો ઇતિહાસ, એની વિધિઓ વગેરે વિશે લેખો પ્રગટ કરવા અને તેમાં સમાયેલા ઉચિતાનુચિત તત્ત્વો વિશે વિદ્વાનોએ ચર્ચા કરી માર્ગનિર્દેશ કરવો.

સંસ્કારની જીવનમાં જરૂર છે. પણ તે સમજીને થવા જોઈએ. તેનું મહત્ત્વ સમજીને. મહત્ત્વ સમજ્યા વિના ન કરીએ તો ચાલે–પોપટજી અચરે અચરે રામ કરવું એ તો આપણાં નીતિબળનાં હ્રાસમાં જ પરિણમવાનું.

*

નાતનું ગૌરવ બતાવવા મોટા અમલદારોની નામાવલિ આપવામાં આવી છે પણ તેથી આપણી નાતની શ્રેષ્ઠતા મારી પામર વિવેકબુદ્ધિ પામી શકતી નથી. ભક્તિ, વિચાર, કળા, શૌર્ય, પરોપકાર, હુન્નર, શોધખોળ, ચારિત્ર્ય આદિના પ્રદેશમાં જેમણે પ્રતિષ્ઠા મેળવી હોય, આપણી નાતના જીવનને તે દ્વારા ઘડ્યું હોય તેનાં ચરિત્ર પ્રગટ થશે તો જ ગૌરવનું માપ કરી શકાશે બાકી ફુલાસથી રાચવાને સૌને છૂટ છે. નરસિંહ મહેતા જેવો કોઈ ભક્ત આપણામાં થયો છે ? પ્રેમાનંદ કે ગોવર્ધનરામ જેવો સાહિત્યવીર થયો છે ? બીલના કોશમાં ઘણા કાયસ્થો ઉર્દૂ અને ફારસી સાક્ષરો થઈ ગયાની હકીકત છે પણ તે સર્વે ઉત્તર હિન્દના.

હાલ તો આટલેથી વિરમવું ઉચિત છે.

*

આપણી નાતનાં ચોપાનિયાના ગયા વર્ષના ત્રીજા અંકમાં તટસ્થવૃત્તિથી કરેલી શંકાઓ અને પ્રશ્નાવલિઓના એ જ વર્ષના ચોથા અંકમાં પ્રતિધ્વનિ રૂપે ખુલાસા અને જવાબો ભાઈ ચુના તરફથી આપવામાં આવ્યા છે; તે વાંચતાં આનંદ અને ખેદ બન્ને અનુભવ્યાં છે. આનંદ એટલા માટે કે આપણી નાતના ઇતિહાસ અને અતીત ગૌરવનો અભ્યાસ એક વિદ્વાન નાતીભાઈ કરે છે અને પરિણામે એ પ્રદેશ વિશેનું આપણું અજ્ઞાન જવાનો સમય હવે નિકટ આવ્યો છે. ખેદ એટલા માટે કે મારા લેખમાં વ્યાપી રહેલી તટસ્થ અભ્યાસીની વૃત્તિ ન સમજાયાથી ભાઈ ચુનાથી કટાક્ષમય ભાષા વપરાઈ છે; ઐતિહાસિક ચર્ચા માટે જોઈતી તટસ્થતા વગેરે જોઈએ એવાં રાખી શકાયાં નથી.

મારા લેખના પાંચ ખંડ છે, પ્રતિધ્વનિમાં ૪ ખંડ છે. મારી બધી શંકાઓનો ખુલાસો કે મારા બધા સવાલોના જવાબો કે મારી સૂચનાઓનો ઉહાપોહ ભાઈ ચુનાના લેખમાં નથી. આપણી નાતની વિશેષ ઉન્નતિ થાય એવા શુભ ઉદ્દેશથી જે જિજ્ઞાસુવૃત્તિ મારા દિલમાં ઘણા કાળથી વસી રહેલી છે તે વૃત્તિથી

લખાયેલા લેખમાં ભાઈ યુના આક્ષેપ પામી શક્યા એ અતિશય ખેદજનક છે.

*

ખંડ પહેલામાં એક પ્રશસ્તિની સાલ આપી મેં એવો નિર્દેશ કર્યો છે કે આપણે ટોડરમલ સાથે ગુજરાતમાં આવ્યા એ દંતકથા ખોટી છે, ઐતિહાસિક નથી. એ પ્રશસ્તિ જેને માટે લખાઈ તે પતાનું વતન દિલ્હી તરફ હતું એવો એ પ્રશસ્તિમાં ઉલ્લેખ નથી. દિલ્હી તરફ વાલ્મિક કાયસ્થોનું અસલ વતન જ્યાં માનવામાં આવે છે તે સ્થળનો નિર્દેશ કિંવા સરકારી વસ્તીપત્રકો પરથી ત્યાં હાલ વાલ્મિક કાયસ્થો વસે છે એવું ભાઈ યુનાએ બતાવ્યું નથી છતાં એમને મારો નિર્દેશ રુચ્યો નથી. ઐતિહાસિક પ્રમાણોથી નહિ પણ કાલ્પનિક ખુલાસાથી તેઓ મારો નિર્દેશ અવાસ્તવિક ઠરાવે છે. હાલમાં તીર્થસ્થળોએ અથવા પાટનગરોમાં ત્યાંના વતની નહિ એવા સખી ગૃહસ્થોએ બંધાવેલા અથવા સમરાવેલાં મકાનો હોય છે તેમ પતાએ પણ પોતાના વતનમાં રહી ઉનાનું તળાવ સમરાવેલું.– એ એ ભાઈનો ખુલાસો છે. જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ મોજૂદ છે ત્યાં analogyનો આશ્રય લેવો વાજબી નથી.

ઉના કાઠિયાવાડમાં આવેલું છે. તે મોટું તીર્થ નથી તેમ સુબાગીરી કે ફોજદારીનું મથક તે હતું એવું મારા વાંચવામાં નથી આવ્યું. આજના જેવાં અવરજવરનાં સાધનો નહોતાં ત્યારે કાઠિયાવાડના ખૂણામાં આવેલા ગામમાં હજારો માઈલ દૂર પડેલો માણસ તળાવ સમરાવે એ અસંભવિત છે. એ યુગમાં એવું બનતું હતું –ખાસ કરીને આપણા લોકોથી—એવું શિલાલેખો, તામ્રપત્રો આદિ ઐતિહાસિક પ્રમાણોથી જ્યાં લગી ભાઈ યુના સાબિત નહિ કરી આપે ત્યાં લગી એમનો ખુલાસો ટકી શકશે નહિ.

અકબર પહેલાં ઉત્તર હિંદુસ્તાનથી અમલદારો ગુજરાતની મુસલમાની સલ્તનત દરમ્યાન આવ્યા હોય એવું પ્રસિદ્ધ નથી. એટલે ઈ. સ. ૧૫૨૬ના અરસામાં પતો દિલ્હી તરફથી અમલદાર થઈને આવ્યો હોય એવું પણ સંભવિત લાગતું નથી. તેમ ભાઈ યુના એક મહત્ત્વની વાત ભૂલી જાય છે, પતાની માનું નામ કીકા છે. આ નામ ગુજરાત સિવાય ઉત્તરમાં પ્રચલિત છે? ન હોય તો ભાઈ યુના પતો ગુજરાતી નહિ પણ હિંદુસ્તાની હતો એવું કેવી રીતે સાબિત કરશે?

ભાઈ યુનાના લેખમાં મારા નિર્દેશને પુષ્ટિ મળે એવું ઊલટું કથન છે. 'વાલ્મિક કાયસ્થ બૃહદ્વંશાવલિ'ના સંશોધકને સંશોધન દરમ્યાન મળેલા વૃત્તાંત

ઉપરથી જે પરિચ્છેદ એમણે એમના લેખના ખંડ પહેલાની છેડે આપ્યો છે એમાં લખ્યું છે કે '(અકબરે) દિલ્હી જઈ રાજા ટોડરમલને ચોથ ઉઘરાવવા ગુજરાતમાં ઈ.સ. ૧૫૭૬માં મોકલ્યો. ગુજરાત આવતાં તેણે પ્રભાસપાટણ આગળ છાવણી નાંખી મુકામ કીધો, જ્યાં આપણે (વાલ્મિક કાયસ્થોએ) જઈ તેને આપણી વિપદ્ સ્થિતિનું યથાર્થ દિગ્દર્શન કરાવી આશ્રય આપવા વિનંતી કરી. ઉક્ત વિજ્ઞાપ્નાનો તેણે સ્વીકાર કીધો અને સંગાથે લીધા.' આ વાક્યો ધ્યાનપૂર્વક વાંચતાં શું પ્રતીત થાય છે? દિલ્હી તરફ રહેનારા અને ત્યાંની પાદશાહતમાં મુત્સદ્દીગીરી કરનારા વાલ્મિક કાયસ્થો રાજા ટોડરમલ જેવા મોટા અધિકારી પાસે પોતાનું દુઃખ ટાળવા પ્રભાસપાટણ જેવા ગુજરાતના ખૂણામાં જઈ વિનંતી કરે એ સંભવિત લાગે છે? અમદાવાદ સુરતમાં કે દિલ્હીમાં નહિ અને પ્રભાસમાં પ્રભાસપાટણ આગળ કાયસ્થો રહેતા હોય અને ખરાબ દશામાં આવી પડ્યા હોય તો જ ભાઈ યુનાએ અવતારેલો વૃત્તાંત બની શકે. પ્રભાસપાટણમાં કાયસ્થો-(વાલ્મિક)ની વસ્તી હતી તેનો સાહિત્યગત પુરાવો મોજૂદ છે. ઈ. સ. ૧૪૭૩માં (વિ. સં. ૧૫૨૯) કેશવ હરદેરામ નામના વાલ્મિક કાયસ્થે પ્રભાસપાટણમાં ભાગવતનો દશમસ્કંધ ગુજરાતી કવિતામાં લખ્યો છે. આ ગ્રંથની વિ. સં. ૧૭૮૭માં લખાયેલી નકલ ૧૬૫ પાનાંવાળી મુંબઈની ફાર્બસ સભા પાસે છે. વાલ્મિક કાયસ્થો ટોડરમલ સાથે આવ્યા હોય તો ગુજરાતમાં તેમના આગમન થયા અગાઉ લગભગ સો વર્ષ પર (ટોડરમલ ગુજરાતમાં ભાઈ યુનાના લખવા પ્રમાણે ઈ. સ. ૧૫૭૬માં આવ્યો અને કેશવે ઈ. સ. ૧૪૭૩ માં દશમ લખ્યો એટલે ૧૫૭૬-માંથી ૧૪૭૩ બાદ જતાં ૧૦૩ વર્ષ રહ્યાં.) એમનામાંનો એક ગુજરાતી ભાષા શીખે અને ભાગવતના દશમસ્કંધ જેવા ભક્તિરસપૂર્ણ ગ્રંથના કાવ્યાનુવાદથી તે ભાષા સમૃદ્ધ કરે એવી કલ્પના ભાઈ યુના જાતે જ નિષેધશે.

પ્રભાસપાટણ અને ઉના બહુ દૂર નથી એટલે પતો ત્યાંનો જ વતની હશે એવો મારો નિર્દેશ અવાસ્તવિક ન ઠરતાં સબળ થાય છે.

જે અંકમાં મારો લેખ લખાયો છે તેમાં ભાઈ ઓચ્છવલાલ કાનુગાનો જે મહત્ત્વનો લેખ છે તે પણ ધ્યાનથી વાંચવાની ભાઈ યુનાએ પરવા રાખી નથી. ભાઈ ઓચ્છવલાલે જણાવેલી હકીકત વાસ્તવિક હોય તો વિ. સં. ૧૨૧૭ એટલે ઈ. સ. ૧૧૬૧માં આપણી કોમ પ્રભાસપાટણ અને ઉના જે રાજ્યને તાબે હતાં તે જૂનાગઢમાં વસતી માલૂમ પડે છે. પતાની પૂર્વે લગભગ સાડાત્રણસો વર્ષ ઉપર તેના નાતીલા તેની પ્રશસ્તિ જ્યાં લખાઈ ત્યાં વસતા હતા. આ હકીકતથી ભાઈ યુનાને ખાતરી થવી જોઈએ કે પતાએ દિલ્હી તરફ રહી ગોકળદાસ તેજપાળ કે રાયચંદ જેવી નામના નહોતી મેળવી.

હવે દફ્તગીરી અને મજમુદારીનો પ્રશ્ન રહે છે: મજમુદારી વિશે મને પુરતી ચોક્કસ ખબર નથી. અવકાશે તપાસ કરીશ. દફ્ એ સં ધ્રુવનો અપભ્રંશ છે; ધ્રુવ, ધ્રુઅ, ધ્રુ, દફ્. હાલ પણ નાગરો, ભાટિયા, મોઢવાણિયા વગેરેમાં ધ્રુવ કે ધ્રુની અટક પ્રચલિત છે. વલભીપુરનો જે ઇતિહાસ બૉમ્બે ગેઝીટીઅર વૉ. ૧ લામાં આપ્યો છે, તે ભાઈ ચુનાએ વાંચ્યો હોત તો તેમને જણાત કે વલભીના મૈત્રકોની સત્તાકાળે તલાટીને ધ્રુવ કહેતા હતા. આજે કચ્છમાં ગામડાનો વહીવટ કરનાર ધ્રુવ કહેવાય છે. એટલે ટોડરમલે ધ્રુવગીરી ગુજરાતમાં નવી દાખલ કરી હતી એવું સાબિત નથી થતું.

આપણે આપણી જાતને વાલ્મિક કાયસ્થ કહીએ છીએ. ગુજરાતમાં વસતી બ્રાહ્મણની એક નાત વાલમ બ્રાહ્મણ કહેવાય છે. શુદ્ધ ભાષામાં તેઓ પોતાને વાલ્મિક બ્રાહ્મણ કહે છે. તેઓ આપણા ગોર હતા એવો ઇતિહાસ પ્રસિદ્ધ છે. વાલમ, વાલ્મિક અને વલભીપુરને સંબંધ હોવો જોઈએ એવું કેટલાક વિદ્વાનોનું માનવું છે. જો આ મત વાસ્તવિક લાગે તો તેથી પણ સિદ્ધ થાય છે કે આપણે ટોડરમલના આવ્યા અગાઉ ગુજરાતમાં વસતા હતા.

આપણી નાતના ઇતિહાસ વિશે શોધખોળ કરવાની ઉત્કંઠાવાળા ભાઈ સન્મુખરામ સુરજરામ પણ ગયા અંકમા 'કાસ્યથગોર' વિશેના પોતાના લેખમાં મોગલાઈમાં આપણને પેશકારી મળી તે અગાઉ આપણે વલભીપુરમાં રહેતા હતા એવું માને છે. (પૃ. ૧૭, અં. ૪ વ. ૧ લું).

બ્રહ્મક્ષત્રિયોનું પણ માનવું એવું જ હતું કે તેઓ ટોડરમલ સાથે ગુજરાતમાં આવ્યા પણ એમને ત્યાંની વંશાવલીઓ વગેરે પરથી એમની દંતકથા પણ ખોટી ઠરી છે. ભાઈ ચુના પાસેની બૃહદ્વંશાવલિમાંથી સાલો આપી તેઓ સાબિત કરશે કે ઈ. સ. ૧૫૭૬ પહેલાં કોઈ વાલ્મિક કાયસ્થ ગુજરાતમાં વસતો નહોતો પણ ઉત્તર હિંદુસ્તાનમાં સર્વ રહેતા હતા ?

આટલા વિસ્તૃત વિવેચન પરથી સુજ્ઞ અને વિવેકી નાતભાઈઓ જોઈ શકશે કે મારો સૂચવેલો નિર્દેશ અત્યારે તો વાસ્તવિક લાગે છે અને ભાઈ ચુનાની ટીકા ખોટી ઠરે છે, મારી બુદ્ધિ વક્રપંથે તો નથી જ ઊતરી ગઈ એટલો ઇન્સાફ વાચકબન્ધુઓ મને આપશે.

*

મારા લેખના પહેલા ખંડના અંતિમ ભાગમાં આપણી નાતના સુખી-જનોએ બંધાવેલાં કામો તથા તેની સાલો વિશે મેં જે સવાલ કર્યો હતો તેનો ભાઈ ચુનાએ ઉદાહરણથી જવાબ આપી મને તેમજ આપણી નાતને ઉપકૃત

કીધી છે. પોતાને મળેલી બધી જ સાલો એમણે આપી છે કે વાનગી દાખલ થોડી આપી છે એ એમના લખાણથી સ્પષ્ટ નથી થતું. એમને મળેલી સાલોનો આધાર એમણે આપ્યો નથી. તેમ એ સિવાય બીજી સાલો ઉપલબ્ધ નથી અથવા મળશે નહિ એવો જહાંગીરી નિર્ણય એમણે બાંધી દીધો છે. જ્યાં નાનાવિધની શોધખોળને અવકાશ છે ત્યાં આવો નિર્ણય બાંધવો એ વાજબી નથી.

*

મારા લેખના બીજા ખંડમાં પૂછેલા સવાલો વિશે ખુલાસો અથવા માહિતી ભાઈ યુનાએ આપ્યાં નથી. ત્રીજા ખંડ વિશે કરેલી ચર્ચાની સમીક્ષા કરતાં પહેલાં પાંચમા ખંડમાં કરેલી વિનંતિ અનુસાર આપણી નાતના કવિઓ વિશે મને પોતાને આજ લગી નહિ ખબર એવી તદ્દન નવી માહિતી એમણે આપી છે તે માટે એમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે. એ હકીકત પરથી આપણી સાહિત્યસેવા ઉપરાંત આપણી ધર્મનિષ્ઠા પ્રતીત થાય છે. આશા છે કે આવી જાણવાજોગ અને ઉપયોગી હકીકત વધારે વિસ્તારથી આપણા ત્રૈમાસિકમાં ભાઈ યુના પ્રગટ કર્યે જશે. ભાઈ યુના જેવા સંશોધક અભ્યાસી પાસેથી આવી હકીકત મારો લેખ કઢાવી શક્યો તો એ લેખમાં મારી બુદ્ધિ વકૃપંથે ઊતરેલી શી રીતે મનાય?

લેખને અંતે સ્વર્ગસ્થ ગોવર્ધનરામની ‘દૂધીચણાદાળ’ પંક્તિઓ ટાંકી યુનાએ આત્મસંતોષ માન્યો છે. ‘ઘર દીવડા’થી સંતોષ માનનારી પ્રજાઓ ઉત્કર્ષ સાધી શકતી નથી. આપણી નાત પણ એથી સંતૃપ્ત ન થતાં દુનિયામાં નામના કરે એવા વિચારકો અને સાહિત્યવીરો નાતભાઈઓમાંથી જાગે એવો ઉચ્ચગ્રાહી અભિલાષ પોષશે.

*

હવે મારા લેખના ત્રીજા ખંડમાં મેં જે હકીકત નોંધી છે તે વાંચતાં થયેલી ગેરસમજને અંગે ભાઈ યુનાએ કરેલી ચર્ચા તેમ જ નાતભાઈઓ અંદર અંદર એ હકીકત વિશે જે ટીકાઓ કરે છે તેનો પરિહાર કરીશું. પ્રથમ મારું લખેલું વધારે સ્પષ્ટ અને વિશદ કરીશ. મારા લેખના ત્રીજા અને ચોથા ખંડ સાથે વાંચવાના છે. સંસ્કાર કેવા કરવા એ પ્રશ્ન છે? સંસ્કારની જરૂર મેં ચોથા ખંડના અંતમાં સ્વીકારી છે. આપણને હાલ આપણા ગોરો પૌરાણિક સંસ્કારો કરાવે છે—વૈદિક નથી કરાવતા. આપણને શૂદ્ર લેખી તેઓ દ્વિજના સંસ્કાર નથી આપતા. આપણે આપણી જાત શૂદ્ર નહિ પણ ક્ષત્રિય છે એવું સ્થાપી દ્વિજના સંસ્કાર મેળવવા ઉત્સુક છીએ. આ ઉત્સુકતા સારી અને ઉન્નતિજનક છે. આવી સ્થિતિમાં બને તેટલું સારામાં સારું મેળવવા પ્રયત્ન કરવો

જોઈએ. દ્વિજના સંસ્કારોમાં પણ જે જે અનિષ્ટ અંશો છે (એ સંસ્કારોનો અભ્યાસી એમાં એવા ઘણા અનિષ્ટ અંશો જોઈ શકશે) તે ત્યાગવા અને દુનિયાની આગળ વધેલી પ્રજાઓના જે જે સદંશો આપણે એ સંસ્કારો દ્વારા પ્રાપ્ત કરી શકીએ તે તે અંશો નવા સંસ્કારમાં ઉમેરવા મેં સૂચના કરી છે. આ સૂચના નાતની ઉન્નતિ વાસ્તે થયેલી છે – અવનતિ માટે નહિ એવું ઉદાર અને પ્રગતિપ્રિય નાતભાઈઓ જોઈ શકયા હશે.

મારી સૂચના સબળતાથી સમજાવવા મારે ઇતિહાસનો આશ્રય શોધવો પડયો. અને એ આશ્રય આધારભૂત સ્થળેથી મેળવ્યો અને એનો સારાંશ મારા લેખમાં છાપ્યો. એ આશ્રયનું યથાર્થ સ્વરૂપ તટસ્થતાથી અને રાગદ્વેષ વિના ભાઈ યુનાથી તપાસાઈ શકાયું નથી એ અતિશય શોચનીય છે.

હિન્દુઓની જુદી જુદી નાતોની ઉત્પત્તિ અનાર્ય, આર્ય અને મલેચ્છોમાંથી થઈ છે, એવું એ વિષયના અભ્યાસીઓને પ્રતીત થતું જાય છે. અનાર્ય એટલે હિન્દુસ્તાનના મૂળવતની; આર્ય એટલે વેદસંહિતા અને સંસ્કૃત વાણી પારસીઓથી છૂટા પડી જેઓ ભારતવર્ષમાં લાવ્યા અને અનાર્યોને વશ કરી સમગ્ર દેશ જેઓએ બધી રીતે પોતાને આધીન કર્યો તેઓ; મલેચ્છો એટલે આર્યોના પછી હિન્દુસ્તાનમાં જે પરદેશીઓ આવ્યા તે; તેઓ આર્યો પણ નહોતા તેમ અનાર્યો પણ નહોતા છતાં હિન્દુસ્તાનમાં આવ્યા પછી તેઓએ આર્યોનો ધર્મ, સંસારઘટના, વાણી વગેરે સ્વીકારી હિન્દુસમાજમાં પ્રવેશ કીધો. આ હકીકત વિશે મારો આધાર Risley's People of India, Dr. Grierson's chapter on Language in the All India Census Report 1901, Mr. Devadatta R. Bhandarkar's lecture on 'Foreign Elements in the Hiudu Population.' (Indian Antiquary, January 1911.) અને ખોમ્બે ગેઝીટીઅરના જે વોલ્યુમમાં ભીમભાઈ કીરપારામે ગુજરાતની હિન્દુ વસ્તીનો વૃત્તાંત આપ્યો છે, તેમાં મિ. કેમ્પબેલે 'ગુર્જરો' વિશે જે પરિશિષ્ટ લખ્યું છે તે છે. ભાઈ યુના અથવા બીજાને આ ગ્રંથો અને લેખો જોઈ પોતાને હાથે નિર્ણય બાંધવાની છૂટ છે એટલું જ નહિ પણ તે વાંચવા આગ્રહપૂર્વક વિનંતિ છે અને વાસ્તવિક હકીકત જાણવા સૌ તત્પર થશે એવી આશા છે. મારો લેખ વાંચનાર જોઈ શકયા હશે કે મેં આપણી નાતને એકલીને મ્લેચ્છમાંથી થયેલી નથી કહી પણ નાગરો જેવી ઉચ્ચ અને શ્રેષ્ઠ હિન્દુ કોમ પણ એવી જ રીતે જન્મેલી એવું સ્પષ્ટ કહેલું છે. નાતનું અપમાન કરવા ખાતર નહિ પણ ખરી ઐતિહસિક હકીકત રજૂ કરવામાં આવી હતી એમ હવે સૌને ખાતરી થશે.

મલેચ્છ શબ્દ આધુનિક રૂઢ અર્થમાં નહિ પણ તેના મૂળ અર્થમાં શાસ્ત્રીય

પરિભાષા તરીકે વપરાયેલો છે એવું મારો લેખ ધ્યાનપૂર્વક વાંચવાથી જણાશે, છતાં સ્પષ્ટતાની ખાતર અવતરણો આપવાં આવશ્યક છે.

'આપણે આર્યો નથી પણ આર્યો પછી આવેલા મ્લેચ્છો છીએ.' પૃ. ૪ અં. ૩ પા. ૬–૭ 'હિન્દુસ્તાનમાં હાલમાં વસતી ઘણી નાતો પરદેશી છે અને આર્ય નથી.' એ વાદનું ઉદાહરણ આપતાં લખ્યું છે કે 'મેવાડના રાણાઓ પોતાને રામચંદ્રજીના વંશજ ગણાવે છે પણ તેમના વડવાઓએ લખાવેલા ઇતિહાસથી તેઓ વડનગરા નાગર બ્રાહ્મણોના વંશજ પુરવાર થયા છે. હવે એવી પણ કેટલીક હકીકત નીકળી આવી છે કે નાગરો શુદ્ધ આર્ય નથી પણ મ્લેચ્છમાંથી હિન્દુ થયેલા છે. તેમનાં કેટલાંક શર્મો અને બંગાળી કાયસ્થોનાં શર્મો મળતાં આવે છે તેથી બન્નેનું મૂળ એક હોવાની કલ્પના ઉપજી છે. (આધાર Bhandarkar, Foreign Elements in Hindu Population, Indian Antiquary 1911).

આમાંથી ભાઈ યુના સિવાય અન્યને મ્લેચ્છનો અર્થ અતિશૂદ્ર લાગશે નહિ, તે તો ચોખ્ખું સમજી શકશે કે મ્લેચ્છ શબ્દ પરદેશો માટે વપરાયેલો છે.

મારા લેખમાં કાયસ્થોને શૂદ્ર કહ્યા નથી ત્યારે ભાઈ યુનાએ તે શૂદ્રત્વ નાસાબિત કરવા શી જરૂર છે?

ભાઈ યુના નાતની ઉત્પત્તિ વિશે જે પ્રમાણો પર મદાર બાંધે છે તે સર્વ જોઈએ તેટલાં વિશ્વસનીય નથી. એકલાં સ્મૃતિપુરાણો પરથી જ નાતોનું મૂળ નક્કી થઈ શકતું નથી. Anthropometry, Comparative Ethology, અને Ethnologyની દૃષ્ટિએ પરીક્ષણ કરતાં જે હકીકત ફલિત થાય તે પણ લક્ષમાં લેવી પડે છે. હિન્દુ સમાજમાં આપણને પ્રવેશ મળ્યા પછી આપણી રહેણીકરણી પ્રમાણે આપણે ક્ષત્રિય અથવા શૂદ્ર હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન સ્થળમાં લેખાયા છીએ. હાલ ક્ષત્રિય ગણાતી અસંખ્ય નાતો મ્લેચ્છ (પરદેશી) છે એમ સાબિત થતું જાય છે. એટલે જ હિન્દુ સમાજમાં પ્રવેશ પામ્યા અગાઉ આપણે પરદેશી – મ્લેચ્છ હતા અને રહેણીકરણીથી હિન્દુ થયા હતા એવો મારો લખવાનો આશય છે. જેમ તે કાળે આપણે સારા સંસ્કારો લીધા તેમ હવે પણ વધારે ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવા એકલા હિન્દુ દ્વિજોના નહિ પણ જગતની સર્વે મહાન પ્રજાના દ્વિજોના સંસ્કારોમાં રહેલા સારા અંશો ગ્રહણ કરવા જોઈએ. ઉન્નતિને માર્ગે ચડેલાને માટે તે કોણ હતો? એવો ભૂતકાળ બહુ કામનો નથી. વર્તમાન અને ભવિષ્યનું આચરણ ઊર્ધ્વગામી છે કે નહિ એ જ મહત્ત્વનું છે.

દ્વિજ માત્રના ગોત્ર છે. વૈશ્ય પણ દ્વિજ હોવાથી તેમનાં ગોત્રો છે. ગોત્રોનો ઇતિહાસ ઉકેલવાની ભાઈ યુનાને અભિલાષા હોય તો તેનાં સંબંધીનાં પુસ્તકો અને જુદી જુદી નાતોમાં પ્રચલિત ગોત્રો વિશે હકીકત મેળવી અભ્યાસ કરવા કમતરીન પણ નેક સૂચના છે.

ભીમભાઈ કીરપારામના ગ્રંથમાં દરેક નાતની ઉત્પત્તિનો જે હેવાલ આપ્યો છે તે વાંચતાં ભાઈ યુના જોઈ શકશે કે કેટલી બધી નાતો ક્ષત્રિયમાંથી ઊતરી આવ્યાનો દાવો કરે છે?

અંતે મારું નમ્ર માનવું એવું છે કે ફક્ત બાહ્ય સંસ્કારોથી જ નહિ પણ સાચા આંતર સંસ્કારોથી આપણી ઉન્નતિ થાય એવા પ્રયત્ન આપણે આદરવા જોઈએ. સંસ્કારો સમજવા સંસ્કૃતનો અભ્યાસ સર્વત્ર સ્ત્રીપુરુષથી થવો જોઈએ. ક્રિયાઓ વિશુદ્ધ અને ઉન્નત સ્વરૂપ પામી જીવંત બની આપણે જ હાથે —ગોરોને હાથે નહિ—પળાવી જોઈએ.

અવકાશના તેમ જ સાધનના અભાવે ભાઈ યુનાના લેખનો હજુ પણ વધારે વિસ્તારથી હું જવાબ આપી શક્યો નથી. વળી જે લેખ મેં શિષ્યની પૃચ્છક અને જિજ્ઞાસુ વૃત્તિથી લખ્યો હતો તે લેખમાંથી પોરા કાઢી અર્થનો અનર્થ કરી બતાવી આક્ષેપ નાંખી મારી શંકા અને સવાલોને પ્રેરનાર Hypothesis મારી પાસે જ સબળ કરાવનારનો હું ઉપકાર માનું છું.

*

આપણી નાતનું પત્ર નીકળ્યું ત્યારથી જ મને દહેશત હતી કે નાતની ઉત્પત્તિ, નાતની ખામીઓ આદિના વિવેચન ઉદારતાથી કે તટસ્થતાથી નહિ થાય, મારી દહેશત મેં રા. રા. હીરાલાલ ઉમિયારામને જણાવી પણ હતી. એમણે ખાતરી આપી હતી કે એવી દહેશત રાખવાની જરૂર નથી છતાં એ દહેશત ખરી પડી છે એવું ભાઈ યુનાના લેખથી સહેજ પુરવાર થાય છે. યુનાના લેખથી મને અંગત કાંઈ લાગ્યું નથી કારણ કે યુનાએ કરેલો સત્કાર સેવકને માટે નવો નથી. પણ ઉતાવળ અને ગેરસમજથી લખાયેલાં લખાણથી પત્રની પ્રતિષ્ઠાને ધોકો પહોંચે અને તેનાથી કરાવા ધારેલી શુભ ઉન્નતિપ્રેરક અસર ઊલટું જ રૂપ પકડે.

હજુ પણ મારા લેખમાં કરેલા નિર્દેશો બાબત ભાઈ યુના અથવા ઇતર જ્ઞાતિબંધુને સંદેહ અથવા વાંધો હોય તો તેઓ તરફથી સભ્યતાપૂર્વક ત્રૈમાસિક અથવા ખાનગી પત્રવ્યવહાર મારફત મારા પર તે મોકલવામાં આવશે તો યથાશક્તિ ખુલાસા કરવા તૈયાર છું.

જ્ઞાતિબંધુઓ પાસેથી નાતના ઇતિહાસ, ગૌરવ, રીતરિવાજ, શક્તિ આદિ વિશે હું તો શીખવા માગું છું. તેમને શીખવવા જેટલું જ્ઞાન મારામાં નથી. મારી શંકા અને સવાલોનો ઉદ્દેશ જ્ઞાન મેળવવાનો હતો.

આવા આવા અનેક દાખલા આપી તમારામાં દબાઈ રહેલી શક્તિઓનો તમને અનુભવ કરાવી શકાય.

શક્તિઓ છે એટલું સાબિત થયું તેથી દેશસેવા થઈ જતી નથી. શક્તિઓ કેળવી, પ્રસંગો ઊભા કરી તેમનો ઉપયોગ કરી, શુભ ફળ ન નીપજે ત્યાં લગી શક્તિ હોય કે ન હોય એ સરખું જ છે.

શક્તિઓ એટલે ?

આપણા શરીર વડે સંસારનાં અનેક કામો આપણે કરીએ છીએ. પણ એ કામો શરીર જ નથી કરતું. શરીરમાં રહેલો આત્મા એ કામ કરે છે. શરીરની ઇંદ્રિયો દ્વારા એને સંસારનું જ્ઞાન થાય છે. પોતાની વિવેકબુદ્ધિથી જ્ઞાનની સારાસારતા તે તપાસે છે અને સંકલ્પબળથી જે સારું લાગે છે તેને તે આચરણમાં મૂકે છે. માણસની સંસારયાત્રા સુખી કે દુઃખી કરનાર આ ત્રણ શક્તિઓ છે. વિવિધ સ્વરૂપમાં એઓ પ્રગટ થાય છે. જેમની આ શક્તિઓ કેળવાયેલી વિશુદ્ધ અને બળવાળી હશે તેઓ જાતે સુખી થઈ બીજાને સુખી કરી શકશે. એથી વિપરીત હશે તો પોતાની સાથે બીજાને પણ દુઃખી કરશે.

ગુજરાતની સ્થિતિ સુધારવા આ ત્રણે શક્તિઓનો કેવી રીતે તમે ઉપયોગ કરી શકો એ પ્રશ્ન આજના પર્વને દિવસે આપણે વિચારવાનો છે. મનુષ્યમાત્રમાં એ શક્તિઓ હોવાથી તમારામાં પણ એ છે. પણ બાળકની અને વૃદ્ધની એ શક્તિઓના સ્વરૂપમાં ફેર પડે છે. અનુભવ અને વપરાશથી વૃદ્ધોની શક્તિઓમાં બાળકની શક્તિઓ કરતાં આસમાનજમીનનો ફેર પડી જાય છે. તમારી શક્તિઓ પણ અનુભવ અને વપરાશ પ્રમાણે વિકાસ કે સંકોચ પામે છે. પણ તમારા અનુભવ ઓછા અને સાધારણ છે કારણ કે શક્તિઓ વાપરવાના પ્રસંગો અને પ્રદેશો પણ તમારે માટે મર્યાદિત છે. એ પ્રસંગો અને પ્રદેશો વધારવા તે તમારું અને તમારા પુરુપસંબંધીઓનું કર્તવ્ય છે. તમે શહેર બહાર ગયાં હો ત્યારે ચારે તરફ નજર નાંખો તો દૂર દૂર આકાશ અને જમીન ભળી જતાં લાગશે. જ્યાં આ પ્રમાણે થતું દેખાય છે તેને ક્ષિતિજ કહે છે. હવે જો તમે ટેકરા પર ચડશો તોપણ ક્ષિતિજ તમારી નજરે પડશે; છતાં નીચેથી અને ડુંગરા ઉપરથી નજર નાખતાં તમારી અને ક્ષિતિજ વચ્ચેની જમીનના વિસ્તારની વધઘટ જણાશે. નીચેથી જોતાં જેટલો વિસ્તાર જોયો હતો તેથી વધારે વિસ્તાર ઉપરથી જોતાં લાગશે. જેમ જેમ ઊંચા ચડશો તેમ તેમ એ વિસ્તાર વધશે. વાયુરથમાં બેસી ઊડશો તો તેથી પણ વિસ્તાર ઘણો જ વધી જશે. જેમ જેમ તમારી શક્તિઓ ઊંચી થશે તેમ તેમ તમારા પ્રસંગો અને પ્રદેશોનો વિસ્તાર પણ વિસ્તરશે. ઊડશો તો દુનિયા આખી તમારી છે.

સહેવું પડશે. આપણા દેશની બૂરી હાલત કરવાના પાપનું પ્રાયશ્ચિત્ત કોઈ પણ દાનથી, વ્રતથી કે ભક્તિથી થઈ શકતું નથી. એ જ દેશમાં જન્મ મેળવી તેની સેવા કરવાથી જ પાપમાંથી મુક્તિ મળે છે.

દેશસેવા એ કળિયુગનો મોટામાં મોટો ધર્મ છે. એ ધર્મ પાળતાં થયેલી ચૂકની સજા ભયંકર છે એટલે એ ધર્મ યથાર્થ સમજવા, સમજી બરાબર પાળવાનો સંકલ્પ આજના મંગળ દિવસે કરો અને સંકલ્પ પાર પાડવા તમારી સર્વે શક્તિઓ વાપરો.

જન્મભૂમિની સેવા કરવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે એટલું જાણવાથી સેવા થઈ શકતી નથી. તેને માટે શક્તિ, આવડત અને સાધનો જોઈએ છે. તમારામાં શક્તિ છે તેને કેળવો, ઉપયોગમાં લો એટલે આવડત આવશે. પછી શક્તિ અને આવડત દેશસેવાનાં માર્ગ અને સાધન પોતાની મેળે મેળવી લેશે.

પણ તમારામાં શક્તિ છે એની ખાતરી શી? પ્રસંગ સાધી એકાદ મનોરથ પાર પાડો એટલે અનુભવ થશે કે કેવી શક્તિ તમારામાં છે.

એક સુશિક્ષિત સન્નારીને શોભે એવા ઉત્સાહથી ગં. સ્વ. જમનાબહેન સક્કઈએ આપણા સાર્વજનિક જીવનમાં ભાગ લેવા માંડ્યો ત્યારે પ્રતીત થયું કે ગુજરાતી સ્ત્રીઓ પણ આવાં કાર્યોમાં આગેવાની લઈ શકે છે.

ગોંડળેશ્વરી સૌ. નંદકુંવરબાએ ઓઝલનો ત્યાગ કર્યો ત્યારે આ જમાનાની રજપૂતાણીના મનોબળનો સૌને અનુભવ થયો. સૌ. વિદ્યા અને સૌ. શારદા બી. એ. થયાં ત્યારે યુનિવર્સિટીની ઊંચી પરીક્ષાઓ પાસ કરવાની તમારી શક્તિઓ જણાઈ. ગં. સ્વ. શિવગૌરી ગજ્જરે, ગં. સ્વ. બાજીગૌરી મુનશીએ અને ગં. સ્વ. સુલોચનાબહેને વનિતાવિશ્રામની સ્થાપના કરી ત્યારે જ જણાયું કે ગુજરાતની સ્ત્રીઓ પોતાની બહેનોના ઉદ્ધાર માટે પ્રયત્ન કરી શકે છે.

સૌ. સુમતિ, સૌ. વિજયાગૌરી, સૌ. હરિસુખગૌરીએ કાવ્યો, વાર્તાઓ, નાટકો, નિબંધો, લખી સાક્ષરવિશ્વમાં પ્રતિષ્ઠા મેળવી ત્યારે, 'સુન્દરીસુબોધ'ના ખાસ સ્ત્રીઅંકો પ્રગટ થવા લાગ્યા ત્યારે પ્રત્યક્ષ થયું કે ગુજરાતની સ્ત્રીઓ પણ વિદ્યાવતી અને સંસ્કારી છે. દુકાળમાં અનાથોને મદદ કરવા ગં. સ્વ. જમનાબહેન અને ગં. સ્વ. શિવગૌરી ગજ્જર ફર્યાં ત્યારે, અનાથ વિધવાઓનાં દુઃખ કમી કરવા પચાસ હજાર રૂપિયાની બાદશાહી રકમ ગં. સ્વ. ઝવેરબાઈએ આપી ત્યારે, ગુજરાતી સ્ત્રીઓ કેવી દયાળુ અને પરગજુ છે તેનો તમને ખ્યાલ થયો.

માતા છે. જન્મ આપ્યા પછી પણ મૃત્યુ લગી અનેક રીતે એ આપણને પોષે છે,—રંજન પમાડે છે તેમ તમારે પણ તમારે પેટ અવતરેલાં સંતાનોને કેળવવાનાં છે. તમારાં સંતાનો નઠારાં, નિર્માલ્ય નીવડશે તો ભાર તમારા દેશને અને તમારે માથે છે. તેમનાથી દેશ દુઃખી, અધમ થાય તો તમારી પણ એવી જ દશા થવાની.

છોકરાંઓ અને તમારી કેળવણીમાં ફેર હશે તો તમારાથી જ્ઞાન, અનુભવ અને ચારિત્ર્યમાં આગળ વધતાં છોકરાંઓ તમારી આમન્યા રાખશે નહીં, તમારા સ્નેહની પરવા કરશે નહીં. આમ થાય તો તમારા કુટુમ્બમાં સુખ રહેશે? તમારું જીવતર સુખી રહી શકશે? તમારી ઇચ્છા હો કે ન હો – તમારી પાસે સાધન હો કે ન હો, પણ હાલના જમાનામાં બળો એવાં છે કે તમારાં છોકરાંને તમારે ભણાવવાં અને કેળવવાં પડશે. આવી સ્થિતિમાં તમારી અને એમની વચ્ચે અંતર ન રહે; કુટુંબના સ્નેહની પરવા ન રાખવાથી તેઓ ખરાબ રસ્તે જઈ કુળની લાજ ગુમાવે નહીં અને દેશની આશા ધૂળધાણી કરે નહીં માટે તમારે ભણવું પડશે અને કેળવણી લેવી પડશે.

કેળવાયેલી સ્ત્રીઓ જ માત્ર એમના પતિની સખી થઈ શકે છે; અભણ સ્ત્રી ગમે તેટલી પતિવ્રતા હોય પણ તે એના પતિની દાસી છે,—તેની અર્ધાંગના કે તેનું બીજું હૃદય નથી. તેના ઘરમાં તમે કરતાકરાવતા થશો; તેના ખજાનાની ચાવી તમારી પાસે રહેશે, તેના વૈભવની મોજ તમે ચાખશો, પણ તેના જીવનના ગૂઢ મંદિરમાં તમારો પ્રવેશ નહીં થાય. વર્ષો સુધી સાથે સુખદુઃખ ભોગવ્યા છતાં ત્યાં તમે પરાયાં થવાનાં. તમારી બેપરવાઈ, જીદ, પ્રમાદ, સંકલ્પશક્તિની નબળાઈથી કેટલા ઊંચે ઊડતા પુરુષોની પાંખો તમે કાપી નાંખી છે? કેટલાના હૃદયમાં શુભ વાંછનાઓને જન્મતાં જ તમે દૂધપીતી કરી દીધી છે? કેટલાના જીવનમાં નિરંતર હોળી સળગાવી છે? કેટલાને નિરાશાને લીધે અધમ જિંદગી ગાળતા કર્યા છે?

પતિ મરી જાય તો તેની ચિતામાં તમે બળી શકતાં. આજે દયાળુ અંગ્રેજ સરકાર તમને સતી થવા નથી દેતા ત્યારે તમે ઝૂરી ઝૂરીને પ્રાણત્યાગ કરી શકો છો. નસીબ વાંકું થાય છે ત્યારે પતિની સાથે ઝૂંપડામાં મહેલની મઝા માણી શકો છો, તેને સુખે સુખી અને દુઃખે દુઃખી થઈ શકો છો, છતાં તમારા ભણેલા કેળવાયેલા પતિની ભણેલી કેળવાયેલી સખીઓ થવા તમે કેમ કાંઈ કરતાં નથી?

તમારા પુરુષસંબંધીઓ તમારી તીવ્ર વાંછના છતાં તમને ભણવા અનુકૂળતા કરી નથી આપતા? એવું કાંઈક છે ખરું, પણ વાંક તમારોય નથી? જોઈએ

તમારી શક્તિઓ ખીલવવા તમારે કેળવણીની જરૂર છે,—માત્ર ભણતર નહીં પણ કેળવણીની જરૂર છે. સંસારના જે જે બનાવો તમે તમારી ઇંદ્રિયોથી જાણો છો તે કેળવણીથી વધારે સારી રીતે જાણી શકશો. સારાસારનો વિવેક વધારે સારો કરી શકશો અને સારાં આચરણથી ઇચ્છાવૃત્તિ પણ મજબૂત થશે.

કેળવાશો તો જ સંસારનું જે જ્ઞાન મનુષ્યે અનુભવથી આજ લગી મેળવ્યું છે તે તમને પ્રાપ્ત થશે. તમારા પુરુષસંબંધીઓ અને તમારી વચ્ચે જે અત્યારે અંતર છે તે ત્યારે જ નાશ પામશે. તમારા અને તેમના વિચારો સરખા થશે અને વિચારો સરખા થવાથી આચાર સરખા થશે. તેમની પ્રગતિના માર્ગમાં તમે અત્યારે વિઘ્નરૂપ છો તેને બદલે વેગ આપનાર થશો. તેમની અભિલાષાઓ નિષ્ફળ નીવડવાનો કે સ્તબ્ધ રહેવાનો અપજશ તમારે માથે ઓઢાડાય છે તેને ઠેકાણે એ અભિલાષાઓ સતેજ કરી તમે મૂર્ત કરાવશો. કવિ નાનાલાલના 'ચેતન' કાવ્યની નાયિકા પેઠે તમારામાં સાધનસામગ્રીની ન્યૂનતા છે એવો વિલાપ કરશો નહીં તેમ એ જ કવિની 'સાગરને યાચના' કાવ્યની નાયિકા પેઠે પુરુષની પ્રગતિ જોઈ સંતોષ પામશો નહીં, પણ 'સ્નેહમુદ્રા'ની નાયિકા પેઠે પુરુષોને તેમના ધર્મોનું ઉદ્બોધન કરી કર્તવ્યમાં પ્રેરજો અને તે ઉપરાંત તમેય તેમાં સામેલ થજો અને વખત આવ્યે એકલે હાથે તમારા મનુષ્યધર્મો બજાવવા કેડ કસજો.

અજ્ઞાન અને અણકેળવાયેલી સ્ત્રીઓ દેશને ભારરૂપ છે, – કુટુંબોમાં ફેલાતા પ્રકાશનું 'ધરણ' કરનારી છે, – પુરુષોની પાંખો કાપનારી છે. એનું તમને ભાન થશે ત્યારે ગુજરાતની એક પણ સ્ત્રી અજ્ઞાની કે અણકેળવાયેલી રહેશે નહીં.

જમાનો એવો આવ્યો છે કે કમાવાને માટે પણ ભણવું પડશે. કદાચ કમાવાની સર્વેને જરૂર ન પડે તોપણ છોકરાં ઉછેરવા અને કેળવવામાં કેળવણીની ખાસ જરૂર પડવાની. નિર્વાહનાં સાધન મેળવવાના વ્યવસાયમાં પુરુષો એટલા બધા લીન થતા જવાના કે કુટુંબની વ્યવસ્થા કે છોકરાંઓની કેળવણી પર તેઓ ધ્યાન નહીં આપી શકે. બજારમાંથી ઘરની વપરાશ માટે જોઈતી ચીજો નવરાશને અભાવે પુરુષો નથી લાવી શકતા તો તે મંગાવી અથવા લાવી તમે ઘરની તજવીજ સાચવો છો. તમારાં છોકરાંઓના શિક્ષણ પર તેમના પિતા નજર નહીં રાખી શકે તો તમારે રાખવી પડશે. છોકરાં સારાં નીવડે તો તમારી કીર્તિ જગમાં પ્રસરશે, તેમ નઠારાં નીવડશે તો કૂખ પણ તમારી લજવાશે. નવ માસ ઉદરમાં સંતાનને રાખવાથી જ માનો ધર્મ પૂરો થતો નથી પણ તેના દેહ અને શક્તિઓ કેળવી ગુજરાતની સ્થિતિ સુધારો એવી તજવીજ કરો ત્યારે જ એ ધર્મ ખરેખરો બજાવ્યો ગણાય. ગુજરાત આપણી સર્વેની જન્મભૂમિ છે,

ઉદ્ધારને માટે, તમારા પતિ અને સંતાનોના સુખને માટે, તમારા ગુજરાતની ઉન્નતિ માટે તમે થોડોઘણો પણ ત્યાગ નહિ કરી શકો ?

અમુક ન ખાવું કે ન ઓઢવું એવી બાધા આખડી લો છો તેને બદલે આજના શુભ મંગળ દિને વ્રત લો કે જ્યાં લગી અમે કેળવાઈશું નહીં અને અમારી અજ્ઞાન બહેનોને કેળવીશું નહીં ત્યાં લગી અમારે ફલાણું ફલાણું વર્જ્ય છે. ક્યાં લગી તમારે બીજાની ખાંધે ચડી મહાલવું છે? ક્યારે તમારા પોતાના પગે દોડવું છે ?

હવે તમે ઘરના પાંજરામાં પુરાયેલાં પંખીઓ નથી. તમે બહાર મહાલો છો. અમારી સાથે અમારા મોજશોખ, અમારી સાર્વજનિક સેવાઓમાં તમે સામેલ થાઓ છો. કોઈક કોઈક વાર એકલે હાથે પણ તમે સાર્વજનિક સેવા ઉપાડો છો. દાદાભાઈ નવરોજીની જયંતી આજ કેટલાં વર્ષો થયાં તમે જ ઊજવો છો ને? પણ જે કાર્યને માટે તમે એમનાં ઓશીંગણ છો તે કાર્યને, સ્ત્રીકેળવણીના કાર્યને, તમારી જાત માટે અને તમારી દેશબહેનોને માટે કેટલું વધાર્યું ? એવો સવાલ દરેક જયંતીને દિવસે પૂછો છો ?

સ્ત્રીઓ કેળવાય એ ઘણી મોટી દેશસેવા છે, સ્ત્રીઓ કેળવાયેલી હશે તો તેમની સંતતિ કેળવાયેલી થવાની એ નિઃસંશય અને સ્વાભાવિક છે. પુરુષોને પણ, તેથી, વધારે કેળવાયેલા થવાની જરૂર પડશે. કેળવાયેલી સ્ત્રી માત્ર તેમની આજ્ઞાધારક પત્ની નહીં થાય પણ તેમના સંસારની ખરેખરી સહચરી અને સહધર્મચારિણી થશે. જો પુરુષોની કેળવણી અધૂરી હશે તો તેમનો સંસાર દુઃખી થશે અને દુઃખ કોઈને જોઈતું નથી એટલે તેઓ પણ ભણશે. આવો શુભ દિન જ્યારે આવશે ત્યારે ગુજરાતનાં ભાગ્ય ઝળહળ પ્રકાશ્યા વગર નહીં રહે. કેળવણીથી તેનાં સંતાનોનું ચારિત્ર્યબળ ખીલશે અને જ્ઞાનબળ વધશે. આ બે જ્યાં હોય ત્યાં પ્રગતિ અવશ્ય થાય છે.

તમે કેળવાશો તો આમ સીધી તથા આડકતરી રીતે તમારાં સગાંઓને, નાતીલાઓને, દેશજનોને અને મનુષ્યોને ઉન્નત થવા પ્રેરશો.

કેળવણીની જરૂરિયાત વિશે આપણે આજે વિચાર કર્યો. પણ કેળવણી અને ભણતરમાં શો ફેર? ભણતર એટલે મગજમાં જ્ઞાનની વિગતો ભરવી તે; બે-ચાર ભાષાઓ ઉકેલતાં આવડે તે. તમારી બુદ્ધિ, લાગણીઓ, કલ્પનાશક્તિ વિકાસ પામી તમને સુખી કરી શકે નહીં,—જે સ્થિતિમાં પડ્યાં હો ત્યાંથી સારી સ્થિતિમાં જવાની તીવ્ર ઉત્કંઠા તમને થાય નહીં ત્યાં લગી તમે

એવાં ઘરેણાં અને કપડાં તમે કેમ એમની પાસેથી લઈ શકો છો ? તમને ફાવે તે પોતાનાં, જાતનાં, તરેહનાં, ફેશનનાં ઘરેણાં, કપડાં—તમારા ધણીનું ગજું હોય કે ન હોય તોપણ તમે જીદ કરી, યુક્તિ રચી, દેવું કરી-કરાવી તે પહેરવા ઓઢવાનો લહાવો લઈ શકો છો તો કેળવાયેલા પુરુષોનું કેળવણી ફેલાવવાનું ગજું સારી પેઠે હોવા છતાં તેમની પાસેથી તમે કેળવણી કેમ નથી લેતાં ? તમારા ધણીનો પૈસો વાપરવામાં તમને જેવી લહેજત પડે છે તેમ તેની વિદ્યા વાપરવામાં કેમ નથી પડતી ?

તમને કેળવવાને તમારા ધણીને ફુરસદ ન હોય તો તમને જોઈતી કેળવણી મળે એવી સંસ્થાઓ કાઢો. સંસ્થા ચલાવવા પૂરતું દ્રવ્ય ન હોય તો જેને આવડત હોય તેણે પોતાની અભણ બહેનોને ભણાવવા જવું. તમે એકબીજાને ત્યાં સારે માઠે પ્રસંગે જઈ શકો છો, વખત ગાળવા જઈ શકો છો, રસોઈની નવી વાની કરવાનું કે કોઈની તરેહ ભરવાનું શીખવા જઈ શકો છો, તો ભણવા ન જઈ શકો ? ટીપે ટીપે સરોવર ભરાય. ધીમે ધીમે ભણવા માંડશો તો જોતજોતામાં તમે વિદ્વાન થઈ જશો. જો રટણ એનું હશે તો વિદ્યા પ્રાપ્ત કરવાના નાના મોટા પ્રસંગો હંમેશ મળ્યા કરશે. આટલું છતાંયે તમને ભણવાની સગવડ ન મળે તો તમને ભણાવી શકે એવી પગારદાર શિક્ષિકાયે રાખો. પગાર ક્યાંથી આપવો ? આળસુ, બેવકૂફ, અજ્ઞાન, અધમ બ્રાહ્મણોને રોજ તમે જેટલું દાન કરો છો તે આપવું બંધ કરો અને તે એકઠું કરી પગાર આપો. એવા બ્રાહ્મણોને દાન આપવાથી તમે તેમને વધારે નઠોર અને ખરાબ બનાવો છો અને પાપમાં પડો છો. દાન આપવાથી પુણ્ય મળવાની વાત કોરે રહી જાય અને પાપ થાય છે તે વધારામાં. કેળવણી લેવામાં એ દ્રવ્યાદિ વાપરશો તો તમારી નીતિ સુધરશે, તમારું જીવતર સારું થશે, હરામના મલીદા મળતા બંધ થવાથી બ્રાહ્મણો ઉદ્યમે લાગી ખરા પરસેવાની મજૂરી મેળવી સુખી થશે અને સરવાળે ગુજરાત દેશ સુખી, કેળવાયેલો અને તવંગર થશે.

પણ દાનમાં અપાતી રકમ પૂરતી ન નીવડે તો ? 'તમારા શોખ કમી કરો, તમારી હાજતો કમી કરો અને એ રીતની કરકસરથી જે ભેગું થઈ શકે તેટલું ભેગું કરી વાપરો. છેવટે કાંઈ ન થઈ શકે તો તમારું પલ્લું વાપરો. ગં. સ્વ. શિવગૌરી ગજ્જરે અને ગં સ્વ. બાઈજીગૌરી મુનશીએ શું કર્યું છે ? વનિતાવિશ્રામની સ્થાપના પોતાનાં પલ્લાંથી કરી છે. બીજાના ઉદ્ધાર માટે આ બે વિધવાઓ આવો ત્યાગ કરી શકે—આવું દાન કરી શકે તો તમારા પોતાના

વધારે સુંદરતા, કોમળતા, વિશુદ્ધિ, અમીરાઈ, મધુરતા, સાધુતા, દયા, કરુણા આવી વસશે. જિંદગીમાં રસ, હોંશ, ઊમળકો આવશે.

માણસની ખરેખરી સંસ્કારિતા એના વર્તન પરથી જણાઈ આવે છે. અંતરાત્મા સંસ્કારી હોય તો જ વર્તન ઉદાર, મીઠું, સભ્ય અને પ્રતાપી હોય છે. ગુજરાતમાં આવાં સ્ત્રીપુરુષો વસે એ એનું ધન્ય ભાગ્ય જ ને?

જ્ઞાન પરની પ્રીતિને લીધે જ્ઞાનનો પ્રસાર ગુજરાતમાં થશે. અજ્ઞાનનું અંધારું નાશ પામશે. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સ્થળો, સાધનો જન્મ પામશે. જ્ઞાનથી ગુજરાતને સુખી કરવા નાનાવિધના ઉપાયો કેટલાંક સ્ત્રીપુરુષો રચશે. જ્ઞાનની સેવામાં જ અહોરાત્ર રહેશે કારણ કે જ્ઞાન વગર બળ નથી, ઉદય સુખ નથી. એમનું જ્ઞાન ગુજરાતને ગૌરવ અપાવશે, દુનિયામાં ગુજરાતની પ્રતિષ્ઠા વધારશે અને ગુજરાત દ્વારા મનુષ્યોની સેવા અધિક કરાવશે. આ બધું કરવામાં તમે નિમિત્ત થાઓ. જ્ઞાનથી વિમુખ ન થાઓ. આજે તમે અજ્ઞાન, વહેમ, દુઃખ, અશક્તિ વગેરેનાં આશ્રયસ્થાન છો. આપણા સંસારમાં જેટલા દોષ હોય તે તમારે લીધે નાશ પામતા નથી એવી તમારી આબરુ છે. આ અપવાદ નાશ પામો અને તમે જ્ઞાન, બુદ્ધિ, સુખ, શક્તિ, પ્રકાશ, સુંદરતા, મધુરતા આદિના પ્રવાહ બનો અને ગુજરાતની વાડીને વધારે ને વધારે ફળદ્રૂપ બનાવો.

સેવાનિષ્ઠ જીવનમાં થોડા વિલાસો ન હોય તો જીવતર કડવું લાગે છે. પરમેશ્વરે જે જે શક્તિઓ આપી છે તેમના દુરુપયોગમાં દુઃખ છે, તેમ તેમના અનુપયોગમાં પણ દુઃખ છે. તેમનો સદુપયોગ કરવામાં ધર્મ છે અને ધર્મ ત્યાં સુખ, શાન્તિ, ગતિ છે.

સુંદરતા નિહાળવી, ઉત્પન્ન કરવી અને માણવી એ જેમ વિલાસ છે તેમ સંસ્કારિતાના અંશ છે. ગુજરાતની સ્ત્રીઓનાં શરીર સુંદર, હૃષ્ટપુષ્ટ અને પ્રતાપી થાય એ વિલાસ છતાં કર્તવ્ય છે. તમે એવાં હશો તો તમારી સંતતિ એવી થશે. અત્યારે પંદર અને વીસ વર્ષની અંદર ઊગતી જુવાનીમાં જે યુવતીઓ મૃત્યુ પામે છે તેઓ યમના પાર્ષદોને પાછા કાઢી સંસારનો મનમાનતો લહાવો લેશે, જે બાળકો પાંચસાત વર્ષની ટૂંકી સંસારયાત્રા કરી માબાપને રોતાં મૂકી ચાલ્યાં જાય છે તે લાંબું આયુષ્ય ગાળશે અને તમારી પાસે કેળવાઈ ગુજરાતનું નામ દીપાવશે. શરીરે સુખી તો સુખી સર્વે વાતે. જ્ઞાન, કેળવણી માટે જેટલી મહેનત કરો તેટલી જ શરીર મજબૂત, કસાયેલું, નિરોગી, દેખાવડું કરવા પણ લેજો.

સુંદરતા પારખતાં આવડી – અસુંદરતા અનીતિ જેવી ખૂંચવા માંડી એટલે તમારા પહેરવેશમાં, રહેણાકમાં, ભોજનમાં, વર્તનમાં વગેરે સર્વ વ્યવહારમાં

કેળવાયાં નથી. સારી સ્થિતિ એટલે માત્ર દ્રવ્યથી પ્રાપ્ત થતી સારી સ્થિતિ નહીં, પરંતુ વિદ્યાથી, નીતિથી, ધર્મથી, પ્રાપ્ત થતી સારી સ્થિતિ. લક્ષ્મી ચંચળ છે છતાં આ સર્વેની દાસી છે. વપરાશથી લક્ષ્મી ખૂટવાની દહેશત રહે છે; વપરાશથી વિદ્યા, નીતિ, ધર્મ, સેવા વધારે ને વધારે વૃદ્ધિ પામે છે. આ વપરાશ યોગ્ય અને લાભદાયક થાય માટે તમારી સંસ્કારિતા અને ચારિત્ર્યબળ ખીલવાં જોઈએ.

જ્યાં લગી જ્ઞાન પર પ્રીતિ થઈ નથી, વસ્તુમાત્રનો સંદર્ભ જાણવાની જિજ્ઞાસા તરવર તરવર થઈ નથી, નવી હકીકત અને નવા વિચારો સમજી આપણી જિંદગીમાં એકરસ કરવાની ટેવ પડી નથી, આપણા વિચારો અને આચારોમાં તેમને ભેળવી તે આપણાં જ હોય એવું કરવાની ટેવ પડી નથી, ટેવ પાડવાનો અભ્યાસ નથી, ટેવ પાડવામાં આપણી જાગતીજ્યોત અને ચપળ બુદ્ધિ વપરાઈ નથી અને વપરાતાં નિરંતર ખીલી નથી ત્યાં લગી આપણામાં સંસ્કારિતા નથી. માત્ર ભણતરથી એ સંપાદન કરી શકાતી નથી. મન આ રસ્તે વાળવું, ઇંદ્રિયોથી મળતા અનુભવોનું વિશોધન કરવું અને જગતમાં વસી રહેલી સુંદરતાના સર્વે જુદા જુદા આવિર્ભાવ ગ્રહણ કરે એવી રીતે રસવૃત્તિ ખીલવવી અને કેળવવી એ સર્વે ભણતરની સાથે અભ્યાસથી થઈ શકે છે. જેઓ આવી રીતે સંસ્કારી હોય તેમની બુદ્ધિ અને હૃદય અને તમારાં બુદ્ધિહૃદય કોઈ પણ પ્રકારના અંતરાય વિના મિત્ર થઈ શકે તો તેમના સંસ્કાર તમારા સંસ્કાર જાગૃત કરી ખીલવશે. તમારા પુરુષસંબંધીઓનાં અને તમારાં બુદ્ધિહૃદયની વચ્ચે તમારી કેળવણીની ખામી અને ગેરહાજરીને લીધે જે તફાવત છે,—તમારી બુદ્ધિ પાનીએ હોવાનું મહેણું જ્યાં લગી તમારે સાંભળવું પડે છે ત્યાં લગી એ મૈત્રી નહીં થાય અને એ મૈત્રી વગર તમારા સંસ્કારનો લહાવો માણી શકશો નહીં, તેમ તમારી સાથે પોતાના સંસ્કારો માણવાના પ્રસંગ ન આવવાથી પુરુષોના સંસ્કારો કટાઈ જશે અને પરિણામે આપણો દેશ સંસ્કારહીન થઈ બીજા દેશોની પંક્તિમાં પોતાની આબરુ ગુમાવશે. પણ તમે કેળવાશો, તમારા સંસ્કારો કેળવશો તો તમે અને તમારો દેશ સર્વત્ર માન અને પ્રતિષ્ઠા પામશો.

તમારા સંસ્કારોનો આવિર્ભાવ ગુજરાતના જીવનમાં થવા માંડે તો કેવા કેવા પ્રસંગો નીપજે એનું પણ આજે સ્વપ્ન કલ્પવું ઘટે છે. પ્રથમ તો તમારી ઇન્દ્રિયો અને તેમને લીધે સતેજ થતી રસવૃત્તિઓ વિશુદ્ધ, પવિત્ર, ગંભીર, થશે. વિશ્વની ખૂબીઓ તમે જોઈ શકશો. સુંદર, નીતિમાન વસ્તુઓ જોઈ તેવાં થવા ઉત્સુક થશો. અસુંદર કે અનીતિમાન વસ્તુઓનો તમને કંટાળો અને તિરસ્કાર છૂટશે. તમારી રહેણીકરણી, રીતભાત બધું બદલાઈ જશે. તમારા પોતામાં

વધારે સુંદરતા, કોમળતા, વિશુદ્ધિ, અમીરાઈ, મધુરતા, સાધુતા, દયા, કરુણા આવી વસશે. જિંદગીમાં રસ, હોંશ, ઊમળકો આવશે.

માણસની ખરેખરી સંસ્કારિતા એના વર્તન પરથી જણાઈ આવે છે. અંતરાત્મા સંસ્કારી હોય તો જ વર્તન ઉદાર, મીઠું, સભ્ય અને પ્રતાપી હોય છે. ગુજરાતમાં આવાં સ્ત્રીપુરુષો વસે એ એનું ધન્ય ભાગ્ય જ ને?

જ્ઞાન પરની પ્રીતિને લીધે જ્ઞાનનો પ્રસાર ગુજરાતમાં થશે. અજ્ઞાનનું અંધારું નાશ પામશે. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સ્થળો, સાધનો જન્મ પામશે. જ્ઞાનથી ગુજરાતને સુખી કરવા નાનાવિધના ઉપાયો કેટલાંક સ્ત્રીપુરુષો રચશે. જ્ઞાનની સેવામાં જ અહોરાત્ર રહેશે કારણ કે જ્ઞાન વગર બળ નથી, ઉદય સુખ નથી. એમનું જ્ઞાન ગુજરાતને ગૌરવ અપાવશે, દુનિયામાં ગુજરાતની પ્રતિષ્ઠા વધારશે અને ગુજરાત દ્વારા મનુષ્યોની સેવા અધિક કરાવશે. આ બધું કરવામાં તમે નિમિત્ત થાઓ. જ્ઞાનથી વિમુખ ન થાઓ. આજે તમે અજ્ઞાન, વહેમ, દુઃખ, અશક્તિ વગેરેનાં આશ્રયસ્થાન છો. આપણા સંસારમાં જેટલા દોષ હોય તે તમારે લીધે નાશ પામતા નથી એવી તમારી આબરુ છે. આ અપવાદ નાશ પામો અને તમે જ્ઞાન, બુદ્ધિ, સુખ, શક્તિ, પ્રકાશ, સુંદરતા, મધુરતા આદિના પ્રવાહ બનો અને ગુજરાતની વાડીને વધારે ને વધારે ફળદ્રૂપ બનાવો.

સેવાનિષ્ઠ જીવનમાં થોડા વિલાસો ન હોય તો જીવતર કડવું લાગે છે. પરમેશ્વરે જે જે શક્તિઓ આપી છે તેમના દુરુપયોગમાં દુઃખ છે, તેમ તેમના અનુપયોગમાં પણ દુઃખ છે. તેમનો સદુપયોગ કરવામાં ધર્મ છે અને ધર્મ ત્યાં સુખ, શાન્તિ, ગતિ છે.

સુંદરતા નિહાળવી, ઉત્પન્ન કરવી અને માણવી એ જેમ વિલાસ છે તેમ સંસ્કારિતાના અંશ છે. ગુજરાતની સ્ત્રીઓનાં શરીર સુંદર, હૃષ્ટપુષ્ટ અને પ્રતાપી થાય એ વિલાસ છતાં કર્તવ્ય છે. તમે એવાં હશો તો તમારી સંતતિ એવી થશે. અત્યારે પંદર અને વીસ વર્ષની અંદર ઊગતી જુવાનીમાં જે યુવતીઓ મૃત્યુ પામે છે તેઓ યમના પાર્ષદોને પાછા કાઢી સંસારનો મનમાનતો લહાવો લેશે, જે બાળકો પાંચસાત વર્ષની ટૂંકી સંસારયાત્રા કરી માબાપને રોતાં મૂકી ચાલ્યાં જાય છે તે લાંબું આયુષ્ય ગાળશે અને તમારી પાસે કેળવાઈ ગુજરાતનું નામ દીપાવશે. શરીરે સુખી તો સુખી સર્વે વાતે. જ્ઞાન, કેળવણી માટે જેટલી મહેનત કરો તેટલી જ શરીર મજબૂત, કસાયેલું, નિરોગી, દેખાવડું કરવા પણ લેજો.

સુંદરતા પારખતાં આવડી – અસુંદરતા અનીતિ જેવી ખૂંચવા માંડી એટલે તમારા પહેરવેશમાં, રહેણાકમાં, ભોજનમાં, વર્તનમાં વગેરે સર્વ વ્યવહારમાં

નવું ચેતન આવશે, નવો બહાર ખીલશે. તમારો પ્રતાપ, તમારી શક્તિ, તમારી રસજ્ઞતા જગતમાં પ્રતિષ્ઠા પામશે, તમારા કરતાં વધારે હતભાગ્ય દેશો હશે તે તમારે પગલે ચાલી સુખી થઈ તમને આશીર્વાદ દેશે.

ગુજરાતનાં ઘરો, મંદિરો, મહેલો, નગરો, ગામોની રચના સુંદર, ભવ્ય થવાનો આધાર તમારી રસવૃત્તિના વિકાસ ઉપર છે. તમને ગંદું, બેડોળ ગમશે નહીં તો જ તમે ગુજરાતને નોખો પાડી નાખે એવી એની રચના રચવાની પ્રેરણા કરશો. ગુજરાતના જીવનમાં આજે સંગીત, ચિત્રકળા આદિ લલિત-કલાઓને આદર નથી, પણ તમારો આત્મા જાગશે અને સુંદરતા ભોગવવા અને તેનું નિર્માણ કરવા તલપશે ત્યારે તમે સંગીત, ચિત્રકલા વગેરે શીખશો. ગુજ-રાતમાં ઘેરેઘેર તેમને સ્થાન આપી તમે અને તમારાં કુટુંબીજનો આનંદી અને સુખી થશો. એ કળાઓને એવી ખીલવજો કે તમારી સર્વે ખાસિયતો, શક્તિઓ, અભિલાષાઓ, વાંછનાઓ એમનામાં મૂર્ત થાય. એ મૂર્ત રૂપ માણવાથી તમારાં કાર્યોમાં આરામ, ઉત્સાહ, ઉત્તેજન વધારે મળશે, એ રૂપ એવું ઘડજો કે ગુજ-રાતનો મહિમા વધે. એ રૂપથી ગુજરાત દુનિયાને સુખી, પવિત્ર, શાંતિમય કરવા સફળ નીવડશે. તમારી આખી પ્રવૃત્તિ એવી રાખજો કે તમારો સર્વાંગસુન્દર વિકાસ થાય.

તમે જ્ઞાનવાન, કેળવાયેલાં, સંસ્કારી હશો તો અત્યારે આપણે ત્યાં જે સવાલો ઊઠે છે તે સમજી શકશો, તેમના ઉકેલમાં પુરુષોને મદદ કરી શકશો અને જિંદગીની ઘણી કડવાશ અને મુશ્કેલીઓ ઓછી કરી શકશો.

ગુજરાતમાં સર્વ ભાગની સ્ત્રીઓ આવી થાય તો ગુજરાતમાં એકતા આવે. અત્યારે ગુજરાત છિન્ન દશામાં છે. ભાષા સૌ એક બોલે છે. રિવાજ સરખા છે છતાં રાજ્યસત્તા ઠેકઠેકાણે નિરાળી છે. એક ઠેકાણે અંગ્રેજી રાજ્ય છે, બીજે ઠેકાણે ગાયકવાડી રાજ્ય છે તો ત્રીજે ઠેકાણે રજપૂત રાજ્ય છે. આમ દેશના ભાગ હોવાથી દેશમાં વસતા લોકોમાં પણ એથી ભેદપ્રભેદ પડી જાય છે. પણ તમે જો કેળવાયેલી અને સંસ્કારી હશો તો તમારાં સંતાનો મારફત સરખી કેળવણી અને સરખા સંસ્કાર ફેલાવી એ ભેદપ્રભેદ દૂર કરી એકતા જન્માવશો. એકતાની લાગણી જાગશે તો સંપ આવશે, સ્નેહ આવશે, સમૃદ્ધિ આવશે, સુખ આવશે, ગૌરવ આવશે;—શું નહીં આવે ?

ગુજરાતની પુત્રીઓ ! તમે ગુજરાતી થાઓ. કચ્છી, કાઠિયાવાડી, – હાલારી, સોરઠી, ઝાલાવાડી, ગોહેલવાડી, – સુરતી, ભરૂચી, અમદાવાદી, મુંબઈગરી મટી જાઓ. જે રિવાજોથી તમારા આવા હાનિકારક ભેદો વધતા હોય અથવા તમારી

એકતા થતી ન હોય તેમને દૂર કરો. ગામ કે નગરના વતની થવા ઉપરાંત આખા ગુજરાતના વતની થાઓ. આ નાત કે પેલી નાતનાં થવા ઉપરાંત ગુજરાતી થાઓ. જન્મભૂમિ સર્વેની જનની છે અને તમે પણ જનનીઓ છો. તમારાં સંતાનોથી ગુજરાતને વસાવો ત્યારે સાથે સાથે ભાવના, મહેચ્છા, સંસ્કારિતા આદિનાં પણ જનની થઈ ગુજરાતનું નવજીવન ઉજ્જ્વલ અને પ્રતાપી કરો. ગુજરાતના લોકોમાં જે જે સારપ હોય તે ખીલવો, કારણ કે માતાનો ધર્મ છે બાળકની સારી શક્તિઓ ખીલવવાનો.

અંધકાર, અજ્ઞાન, ખોટા રિવાજની ગુલામગીરી, પ્રમાદ, ઉદાસીનતા વગેરેમાંથી તમે મુક્ત થઈ અમને મુક્ત કરશો નહીં,—વિચાર, વાણી અને વર્તનમાં વીરત્વ પ્રકાશશો નહીં ત્યાં લગી આપણો ઉદ્ધાર નથી. આ હકીકત પર આજે ઊંડો વિચાર કરો અને આજથી આ દેશધર્મ યથાર્થ આચરવા માટે તૈયારી કરવા માંડો. આજથી શરૂ થયેલી પ્રવૃત્તિના બળે તમે એવાં થાઓ કે તમારી પૂજા કરવા અમે આવીએ અને અમારા પુનિત સમાગમમાં શાંતિ અને ઉત્સાહથી પ્રેરિત થઈ સંસારના સંગ્રામમાં વિજયટંકાર ગજાવીએ.

પૃથ્વીએ સત્યભામાનો અવતાર લઈ શ્રીકૃષ્ણભગવાન સાથે લગ્ન કર્યાં હતાં. સોળહજાર સ્ત્રીઓને કેદમાં રાખનાર નરકાસુરનો પોતાનો પુત્ર હોવા છતાં તેનો વધ ભગવાન પાસે કરાવી સ્ત્રીજાતિને મુક્તિ અપાવી હતી. તમે પણ એ જ પૃથ્વીમૈયાની ખરી ભક્તિથી પૂજા કરશો તો અજ્ઞાન, અપગતિ, અશક્તિ આદિ અસુરોથી તે તમારી પણ મુક્તિ કરાવશે. માતાઓ મુક્ત થશે, પોતાની સર્વે ઈશ્વરદત્ત વિભૂતિઓનો વિકાસ કરવા સ્વતંત્ર અને સમર્થ થશે ત્યારે મનુષ્યજાતિનું ભાગ્ય ઉજ્જ્વળ થશે.

૧-૧૦-૧૫

નવું ચેતન આવશે, નવો બહાર ખીલશે. તમારો પ્રતાપ, તમારી શક્તિ, તમારી રસજ્ઞતા જગતમાં પ્રતિષ્ઠા પામશે, તમારા કરતાં વધારે હતભાગ્ય દેશો હશે તે તમારે પગલે ચાલી સુખી થઈ તમને આશીર્વાદ દેશે.

ગુજરાતનાં ઘરો, મંદિરો, મહેલો, નગરો, ગામોની રચના સુંદર, ભવ્ય થવાનો આધાર તમારી રસવૃત્તિના વિકાસ ઉપર છે. તમને ગંદું, બેડોળ ગમશે નહીં તો જ તમે ગુજરાતને નોખો પાડી નાખે એવી એની રચના રચવાની પ્રેરણા કરશો. ગુજરાતના જીવનમાં આજે સંગીત, ચિત્રકળા આદિ લલિત-કલાઓને આદર નથી, પણ તમારો આત્મા જાગશે અને સુંદરતા ભોગવવા અને તેનું નિર્માણ કરવા તલપશે ત્યારે તમે સંગીત, ચિત્રકલા વગેરે શીખશો. ગુજ-રાતમાં ઘેરઘેર તેમને સ્થાન આપી તમે અને તમારાં કુટુંબીજનો આનંદી અને સુખી થશો. એ કળાઓને એવી ખીલવજો કે તમારી સર્વે ખાસિયતો, શક્તિઓ, અભિલાષાઓ, વાંછનાઓ એમનામાં મૂર્ત થાય. એ મૂર્ત રૂપ માણવાથી તમારાં કાર્યોમાં આરામ, ઉત્સાહ, ઉત્તેજન વધારે મળશે, એ રૂપ એવું ઘડજો કે ગુજ-રાતનો મહિમા વધે. એ રૂપથી ગુજરાત દુનિયાને સુખી, પવિત્ર, શાંતિમય કરવા સફળ નીવડશે. તમારી આખી પ્રવૃત્તિ એવી રાખજો કે તમારો સર્વાંગસુન્દર વિકાસ થાય.

તમે જ્ઞાનવાન, કેળવાયેલાં, સંસ્કારી હશો તો અત્યારે આપણે ત્યાં જે સવાલો ઊઠે છે તે સમજી શકશો, તેમના ઉકેલમાં પુરુષોને મદદ કરી શકશો અને જિંદગીની ઘણી કડવાશ અને મુશ્કેલીઓ ઓછી કરી શકશો.

ગુજરાતમાં સર્વ ભાગની સ્ત્રીઓ આવી થાય તો ગુજરાતમાં એકતા આવે. અત્યારે ગુજરાત છિન્ન દશામાં છે. ભાષા સૌ એક બોલે છે. રિવાજ સરખા છે છતાં રાજ્યસત્તા ઠેકઠેકાણે નિરાળી છે. એક ઠેકાણે અંગ્રેજી રાજ્ય છે, બીજે ઠેકાણે ગાયકવાડી રાજ્ય છે તો ત્રીજે ઠેકાણે રજપૂત રાજ્ય છે. આમ દેશના ભાગ હોવાથી દેશમાં વસતા લોકોમાં પણ એથી ભેદપ્રભેદ પડી જાય છે. પણ તમે જો કેળવાયેલી અને સંસ્કારી હશો તો તમારાં સંતાનો મારફત સરખી કેળવણી અને સરખા સંસ્કાર ફેલાવી એ ભેદપ્રભેદ દૂર કરી એકતા જન્માવશો. એકતાની લાગણી જાગશે તો સંપ આવશે, સ્નેહ આવશે, સમૃદ્ધિ આવશે, સુખ આવશે, ગૌરવ આવશે;—શું નહીં આવે?

ગુજરાતની પુત્રીઓ! તમે ગુજરાતી થાઓ. કચ્છી, કાઠિયાવાડી, – હાલારી, સોરઠી, ઝાલાવાડી, ગોહેલવાડી, – સુરતી, ભરૂચી, અમદાવાદી, મુંબઈગરી મટી જાઓ. જે રિવાજોથી તમારા આવા હાનિકારક ભેદો વધતા હોય અથવા તમારી

મન અને હૃદયની આસપાસ દીવાલો પાછળ દીવાલો ઊભી થઈ; ઉદારતા, ગંભીરતા, પ્રકાશ આદિ કરમાઈ ગયાં. વિવેકબુદ્ધિ કટાઈ ગઈ અને અંધશ્રદ્ધા પોતાને અનેક ફરજંદો સાથે નિષ્કંટક રાજ્ય ચલાવવા લાગી. મુસલમાની સલ્તનત દરમિયાન વૈષ્ણવાદિ પંથો પ્રબળ થવાથી નારીહૃદયનાં બંધનો કાંઈક તૂટ્યાં અને મીરાંબાઈ જેવી અનેક ભક્તાણીઓએ પોતાના જીવનનું સૌરભ દેશમાં ફેલાવ્યું, અને પોતાનાં પદોથી અનેક નારીજીવન પ્રકાશિત કર્યાં. આવી સપ્તરંગી આસમાનીસુલતાનીમાં વિરલ સન્નારીઓ સિવાય દેશનો સમસ્ત સ્ત્રી-વર્ગ તો અભણ જ રહ્યો. લગભગ સારો પુરુષવર્ગ જ અભણ હતો તો સ્ત્રી-વર્ગની એ દશા હોય એમાં આશ્ચર્ય જ શું ? પરિણામે દેશ ઘણી જ અધમાવસ્થા પામ્યો.

જે ઉદાર રાજ્યે સર્વે હિંદીઓને ધર્મ, ઉમ્મર, નાત વગેરેના પ્રતિબંધ વગર શિક્ષણ લેવાની જોગવાઈ કરી આપી તેણે હિંદવાણીઓને પણ જ્ઞાનસંપન્ન કરવા ઠેરઠેર શાળાઓ સ્થાપી. ઉદાર અને શ્રીમંત હિંદીઓની મદદથી સ્ત્રી-કેળવણીનાં સાધનો ઉપસ્થિત કરવામાં આવ્યાં. શરૂઆતમાં સામાન્યતઃ લોકવર્ગ સ્ત્રીકેળવણીની વિરુદ્ધ થયો. પણ વખતના વહેવા સાથે કેળવણીની કદર ખુલતાં શહેરમાં એ વિષયમાં હાલ અત્યંત ઉત્સુકતા વધી પડી છે.

ઇંગ્લેંડ અને હિંદુસ્તાનના પ્રજાજીવનના આદર્શો ભિન્ન હોવાથી, તેમ જ કોઈપણ હિંદુએ સ્ત્રીકેળવણી સંબંધી ગંભીર અને વ્યાપક વિચાર કરેલો ન હોવાથી સ્ત્રીઓની કેળવણીની પદ્ધતિ પુરુષોની કેળવણીની પદ્ધતિ સમાન યોજાઈ અને તેથી લોકોને ચાલતા સંસારને અનુકૂળ જેવું પરિણામ જોઈતું હતું તેવું ન આવ્યું. આથી સ્ત્રીકેળવણી પ્રત્યે કાંઈક અસંતોષ અને અભાવ થયાં. પણ દેશ સમગ્રમાં કેળવણી માટે જે તીક્ષ્ણ તૃષ્ણા જાગેલી છે, તેને લીધે સ્ત્રીકેળવણી તદ્દન અટકાવવાને બદલે જુદા સ્વરૂપની થઈ. ખાનગી શાળાઓમાં ધાર્મિક શિક્ષણ અને સંસ્કૃતના શિક્ષણ પર ખાસ લક્ષ અપાવા લાગ્યું. આથી વાંચતાંલખતાં જાણનારી સ્ત્રીઓની સંખ્યા વધી પણ દેશ, સંસાર, જીવનના મહાપ્રશ્નો ઉકેલવાની પ્રબળ શબ્દવાળી માતાઓ કે સહધર્મચારિણી દેશહિતચિંતકોને નહીં મળી. હિંદુસ્તાનમાં વસતા જુદા જુદા ધર્મ, આચારવિચારવાળા લોકોને એકઠા કરી એક હિંદી પ્રજા બનાવવાની ભાવના અને ક્રિયા પ્રચલિત થતાં એ વ્યાપારમાં સ્ત્રીઓ બનતી મદદ આપવા સમર્થ થાય એવી રીતે તેમને કેળવવાની જરૂર દેશહિતચિંતકોને સમજાઈ છે. તેથી કેળવણીના સ્વરૂપ અને [illegible]ીઓના કર્તવ્યપ્રદેશો વિશે ગંભીર આલોચના જન્મી છે અને સ્થળે સ્થળે [illegible]તી અજમાયશો એનો સબળ પુરાવો છે.

# સ્ત્રીકેળવણી

આપણા દેશમાં અંગ્રેજી સત્તા જામ્યા પૂર્વે ઊંચનીચ, ગરીબ, તવંગર કે સ્ત્રીપુરુષના ભેદ દૂર રાખી સમસ્ત પ્રજાવર્ગને કેળવણી આપવાની ઉદાર અને દૂરદર્શી યોજના નહોતી.

વૈદિક કાળમાં યજ્ઞ કરતાં પતિ સાથે દીક્ષિત થયેલી પત્નીને મંત્રો સમજી ઉચ્ચારવાં પડતાં; લગ્ન વખતે પ્રતિજ્ઞા લેતાં કન્યાએ જાતે પ્રતિજ્ઞાનાં વાક્યો બોલવાં પડતાં; ઋગ્વેદમાં કેટલીક ઋચાઓની વિદુષી આર્યાઓ મંત્રદૃષ્ટ્રી છે – ઈત્યાદિ ઉપરથી નારીવર્ગ સુશિક્ષિત હતો એમ પ્રતીત થાય છે.

ઉપનિષદ્ અને મહાભારત આદિના જમાનામાં ગાર્ગી વાચકનવી અને કુન્તી જેવી પ્રખર વિદુષી સન્નારીઓ થઈ ગઈ. બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગ સિવાયના વર્ગની સન્નારીઓ ભણેલી હશે કે નહીં તે નક્કી જાણવામાં નથી આવ્યું.

ત્યાર બાદ સ્ત્રીશિક્ષણ તદ્દન બંધ પડ્યું. વેદ સાંભળવાનો પણ તેમને અધિકાર ન રહ્યો તો શીખવાનો તો ક્યાંથી રહે? બૌદ્ધ અને જૈન મતના પ્રસારણથી ભિક્ષુકી થવાના પ્રસંગ નારીવર્ગને પ્રાપ્ત થયાં. વિહારમાં નિર્વાણ માટે મથતી સાધ્વીઓ શાસ્ત્રપારંગત થતી. પરંતુ ઉપાસકોને કેળવવા જેટલો પ્રયાસ સાધુઓ તરફથી થતો નહીં – એટલે નારીવર્ગનું અજ્ઞાન વધતું ગયું. વાત્સાયન મુનિએ રાજપુત્રીઓ, અમાત્યપુત્રીઓ અને ગણિકાઓને ભણાવવાની આજ્ઞા કરી હતી. ઈતરવર્ગની માતાઓ અને ગૃહિણીઓ, તદ્દન અજ્ઞાણ રહેવાથી આપણી સંસારવ્યવસ્થા શિથિલ થઈ ગઈ હતી. મીમાંસકો, વેદાંતીઓ, પ્રભૃતિએ જ્યારે ફરીથી આપણો સંસાર વ્યવસ્થિત કર્યો ત્યારે સ્ત્રીશિક્ષણની યોજના ઉપસ્થિત કરી નારીવર્ગને જ્ઞાન સંપન્ન કરવાને બદલે તેમને અજ્ઞાન અને પરાસ્ત તથા આધીન સ્થિતિ પ્રાપ્ત થાય એવી ઘટના કરવામાં આવી. પૌરાણિક કથાઓના શ્રવણથી જીવનમાં પ્રકાશ આવે અને ચારિત્ર્ય બંધાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યો. જે પુરાણકથાના શ્રવણથી મુસલમાનો સામે રજપૂતોએ અતુલ વીરત્વ દાખવ્યું તે જ કથાઓનાં શ્રવણથી હિંદવાણીઓએ શાંત જીવન ગાળ્યું. જૂના આચારવિચાર તેમના જીવનમાં એટલા બધા મૂર્તિમંત થયા કે સ્મૃતિઓથી જે સંસારપ્રશ્નનો નિર્ણય ન થાય તેનો તેમણે કરેલો ચુકાદો માન્ય રાખવો એવો સિદ્ધાંત એક સ્મૃતિકારે સ્થાપ્યો છે. પરિણામે 'ડોશીશાસ્ત્ર' નામનું આચાર-શાસ્ત્ર જન્મ પામ્યું.

વાંચી લખી જાતે જ્ઞાન વધારવાની કે સદઅસદનો વિવેક કરવાની ટેવ આથી ન કેળવાય એ સહજ છે. પરંપરાને લીધે જે જ્ઞાનપ્રવાહ કુટુંબોમાં વહ્યો આવતો હતો તે વધારે સ્વચ્છ અને વિપુલ થવાને બદલે મલિન અને ક્ષીણ થઈ ગયો.

પરમાર્થનું કેન્દ્ર, સ્વાર્થત્યાગનું મૂર્તિમંત સ્વરૂપ, સેવાધર્મ જેના લોહીના ટીપેટીપામાં ઊછળી રહ્યો છે, આનન્દના ફુવારા જેના શરીરમાંથી ફૂટી રહ્યા છે, જેના હૃદયમાં ઘૂઘવાટ કરતો ભરતીની માફક મનુષ્ય કિનારાઓને પખાળવા ધસતો જાય છે, કલ્યાણ જેની આંખમાં વસી રહ્યું છે, સૌભાગ્ય જેના કપાળમાં ઝગઝગાટ મારી રહ્યું છે, પવિત્રતાથી જેનો દેહ બંધાયેલો છે એવી ઉત્કૃષ્ટ મહિલા તે માતા છે. બાળકને જન્મ આપી કુટુંબ અને રાષ્ટ્રની વૃદ્ધિ કરવાથી જ તે માતા થાય છે એમ નથી. સંસારીઓનાં ઉરૂયનો, અભિલાષા, વાંછના, રસ, સ્નેહ, ભક્તિ પોષી માતા પેઠે ઉછેરવાથી જ તે માતાના સન્માનને પાત્ર છે. શીલ, દયા, આસ્થા, પ્રેમ, ત્યાગ, નિષ્ઠા, આગ્રહ – જેમનામાં જાગતાં જ્યોત છે, જેનો પ્રકાશ સર્વત્ર રેલી અનેક મનુષ્યોનાં જીવન ખીલવે – તેમનાં પ્રભાવ, વચનો, કામો અને સ્નેહથી સંસારનો વેગ સપાટાબંધ ધપતો જાય છે. જન્મભૂમિ અને ઈશ્વરને તેથી જ સંસાર માતાના પવિત્રભાવથી પૂજે છે. માતૃભૂમિ અને બન્કિમ વન્દે માતરમ્‌ના અલૌકિક પવિત્ર ધ્વનિથી જ અર્ચાય છે.

પુત્રી, સખી, પત્ની, ગૃહિણી, સંસારિણી માતૃભાવથી ભરેલી થશે ત્યારે જ સ્ત્રીનું સ્ત્રીત્વ પવિત્ર પ્રતાપથી ઓજસ્વી થશે, પૂજા પામી સમર્થ થશે અને સૃજન હેતુ સફળ કરશે.

# ત્રણ પ્રકારની સ્ત્રીઓ

'Sex and Character'ના વિદ્વાન યુવાન લેખકે સ્ત્રીઓના બે વર્ગ પાડ્યા છે; માતા અને વેશ્યા. એક ગુજરાતી વિદ્વાન એને બદલે ત્રણ વર્ગ પાડે છે : આરજા (nun), માતા અને વેશ્યા (a fashionable woman). આ ત્રણ પ્રકારની સ્ત્રીઓનાં સ્વરૂપો કેવાં છે તેનું સંક્ષેપમાં દિગ્દર્શન કરીશું.

આ જગતમાં જન્મ્યાથી જે જે પ્રાપ્ત થયું છે તેનો તિરસ્કાર કરવામાં, તેના પોતાના તેમ જ જગતના કલ્યાણ માટે ઉપયોગ કરતાં પાછી પાની ભરવામાં વિકાસને સ્થાને સંયમ, પ્રવૃદ્ધિને રુચતા ઉત્સાહ – આગ્રહને ઠેકાણે જડ સંતોષ જીવનમાં વણી લેવામાં જે સ્ત્રીઓ પોતાનું આયુષ્ય ગાળે છે તેઓ આરજા છે. પોતાની નૈસર્ગિક શક્તિઓ વાપરતી નથી પણ કટાવી – કરમાવી દે છે. સંસારમાં અજાગલસ્તન જેવું જીવન ગાળી પંચતત્ત્વમાં વિલીન થઈ જાય છે અને પોતાના જન્મ વખતે જગત જેવું હતું તેવું ને તેવું જ મૂકી અવસાન પામે છે.

વેશ્યા એટલે પોતાની સહજ શક્તિઓનો જેઓ દુરૂપયોગ કરે છે તે. પોતાના યોગ્ય કર્તવ્યને અવગણી નિરર્થક, નિર્માલ્ય, દુષ્ટ અને હાનિકારક પ્રવૃત્તિઓમાં મચી રહે છે. ચોમાસામાં સ્વચ્છન્દ ઊગતી વનસ્પતિની પેઠે તેમની મનોવૃત્તિઓના ઘોડાઓ, મરજી મુજબ લગામનો દાબ ન રહેવાથી દોડ્યા જાય છે અને પોતાને તેમજ બીજાને હેરાન કરે છે. જગતનું ભલું કરવાનું તો દૂર રહ્યું પણ નાહકનું નુકસાન કરવામાં જ તેમની સર્વ ધમાધમી પરિણમે છે. દુખઃપીડિત, અનાથ, અકિંચન, રોગી કે વ્યથિતની શારીરિક, માનસિક કે આધ્યાત્મિક સુશ્રુષા કરી તેમને સુખી, આનંદી, અનાથ, સાધનભર, આરોગ્ય કે ઉત્સાહી કે પવિત્ર કરવાને બદલે ઓર તેમને વધુ પતિત કે વિપથગામી થવાના રસ્તા બતાવે છે. ખોટા બિનજરૂરી ખર્ચો, ફેશનો અને ફિશિયારીઓ, રીતરસમો, સમાજમાં દાખલ કરી અનેક કુટુંબોને તેથી કલહશીલ, દુઃખી કે વ્યગ્ર, વેશ્યાઓ કરે છે. પતંગિયા કે ઢીંગલી જેવું જીવન ગાળી બાહ્ય ઠાઠમાઠમાં જ મચી રહે છે. અંતર અણવિકસ્યું રહે, આત્મા પર મલિન રજ ચડે, પોતાની આસપાસનું માનુષ વાતાવરણ ઝેરી થાય, તે બધાંની દરકાર રાખ્યા વગર પોતાની મનમાનતી મોજને માણ્યા કરે છે. જાણીબૂઝીને સંસારમાં જે અનર્થો, ઉત્પાતો તે ઉપજાવે છે તેને માટે બિલકુલ પશ્ચાત્તાપ તેને થતો નથી તો અનાયાસે થયેલી ભૂલો માટે તો અનુતાપનું નામ જ શાનું ? જન્મ વેળા જગત હોય છે તેને વધારે સારું કરવું યા તો હતું તેવું જ રહેવા દેવું – તેમ ન કરતાં તેને વધારે પતિત કરનાર વેશ્યા છે.

જાતિઓની ભિન્નતા કાયમ રાખી, ધર્મનાં અંતર વિરોધી રહેવા દઈ – એક્તા સિદ્ધ થાય છે. એટલે આપણી નાતો આપણી એકતાને પ્રત્યવાય રૂપ થશે એવું માનવું એ ભ્રમણા છે. સમાજશાસ્ત્રનું અજ્ઞાન છે. જ્ઞાતિઓના ભેદપ્રભેદ રાષ્ટ્રીય ઉત્કર્ષને બાધક ન નીવડવાનો પણ સંભવ છે.

આમ હોવાથી ગુજરાતની પ્રગતિનો વિચાર કરતાં જ્ઞાતિનો ધ્વંસ વિચારવા કરતાં જ્ઞાતિરૂપી સંસ્થા કેવી રીતે પ્રગતિને સહાયક થાય તેનો વિચાર કરવો ઘટે છે. એમનાં દુશ્મન બની એ સંસ્થા ઉપર હથોડા મારવા કરતાં, આપણા સામાજિક જીવનમાં રહેલું એમનું સ્થાન યથાર્થ સમજી, ઈષ્ટ પ્રાપ્તિ માટે એમનો જેટલો ઉપયોગ થઈ શકે તેટલો કરતાં અચકાવું ન જોઈએ. જ્ઞાતિનો નાશ એ આપણું લક્ષ્ય નથી. ગુજરાતનો ઉત્કર્ષ એ આપણું લક્ષ્ય છે અને જ્ઞાતિઓ નાશ પામ્યા વિના લક્ષ્ય પ્રાપ્તિ કરાવી શકે તો પછી જ્ઞાતિનાશ મુદ્દાનો પ્રશ્ન રહેતો નથી.

મારી પોતાની આવી કાંઈક સમજ હોવાથી જ્ઞાતિઓ ગુજરાતનો ઉત્કર્ષ કેવી રીતે લાવી શકે તે સંબંધમાં, વધારે ઊંડા ઊતર્યા વિના, જે કાંઈ સૂઝ્યું છે તે આ લેખમાં સમાવ્યું છે.

-

જ્ઞાતિઓના પ્રચલિત સ્વરૂપમાં શેનો શેનો અનુભવ થાય છે? જ્ઞાતઓમાં એકતાની લાગણી છે. એકતાને લીધે મમતા છે; સહકારિતા છે. સહકારિતામાં સેવાભાવ, ત્યાગવૃત્તિ રહેલાં છે. 'વર્ણાશ્રમ' પ્રમાણે નાતોની રચના હોવાથી પ્રત્યેક નાતને પોતાની વિશુદ્ધિ, ધર્મપરાયણતા, હિન્દુસમાજની અખિલ ઘટનામાં રહેલા, પોતાના યોગ્ય સ્થાનનું અભિમાન છે. નાતોમાં સમાનતા છે, ઊંચનીચના, શ્રીમંત કે અકિંચનના ભેદ નથી. સર્વે એકસરખી જ્ઞાતિસેવા કરે છે. લોક-શાસનનાં બીજ એમાં રહેલાં છે. પ્રત્યેક નાતને હિન્દુપણાનું અભિમાન છે. હિન્દુ સંસ્કૃતિ તેમના જીવનમાં વણાયેલી છે. દરેક નાતને પોતાની ભાવના, પોતાનો આદર્શ હોય છે. મહિમા, પરાક્રમની મૂર્તિ તેમની કલ્પનાએ ઘડેલી હોય છે. ઉત્કર્ષ અથવા પ્રવૃત્તિના પણ પ્રેરનાર પ્રેરણા એ કલ્પનામાંથી આવે છે. બ્રાહ્મણ ભિક્ષા માંગતો હોય છતાં જે ધનાઢયો પાસેથી અથવા રાજા પાસેથી દ્રવ્ય કે જાગીર મેળવી શકે છે તે પરાક્રમી ગણાય છે. વાણિયો વેપારમાં ધનાઢ્ય થવા ઉત્સુક હોય છે. નાગર અમલદારી મેળવવા આતુર હોય છે. આમ પ્રત્યેક જ્ઞાતિમાં અક્ષરબદ્ધ થયા વગરની ભાવના હોય છે. જે જે ગામોમાં નાતોની વસ્તી હોય છે તે તે ગામો એ વસવાટથી લાભ પામે છે. નાતની પોળ હોય, નાતની સમૃદ્ધિના પ્રમાણમાં ઘરોની બાંધણી હોય, નાતનાં સ્ત્રીપુરુષોના પોષાક અને રહેણીકરણી હોય, નાતની વાડી હોય, નાતનું મંદિર હોય, ગામના જીવન

# નાતો અને ગુજરાત

એમ કહેવાય છે કે ગુજરાતમાં જેટલી નાતો છે – માત્ર હિન્દુઓમાં નહીં પરંતુ મુસલમાનોમાં પણ જેટલી નાતો છે તેટલી હિન્દુસ્તાનના બીજા કોઈ ભાગમાં નથી. અલબત્ત, આ કિંવદંતી છે, શાસ્ત્રીય અન્વેષણને પરિણામે પ્રકટ થયેલી વસ્તુસ્થિતિ નથી. હિન્દુસ્તાનના બીજા વિભાગોની જ્ઞાતિવ્યવસ્થા અને જ્ઞાતિ-સંખ્યા સાથે મુકાબલો કરવા જરૂરી સાધનો ઉપસ્થિત નથી. એટલે હાલ કિંવદંતીને સાચી લેખી આપણે આપણી પ્રગતિનો વિચાર કરીએ છીએ. ગુજરાતમાં અસંખ્ય નાતો છે અને એમની જુદી જુદી દીવાલોને લીધે આપણે ત્યાં એકતા નથી, ભેદપ્રભેદ વૈમનસ્ય—ઉપેક્ષા છે, સહકારિતાનો અભાવ છે, રાષ્ટ્રીય ચેતન નહીં જેવું છે; હિન્દુસ્તાનમાં ગુજરાતની પ્રતિષ્ઠા નથી, ગૌરવ નથી; ગુજરાતનાં પ્રભાવ અને શક્તિનો સ્વીકાર નથી. નાતો સમૂળગી નાશ પામે અને ઈષ્ટ એકતા જન્મે એ ઘણાં વર્ષો લગી મિથ્યા આશા છે. કારણો ઘણાં છે. નાતોની ઉત્પત્તિની હજુ સંપૂર્ણ મીમાંસા થઈ નથી. કયા હેતુઓ સિદ્ધ કરવા જ્ઞાતિવ્યવસ્થા થઈ હતી તે હજુ આપણે જાણતા નથી. જગતમાં જુદા જુદા દેશોમાં સામાજિક વ્યવસ્થા થાય છે અથવા થઈ છે તેમની સાથેના મુકાબલામાં આપણી જ્ઞાતિવ્યવસ્થા કોઈ રીતે ઊતરતી લાગતી નથી. ઘણી રીતે ચડિયાતી પણ લાગે છે. અલબત્ત આ સંબંધમાં મતભેદ છે. આજ વર્ષો થયાં આપણા ઇતિહાસ, ધર્મ, સ્વભાવ, સંસ્કૃતિ, દેશનાં હવાપાણી, આપણા લોકોની ખાસિયતો વગેરેને અનુલક્ષી જે સામાજિક વ્યવસ્થા થઈ છે અને વિવિધ તુમુલ ઝંઝાવાતો વાયા અને સમુદ્રનાં પાણી આકાશ લગી ઊછળ્યાં ત્યારે જે જ્ઞાતિઓએ આપણું રક્ષણ કર્યું છે તેમનો ઉચ્છેદ કરી, યુરોપમાં અત્યારે સામાજિક વ્યવસ્થા અસંતોષપ્રદ, કલહજનક, દુઃખકારક ત્યાંના વિચારકોને લાગે છે તેનું સ્થાપન કરવું એ પ્રજાનો આત્મઘાત કરવા જેવું છે એવો પણ એક મત છે. એટલાં બધાં વર્ષોથી નાતોની સંસ્થા હિન્દુસ્તાનમાં પ્રચલિત છે કે પ્રજાના આત્મા પર પણ તેના સંસ્કાર પડી ગયા છે. એક રૂપે નાત તોડાશે તો તે બીજે રૂપે જન્મશે. દેહમાં હોય તે નાશ પામે પણ આત્મામાં હોય તે એકદમ શી રીતે નાશ પામે? આ ભિન્ન ભિન્ન અથવા સમગ્ર દૃષ્ટિબિન્દુઓ જ્ઞાતિનો વિનાશ ઈષ્ટ લેખતાં નથી.

જ્ઞાતિઓના ભેદપ્રભેદથી પણ તીવ્ર ભેદપ્રભેદ જાતિઓ( race )માં અને ધર્મોમાં હોય છે છતાં આ જમાનામાં તેમની એકતા વિવિધ રીતે સિદ્ધ થાય છે–

એ સેવામાં નિયુક્ત કરી તેની સ્થિતિ પ્રતિષ્ઠાપાત્ર કરવામાં તે ધર્મ લેખતો. વેપારમાં કે હુન્નરમાં કોઈ પુરુષ સફળ થતો તો પણ પોતાની જ્ઞાતિને એમાં રોકી પોતાના જેવી ઉન્નતિ સાધવાની સુગમતા કરી આપતો. જ્ઞાતિસંસ્થાથી જ કેટલાક વેપાર-ઉદ્યોગ જાહોજલાલીમાં હતા. વિદ્યા પ્રાપ્ત કરી કોઈ વ્યક્તિ સમર્થ થતી તો પોતાના જ્ઞાતિજનોને પોતાની વિદ્યાનો લાભ આપતી. જ્ઞાતિ-વ્યવસ્થામાંથી જન્મની મમતા અને સહકારિતાનાં આ પરિણામ હતાં. એમાં દેશ પ્રત્યે મમતા નહોતી. વફાદારી હતી પણ રાષ્ટ્રભાવના નહોતી.

હિન્દુધર્મ પર નાતોની આસ્થા હતી. એ ધર્માનુસાર જે સામાજિક બંધારણ આચાર્યોએ નિયમિત કર્યું હતું તેનો તેમણે સ્વીકાર કર્યો હતો. હિન્દુસમાજ એક છે એવી ધાર્મિક અને સામાજિક લાગણીને સૌ વશ હતા. હિન્દુ સંસ્કૃતિથી સર્વનું આંતર અને બાહ્ય જીવન ઘડાયેલું હતું. આધ્યાત્મિક, નીતિપરાયણ અને વ્યવહારપરાયણ જીવનના મૂળ પ્રવાહ એમાંથી વહેતા હતા. વિગતવાર એ સ્થિતિનું બધું વર્ણન કરવાનું આ લેખમાં પ્રયોજન નથી.

આ ઇમારતને અંગ્રેજી રાજ્યે, અંગ્રેજી કાયદાએ, અંગ્રેજી વિદ્યાએ, નવી આર્થિક યોજનાએ, સુધારાએ કેવી શિથિલ કરી નાંખી છે તેનું બયાન કરવાનું પણ પ્રયોજન નથી.

એક મહત્ત્વની વાતનો સ્વીકાર કરવાની જરૂર છે. પ્રજાના આંતર અને બાહ્ય જીવનમાં અદ્‌ભુત ફેરફાર થતો જાય છે. જૂના કાળમાં જે આકાંક્ષા, જે મહેચ્છા, જે આદર્શ, જે વિલાસૈષણા, જે ધર્મભાવ, જે સંસ્કાર, જે લાગણીઓ, જે નીતિસંતોષ આપતાં હતાં તે હવે સંતોષ આપતાં નથી—જે પ્રેરણા પ્રેરતાં હતાં તે હવે પ્રેરતાં નથી. ચાલુ જમાનામાં વ્યક્તિઓનાં મન અને હૃદયમાં જે સારી યા નરસી વૃત્તિઓ ઉદ્‌ભવે છે તેમને જૂની સ્થિતિ ઊણી, નકામી કે વિરોધી લાગે છે. સ્ત્રીઓ અને પુરુષોની યૌવનાવસ્થાનું નિરીક્ષણ કરતાં આ પ્રતીત થશે. બે સંસ્કૃતિના સમાગમ કાળે આવું દરેક સ્થળે અને દરેક યુગમાં અને દરેક પ્રજામાં થાય છે. વૃદ્ધો અને યુવાનો વચ્ચે કલહ થાય છે, વૈમનસ્ય થાય છે. વૃદ્ધોનો દોષ એમનું નવી સ્થિતિનું અજ્ઞાન છે, પૂર્વજોએ જેનાથી સુખ ભોગવેલું તે વ્યવસ્થા પરની મમતા છે અને કાળે જે વ્યવસ્થાની કસોટી કરી શ્રેયસ્કર હોવાનો નિર્ણય નથી આપ્યો તે વ્યવસ્થા (અથવા ઊથલપાથલ) પ્રત્યે અવિશ્વાસ છે, એમનાં સંસ્કાર, અનુભવ, ભાવના આ સંક્રાન્તિયુગમાં દુઃખ, નિપાત, ધ્વંસ નિહાળે છે. જે જે યુવાનોને શ્રેયસ્કર લાગે છે તે તે તેમને લાગતું નથી પણ એથી વિપરીત લાગે છે પણ આ કલહ ઊભો કરવાનો દોષ યુવાનોનો છે. યુવાનોએ પોતાના વડીલોની સ્થિતિ સમજવા પ્રયત્ન ન કીધો. વ્યક્તિના વિલાસ માટે સમાજને છિન્નભિન્ન કરવા થાય તેટલું કર્યું; પછી સમાજ સ્વસંરક્ષણને

પર પ્રભાવ પડે એવી નાતની વિદ્યા કે સમૃદ્ધિ કે સંસ્કૃતિ હોય, તે સર્વની અસર ગામને થાય છે. પ્રસંગ પરત્વે જ્ઞાતિભોજનો કરવા, લહાણું લહાવા, સંઘ લઈ જવા, દાન કરવા (કૂવા બંધાવવા, પરબડી બંધાવવા, પાંજરાપોળ નિભાવવા, બ્રાહ્મણાદિને મદદ કરવા અને તેમની વિદ્યા ઉત્તેજિત રાખવા નાતના અકિંચન લોકોને પોષવા વગેરે), અમુક અમુક પ્રકારની નીતિ પાળવા, ધર્મની વિધિઓ અને ઉત્સવો ઉજવવાના આગ્રહ જુદી જુદી નાતોમાં જુદા જુદા હોય છે અને તે તેમના ગૌરવના, મહિમાના, અભિમાનના વિષય હોય છે. પોષાકની, ભોજનની, રહેણાકની ફેશન નાતો પાડી શકે છે. નાગરી રસોઈ, નાગરી ઘરો, પારસીશાઈ કે ગરાસીઆશાઈ પોષાક, બ્રાહ્મણશાઈ, ભાટીઆશાઈ, કપોળશાઈ, વાણિયાશાઈ અનેક વસ્તુઓ મશહૂર છે. આપણી નાતોમાં સહકારિતા, દયા અને સમાનતા એ ખાસ કરીને તરી આવે એવા ગુણો છે.

નવા જમાનાની અસર જેમ જેમ થતી ગઈ તેમ તેમ નાતોના આ ગુણો આવિર્ભાવ પામ્યા વિના રહ્યા નથી. કેળવણીની વૃદ્ધિ માટે માન અથવા ઇનામના મેળાવડા, શિષ્યવૃત્તિઓ, છાત્રગૃહો (બોર્ડિંગો), અખાડાઓ, મહિલામંડળો, પુસ્તકશાળાઓ, જ્ઞાતિપત્રો, યુવકમંડળો, પરિષદોની સ્થાપના જુદી જુદી નાતો તરફથી થાય છે અને દિવસે દિવસે વધવાનો પ્રબળ સંભવ છે. પોતામાં થતા લખલૂટ ખર્ચા બંધ કરવા, શ્રીમંત જેવા ખર્ચ કરવા જતાં ગરીબોને દેવાદાર થઈ જતાં અટકાવવા, નાતના યુવકો કન્યા વિના અપરિણીત ન રાખવા, કન્યાવિક્રય બંધ કરવા વગેરે વગેરે દોષો દૂર કરવા ઘણી નાતોએ બંદોબસ્ત કર્યો છે.

સામાજિક સંબંધોના નિર્વાહનું જ મંડળ નાત નહોતી પણ નીતિપાલનની પણ વ્યવસ્થા હતી. દારૂ પીનાર, વ્યભિચારી, કેદની સજા ભોગવનારને નાત નાતબહાર મૂકી, નાતનો વેપાર બંધ કરી સજા કરતી અને એ રીતે નીતિનો પ્રદીપ અખંડ રાખતી. નાત ગાઢ સંકલનાવાળું મંડળ હોવાથી, પ્રત્યેક જ્ઞાતિજનનું જીવન ઈતર જ્ઞાતિજનોને પારદર્શક અને પ્રસિદ્ધ હોવાથી અનાચારની સખત ટીકા થતી અને વિશુદ્ધ રહેવાની ફરજ પડતી. નાતોમાં ઘણીવાર એક જ ધર્મ પ્રત્યે આસ્થા હોવાથી નીતિને જે પોષણ ધર્મ તરફથી મળે તે મળતું. સમાજની સમગ્ર રચનામાં પ્રત્યેક નાત સંકલિત હોવાથી નાતો એકબીજા સાથેના વ્યવહાર બંધ કરી નીતિની સત્તા જાગવે છે.

દેશમાં વ્યક્તિસત્તાક રાજ્ય હતું. એટલે રાજ્યસેવામાં કોઈ નાત આગળ પડતી તો તેનો અને રાજ્યનો સંબંધ લાંબો કાળ ચાલતો. એકાદ પુરુષ બુદ્ધિબળથી કે રાજપ્રસાદથી રાજસેવામાં ઉન્નત થતો તો પોતાની જ્ઞાતિ સમસ્તને

સ્થાન આપનાનું છે. મોક્ષ માટે કે પરભવ સુખી કરવા માટે જે જે પાવક વૃત્તિઓ લેખાઈ છે તેમાં દેશ માટેની મમતા, દેશના ઉત્કર્ષ માટેની કામના અને પ્રવૃત્તિને પણ સમાવવાની છે.

નાતોનાં કેવા કેવા ગુણો છે તેનું દિગ્દર્શન આપણે કર્યું છે. હવે એ ગુણોનો ઉપયોગ બીજે બધે થાય છે તે ઉપરાંત દેશને માટે કરવાનો છે. આમાં બહુ મોટી અડચણો કે હાડમારી ખમવાની નથી. માત્ર જે જે થાય છે તેનાં પ્રેરક બળમાં દેશપ્રેમને મૂકવાનો છે. એથી પરિણામ જુદું આવશે. આપણી શક્તિ વધશે અને પ્રતિષ્ઠા પ્રસરશે.

દેશને અત્યારે એટલી બધી વસ્તુઓની જરૂર છે કે દરેક નાત પોતાનાં સાધનો, શક્તિઓ, ખાસિયતો, સંપન્નતાઓ, જુદી જુદી વસ્તુની પ્રાપ્તિ માટે વાપરે—એકરાગથી અને દેશના કલ્યાણની વૃત્તિથી ઉત્કર્ષના ક્રમે લે તો જે અભિશાપ, ધિક્કાર, વિરોધને પાત્ર જ્ઞાતિસંસ્થા થઈ છે તેને બદલે સમાજના અને દેશના સ્તંભરૂપે પ્રશંસા પામે.

જરૂરની બધી વસ્તુઓનું બયાન કરવા જતાં બહુ વિસ્તાર થાય માટે ટૂંકા સૂચનથી જ સંતોષ પામીશું.

જુદી જુદી નાતો હોવા છતાં—બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, ભંગીયા હોવા છતાં-સર્વે પોતાની જાતને હિન્દુ માને છે; ઔદીચ્ય, રાયકવાળ, ગિરનારા, મેવાડા, સારસ્વત, તપોધન હોવા છતાં સર્વે બ્રાહ્મણ અને હિન્દુ છે; કપોળ, મોઢ, લાડ, નાગર, સોરઠીઆ, ઓસવાળ, પોરવાડ હોવા છતાં સર્વે વાણિયા હિન્દુ છે; હાલારી, પ્રશ્નોરા, સુરતી નાગર, ચરોતરી પાટીદાર, ઈડરીયા ઔદીચ્ય, કચ્છી જૈન, ઘોઘારી ખારવા, ચાંપાનેરી ઘાંચી હોવા છતાં સર્વે હિન્દુ છે. બ્રાહ્મણો એમને વૈદિક કે પૌરાણિક સંસ્કારો કરાવે છે, હિન્દુઓનાં ધર્મ-સ્થાનોમાં જવાની એમને સદર પરવાનગી હોય છે, કાયદાઓને તેઓ આધીન છે, હિન્દુધર્મના પરમ સિદ્ધાંતો કર્મ અને પુનર્જન્મમાં એ સર્વેની આસ્થા છે. એમની બોલીને લઈ હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં એઓ જાય છે અથવા જઈ વસે છે, ત્યાં ગુજરાતી તરીકે ઓળખાય છે. આટલામાં એક જ વાત ઉમેરવાની છે કે એમનો દેશ ગુજરાત છે, અને એઓ ગુજરાતી છે. હિન્દુ છીએ તે વખતે **ગુજરાતી** છીએ એવું અભિમાન એમના લોહીમાં ધબકવું જોઈએ. જે જે ગુજરાતીઓ આફ્રિકા, અરબસ્તાન, સિંધ, બ્રહ્મદેશ, ચીન જાય છે તેમને આવી ભાવના અનુભવતાં સંકોચ થયો નથી. તેમના હિન્દુપણા કે હિન્દીપણામાં અંતરાય આવ્યો નથી. ગુજરાતમાં રહ્યે રહ્યે એ જ્વલંત ભાવના આપણે નહીં અનુભવી શકીએ ?

માટે સામું થાય એમાં નવાઈ નથી. હજુ યુવાનોએ પોતાને જે પ્રિય લાગે છે તે હિન્દુ સમાજને હિતકર છે એવું સાબિત કરી આપ્યું નથી, વળી જે ફેરફારો એમણે ઇષ્ટ માન્યા તેનાં બાહ્ય સ્વરૂપ ઉપર પરદેશીની છાપ હતી. પરદેશી સંસ્કૃતિના આક્રમણ સામે હિન્દુ સમાજે સૈકાઓ લગી પોતાનું રક્ષણ અનેક નિટંબણાઓ અને મૂંઝવણો છતાં કર્યું છે. આવો સમાજ નવી પરદેશી વસ્તુનો સ્વીકાર કરવા તત્પર થાય ખરો ? હિન્દુસ્તાનમાં પરદેશીઓનો પ્રવેશ અવિરત થયા કર્યો છે. તે સર્વનો હિન્દુ સમાજે પોતામાં સમાસ કર્યો છે. તેમની કાંઈ કાંઈ ખાસિયતોને હિન્દુરૂપ આપી દીધું છે. આ બધા ઇતિહાસથી, અનુભવથી, શાણપણથી યુવાનો અપરિચિત હતા. જુવાનીનો ઉકળાટ લાગણીભર્યો હોય છે, વિચાર ગંભીર નથી હોતો, પણ હવે વસ્તુસ્થિતિ સમજાઈ છે. જુવાનો પ્રૌઢ થયા છે અને નવા જુવાનો જન્મ્યા છે. તેમની દ્વારા નવી લાગણીઓ પ્રકટવા માંડી છે. જૂના જુવાનો અને નવા જુવાનો વચ્ચે પણ વિરોધનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. એટલે શાંતિના, પ્રગતિનાં સમાધાનો થશે. છિન્નભિન્નતા નહીં પણ ખીલવણી લક્ષ્ય બનશે. જે સ્થિતિમાં આપણે હતા તે સ્થિતિમાં રહી શકીએ એમ નથી એ પૂરેપૂરું બધાએ સમાજવાની જરૂર છે. તે ઉપરાંત અમુક અમુક દિશામાં ગતિ કર્યા વિના પણ છૂટકો નથી. સ્વસંરક્ષણના ઝઘડાઓમાં આપણી બધી શક્તિઓ ખર્ચાઈ ગઈ હતી. જે ઉજ્જ્વળ ચિત્ર જ્ઞાતિઓનું શરૂઆતમાં આપ્યું છે તેવું નહોતું. જ્ઞાતિસંસ્થા હોવા છતાં અનીતિ નિષ્કંટક રાજ્ય ચલાવતી હતી. સત્તાધીશો ન્યાય અને સત્ય કરતાં પક્ષાપક્ષીથી અમલ ચલાવતા હતા. પલટાયેલી સ્થિતિનું સ્વરૂપ સમજવાનું જ્ઞાન નાતોમાં નહોતું, તે સ્વરૂપ ઓછામાં ઓછી હાનિથી સ્વીકારવાનું મનોબળ નહોતું. સમાજ છિન્નભિન્ન કરવા બહારથી જે પ્રહારો થતા હતા તે વખતે અંદરથી પણ સડો થતો હતો. આ સર્વે વિરોધી કે એકલક્ષી પ્રવૃત્તિઓનાં સમાધાન અને સમન્વય કરવાનું કાર્ય આવશ્યક થતું જાય છે.

નાતો સંબંધી સંક્ષેપમાં જુદા જુદા દૃષ્ટિબિન્દુથી વિચાર કર્યો. એમના પરત્વે પક્ષપાત રાખી વિચાર કર્યો. પણ ત્યાં અટકી શકાય એમ નથી. એક મહત્ત્વના દૃષ્ટિબિન્દુથી નાતો સંબંધી વિચાર કરવાનો છે. નાતો હિન્દુસમાજના અંગ જેવી હતી અને હજુ છે. પણ હાલમાં નવી ભાવના ઊભી થઈ છે. ધર્મ સાથે જેટલો જ્ઞાતિજનોને સંબંધ છે તેટલો જ સંબંધ જે દેશમાં તેમનો વસવાટ હોય છે તેની સાથે હોય છે. જેવું ધર્મપરાયણ જીવન આજ લગી ગળાતું હતું તેવું જ હવેથી સાથે સાથે દેશપરાયણ જીવન ગાળવાનું છે. ધર્મને અર્થે જે જે પ્રયાસો, પ્રયત્નો, પ્રવૃત્તિ, સમર્પણો, ત્યાગ, અભિનિવેશ આદિ થતાં હતાં તે તે દેશને માટે થવાની જરૂર છે. જીવનનાં લક્ષ્યબિન્દુઓમાં દેશને

ગુજરાતે પણ બુદ્ધિશાળી પ્રજા થવાની જરૂર છે. એને મૃત્યુ ન પામવું હોય તો પોતાની બુદ્ધિ પૂરેપૂરી રીતે ખીલવવાની જરૂર છે. નાતો આ બે રીતે કાર્ય સાધી શકે. નાતમાં પ્રત્યેક સ્ત્રીપુરુષની બુદ્ધિ કેળવવાની આવશ્યકતા સ્વીકારવામાં આવે, જેમણે ન કેળવી હોય તેમને દુઃખી થવું પડે, જેમણે કેળવી હોય તેમને એથી વધારે લાભ પ્રાપ્ત થાય, બુદ્ધિ કેળવવા સાધનો કે જોગવાઈ ન હોય તો તેની તજવીજ નાત કરી આપે; એ એક રીત. બીજું નાતમાં અથવા પરનાતમાં કોઈ પ્રખર બુદ્ધિશાળી નર હોય તેને તેની બુદ્ધિ સંપૂર્ણ ખીલવવાની જોગવાઈ સમગ્ર નાત કરી આપે તે અથવા દેશના વતનીઓમાં ગમે તે કોઈ એવો હોય તે ગમે ત્યારે એવો લાભ મેળવી શકે માટે કોઈ સંસ્થા સ્થાપે તે બીજી રીત. ઘણા શ્રીમંતો પોતાની જ્ઞાતિના શિક્ષાર્થીઓ માટે શિષ્યવૃત્તિ આપે છે, છાત્રગૃહો સ્થાપે છે, નિશાળો સ્થાપે છે; ઘણા શ્રીમંતો પોતાના વતન ગાળતા શિક્ષાર્થીઓને એવા જ લાભ આપે છે. એવી જ રીતે દેશસમગ્રને લાભ થાય તેવું કરવાનું છે અને હાલ જેટલું થાય છે તેનો બને તેટલો વિસ્તાર કરવાનો છે. યુરોપમાં ઘણાં ગામો, મહાજનો અને શ્રીમંતો વિદ્યાપ્રસારણ અને વિદ્વત્તાના આવિર્ભાવ માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચે છે. આપણે ત્યાં ધનાઢચ નાતો—જૈન, વાણિયા ભાટિયા, કપોળ, લુવાણા, ખોજા, મેમણ, વોરા, પાટીદાર, નાગર – જેવી નાતોએ એવાં વિદ્યાપીઠો ઊભાં કરવાં જોઈએ. એમનું દ્રવ્ય એમના સુખવૈભવ માટે, એમની જાહોજલાલી બતાવનારા પ્રસંગો ઊજવવા માટે કે બ્રાહ્મણો ને મંદિરો માટે વપરાય છે તે ઉપરાંત આ રીતે વપરાય તો એમના દેશનું ઋણ એમનાથી ફીટશે.

દેશમાં જ્ઞાન વધશે, દેશીઓની બુદ્ધિ ખીલશે તો પછી વેપાર–ઉદ્યોગ હાલ છે તેથી વધારે ખેડાશે. વિજ્ઞાન આપણને આધીન થશે તો પછી આપણો પ્રભાવ વધશે. રાજ્યદ્વારમાં, નાણાંવ્યવહાર (Finance)માં, લશ્કરમાં આપણી પ્રતિષ્ઠા થશે.

નાતો વચ્ચે ભેદ છે, અંતરાય છે. છતાં નાતો આ બધું ગુજરાતને માટે કરવા ધારે તો કરી શકે. સાથે હળીમળીને દરેક નાતો પ્રગતિ કરશે તો લાભ છે, નહીં તો શરીરનું એક અંગ જેમ કસાયેલું હોય અને બીજાં અંગો વિકસતાં હોય એવા પુરુષની જેવી દશા થાય અને કસાયેલું અંગ નિરૂપયોગી ભારરૂપ નીવડે તેમ એક નાત આગળ પડતી હોય, અને બીજી નાતો તદ્દન પછાત હોય તો આપણા દેશની અને તે પ્રગતિશાળી નાતની પણ એવી જ વલે થવાની.

જ્ઞાતિઓમાં દયા અને સહકારિતા છે તેની સાથે દેશને માટે વ્યક્તિ વ્યક્તિ પરત્વે ઉપરાંત નાતજાત પરત્વે સહકાર્ય કરવાની વૃત્તિ કેળવવી જોઈએ અને દેશના ગૌરવ માટે મહેચ્છા જાગૃત કરવી જોઈએ. એકબીજા સાથે જમી ન શકીએ, એકબીજાની અંદર લગ્નસંબંધ ન બાંધી શકીએ છતાં આપણે આટલું

અલબત્ત અનુભવી શકીશું. જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે જે અંતરાયો છે તે એથી દૂર થશે. જ્ઞાતિજ્ઞાતિઓ મળી જે જે સાર્વજનિક સેવાઓ કરે છે તેની સંખ્યા કે વિસ્તાર વધશે. આવા આવા પ્રસંગે ઐક્યની લાગણી પોષાશે અને રાષ્ટ્રના રૂપમાં આપણે પરિવર્તન પામીશું.

ગુજરાત અત્યારે કઈ કઈ રીતે ન્યૂન છે? આ પ્રશ્ન જેમ પ્રત્યેક વ્યક્તિએ તેમ જ્ઞાતિએ પૂછવાનો છે. જે જે પ્રવૃત્તિઓ જ્ઞાતિ આદરે અથવા પોષે તે તે ગુજરાતને કેવી રીતે લાભકારી થાય તેનો પણ વિચાર થવો ઘટે છે.

આ સંબંધમાં કાંઈ વ્યવહારુ માર્ગદર્શન થઈ શકે તો કરીએ. પ્રથમ રાજ્યતંત્રમાં આપણું લક્ષ્ય લોકશાસક થતું જાય છે, તે સંબંધમાં જ્ઞાતિઓ શું કરી શકે? શાસન અને સત્તા માત્ર એક જ માણસ, એક જ કુટુંબ, એક જ જ્ઞાતિ, એક જ જાતિના હાથમાં ન હોવાં જોઈએ. જે સર્વે પર શાસન કરવાનું છે, તેમનાં સંમતિ અને સહાયથી શાસન કરવામાં લાભ છે. જ્ઞાતિઓની રચનામાં આવા લોકશાસનનાં બીજ છે, પણ તેને વધારે વિકસાવવાની જરૂર છે. જ્ઞાતિઓની વ્યવસ્થા માટે હાલ જે બંધારણો છે તેમાં આ દૃષ્ટિથી ફેરફાર થવાની જરૂર છે. બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ માટે પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે એક આવી યોજના રજૂ કરી હતી; પરંતુ જ્ઞાતિસત્તાથી યુવાનોને હેરાન થવું પડયું છે, અને સત્તા જ્યાં લગી પોતાના હાથમાં ન આવે ત્યાં લગી ગતિ નથી એવા મૂર્ખાઈભરેલા વિચારને તેઓ વશ છે, ત્યાં લગી બંધારણનું યુવાનો સ્વાગત કરવા તૈયાર નથી. વૃદ્ધો પોતાની સત્તાનો ત્યાગ કરવા, યુવાનોની સાથે સત્તા વાપરવા તૈયાર નથી, પણ દેશને માટે લોકશાસનના અનુભવની સાચી પ્રતીતિ થશે તો આ વિરોધો સમશે. આપણા રાજ્યતંત્રમાં મ્યુનિસિપાલિટી, યુનિવર્સિટી, ધારાસભા વગેરે જે લોકશાસનના તત્ત્વાનુસારી સંસ્થાઓ છે તેમાં પ્રતિનિધિ મોકલવાના હોય ત્યારે આપણા મત આપણા જ્ઞાતિજનને નહીં પણ લોકસેવા ઉત્તમ રીતે કરી શકે એવા યોગ્ય અને નિપુણ ગુજરાતીને આપવાથી આપણે લોકશાસનને ઉત્તેજન આપી શકીએ. રાજ્યતંત્રમાં વધારે સત્તા મેળવવા લડત ચાલતી હોય ત્યારે આખી નાત મદદ આપી શકે. દુકાળ કે રેલના સંકટ વખતે કે પાંજરાપોળ નિભાવવા મદદ નાતો કરી શકે છે. આવી જ રીતે દ્રવ્યની અને માણસની મદદ નાતો રાજદ્વારી લડત વખતે કરી શકે. અન્યાય કે જુલમ થતો હોય તો હડતાળ પાડી નાત પોતાનો વિરોધ બતાવી શકે.

જે પ્રજા બુદ્ધિની સંપત્તિમાં મોખરે છે તેનો જ વિજય છે, તેને સુખ છે. આજે એવો જમાનો નથી કે અજ્ઞાનમાં શતકોનાં શતકો ગાળીએ અને સુખ, વૈભવ માણીએ. બુદ્ધિની સંપત્તિ ઓછી હશે તો વિશેષ જેમની બુદ્ધિ ખીલી છે એવી પ્રજાઓ તેના પર હકૂમત ચલાવશે; બધી રીતે તેને પરતંત્ર કરશે; સ્વાવલંબન માટે સહેજ પણ અવકાશ રાખશે નહી. જ્યાં સ્વાવલંબન નથી ત્યાં મૃત્યુ છે.

# જૈનો અને ગુજરાતનું નવજીવન

મુંબઈ ઈલાકામાં (વડોદરા રાજ્ય બાદ કરતાં) જૈનોની સંખ્યા ૪,૮૯,૯૫૨ છે. ગુજરાતના શ્વેતામ્બર અને કર્ણાટકના દિગમ્બર જૈનોની ભેગી આ સંખ્યા છે. સરકાર તરફથી પ્રસિદ્ધ થતા વસ્તીગણનાના હેવાલો (Census Reports) પરથી બન્નેની સંખ્યા જુદી પાડી શકાતી નથી. જેમ ગુજરાતમાં દિગમ્બરો છે, તેમ દખ્ખણમાં શ્વેતામ્બર પણ છે. સિંધમાં જે જૈનો છે તે કચ્છ ને ગુજરાતમાંથી વેપાર માટે ત્યાં ગયેલા હશે. એમનામાં કેટલાક મારવાડી જૈન પણ હશે. મુંબઈ બેટમાં ૩૦,૪૬૦ જૈનો છે—આમાં પણ શ્વેતામ્બર, દિગમ્બર અને સ્થાનકવાસી ભેળા ગણાયેલા છે તેમ દખણી અને ગુજરાતી પણ. આપણા ગુજરાતમાં* ૨,૬૯,૯૨૮ જૈનો છે. કર્ણાટકમાં ફક્ત ૬૨,૨૮૬ છે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે આપણા ઈલાકામાં ગુજરાતી જૈનોની સંખ્યા વધારે છે.

ગુજરાતમાં ૭૬,૮૫,૮૭૫ માણસો વસે છે; એટલે કુલ વસ્તીના લગભગ છવ્વીસમે અંશે જૈનો છે; છતાં દેશના જીવન પર એમનો પ્રભાવ નાનોસૂનો નથી. પારસીઓ ફક્ત ૮૩,૫૬૫ હોવા છતાં અગ્રેસર થયેલા છે. સંખ્યા કરતાં દેશના ઐતિહાસિક અને આર્થિક જીવનમાં જેવી પ્રતિષ્ઠા મેળવાય તે પ્રમાણે પ્રભાવ પડે છે.

ભાવનગરની સુપ્રસિદ્ધ જૈન ધર્મપ્રસારક સભાના મહોત્સવ સમયે પ્રગટ થયેલા એમના વાજિંત્રના ખાસ અંકમાં ગુજરાતના ઇતિહાસમાં જૈનોએ લીધેલા ગૌરવશાળી ભાગ વિશે મેં એક પરિચ્છેદ લખ્યો હતો એટલે આ સ્થળે તેનું પુનઃકથન કરતો નથી. ભૂતકાળમાં જ જૈનો ગુજરાતના અગ્રગણ્ય નાગરિકો હતા અને હવે નથી એવું કોનાથી કહી શકાશે? અમદાવાદ શહેરમાં વધતા જતા મિલઉદ્યોગમાં, સુરત મુંબઈના ઝવેરાતના વેપારમાં, મુંબઈના વેપારમાં અને નાનાં નાનાં ગામડાંઓમાં પણ ગામડાની નાની નાની જરૂરિયાતોને પહોંચી વળવા જામેલા નાના નાના વેપારમાં પણ જૈનોને મોખરે રહેતા કોણે નથી જોયા? કાઠિયાવાડમાં નાગરોની સાથે રાજદ્વારી નોકરી માટે જબરી હરીફાઈ કરનારાઓ આજે

---

* વડોદરા રાજ્ય મુંબઈ ઈલાકામાં ન ગણાતું હોવાથી એમાં વસતા જૈનોની સંખ્યા માં ઉમેરી શકાઈ નથી. તેમ કચ્છને ગુજરાતની અંદર લેવામાં આવેલું હોવાથી કચ્છીની સંખ્યા આમાં ઉમેરાયેલી છે. જ્યાં જ્યાં આ લેખમાં ગુજરાતની વસ્તી ગણાતી હોય ત્યાં ત્યાં વડોદરાની સામીલ ન લેખવી.

તો કરી શકીએ. નાતો અત્યાર લગી જે કરતી આવી છે તેવું જ કાર્ય કંઈક વિસ્તારથી, ઊંચી લાગણીથી, ઉદાર મમતાથી કરવાનું છે. નાતોને અંગે જે જે પ્રવૃત્તિ થાય છે તે દેશપરાયણ કરવા નાતોના આગેવાનો પ્રયત્ન કરશે તો એમને યશ અવશ્ય મળશે.

ભારતવર્ષના બીજા પ્રાંતો ચેતનવંતા, ઉત્કર્ષશાળી, પ્રભાવપૂર્ણ થતા જાય છે, તેવે સમયે ગુજરાતની નાતો પોતાનું કર્તવ્ય સમજી પોતાની શક્તિઓ અને સામગ્રીઓ ગુજરાતના ઉત્કર્ષને માટે વાપરશે તો એમની શક્તિઓને અનુરૂપ ગુજરાતને ગૌરવભર્યું સ્થાન ભારતવર્ષમાં તેઓ અપાવી શકશે.

લક્ષ્મીપ્રાપ્તિનાં ત્રણ મોટાં સાધનો છે. ખેતીવાડી, વેપાર અને ઉદ્યોગ—હિંદીઓમાંથી વેપાર અને ઉદ્યોગના પ્રદેશમાં જે લોકો મોખરે છે તેમાં આપણે ગુજરાતીઓ મોખરે છીએ. આ વેપાર-ઉદ્યોગના યુગમાં એ ગુણ આપણે કેળવ્યો છે અને ભારતવર્ષને એની ન્યૂનતા રહેવા દીધી નથી, કલંક લાગવા દીધું નથી. છતાં આપણામાં રાષ્ટ્રભાવ નથી. આપણા ગુજરાત માટે મમતા નથી, આપણી નાતો નાતો વચ્ચે દેશ માટે સહકાર્ય નથી. આપણામાં જેટલો જ્ઞાનનો પ્રસાર થવો જોઈએ તેટલો નથી, આપણું ચારિત્ર્ય જેટલું ખીલવું જોઈએ તેટલું ખીલેલું નથી એટલે બંગાળીઓ, દક્ષિણીઓ કે પંજાબીઓ જેવી ગુજરાતીઓની આબરુ નથી. આબરુ અપાવવી એ નાતોની ફરજ છે.

પ્રદેશમાં ઉન્નતિ મેળવવા આપણે ઉત્સુક હોઈએ તે તે પ્રદેશમાં કેળવણી વડે સહેલાઈથી અને ઝટ જવાય છે. આપણા ધાર્મિક, સામાજિક, રાજકીય, આર્થિક અભ્યુદય માટે આપણે સુશિક્ષિત થવાની જરૂર છે. દુનિયામાં અત્યારે જીવવા માટે અને એ જીવનમાં સુખવૈભવવિલાસ સતત મેળવવા માટે હરીફાઈ ચાલે છે. આપણા પુરાણા દેશને પણ એ હરીફાઈમાં ઊતરવું પડ્યું છે. હવે એ હરીફાઈમાંથી પાર ઊતરવું હોય તો આંગણે આપણા હરીફો જેટલા કે બલ્કે તેથી વધારે સાધનસંપન્ન થવું જોઈએ. ન થઈશું તો આપણો નાશ ચોક્કસ થવાનો.

પથ લાંબો છે અને કામ વિકટ છે છતાં પ્રયત્ન કરીશું તો ફાવશું જ. જૈન જેવી ધનાઢ્ય કોમ આ પ્રયત્નને કેવી રીતે સાહચર્ય આપે ? કેળવણીનાં ફંડો સ્થાપી તેમાંથી શિષ્યવૃત્તિઓ આપે, વિદ્યાર્થીભવનો ચલાવે, નાનાંમોટાં ગામોની જરૂરિયાત પ્રમાણે નિશાળ વગેરે સાધનો આપે, પરદેશની કેળવણીનો અનુભવ લેવા વિદ્વાનોને મોકલે વગેરે. એકલે હાથે આ સર્વ કરવાનું નથી પણ ગુજરાતના બીજા વતનીઓ સાથે મળીને; શક્તિ, વૃત્તિ અને આગ્રહ હોય તો આગેવાની લઈને.

આપણી પડોશમાં પુણામાં દક્ષિણી બંધુઓએ સ્વાર્થત્યાગથી, કર્તવ્યનિષ્ઠાથી અને નિપુણ યોજકશક્તિથી કેળવણીનાં ભવ્ય સ્થાનો સ્થાપ્યાં છે. એમની પાસે આપણા જેટલું ધન નથી પણ આપણા ધનથી કિંમતી મનોબળ અને દેશપ્રેમનું ધન એમની પાસે છે. આપણામાં પણ એ ધન કેમ ન આવે ? વેપાર કરતાં નફો મેળવવા જે રાત્રિદિવસ જીવતોડ મહેનત કરીએ છીએ તેનો અર્ધો ભાગ પણ આવાં કાર્યોમાં ગાળી શકીએ તો અભ્યુદયનો માર્ગ સરળ નહિ થાય ? સંસાર પરથી મન ઊઠી જતાં સાધુ થઈએ ત્યારે આવા પરોપકારમાં મન પરોવીએ તો શું આપણું કલ્યાણ નહિ થાય ?

પાશ્ચાત્ય કેળવણી એના પૂરેપૂરા સ્વરૂપમાં આપણે નહિ લઈએ ત્યાં લગી આપણો ઉદય નથી. નોકરીમાં, વેપારમાં, ઉદ્યમમાં, ખેતીમાં—જ્યાં જાઓ ત્યાં એમના જેટલા જ સાધનસંપન્ન થઈશું તો જ આપણો શુક્રવાર વળશે.

વેપાર–ઉદ્યોગમાં આગળ પડતા જૈનોએ પોતાની લક્ષ્મીથી સરસ્વતીનાં મંદિરો ઠેરઠેર સ્થાપી અખિલ દેશમાં તે મંદિરોનો ઘંટનાદ રાત્રિદિવસ વાગતો રાખવા ઉપરાંત તેઓએ પોતે પણ ઊંચી કેળવણી લઈ સુશિક્ષિત થવું ઘટે છે. કેળવણી લેવાથી તેઓ આપણા નવજીવનના પ્રશ્નો અને સ્વરૂપો વિશે માહિતગાર થશે. પોતાની વ્યવહારુ બુદ્ધિથી પ્રશ્નોના ઉકેલ ઝટ આણશે અને એવા આણશે કે દેશની પ્રગતિને લાભદાયક નીવડે. મુંબઈમાં પગ મૂકયાને એક વીસી થઈ નથી છતાં મી. લલ્લુભાઈ શામળદાસ વેપારમાં જ નહીં પણ આપણા ઈલાકાના બીજા પ્રદેશોમાં પણ અગ્રેસર થતા જાય છે એ જૈનોએ લક્ષમાં લેવા જેવું છે. પ્રેમચંદ

કદાચ એ પ્રદેશમાં પાછળ પડ્યા હશે પણ વેપારમાં તો આગળ ને આગળ વધતા જ જાય છે.

આધુનિક ગુજરાતમાં વેપાર અને ઉદ્યોગ દ્વારા પૈસા પેદા કરનાર વર્ગમાં જૈનો પણ આગળ પડતા છે. ગુજરાત સાથે એમનો જૂનો અને નિકટનો સંબંધ છે. એમનાં કેટલાંક મોટાં તીર્થક્ષેત્રો ગુજરાતમાં છે અને વેપાર તથા ઉદ્યોગ દ્વારા ગુજરાતના પ્રજાજીવનના દરેક થર સાથે તેમને નાના પ્રકારનો નાતો છે. ગુજરાતી વાણી અને સાહિત્યની એમના સાધુઓએ સારી અવિરત સેવા કરેલી છે. પોતાની ધર્મભાવના મૂર્ત કરવા બાંધેલા મંદિરોથી હિન્દુસ્તાનની સ્થાપત્યકલામાં ગુજરાતની જૈન પદ્ધતિ એમણે ઉમેરી છે અને ગુજરાતના મુસલમાન બાદશાહોની મસીદો પર એ પદ્ધતિની છાપ કાયમની પાડી છે – વગેરે વગેરે રીતે ગુજરાતના જીવન પર એમની અસર હોવાથી સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે એ જ દેશના નવા જીવન પર આ કોમ કેવો પ્રભાવ પાડશે અથવા પાડી શકે ? પ્રશ્ન મહત્ત્વનો છે; તેનો ઉત્તર આપવો સહેલો નથી અને તે પણ જૈન નહિ એવાએ ? ગુજરાતમાં વસનારાઓ એકએકમાં ભળી ગયેલા હોવા છતાં હિન્દુઓને, મુસલમાનોને, જૈનોને અને પારસીઓને પોતાના પડોશીઓના જીવનના પ્રશ્નો વિશે અજબ અજ્ઞાન હોય છે – અરે! અંદર અંદર પણ જબરું હોય છે. હિન્દુઓમાં બ્રાહ્મણોને વાણિયાના જીવનના પ્રશ્નો કે વાણિયાઓને બ્રાહ્મણના જીવનના પ્રશ્નો વિશે માહિતી હોતી નથી. આવી સ્થિતિમાં ઉક્ત પ્રશ્ન ચર્ચવાની ધૃષ્ટતા અક્ષમ્ય જ લેખાય. છતાં બે કારણોસર આ વિષયનું દિગ્દર્શન કરવા પ્રવૃત્ત થયો છું. બ્રિટિશ રાજ્યની હૂંફાળી છાયા નીચે, ઇંગ્લિશ પ્રજાજીવન અને વાઙ્મય દ્વારા જીવનભાવના સાથે વધતા જતા પરિચયથી આપણું દૃષ્ટિબિન્દુ વિશાળ બન્યું છે. શેરીના, ગામડાંના, નગરના કે કોમના પ્રશ્નો કરતાં દેશના વિશાળ પ્રશ્નો આપણી સમક્ષ ઊભા થતા જાય છે. આ વિશાળતામાં નાના નાના ભેદોપભેદો અદૃશ્ય થઈ જાય છે એટલે આવા ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિબિન્દુથી અવલોકન કરતાં બનતા લગી અન્યાય થવાનો સંભવ ઓછો થવાનો. બીજું ઇંગ્લિશ કેળવણીએ આપણે માથે મોટી જોખમદારી નાંખી છે. આપણા અસંખ્ય અજ્ઞાન બન્ધુઓને દોરવાનું કર્તવ્ય આપણને સોંપ્યું છે. ભૂતકાળમાં જે કામ ઋષિઓ, સાધુઓ અને બ્રાહ્મણોએ કર્યું છે તે કેળવાયેલાઓને આ જમાનામાં કરવાનું છે; – અલબત્ત યથાશક્તિ જ આ કામ તેઓ સાધી શકશે.

વિશાળ દૃષ્ટિબિન્દુથી અને કર્તવ્યની પ્રેરણાથી ટૂંકામાં થાય તેવું દિગ્દર્શન કરું છું. એમાં દોષો જણાય તો તે મમતાના દોષ છે, દ્વેષના નથી – એવું ગણી ઉદારતાથી જે હૃદય આ નકશો આંકવા તત્પર થયું છે તેનો સત્કાર કરશો.

અત્યારે આપણે સૌથી મહત્ત્વનો સવાલ કેળવણી છે. સંસારના

કેળવણી પછી બીજો મહત્ત્વનો આપણા જીવનનો પ્રશ્ન સાંસારિક ઉન્નતિનો છે. શરૂઆતમાં જ કહ્યું કે આપણે દુનિયાની અગ્રેસર પ્રજાઓની હારમાં ઊભા રહેવું છે, એમની સાથેની હરીફાઈમાં થતો આપણો હ્રાસ અટકાવવાનો છે અને જે વારસો આપણા પૂર્વજો આપણને આપી ગયા છે તેથી મોટો વારસો આપણાં સંતાનોને આપણે આપવો છે. આપણા સંસારમાં જે જે દોષ હોય, આ ઉચ્ચ સાધ્યની સાધનામાં જે જે અંતરાય આવતા હોય, તે દૂર કરવા જોઈએ.

પહેલો સવાલ આપણા ગુજરાતીઓની શરીરસંપત્તિનો છે. જેવી બળવાન એ હોવી જોઈએ તેવી નથી, તેમ જોઈએ તેટલી દીર્ઘાયુ પણ નથી. આપણે મલકુસ્તી કરવા અને સુખવૈભવવિલાસ ભોગવવા બળ અને આયુષ્ય નથી જોઈતાં પણ આપણું જે સાધ્ય છે તે પ્રાપ્ત કરવી. આ લેખ લાંબો થવાને ભયે આ પ્રશ્ન વિશે વિશેષ નથી લખતો.

બીજો સવાલ સ્ત્રીઓની સ્થિતિ ઉન્નત કરવાનો છે. જૈનોમાં સ્ત્રીઓ માટે હલકો અભિપ્રાય છે તે બનતી તાકીદે દૂર થવો જોઈએ. દેશના ગમે તે ભાગ સાથે લગ્નથી સંબંધ થઈ શકે, ગમે તેટલી મોટી ઉંમરે લગ્ન થઈ શકે એવી કોમની સ્ત્રીઓ ગુજરાતની આગેવાન થવી જોઈએ. તેમની કેળવણી, સંસ્કાર, દેશપ્રીતિ, લક્ષ્મી, વ્યવહારુપણું વગેરેથી દેશના જીવનમાં તેમના દ્વારા ઓર જ રંગ આવવો જોઈએ. સંસારસેવાના મહાપ્રશ્નોમાં તેમની સામેલગીરી થવાથી કેટલો બધો લાભ થાય ! હાલ શ્રાવિકાશાળાઓ જે કેળવણી આપે છે તે બસ નથી. તમારી પાસે પૈસો છે, હિન્દુઓ જેવાં તમારે ધર્મનાં બન્ધન નથી, સંસારમાંથી મુક્ત થવું હોય ત્યારે થઈ સાધ્વી બની શકાય છે, તો પછી સરસ્વતીનું સાસરું તમારે ત્યાં જ થવું જોઈએ;—સામાન્ય ઉક્તિ છે કે સરસ્વતીનું બ્રાહ્મણોને ઘેર પિયર છે અને જૈનોને ત્યાં સાસરું. હસ્તલેખોને સંભાળથી રાખવા માટે પડેલી ઉક્તિ સમગ્ર જીવનથી ખરી પાડવા જૈનો પ્રવૃત્ત નહીં થાય ? તમારામાં દર વર્ષે સ્ત્રી-ગ્રેજ્યુએટોની સંખ્યા નહીં વધે તો કોનામાં વધશે ? યુરોપ સાથે સંબંધ રાખનારી કોમમાં એ પ્રગતિમાન દેશના નારીજીવન જેવું સ્વતંત્ર, ઉન્નત અને ઉદાર નારીજીવન નહીં થાય તો કોનામાં થશે ? ગુજરાતની ઈતર કોમોમાં એ જીવન અભિજાત કરવા તમારે તમારું નારીજીવન ફેરવવું જોઈએ. તમારી સુશિક્ષિત સન્નારીઓ અને સાધ્વીઓ દ્વારા એ કર્તવ્ય તમારે લેવું જોઈએ. શ્રાવિકાશાળાઓ સ્થાપ્યાથી સંતોષ માનવાનો નથી પણ એમાં ઉદ્ભવતી સુગંધ સર્વત્ર ફેલાવવાની છે.

લગ્નસંબંધી પ્રત્યવાય ન હોવાથી—કદાચ હોય તોપણ તમારા ધર્મનું [illegible]વ સ્વરૂપ સમજી તે દૂર કરી દેશના અનેક ભાગો અને ઘરોને જોડી દેશમાં [illegible]ની લાગણી તમે ન ફેલાવો—અનુભવાવો તો કોણ કરશે ? વૈષ્ણવો સાથે

રાયચંદના સ્વધર્મીઓ આજ આટઆટલાં વર્ષ થયાં મુંબાઈમાં વસે છે પણ એવું સ્થાન કેમ નથી મેળવી શક્યા ? અમદાવાદમાં આટઆટલા ધનાઢ્ય જૈનો છે છતાં ત્યાં શું આગેવાની એમના હાથમાં છે ? નગરશેઠાઈ કરનાર કોમમાં ખરી નગરશેઠાઈ હવે રહી છે ? આફ્રિકા તો ઘણા જતા હતા અને હાડમારી ભોગવતા હતા પણ જ્યારે રા. રા. મોહનલાલ કરમચંદ ગાંધી ગયા ત્યારે ત્યાંના મામલાએ કેવું સ્વરક્ષક અને આત્મોન્નતિકારક સ્વરૂપ લીધું ? મોતીનો વેપાર ઘણા જૈન ઝવેરીઓ કરે છે પણ લંકાનાં મોતી લેવા વિલાયતમાં વેપારીઓની 'સિન્ડિકેટ' થઈ એમનો ધંધો એમના હાથમાંથી પડાવી લીધો ત્યાં સુધી એવી રીતે જોડાઈ વેપાર એકહાથે કરવાનું કેમ જૈનોને ન સૂઝ્યું ? કારણ કેળવણીની ખામી અને તે દ્વારા દુનિયાનું હાલનું બંધારણ કેવું છે તે પારખવાની અશક્તિ. ઘણા જૈનો વૈરાગ્યથી સાધુ થઈ જાય છે પણ પુનામાં 'ધી ડેક્કન એજ્યુકેશન સોસાયટી,' 'ધી સર્વન્ટ્સ ઓફ ઇંડિયા સોસાયટી' કે 'નિષ્કામ કર્મમઠ'ના જેવા સાધુઓ છે તેવા કેમ કોઈ નથી થતા ?

વેપારમાં પડનારને કેળવણી લેવાનો વખત નથી એવું બહાનું કાઢવામાં આવે તો ઉત્તર સ્પષ્ટ છે કે બહાનું ખોટું છે. ગમે તેટલો ધીકતો વેપાર હોય છતાં રોજના કલાક–બે કલાક સુશિક્ષણ માટે કાઢી શકાય. તેમ આખું વર્ષ વેપારની ધમાલ પહોંચતી નથી. અમુક મહિના શાંતિ હોય છે. અમેરિકામાં હુન્નર-ઉદ્યોગની નિશાળના વિદ્યાર્થીઓને રજાના દિવસોમાં સાહિત્ય, કલા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન આદિનું શિક્ષણ આપવામાં આવે છે, તેમ વેપારની રજામાં અહીં જૈનોને દેશના આગેવાન બનાવે એવું શિક્ષણ આપનારી શાળાઓ જૈનો નહિ સ્થાપે તો કોણ સ્થાપશે ? વિશેષમાં ફાયદો એવો છે કે વેપારમાં ઘૂમનારની કેળવણી વેદીયા નીવડવાનો ભય નહિ રહે.

છે, તેમ પ્રજાની સેવા પણ કરવાની છે. અમદાવાદમાં મ્યુનિસિપાલિટીની વ્યવસ્થામાં ધનાઢ્યતાને લીધે જૈનોનો સારો હાથ છે. રા. બા. રણછોડભાઈએ કે સર ચિનુભાઈએ પોતાનાં બુદ્ધિ, અનુભવ અને લક્ષ્મીથી અમદાવાદની જે સેવા આદરી છે તે સેવાનો કેટલો અંશ ધનાઢ્ય જૈનોથી થયો છે ? મંદિરો બંધાવવામાં જ નાગરિકકર્તવ્ય સમાપ્ત થતું નથી. નિશાળો, ગ્રંથાલયો, ઇસ્પિતાલો, સંગ્રહસ્થાન, પ્રયોગશાળા, કર્મમઠ, બગીચા આદિની સ્થાપના પર જેટલું લક્ષ અપાવવું જોઈએ તેટલું અપાયું નથી. પશ્ચિમના ઉદ્યોગસ્થાન નગર જેવી અમદાવાદની ખીલવટ જ્યાં લગી થઈ નથી ત્યાં લગી ઉદ્યોગવીર નાગરિકોના ધનાર્જનની સફળતા શી? રાજદ્વારી જીવનમાં—પ્રજાની જરૂરિયાતો અને અભિલાષાઓ રાજકર્તાઓને રોશન કરી તે તૃપ્ત કરાવવા કરવી પડતી ચળવળમાં તેઓ આગેવાન ન થાય—પોતાની બુદ્ધિ, અનુભવ, લક્ષ્મી અને લાગવગ એ ચળવળને સોંપે તો ધનને લીધે પ્રાપ્ત થયેલી સ્થિતિનો સદ્ઉપયોગ કર્યો કહેવાશે ?

સાહિત્ય અને કલાના ઉત્કર્ષ માટે-ગુજરાતના નવજીવનમાં એ બન્નેનું યોગ્ય સ્થાન સ્થાપવા માટે જૈનો અનેક રીતે પ્રયત્ન કરી શકે એમ છે. પશ્ચિમનું વીર્યવાન સાહિત્ય ગ્રેજ્યુએટો, સાધુઓ વગેરે દ્વારા ગુજરાતીમાં ઊતરાવે અને તેનો પ્રસાર કરાવે, મંદિરો બાંધતાં-બાંધકામ, ચિત્ર અને મૂર્તિવિધાનની કળા વિશેષ ખીલવવા જમાનાને યોગ્ય તેમાં જીવનરૂપાંતર કરવા ધ્યાન આપે. અને આ ધ્યાન યથાર્થ આપી શકાય માટે સ્ત્રીપુરુષોમાં કલાભિરુચિ અને કલાના રસિક સંસ્કાર ભિન્ન ભિન્ન રીતે ફેલાવે. મંદિરોમાં થતા સંગીત અથવા ધનાઢ્યતાને લીધે મળતી નવરાશ અને તેમાં મણાતી મોજને પ્રસંગે થતા સંગીતને પણ કલા, પ્રજાજીવન આદિને ઉત્કર્ષ આપે એવું કરવા પ્રયત્ન કરે. અમને સારામાં સારું જ રુચશે—અમારું જ પણ તે જોઈએ. બીજાનું અનુકરણ રૂપ અંદરથી હલકું પણ ઉપરથી દેખાવડું નહીં જ પાલવે. નરસું અમારી પાસે બિલકુલ ટકનાર નથી એવી ભાવના રગેરગમાં ભરાય તો જ ખરું

વિસ્તાર ભયે આટલેથી જ વિરમવું ઉચિત છે. આ લખવાનો હેતુ એવો નથી કે આવાં કર્તવ્યો જૈનેતર કોમને નથી કરવાનાં. તેમણે પણ કરવાનાં છે. લખાણમાં સંગીન લેખ કરતાં ઉદ્‌ગારો વિશેષ છે, કર્તવ્યની નિશ્ચિત દિશા નથી દર્શાવાઈ એ કબૂલ કરવા જેવું છે. પણ ભવિષ્યમાં 'હોલ્ડર'ના તંત્રી આમાં દર્શાવેલા વિષયો પર સમર્થ અને સહૃદય લેખકો પાસે લેખો લખાવી 'પર્યુષણ અંક' કાઢવા ઉદ્યુક્ત થશે તો આ ઉદ્‌ગારો—મમતાના ઉદ્‌ગારો અન્વર્થક થશે.

પણ તમારે લગ્નવ્યવહાર છે. નાનીસૂની તકો તમારે સ્વાધીન દેશસેવા અને જનસેવાની કેટલી બધી છે ?

તમારી પુત્રી સુશિક્ષિત અને સંસ્કારી થશે તો કેળવાયેલી બંગાલણોની માફક સમગ્ર હિંદમાં ભિન્ન ભિન્ન સ્થળે લગ્નસંબંધ બાંધશે અને જ્યાં જ્યાં તમારી વ્યાપારનિપુણતાની ખામી હશે ત્યાં ત્યાં પોતાનાં સંતાનો દ્વારા જગાવશે. આઘે શું કામ જઈએ ? દક્ષિણના સ્વાર્થત્યાગ, દેશપ્રેમ, વિદ્યાભિરુચિ, યોજકશક્તિ અને ગુજરાતના દ્રવ્યોત્પાદકશક્તિ, વ્યવહારનિષ્ણાતાત, દાનવીરતા આદિનો સમન્વય એ બે પ્રાંતો વચ્ચેના લગ્નવ્યવહારથી થાય અને આપણા દેશની પ્રગતિ વધે એવો માર્ગ તમારા વિના કોનાથી અખત્યાર કરવાની શરૂઆત થશે ?

પતિત, અધમ, નિરાધાર, રોગી આદિના ઉદ્ધારનો પ્રશ્ન પણ સંસારોન્નતિને લગતો છે. પાંજરાપોળ સ્થાપનાર અને નિભાવનાર જૈનો ઇસ્પિતાલો, અનાથાશ્રમો, પતિતપાવક મઠો વગેરે સ્થાપે એ ધર્મ્ય છે.

નીતિમય જીવન ઉન્નત અને ઉદાત્ત કરવાની જરૂર પૂરેપૂરી સમજાવી જોઈએ. વેપાર, નીતિથી જ વધે છે અને ટકે છે. દેશની આગેવાની પણ એ જ નીતિથી લેવાય છે. કેળવણીના પ્રસારથી, સંસારમાં સ્ત્રીનું સ્થાન ઉન્નતિપ્રદ કરવાથી અને ધર્મનું ખરું સ્વરૂપ જીવનમાં મૂર્તિમંત કરવાથી નીતિની ભાવના અને તદનુસાર આચરણ ઉત્કૃષ્ઠ થવાનાં જ.

આપણા રાજદ્વારી જીવનના વિકાસમાં—પ્રાચીન કાળમાં રાજા અને પ્રજા ઉભયની મધ્યસ્થ રહી સર્વેનું હિત સાધનાર નગરશેઠ જે કોમમાંથી થતા તે કોમ આગળ પડતો અને પ્રભાવ પાડતો ભાગ ન લે એ નામોશીભરેલું નથી ? અમદાવાદના ત્રણ દરવાજા પરના શિલાલેખ અમદાવાદના નગરશેઠની પ્રજાસેવાનો જેવો અનુભવ કરાવે છે તેવો અનુભવ કરાવવાનું ભાગ્ય જૈન કોમમાં નથી ? બાદશાહી અને ઇલાકેવાર, કાઉન્સિલમાં પ્રજાના પ્રતિનિધિ થઈ, મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડોમાં સભાસદ થઈ દેશસેવા કરતાં જૈનો પાછળ રહે, એ જૈનો માટે જેમને અભિમાન છે તેમનાથી કેમ સંખાય ? પ્રજાના ઘરેઘરમાં વસનારી કોમ પ્રજાની જરૂરિયાતો સમજી શકે, પોતાની વ્યવહારદક્ષતાથી રાજકર્તાને તેનું સ્વરૂપ યથાર્થ સમજાવી શકે અને તે પૂરી પાડવાનાં સાધનો ઉપજાવી શકે. રાજ્યની અને પ્રજાની આબાદી હોય તો જ વેપાર અને ઉદ્યોગની આબાદી છે. રાજા અને પ્રજાથી માન્ય થયેલા વેપારીઓ વેપાર અને ઉદ્યોગની વૃદ્ધિમાં પડતી મુશ્કેલીઓ તરી શકે છે. લક્ષ્મીસંપન્ન જૈનો સરસ્વતીસંપન્ન થઈ આ પ્રદેશમાં પડે તો કોમને અને દેશને ફાયદો છે. વારંવાર તીર્થો સંબંધે રાજા પ્રજા વચ્ચે અણુરાગ થાય છે તે દૂર કરવાનું ભાગ્ય પણ આવા આગેવાનોને પ્રાપ્ત થાય છે. રાજાની સેવા કરવાની

પ્રત્યે નજર નાંખવા જેવું છે. જૈનો ધનપ્રાપ્તિમાં રચ્યાપચ્યા રહે છે છતાં વૈરાગ્ય અને દાનની ભાવનાને અતિશય પોષણ આપે છે. સાધુઓ પ્રત્યે એમનો પૂજ્યભાવ ગાઢ હોય છે. આવી વસ્તુસ્થિતિ છતાં સુશિક્ષિત જૈનોમાંથી કોઈ વિરક્ત થઈ સાધુ ન થયો અને પોતાનાં વૈરાગ્યથી, તપથી, ચારિત્ર્યથી, જ્ઞાનથી સાધુઓમાં અને શ્રાવકોમાં પૂજ્ય લેખાઈ પોતાનો પ્રભાવ તેણે જૈનો પર પાડયો નહીં. જૈનોમાં કોઈ વિવેકાનંદ કે રામકૃષ્ણ થયો હોત તો દાનનો માર્ગ ફેરવાયો હોત. જેમને નવા યુગનો પ્રકાશ પ્રાપ્ત થયો હતો તેમાંથી કોઈએ ઐહિક સુખનો ભોગ આપ્યો હોત તો જૈનોનું ભાગ્ય વહેલું ફર્યું હોત. હજુ પણ આવો પ્રસંગ ગયો નથી; વેળા વીતી નથી ગઈ.

સંક્ષેપમાં એક વિષમતાનું પૃથક્કરણ કર્યું. ભૂતકાળમાં આ સભાએ ઉજ્જ્વળ કાર્ય કર્યું છે અને ભવિષ્યમાં એટલું જ અથવા એથી અધિક ઉજ્જ્વળ કાર્ય કરવા ઉત્સુક છે એથી સભા સમક્ષ નમ્રભાવે કેટલાક દષ્ટિબિન્દુ રજૂ કરું છું :

૧. જૈનો કોઈ દ્વીપમાં વસતા નથી. વસવાટના પ્રદેશમાં અથવા તેની બહાર જૈનેતર લોકો સાથે તદ્દન સંબંધ જ ન હોય એવું નથી. વર્તમાન અલગપણાવાળો નથી તેમ ભૂતકાળ પણ નહોતો અને ભવિષ્ય પણ નહીં રહે. હિન્દુ, મુસલમાન, પારસીની માફક જૈનો પણ હિન્દુસ્તાનમાં વસે છે. તેઓ જૈનો છે તે ઉપરાંત હિંદુઓ છે. જૈન તરીકેના ધર્મો છે તો હિંદુ તરીકેના ધર્મ પણ તેમણે પાળવાના છે. જૈનોના ઉત્કર્ષ માટે જે જે પ્રયાસો, હિલચાલ થાય તે તે સર્વે એવી પણ સાથે સાથે હોવી જોઈએ જેથી તેમનું હિંદુપણું પણ વિકાસ પામે. તેમના હિંદુપણાને અણઘડયું રાખે અથવા નાશ કરે એવી હિલચાલને કોઈ પણ રીતે ઉત્તેજન ન મળવું જોઈએ. આ દષ્ટિબિન્દુથી બે બાબતોનો વિચાર કરીશું. જૈનો વેપારી છે. વેપાર પ્રત્યેક પ્રજાના જીવનનો, ઇતિહાસનો અને સંસ્કૃતિનો જેવો તેવો અંશ નથી. આ જમાનામાં સ્થલસ્થલના અંતર કમી થયાં છે, તેમ જ વેપારની વસ્તુઓ ઉદ્યોગોને લીધે વિવિધ અને વિપુલ થઈ છે, વિજ્ઞાનની સગવડોને લીધે એ વસ્તુઓની ખપત પણ પૃથ્વીના ખૂણેખૂણામાં જાગી છે એટલે વેપારનું મહત્ત્વ ઘણું જ વધી ગયું છે. દેશના હિતની દષ્ટિથી જોવાનું કે વેપારથી દેશની લક્ષ્મી દેશમાં જ રહે છે કે પરદેશ ચાલી જાય છે, પરદેશમાં ચાલતા ઉદ્યોગોથી ઉત્પન્ન થતી વસ્તુઓ આપણા દેશમાં ખપાવવાથી આપણને પુષ્કળ દલાલી મળતી હોય પણ એ વેચાણથી આપણા સ્વદેશી ઉદ્યોગો નાશ પામતા હોય, એ ઉદ્યોગોમાંથી નિર્વાહ કરનાર કારીગર વર્ગ નિરાધાર અને ધંધારોજગાર વગરનો થતો હોય. એથી દેશમાંનો કસબ નાશ પામતો હોય અને સામાન્ય જનસમૂહની રસજ્ઞતા ઊતરી જતી હોય, તો શું કરવું? દલાલીનો ત્યાગ કરવો? આવો ત્યાગ

## શ્રી મુંબઈ માંગરોળ જૈન સભાના રજત મહોત્સવ પ્રસંગે

આ વૃત્તાંત વાંચતાં જેવો આનંદ થયો છે તેવો આનંદ જવલ્લે જ થયો હશે. સેવાનું લક્ષ્ય ખરેખરું આ સભાએ સાચવ્યું છે. મમત્વ, ખોટી કીર્તિ, હોંસાતોંસી, સ્વાર્થ વગેરેથી દૂર રહી વ્યવહારુ જ્ઞાતિસેવા કીધા કરી છે. પોતે શરૂ કરેલાં કાર્યો વધારે સમર્થ રીતે કરનાર સંસ્થા જણાતાં જ તેને તે કાર્યો વગર સંકોચે સોંપી નવાં કાર્યો શરૂ કરવાનો અપૂર્વ સેવાભાવ આ સભાએ બતાવ્યો છે. જ્ઞાતિસેવા અને તે બને તેટલા સહકારથી કરવી એ જ ઉદ્દેશ પચીસ વર્ષ લગી સતત પાળવો એ નાનીસૂની સિદ્ધિ નથી—નાનોસુનો ચારિત્ર્યનો પ્રભાવ નથી. વળી જમાનાની જરૂરિયાતો પ્રમાણે સેવાના નવા નવા પ્રદેશોનો સ્વીકાર કરતાં પણ સભા અટકી નથી. પોતાનાં સાધનો અને સંજોગોના પ્રમાણમાં જે જે કાંઈ થઈ શકે તે કરવાથી તે ડગી નથી. કોઈ પણ પ્રકારની મંદતા, સ્તબ્ધતા કે રૂઢિચુસ્તતાથી તેનો કાર્યપ્રવાહ બંધાઈ ગયો નથી. આટલું છતાં—આવું કાર્યસાતત્ય છતાં, આવી પ્રગતિશાલિતા છતાં, આવી સેવાનિષ્ઠા છતાં, આવા નીતિબળ છતાં, આવી વ્યાવહારિકતા છતાં આ સભાને જૈન જેવી ધનાઢ્ય જ્ઞાતિ તરફથી ધનનો જે વિપુલ આશ્રય મળવો જોઈએ તે નથી મળ્યો એ અત્યંત નિરાશાજનક છે. નિરાશાનું કારણ જૈનોની સામાજિક સ્થિતિ છે. વેપાર–ઉદ્યોગથી એમનો નિર્વાહ હતો, મુસલમાનો કે મરાઠાની માફક રાજસત્તાથી નહીં. અંગ્રેજી રાજ્ય જામતાં અને અંગ્રેજી કેળવણી પ્રસરતાં મુસલમાનો કે મરાઠા કે બ્રાહ્મણોની સૈકાઓથી સ્થિર રહેલી સ્થિતિને જેવો આઘાત લાગ્યો તેવો જૈનોને લાગ્યો નથી. ઊલટું એમને માટે વેપાર–ઉદ્યોગના અનેક નવા પ્રદેશ ઊઘડ્યા અને એ દિશામાંથી આવતો ધનનો પ્રવાહ સૂકાવાને બદલે રેલાતો ચાલ્યો છે. આવકને અથવા સામાજિક પ્રતિષ્ઠાને જ્યાં ધક્કો લાગ્યો નથી ત્યાં નવા જમાનાની સામગ્રીઓથી સંપન્ન થવાની જરૂર સમજાતી નથી. આમ હોવાથી જૈનોમાં કેળવણીનો ફેલાવો થયો નહીં—ભણતર વગર લાખો રૂપિયા કમાઈ શકાતા હોય તો પછી ભણતરની દરકાર કરવામાં આવતી નથી. કેળવણી વિના નવી અભિલાષા, નવી વાંછના, નવા આદર્શ, સાર્વજનિક સેવાની આવશ્યકતા જન્મ્યાં નહીં. જૂનું સાર્વજનિક જીવન રહ્યું પણ તેનું પુનર્જીવન કે રૂપાંતર થયું નહીં અને આમ થતાં હજુ બહુ વાર લાગશે. પરિસ્થિતિને લીધે જૈનોમાં જે નવું ચેતન આવવું જોઈએ તે ન આવવાથી એ નવું ચેતન રોપનારી સંસ્થાને ઉદાર મદદ મળી ન શકી.

ધનાઢ્યો તરફથી મદદ નથી મળી શકતી તે સંબંધમાં એક બીજી વાત

સહકાર્યની આવશ્યકતાના દૃષ્ટિબિન્દુથી વિમુખ ન રાખવા મારો એવી હિલચાલોના સૂત્રધારોને આગ્રહ છે.

આ સંબંધમાં હવે કાંઈ વ્યાવહારિક કાર્ય કરવાનો અવસર આવ્યો છે એવું મને લાગે છે : (૧) જૈનોની જેટલી સંસ્થાઓ હોય તેમાં બની શકે તેવી થોડીવત્તી જૈનેતરોની સંખ્યાના સ્વીકાર, સમાસ અને સહકાર્ય થવાં જોઈએ. પાઠશાળા હોય તો તેમાં જૈનેતરોને ભણવા થોડીક અનુકૂળતા કરી આપવી. સંસ્થાના વ્યવસ્થાપક મંડળમાં જૈનેતરોને સ્થાન આપવું. સંસ્થાઓને દેશની બીજી સાર્વજનિક સંસ્થાઓના ગાઢ સંબંધમાં લાવવા જેટલા પ્રયત્ન થઈ શકે તેટલા કરવા. (૨) જ્યારે દાન કરવાનો અથવા નવી સંસ્થા સ્થાપવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે દાનનો અમુક અંશ સાર્વજનિક લાભાર્થે કરવાની અને નવી સંસ્થાને વત્તુંઓછું સાર્વજનિક સ્વરૂપ આપવાની વૃત્તિ થવી જોઈએ. દરવર્ષે જૈન દાનોનું સરવૈયું કાઢવામાં આવે અને પ્રશંસવામાં આવે ત્યારે સાર્વજનિક દાનની ખાસ નોંધ અને પ્રશંસા થવી જોઈએ.

આ બાબતો પરત્વે માત્ર જૈનોએ જ લક્ષ નથી આપવાનું પરંતુ જેટલી જેટલી કોમી હિલચાલો ચાલે છે તેમના સર્વે સૂત્રધારોએ આપવાનું છે.

૨. જૈનની વસ્તી આખા હિન્દુસ્તાનમાં છૂટક છૂટક પુષ્કળ છે. આપણા ગુજરાતમાં વસ્તી સારા પ્રમાણમાં છે. એકંદર સ્થિતિ દ્રવ્ય સંબંધે સારી છે. વિદ્યાનું પ્રસારણ ઓછું હોવાથી સાર્વજનિક સેવાના પ્રદેશોમાં જોઈએ તેટલી પ્રતિષ્ઠા – દ્રવ્ય અને સંખ્યાના પ્રમાણમાં હોવી જોઈએ તેટલી નથી. ગુજરાતના ઇતિહાસ ઉપર અને વર્તમાન જીવન ઉપર જૈન સંસ્કૃતિનો સબળ પ્રભાવ છે. બીજા પ્રાંતોમાં વિદ્યાનુરાગી બ્રાહ્મણોનો જે પ્રભાવ છે તેવો પ્રભાવ ગુજરાતમાં ગુજરાતી બ્રાહ્મણોનો નથી. બીજા પ્રાંતોમાં બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો (શૂદ્રો) સિવાય બીજા વર્ણો નથી હોતા. પરંતુ ગુજરાતમાં બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રો એ ત્રણ વર્ણો છે. બ્રાહ્મણો અને શૂદ્રો વચ્ચે જે મોટું અંતર બીજા પ્રાંતોમાં છે તે આપણા પ્રાંતમાં નથી. બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો વચ્ચે તીખાશ મહારાષ્ટ્ર કે મદ્રાસ ઈલાકામાં છે તેવી આપણે ત્યાં નથી. ગુજરાતમાં સમાજના થર અન્યોન્ય સાથે ગાઢ સંબંધવાળા છે; તેમની વચ્ચે વિશાળ અવકાશ નથી. એક ઘરમાંથી બીજા ઘરમાં જવાની અમુક રીતે સુગમતા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્ર અનુકૂળતાએ વૈશ્ય થઈ શકે છે અને વૈશ્ય બ્રાહ્મણ અથવા શૂદ્ર થઈ શકે છે. ઘર ઘર વચ્ચે અનુરાગ, વિરોધ કે શત્રુતા નથી. આ સર્વ શુભ વસ્તુસ્થિતિનું કારણ કેટલેક અંશે જૈન વેપારી કોમ(વૈષ્ણવ વેપારી કોમોમાંની પણ ઘણી પૂર્વે જૈન હોવાનો સંભવ લાગે છે એટલે તેમની અલાયદી ગણતરી નથી કરી)નું અસ્તિત્વ છે. આમ વૈશ્યોનો જે પ્રભાવ ગુજરાતના જીવન ઉપર છે તેથી

અતિશય વિરલ છે. માત્ર ઊંચામાં ઊંચી દેશભક્તિને જ શક્ય છે. જ્યારે વસ્તુસ્થિતિ એવી હોય કે એક ત્યાગ કરે છતાં બીજા વેપારીઓ (મેમણ, ખોજા, વોરા, પારસી, ભાટિયા, લુહાણા વગેરે) એવો ત્યાગ ન કરતાં એ દલાલી લેવા કૂદી પડતા હોય ત્યારે ત્યાગ કરવાથી કાંઈ જ લાભ નથી. આવે અવસરે ત્યાગ ન કરતાં એ વેપાર જેટલો હાથમાં લેવાય તેટલો લેવો અને તેની આવકમાંથી દેશના ઉદ્યોગોને જમાના મુજબની રીતિમાં આવવા મદદ કરવી અને પરદેશ જઈ ત્યાંના ઉદ્યોગોનું જ્ઞાન મેળવી સ્વદેશમાં એવા ઉદ્યોગો જમાવવા એ જ ખરી દેશભક્તિ છે. જૈનોએ ઉદ્યોગોની ખીલવણી માટે પરદેશ વિદ્યાર્થીઓ મોકલ્યા હોત—હજુ પણ મોકલે તો દેશને કેટલો બધો લાભ થાય? મોટા વેપારીઓ પોતાના જ કુટુંબમાંથી ચાલાક અને હોંશિયાર છોકરાને મોકલ્યે જાય તો સારું. આમાં પોતાનો સ્વાર્થ સાધવાની સાથે દેશનો પરમાર્થ સધાશે. ઉદ્યોગો શીખવા જેટલા જૈનોને પરદેશ મોકલી શકાય તેટલાને મોકલવા હવે જૈનોમાં લોકમત પ્રબળ થવો જોઈએ.

વેપારમાં અથવા ઉદ્યોગમાં જે દ્રવ્યપ્રાપ્તિ થાય છે તે ક્યાંથી આવે છે? વેપારીના મગજમાંથી જ માત્ર આવે છે કે તેના ગ્રાહકોના પરસેવામાંથી પણ? આ વસ્તુસ્થિતિનો ખ્યાલ કોઈને રહેતો નથી એ ઘણી જ ખેદની વાત છે. જૈન પૈસા જૈનો માટે દાન કરે, ભાટિયો ભાટિયા માટે, મેમણ મેમણો માટે, ખોજો ખોજા માટે, પારસી પારસીઓ માટે, લુહાણો લુહાણા માટે ત્યારે ગ્રાહકોનું સ્મરણ રાખી તેમના શ્રેય અર્થે પણ થોડુંક દાન કરતા હોય તો કેવું સારું? હાલ જેટલી જેટલી કોમી હિલચાલો ચાલે છે તેમાં આ ભાવનાનો અભાવ હોવાથી એવી કોમોની નીતિને નુકસાન થવાનો સંભવ છે. કોમના કલ્યાણ માટે થયેલા પ્રત્યેક દાનનો અમુક ભાગ સાર્વજનિક કલ્યાણનો રાખવાનો સંપ્રદાય હવે શરૂ થવાની જરૂર છે.

પોતાની કોમની ઉન્નતિ કરવી છે પણ તે દેશમાં રહેતા બીજા લોકોના સ્નેહ, સમભાવ, સહકાર્ય, કદર, એખલાસ આદિ વગર કદી ટકશે નહીં એ પણ લક્ષમાં રાખવા જેવું છે. બીજી કોમોથી તદ્દન અલાયદા જીવન ગાળવાનો જે પવન વાયો છે, તે દેશને હાનિકારક છે. એથી અભિમાન જન્મશે, બીજાઓની અવગણના, તિરસ્કાર, કરવાની વૃત્તિ થશે. પોતાના દોષથી વાકેફ રહેવાશે નહીં, ગેરસમજ થશે, સભ્યતા–વિવેક–સુજનતા આદિ સદ્‌ગુણોનો હ્રાસ થશે અને પ્રગતિ થવા કરતાં શિથિલતા અને સ્તબ્ધતા આવવાનો સંભવ થશે. જિંદગીના વ્યવહારમાં અનેક પરકોમો સાથે આવ્યા વિના છૂટકો નથી ત્યારે ઉછેર અલગ કરવો એ કેવી રીતે શ્રેયસ્કર નીવડશે? પ્રત્યેક કોમી હિલચાલને દેશહિત અને પરકોમના

# સુરતના ભૂતકાળમાં નજર *

ફ્રાન્સિસની વાડીમાં થયેલા સમારંભ સુરતના ઇતિહાસમાં અપૂર્વ અને ચિરસ્મરણીય છે. એ સ્થળ સ્મૃતિમાં સંતાયેલો ભૂતકાળ ખડો કરે છે. હતો એક દિવસ જ્યારે ફ્રાન્સિસ, અંગ્રેજ, ફિરંગી, વલંદા, આરબ, ઇરાની, ચીના, મોગલ, મલબારી વગેરે સોદાગરોનો વેપાર આ નગરમાં ધમધોકાર ચાલતો; હતો એક દિવસ જ્યારે એ વેપારથી વધેલા વૈભવથી લોભાયેલા મલિક અમ્બરો, શિવાજીઓ—મુસલમાન, મરાઠા અને ફિરંગી લૂંટારાઓ તીડની માફક શહેર પર ઊતરી પડી રૈયતને રંજાડતા; હતો એક દિવસ કે પાશ્ચાત્ય સોદાગરોએ નવાબને મદદ કરી અને પરિણામે નવાબી ગઈ—સોદાગરો ચક્રવર્તી થયા અને તેમના અમલે સુરતનું નૂર મુંબઈમાં પ્રગટાવ્યું અને સુરતીઓને સમગ્ર ભારતવર્ષની દેશજનતા પોષવાની અને સત્કારવાની શક્તિ બક્ષી.

ચક્રવર્તી સામ્રાજ્યની છાયામાં જાગેલી દેશજનતા (Nationality) અને સ્વદેશપ્રેમની ભાવનાઓના પ્રેર્યા દેશોદ્ધાર અર્થે દેશદેશાવરથી ધર્મ, પ્રાન્ત કે જાતિના વેર, દ્વેષ, મતમતાન્તર વીસરી હિંદુ, મુસલમાન, પારસી, વિશ્વાસીઓ એકઠા મળ્યા છે. એ સંમેલન સુરતના અતીત ઇતિહાસમાં આ પંચરંગી પ્રજાએ કેવો અને કેટલો રંગ જમાવ્યો હતો તે આલેખવા ઉત્કંઠા થાય છે.

જેમ લાભ થયા છે તેમ ગેરલાભ પણ થયા છે, હવે જે લાભ છે તેથી ગુજરાતનું સાર્વજનિક જીવન વધારે ખીલે અને ગેરલાભો દૂર થાય એવી વાંછના પ્રગટવી જોઈએ, જૈન કોમે પોતાને પ્રશ્ન કરવો જોઈએ કે ગુજરાતની પ્રગતિ માટે એમણે શું શું કરવું જોઈએ? પ્રો. બ. ક. ઠાકોર કહે છે * 'કેળવણીવાળા સર્વે પ્રાંતોમાં ગુજરાત પાછળ છે,' ગુજરાતમાં કેળવણીનો પ્રચાર જેવો તેવો નથી પણ કેળવણીના પ્રમાણમાં સાર્વજનિક જીવન જોઈએ તેવું ઉજ્જ્વળ નથી. મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબની જેવી પ્રતિષ્ઠા હિન્દુસ્તાનમાં અને હિન્દુસ્તાન બહાર છે તેવી આપણા ગુજરાત પ્રાંતની અને આપણા ગુજરાતી લોકોની છે? નથી તો શી રીતે લાવી શકાય? જે પ્રાંતોની પ્રતિષ્ઠા છે તે પ્રતિષ્ઠાનાં કારણો વિચારી તે આપણે ત્યાં પ્રવર્તમાન થાય એવા સંજોગો ઊભા કરવા આપણે કટિબદ્ધ થવું જોઈએ.

૩. રાજ્યતંત્રમાં માત્ર વકીલો કે દાક્તરોને જ સ્થાન નથી પણ વેપારીઓને અને ખેડૂતોને પણ હોવું જોઈએ. જૈન જેવી વેપારી કોમના કેટલા પ્રતિનિધિઓ ધારાસભામાં જઈ બિરાજ્યા? રાજદ્વારી પ્રવૃત્તિમાં કેમ જૈનો સામેલ નથી થતા? રાજ્યશાસ્ત્ર અને રાજ્યના પ્રશ્નોની ચર્ચા જૈનોમાં જેવી થવી જોઈએ તેવી થાય છે? ન થતી હોય તો તે કેવી રીતે કરવી? જૈનો રાજદ્વારી કાર્યોમાં રસ લેતા થાય અને પોતાનાં શક્તિ, અનુભવ અને સાધનોથી એ પ્રદેશમાં ગુજરાતની કીર્તિ વધારે એવો પ્રસંગ લાવવા હવે શરૂઆત થવી જોઈએ.

ટૂંકામાં જૈન સભાઓનું ત્રણ દૃષ્ટિબિન્દુ પ્રત્યે લક્ષ ખેંચ્યું છે. આ પ્રશ્નોની સવિસ્તર ચર્ચા કરાઈ હોત તો સારું. પણ તેવી ચર્ચા જુદે પ્રસંગે કરવા અભિલાષ છે એટલે હાલ તો આટલાથી સંતોષ માનવો. પરિણામ આવશે તો ગુજરાતને લાભ થશે.

* 'એમનો 'ગાંડી ગુજરાત'વાળો લેખ વાંચવા સર્વે ગુજરાતીઓને મારી ખાસ ભલામણ છે.

# સુરતના ભૂતકાળમાં નજર*

ફ્રાન્સિસની વાડીમાં થયેલા સમારંભ સુરતના ઇતિહાસમાં અપૂર્વ અને ચિરસ્મરણીય છે. એ સ્થળ સ્મૃતિમાં સંતાયેલો ભૂતકાળ ખડો કરે છે. હતો એક દિવસ જ્યારે ફ્રાન્સિસ, અંગ્રેજ, ફિરંગી, વલંદા, આરબ, ઈરાની, ચીના, મોગલ, મલબારી વગેરે સોદાગરોનો વેપાર આ નગરમાં ધમધોકાર ચાલતો; હતો એક દિવસ જ્યારે એ વેપારથી વધેલા વૈભવથી લોભાયેલા મલિક અમ્બરો, શિવાજીઓ—મુસલમાન, મરાઠા અને ફિરંગી લૂંટારાઓ તીડની માફક શહેર પર ઊતરી પડી રૈયતને રંજાડતા; હતો એક દિવસ કે પાશ્ચાત્ય સોદાગરોએ નવાબને મદદ કરી અને પરિણામે નવાબી ગઈ—સોદાગરો ચક્રવર્તી થયા અને તેમના અમલે સુરતનું નૂર મુંબઈમાં પ્રગટાવ્યું અને સુરતીઓને સમગ્ર ભારતવર્ષની દેશજનતા પોષવાની અને સત્કારવાની શક્તિ બક્ષી.

ચક્રવર્તી સામ્રાજ્યની છાયામાં જાગેલી દેશજનતા (Nationality) અને સ્વદેશપ્રેમની ભાવનાઓના પ્રેર્યા દેશોદ્ધાર અર્થે દેશદેશાવરથી ધર્મ, પ્રાન્ત કે જાતિના વેર, દ્વેષ, મતમતાન્તર વીસરી હિંદુ, મુસલમાન, પારસી, વિશ્વાસીઓ એકઠા મળ્યા છે. એ સંમેલન સુરતના અતીત ઇતિહાસમાં આ પંચરંગી પ્રજાએ કેવો અને કેટલો રંગ જમાવ્યો હતો તે આલેખવા ઉત્કંઠા થાય છે.

ગુજરાત વેપારીઓનું બ્રહ્માવર્ત છે. પંજાબમાં આર્યો વેદના ગાન ગાતા હતા ત્યારે દક્ષિણના અને સૌરાષ્ટ્રના દ્રવિડો મિસર અને બાબિલોન સાથે વેપાર ખેડતા. ભૂમધ્ય સમુદ્રમાં વહાણવટી ફિનીશીઅનો નિવાસો (Colonies) સ્થાપતા, વેપાર ચલાવતા અને તે રીતે સંસ્કૃતિનું પ્રયાણ ગતિમાન કરતા. તેવી જ રીતે અરબી સમુદ્ર અને હિંદી મહાસાગરમાં દ્રવિડોનાં વહાણો માલ અને સંસ્કૃતિની લાવ–લઈજા કરતા. જમાનાના જમાના વહી જાય છે. સૌરાષ્ટ્ર અને લાટ તથા અપરાન્તમાં આર્યો, શક, ગ્રીક, પારસી, આદિ પ્રજાઓ વસે છે અને ભૂમિને પખાળતા સમુદ્રને કાંઠે નાનાંમોટાં બંદરો સ્થાપે છે. સોપારા, ભરૂચ, ખંભાત, ઘોઘા, ધોલેરા, વેરાવળ, રાંદેર, ટંકારિયા, વગેરે વગેરે સ્થળે હિંદુસ્તાન અને પરદેશનું વાણિજ્ય જાહોજલાલીમાં આવજા કરતું. આ બંદરોના સાહસિક ખલાસીઓ અને વાણિયાનાં સાહસપરાક્રમ લોકકથા, જૈન રાસા આદિમાં સંઘરાઈ રહ્યાં છે

---

* આ લેખ ગુજરાત સાહિત્ય સભા આગળ વાંચવામાં આવ્યો હતો.

તેમ આરબ, ચીની અને યુરોપીય મુસાફરોના પ્રવાસવૃત્તાંતમાં પણ પ્રશંસા પામ્યાં છે.

ગુજરાતમાં જુદે જુદે જમાને પ્રસરેલી ધર્મની અને પરદેશી રાજ્યકર્તાઓની છોળોએ સમુદ્રના બદલાતા પ્રવાહની માફક પોતપોતાને અનુરૂપ બંદરો—નિષ્ક્રમણદ્વાર શોધ્યાં હતાં. બિલ્હણ કવિની માફક એમના સંતાપ સમુદ્રદર્શન અને દરિયાઈ સફરથી ઊડચા હતા. દેશદેશના વેપારીઓ ને કારીગરો બંદરોમાં એકઠા થતા એટલું જ નહિ પરંતુ પરદેશીઓ વેપારની ઇચ્છાથી, વખાના માર્યા કે જુલમીઓના ત્રાસમાંથી છૂટવા બંદરોમાં અને ત્યાંથી આસપાસના પ્રદેશમાં આવી વસી દેશની આબાદી વધારતા. આવી કેટલી પ્રજાઓ આવી હશે તેનો ખ્યાલ આજ આવી શકે એમ નથી. પારસીઓ અને આરબો સિવાયની પ્રજાઓ હિંદુ થવાથી એ ઇતિહાસ જાણવાનાં સાધન લુપ્ત થયાં છે.

મક્કાના પેગમ્બરના દીનની હાક ભારતવર્ષમાં ગાજી રહી હતી. પેગમ્બરના અનુયાયીઓનો સૂર્ય મધ્યાહ્નમાં તપતો હતો ત્યારે દીનના ફરમાન મુજબ હજ કરવા જનારાઓનાં વહાણો સુરતથી ઊપડવા લાગ્યાં તે આગમચ વેરાવળ હાજીઓનું બાબુલ–મક્કા હતું. રાજ્યકર્તાની અમી નજર ઠરી એટલે ગોપી અને રાંદેરી વેપારીઓના પ્રયાસે ખીલતું માછીનું ગામડું મોટું બંદર થયું. અમદાવાદ, ભરૂચ, ખંભાત, ચાંપાનેર, રાંદેર અને આસપાસનાં ગામડાંઓમાંથી લોકોનાં વહેણ સુરત તરફ વળ્યાં. અમદાવાદમાં બાદશાહી તૂટી સૂબેદારી સ્થપાઈ એટલે કસબ-કારીગીરી, ધંધેરોજગાર ઓછાં થયાં અને ત્યાંથી નીકળી સુરતમાં જઈ વસ્યાં. સુરતના બારામાં મોટાં સફરી જહાજો લંગરાવા માંડચાં એટલે બીજાં બંદરોનો વેપાર પણ સુરત તરફ વળ્યો અને બંદરી વેપારીઓ સુરતમાં આવી વસ્યા. આજ જેમ મુંબઈ કરાંચીને લીધે સુરત, દમણ, ખંભાત અને કાઠિયાવાડી બંદરોનો વેપાર પડી ભાંગ્યો છે અને શેરીઓની શેરીઓ નિર્જન થઈ પડી છે તેમ સુરતના ઉદયકાળ વખતે ગુજરાતના અનેક નગરમાં થયેલું. અંગ્રેજ વેપાર કરવા અમદાવાદમાં આવ્યા ત્યારે વેપારની ધમાલથી ગાજતું સરખેજ આજે અમદાવાદના મિલઉદ્યોગને લીધે નીરવ બની ગયું છે. આવી આસમાનીસુલતાની નગરોના છઠ્ઠીના લેખ લખતી વેળા વિધાત્રી નિર્માણ કરે છે અને તેથી જ શેષ નાગના માથામાં મારેલી ખીલી અવિશ્વાસને સંતોષવા પાછી કાઢી પૂંછડામાં મારવાની દંતકથાઓ નગરોના ભંગુર જીવન ઉપદેશવા પ્રચલિત થઈ હશે.

સુરત તરફ વળેલા વિવિધ નાગરિકો પોતપોતાના નગરની ખાસિયતો, સારા-નરસા ગુણો, ઊંચીનીચી રસજ્ઞતા અને અનુભવો સાથે લેતા આવ્યા. આ મુસલમાની શહેરમાં મુસલમાનોના અને તેમના પાટનગર દિલ્હી તરફના મોજાંઓ

પણ આવ્યા. શોખીન, રસજ્ઞ અને બુદ્ધિશાળી મોગલોનો અમલ દિલ્હીમાં પૂ
દમામમાં હતો. ત્યાંથી એ સઘળું હજ કરવા જવાના બંદરમાં આવ્યું—ત્ય
સત્કારાયું, ઉત્તેજાયું અને પોષાયું અને પરિણામે સુરતના જીવનમાં એકરસ થ
ગયું. ગુજરાતમાં બીજે નહિ પણ સુરતમાં કલગીતોરાવાળાની ઉત્તર હિંદુસ્તાનમ
ભરાતી તેવી મહેફિલ જામતી, વેશ્યાઓ અને બીજી ગાનારીઓના નાચ, ગરબ
અને મુજરા મોગલોના દરબારમાં ઊછરેલા સંગીતની ખૂબી ને મસ્તી અનુભવાવતાં
મોગલ સૂબાઓની સાથે આવેલા મુત્સદ્દી કાયસ્થો એમના 'મકાન'માં ઉત્તરની
મોજમજા માણતા,—ગુજરાતમાં બીજે નહીં એવો પતંગ ચગાવવાનો અને
જાનવરોની શરત દોડાવવાનો શોખ દિલ્હી તરફથી સુરતમાં જામ્યો હતો;
અમદાવાદ અને દિલ્હીના કુશળ કારીગરો કિનખાબ વગેરે સોનેરી રૂપેરી કાપડ
વણી અને હાથીદાંતનું નકશીદાર કામ કરી પરદેશીઓને સુરતની રસવૃત્તિથી ચકિત
કરતા. ગોકુળમથુરામાં વહેતી રસની રેલ પણ સુરતમાં આવી હતી. આ રસ
અને દિલ્હીના મોગલ શોખોમાં તરબોળ થયેલા પુષ્ટીમાર્ગીય આચાર્ય વલ્લભાચાર્ય
સુરત આવી વૈષ્ણવ સંપ્રદાયની દીક્ષા આપી ગયેલા. *

વલ્લભાચાર્યની દીક્ષાએ ભક્તિમાર્ગને પોષ્યો અને વિલાસી સુરતને અનુકૂળ
ધર્મ આપ્યો. ગોરો સાથે જનોઈ બદલાવવાના પ્રસંગે કાયસ્થોને થયેલી તકરારનો
નીવડો એ જ સંપ્રદાયે આણ્યો હતો. જનોઈ તોડી કંઠી તેઓએ બાંધી હતી.
નવાબીની અમલદારીની એમની સમૃદ્ધિએ ખાસ મંદિર બાંધી ગોસાંઈજી મહારાજની
ખાસ ગાદી પણ સ્થાપી.

સુરતના મોટા મંદિર—આચાર્યજીની ગાદીના ગોસાંઈ જીવણલાલ મહારાજે
સુધારાવાળાઓની સામે ઝંડો ઉપાડ્યો હતો અને 'મહારાજ લાયબલ કેસ'થી
એ સંપ્રદાયને સમગ્ર દુનિયામાં પાશવ અને અધમ લેખાવ્યો.

હાજીઓનું બાબુલ મક્કા મુસલમાન સલ્તનતમાં હિંદુસ્તાનના વેપારનું મુખ્ય
મથક થયું એટલું જ નહિ પણ એશિયાનું મોટું બંદર અને શહેર થયું. યુરોપ,
આફ્રિકા, એશિયાના સોદાગરોથી સુરત ઊભરાતું. વેપારથી તેની જાહોજલાલી વધવા
લાગી—તેનો સૂર્ય મધ્યાહ્નમાં તપવા લાગ્યો.

ગુજરાત જીતી, મીરઝાઓને વીખેરી નાંખી અકબરે સુરત મોગલ સામ્રાજ્યને
અધીન કર્યું, અને બાદશાહી સૂબો મોકલ્યો ત્યારથી સુરતની સૂરત ખરેખરી

---

* તળ ગુજરાતમાં બ્રાહ્મણ-વાણિયા સિવાયની વર્ણોમાં ખાવાપીવાનો જેટલો
આભડછેટ છે તેટલો કાઠિયાવાડમાં નથી તેમ હિન્દમાં બીજે પણ નથી. દ્રવિડના અનાર્યોમાં
નિવસતા આર્યો સખ્ત આભડછેટ રાખતા. એ આભડછેટના સંસ્કારી વલ્લભાચાર્યે તો
વૈષ્ણવ સંપ્રદાયના પ્રસારણ સાથે એ રિવાજ ગુજરાતમાં ફેલાવ્યો તો નહિ હોય ?

તેમ આરબ, ચીની અને યુરેપીય મુસાફરોના પ્રવાસવૃત્તાંતમાં પણ પ્રશંસા પામ્યાં છે.

ગુજરાતમાં જુદે જુદે જમાને પ્રસરેલી ધર્મની અને પરદેશી રાજ્યકર્તાઓની છોળોએ સમુદ્રના બદલાતા પ્રવાહની માફક પોતપોતાને અનુરૂપ બંદરો—નિષ્ક્રમણદ્વાર શોધ્યાં હતાં. બિલ્હણ કવિની માફક એમના સંતાપ સમુદ્રદર્શન અને દરિયાઈ સફરથી ઊડ્યા હતા. દેશદેશના વેપારીઓ ને કારીગરો બંદરોમાં એકઠા થતા એટલું જ નહિ પરંતુ પરદેશીઓ વેપારની ઇચ્છાથી, વખાના માર્યા કે જુલમીઓના ત્રાસમાંથી છૂટવા બંદરોમાં અને ત્યાંથી આસપાસના પ્રદેશમાં આવી વસી દેશની આબાદી વધારતા. આવી કેટલી પ્રજાઓ આવી હશે તેનો ખ્યાલ આજ આવી શકે એમ નથી. પારસીઓ અને આરબો સિવાયની પ્રજાઓ હિંદુ થવાથી એ ઇતિહાસ જાણવાનાં સાધન લુપ્ત થયાં છે.

મક્કાના પેગમ્બરના દીનની હાક ભારતવર્ષમાં ગાજી રહી હતી. પેગમ્બરના અનુયાયીઓનો સૂર્ય મધ્યાહ્નમાં તપતો હતો ત્યારે દીનના ફરમાન મુજબ હજ કરવા જનારાઓનાં વહાણો સુરતથી ઊપડવા લાગ્યાં તે આગમેચ વેરાવળ હાજીઓનું બાબુલ–મક્કા હતું. રાજ્યકર્તાની અમી નજર ઠરી એટલે ગોપી અને રાંદેરી વેપારીઓના પ્રયાસે ખીલતું માછીનું ગામડું મોટું બંદર થયું. અમદાવાદ, ભરૂચ, ખંભાત, ચાંપાનેર, રાંદેર અને આસપાસનાં ગામડાંઓમાંથી લોકોનાં વહેણ સુરત તરફ વળ્યાં. અમદાવાદમાં બાદશાહી તૂટી સૂબેદારી સ્થપાઈ એટલે કસબ-કારીગીરી, ધંધોરોજગાર ઓછાં થયાં અને ત્યાંથી નીકળી સુરતમાં જઈ વસ્યાં. સુરતના બારામાં મોટાં સફરી જહાજો લંગરાવા માંડ્યાં એટલે બીજાં બંદરોનો વેપાર પણ સુરત તરફ વળ્યો અને બંદરી વેપારીઓ સુરતમાં આવી વસ્યા. આજ જેમ મુંબઈ કરાંચીને લીધે સુરત, દમણ, ખંભાત અને કાઠિયાવાડી બંદરોનો વેપાર પડી ભાંગ્યો છે અને શેરીઓની શેરીઓ નિર્જન થઈ પડી છે તેમ સુરતના ઉદયકાળ વખતે ગુજરાતના અનેક નગરમાં થયેલું. અંગ્રેજ વેપાર કરવા અમદાવાદમાં આવ્યા ત્યારે વેપારની ધમાલથી ગાજતું સરખેજ આજે અમદાવાદના મિલઉદ્યોગને લીધે નીરવ બની ગયું છે. આવી આસમાનીસુલતાની નગરોના છઠ્ઠીના લેખ લખતી વેળા વિધાત્રી નિર્માણ કરે છે અને તેથી જ શેષ નાગના માથામાં મારેલી ખીલી અવિશ્વાસને સંતાપવા પાછી કાઢી પૂંછડામાં મારવાની દંતકથાઓ નગરોના ભંગુર જીવન ઉપદેશવા પ્રચલિત થઈ હશે.

સુરત તરફ વળેલા વિવિધ નાગરિકો પોતપોતાના નગરની ખાસિયતો, સારા-નરસા ગુણો, ઊંચીનીચી રસજ્ઞતા અને અનુભવો સાથે લેતા આવ્યા. આ મુસલમાની શહેરમાં મુસલમાનોના અને તેમના પાટનગર દિલ્હી તરફના મોજશોખ

વેપાર સ્થાપવા યા વધારવા—રાજ્યો કે રાજ્યલોભી પરદેશીઓને રાજ્ય વધારવા મદદગાર નીવડયો હતો.

અંગ્રેજ ખારવાઓ ઉપર ઈંગ્લેંડના સારી દુનિયામાં વેરાયેલા સામ્રાજ્યના અખંડિત અસ્તિત્વનો આધાર છે. આજની દરેક મોટી પ્રજાના વેપારનો ફેલાવો અને રક્ષણ જેમ તેમનું દરિયાઈ લશ્કર બળવાન અને વધારે તેમ વધારે સારી રીતે થઈ શકે છે. જર્મની આદિ દેશો પોતાનાં નૌકાસૈન્ય અને યુદ્ધનૌકાઓની વૃદ્ધિ આ જ કારણ બતાવી કર્યે જાય છે. પણ આપણે ત્યાં આપણા વેપારના પડી ભાંગવાની સાથે આપણો વહાણવટીનો પેશો પણ મરી ગયો છે. વહાણ બંધાતાં ઓછાં થઈ ગયાં છે અને જે વેપાર આપણાં વહાણો અને ખલાસીઓ મારફત થતો તે હવે પરદેશી વહાણો અને ખલાસીઓ મારફત થાય છે. આમ આયપત ઓછી થઈ એટલું જ નહીં પણ આવડ પણ નાબૂદ થઈ.

નેલ્સન અને ટોગો જેવા વીરનરો ઈતર દેશના ખારવાઓને નેતા તરીકે મળ્યા છે પણ આ દેશમાં ? વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ખારવાનો ધંધો હલકો ગણાતો હોવાથી બીજી વર્ણોના બુદ્ધિશાળી, દેશાભિમાની, વીર, દીર્ઘદૃષ્ટા પુરુષો વહાણવટી થતા નહીં, તેમ જ ખારવા બિચારા શૂદ્ર લેખાઈ વિદ્યાભ્યાસને માટે અનાધિકારી ગણાતા એટલે આપણે ત્યાં ઉક્ત નરવીર જેવા નેતા ન પાકે તેમાં આપણા ઋષિમુનિઓ અને તેમનાં ત્રિકાળાબાધ સનાતનધર્મ વિના અન્યનો દોષ સંભવી શકતો નથી. અથવા હિંદના ખારવાઓના છઠ્ઠીના લેખ લખતી વખતે વિધાત્રીએ જે નિર્માણ કર્યું હશે તે કોણ ફેરવી શકે ? પરિણામ તો એટલું જ આવ્યું છે કે જ્યારે દુનિયાની બીજી વેપારી પ્રજાઓ જગતમાં સર્વોપરી કે સમ્રાટ થઈ છે ત્યારે ગુજરાતની પુરાણ વેપારી પ્રજા અનેક રીતે પરાધીન જ રહી છે. તેનો વેપાર તેના દેશમાં જ પરાધીન છે એટલું જ નહીં પરંતુ તેનાં સંતાનોને પરદેશમાં વસવાટ કરવાનો પણ હક રહ્યો નથી. ગમે તેટલાં વર્ષ ગાળ્યાં હોય તોપણ ગોરાઓની મરજી રૂઠી એટલે એમણે જે જે મુલકમાં વસ્યા હોય તે છોડી ઘરભેગાં થવું જ જોઈએ નહિતર કેદ અને સખત મજૂરી એમને માટે તૈયાર રાખવામાં આવ્યાં છે.

સુરત ! જ્યારે તારી જાહોજલાલી* પૂર્ણ કળામાં હતી ત્યારે તને ખ્યાલ પણ નહિ હોય કે શતક વીત્યે તારા હિન્દુ, મુસલમાન, પારસી સંતાનો આફ્રિકાના ગોરાઓના જુલમ અને મમતના ભોગ થઈ પડશે.

જ્યારે ઇસ્લામનો વાવટો સુરતના કિલ્લા ઉપર ફરફરતો ત્યારે વર્ષમાં એક વખત

---

* આપણા વહાણવટી વેપારની જાહોજલાલી અને પડી ભાંગવાનાં કારણો વિશે સવિસ્તર વાંચવાના અભિલાષીએ 'મોડર્ન રિવ્યુ' ફેબ્રુઆરી ૧૯૦૯ ના અંકમાં એ વિશેનો ... બ. જોશીનો લેખ જોવો.

ખીલી નીકળી. સામ્રાજ્યમાં જુદે જુદે ઠેકાણે બનતો માલ પરદેશ મોકલવા સુરતના બંદરે આવતો. આરબ સોદાગરો ઉપરાંત યુરોપના ફિરંગી, અંગ્રેજ, વલંદા અને ફ્રાન્સિસે શહેરમાં કોઠીઓ નાંખી હિંદુસ્તાનનો માલ પોતાને દેશ મોકલતા અને ત્યાંનો માલ અહીં વેચતા. મુલ્લાં ખડકીના ઓવારા પાસે અંગ્રેજોની કોઠી હતી; ત્યાંથી સહેજ આગળ ફિરંગીઓની હતી. હાલની ટપાલ ઓફિસ અને ડાક બંગલો છે ત્યાં વલન્દાની હતી—આજ પણ એ ભાગ વલન્દાના ઓવારાના નામથી ઓળખાય છે; અને જ્યાં કોંગ્રેસ કોન્ફરન્સના મેળાવડા મળ્યા હતા ત્યાં ફ્રાન્સિસની કોઠી હતી. કિલ્લા ઉપર મોગલ શહેનશાહનો અને કોઠીઓ ઉપર યુરોપીય વેપારીઓના વાવટા ઊડતા. વેપાર અર્થે પરદેશીઓના તેમ જ સુરતી સોદાગરોનાં જબરાં જહાજોની ઠઠ જામતી. સ્વાલી બંદર આગળ યુરોપીય જહાજો અદેખાઈથી જંગ મચાવતાં પણ ખરાં.

સફરી જહાજો એમ એકઠાં થતાં એટલું જ નહીં પણ નવાં જહાજો બંધાતાં પણ ખરાં. મક્કે જનારાં 'રેહમી' અને 'મહમદી' વહાણોનું માપ એક પાશ્ચાત્ય મુસાફરે આપ્યું છે. 'રેહમી'ની લંબાઈ ૧૫૩ ફૂટ, પહોળાઈ ૨૪૦ ફૂટ ને ઊંચાઈ ૩૧ ફૂટ હતી. 'મહમદી'ની લંબાઈ ૧૩૬ ફૂટ, પહોળાઈ ૧૪૦ ફૂટ અને ઊંચાઈ ૨૯॥ ફૂટ હતી. ઇમારતી લાકડાનાં તે બાંધવામાં આવતાં. નાળિયેરનાં છોડાંનાં દોરડાં અને ડામરનો પણ બાંધવામાં ઉપયોગ થતો. વજનમાં ૧૦૦૦-૧૫૦૦ ટનનાં વહાણો તો સાધારણ હતાં. વહાણો બાંધવામાં× પારસી સુથારો—વાડિયાઓ એક્કા ગણાતા, અને વહાણવટી સુરતના ખારવાઓ ઘોઘારી ખારવાઓથી જ ફક્ત ઊતરતા લેખાતા. શ્રીકૃષ્ણના સમયથી અને તેથી પણ પહેલાના દરિયો ખેડનાર ખલાસીઓના વંશજો ગુજરાતી ખલાસીઓમાં સર્વોત્તમ હોય એમાં નવાઈ જેવું નથી.

એક દિવસ એવો પણ હતો કે હિંદુઓ વેપારી-જહાજો જ નહીં, પરંતુ લશકરી વહાણો પણ બાંધતા અને એ વહાણોને ફતેહમંદીથી લડાઈમાં ઉતારનાર વીરનાવિકો પણ આ ભૂમિમાં જન્મતા. મુસલમાની સલ્તનત દરમ્યાન મુસલમાન ટંડેલોના હાથ નીચે કવાયત પામેલો ગુર્જર ખારવાઓનો કાફલો અનેક વેપારીઓને

---

× ઇસ્લામની તરવારથી અગ્નિદેવને બચાવવા ઈરાનથી નાસી પારસીઓ ગુજરાતમાં આવ્યા ત્યારે તેઓમાંનો ઘણોખરો ભાગ ખેડૂતનો હતો. અહીં જેમને ખેડાણ જમીન મળી શકી તેમણે ખેતી કરવા માંડી અને બીજાઓ હિંદુઓની નાતોનો કૃત્રિમ અને જુલમી પ્રત્યવાય ન હોવાથી પોતાની શક્તિને અનુકૂળ ધંધાઓ લીધા. તેમાં સુથારના અને મારફતિયાના ધંધામાં ખ્યાતિ પામેલા પારસીઓ યુરોપીયોના સહવાસમાં આવ્યા. અને એ સહવાસે એ કોમનું વર્તમાનભવિષ્ય પ્રકાશોજ્જ્વલ કરી નાંખ્યું.

કિનખાબની ગાદીવાળી રત્નજડિત પાલખીમાં 'પ્રેસિડન્ટ' અને પાછળ બે ધોરી બળદના સગરામમાં કારકુનો અને વેપારીઓ—એ પ્રમાણે સરઘસ નીકળતું. પ્રેસિડન્ટ નવાબને મળવા જાય ત્યારે તોપો પણ ફૂટતી. ખાવાપીવામાં અંગ્રેજોએ દેશી રિવાજો અને વાનીઓ દાખલ કર્યાં હતાં. ઇંગ્લેંડ અને હિંદ વચ્ચેની અવરજવર કરતાં મહિનાના મહિના લાગતા એટલે મડમો બહુ જૂજ અહીં આવતી. તેથી ઘણા અંગ્રેજો દેશી સ્ત્રીઓ સાથે નિકાહ પઢતા અથવા તેમને અંગવસ્ત્ર તરીકે રાખતા. આમ ભપકાથી ખોરાક અને લગ્નથી સુરતના વતનીઓનાં નિકટ સહવાસ અને શ્રદ્ધા તેઓ મેળવતા, ને દલાલો મારફત વેપાર ચલાવતા.

*

સુરતના શરાફો અને નાણાવટીઓ ધનાઢ્ય અને શાખવાળા આસામીઓ હતા. હિન્દુસ્તાનમાં અને તેની બહાર પરદેશમાં હૂંડી લખતા, અને દેશ-દેશાવરની હૂંડી સ્વીકારતા; વહાણના માલનો વીમો ઉતારતાં ખચકાતા નહીં, અને યુરોપીયન વેપારીઓ જ્યારે ભીડમાં આવતા ત્યારે ત્યારે નાણાંની મદદ કરતા.

વેપારથી શ્રીમંત થયેલા સુરતની મોજશોખમાં અને એશઆરામમાં કશી કમીના નહોતી. એપ્રિલ અને ઓક્ટોબરમાં શીતળ હવા ખાવાને પૈસાદારો ડુમસ જઈ રહેતા. વરઘોડા અને નાતોમાં અંગ્રેજ મુસાફરોને છક કરી નાખે એવો ઠાઠ ને ભપકો રાખતા. પાંજરાપોળોથી ખ્રિસ્તીઓને આશ્ચર્યલીન કરી તેમના ધર્મની ખામી બતાવતા. શહેર બહાર વાડીઓ અને બગીચાઓ વસાવી ત્યાં વાર-તહેવારે જઈ આરામ લેતા, કે નાચમુજરામાં તલ્લીન થઈ પોતાનું લાલાજીપણું પ્રકાશતા. સક્રાન્ત ઉપર પતંગ ઉડાવવામાં લખલૂટ ખર્ચ કરતા, અને ઘરડાઓ જુવાન થઈ જુવાનોની સાથે ભેગા મળી એ રમત ઊજવતા. શ્રાવણથી શરૂ કરી આસો સુધી ગેણીઆ પાળી ચંદનીની સહેલગાહ અનુભવતા, અને તહેવારોને દિવસે શરતોમાં ઊતરી ઇનામો મેળવવાની હરીફાઈ કરતા. વેણીમાધવ જેવાના અખાડામાં ઉસ્તાદો પાસે તાલીમ લઈ પહેલવાન બનતા. તાપીના જબરા વહેળામાં નહાવા પડી તારાઓ થતા. ગાયનના જલસા કરી સંગીતની ઉસ્તાદી મેળવતા, અને બીજાઓને તોડતા. આવી રીતે હિન્દુ-મુસલમાન કે પારસીના ભેદભાવ તેઓ દૂર કરતા, અને શહેરી તરીકેનું ઐક્ય અનુભવતા.

મોજિલા અને લાલાજી સુરતીઓ આવી રીતે નીડર, સ્વતંત્ર અને સાહસિક બનતા. આનંદ, હાસ્ય, આરામ માણતા છતાં વખત આવે જુલમની સામા થઈ જતા. અંગ્રેજ સરકારના એક ધારાની વિરુદ્ધ આખી સુરતની પ્રજા ઊમટી હતી એ બનાવ એમના જસ્સાનો ખ્યાલ આપશે

યુરોપનાં વહાણો આવતાં અને જતાં. અમદાવાદ, ખંભાત, ભરૂચ, આગ્રા વગેરે સ્થળોની બનાવટો ખરીદી યુરોપ મોકલવામાં આવતી, અને યુરોપથી સીસું, લોખંડ અને લોખંડી કામ સુરત આવતાં. ઉપરાંત મલબારનું કાપડ, સિંધમાં બનતો માલ, ઈરાન, ચીન અને બંગાળનું રેશમી કાપડ, ચીનાઈ વાસણો, જાવા વગેરે તરફના તેજાના, ઈરાનનાં તાંબું, મોતી અને શેતરંજીઓ, અરબસ્તાનનાં અત્તરો વગેરે વગેરે સુરતમાં આવતાં અને હિન્દુસ્તાનની અંદર કે બહાર મોકલાતાં. લાખો રૂપિયાની જબરી નાણાંની ઊથલપાથલ થતી. અંગ્રેજો કારીગરોને નાણાં ધીરી માલ તૈયાર કરાવી પરદેશ મોકલતા. હિંદુઓ સોદાગીરીને બદલે ઘણુંખરું નાણાવટી અને દલાલનો ધંધો કરતા. વહાણો ભરી માલ પરદેશ મોકલવાનું સાહસ વહોરતા નહોતા. મુસલમાન સોદાગરો વહાણો માલથી ભરી સફરે મોકલતા. અબ્દુલ ગફુર નામનો સોદાગર દર વર્ષે મોટાં વહાણો ભરી માલ પરદેશ મોકલતો;—તેનું વહાણ કોઈ અંગ્રેજે લૂંટ્યું હશે તે ઉપરથી સુરતના સઘળા અંગ્રેજોને કેદમાં નાખવામાં આવ્યા હતા. આવી કેદ અંગ્રેજોને ઘણી વાર ભોગવવી પડેલી. કેદથી એમની આંટ અને વેપારને ધોકો પણ પહોંચેલો. આજની માફક તે વખતે તેમને માટે અલાયદાં કેદખાનાં નહોતાં. પગમાં બેડીઓ નાખવામાં આવતી અને સખત મજૂરી લેવામાં આવતી એટલું જ નહીં પણ આખા શહેરમાં તેમને ફેરવવામાં આવતા + કે તેમના દીદારનાં લોકો દર્શન કરે અને તેમની સાથેનો વ્યવહાર બંધ પાડે. સુરતના બારામાં વહાણ આવે ત્યારે તેમાંનો માલ જકાત માટે તપાસાતો એટલું જ નહીં પણ વહાણમાં આવેલા દરેકેદરેક ઉતારુઓનાં લૂગડાં અને શરીર બારીકાઈથી ચકાસાતાં. આ તપાસમાંથી સર ટોમસ રો મહામહેનત અને જબરી કળે બચી શક્યો હતો.

અંગ્રેજોની કોઠીમાં તેમના વેપારી અને અમલદારો રહેતા. એમના અમલદારોના મુખ્ય માણસને 'પ્રેસિડન્ટ' (પ્રમુખ) કહેવામાં આવતો. તેને વર્ષે દિવસે ૩૦૦ પૌંડ (તે વખતના પૌંડની કીમત આજના કરતાં સહેજ વધારે હતી) અને હલકામાં હલકા કારકુન ('ફેક્ટર')ને ૭ પૌંડ પગાર મળતો. ઓછા પગારને લીધે તેઓ ખાનગી વેપાર કરતા. તેથી કંપનીના વેપારને ખમવું પણ પડેલું.

દેશીઓને આંજવા અંગ્રેજો પૂર ભપકામાં રહેતા. 'પ્રેસિડન્ટ' બાદશાહી ઠાઠ રાખતો. જ્યારે બહાર નીકળતો ત્યારે મોખરે વાજાંવાળા ચાલતા, પછી અંગ્રેજ સિપાહીઓ, પછી ૪૦ મુસલમાન સિપાહીઓ, પછી નિશાન, પછી

---

+ તે વખતમાં મોટા કેદીઓને શહેરમાં ફેરવવાનો રિવાજ સાધારણ હતો. શામળની વાર્તાઓમાં એ રિવાજનું વર્ણન આવે છે. જૂનાગઢના રા. મંડળિકને શ્રાપ દેતાં ચારણી નાગદેવી પણ તેને સુરત જેવા શહેરમાં કેદી તરીકે ભટકવાની જ વાત કહે છે.

મુસલમાની રાજ્ય નાશ પામ્યું. તેની સાથે તેમના દોરદમામનો અંત આવ્યો. મુસલમાનોનું શહેર તેમના અવસાન સાથે અસ્ત પામ્યું !

કાયસ્થ, નાગર, વાણિયા, જૈન અને અનાવિલ આદિ હિંદુઓએ, વોરા અને બીજા મુસલમાન સોદાગરોએ, હિંદુઓમાંથી વટલેલા મુસલમાનોએ, અને પારસીઓએ સુરતની જાહોજલાલી અને આસમાનીસુલતાનીમાં ભાગ લીધો છે. નાગર, કાયસ્થ અને પારસીઓએ શહેરના કારભાર ચલાવ્યા; વાણિયા, જૈન અને વોરાઓએ વેપાર ખેડ્યા અને પારસીઓએ તથા હિંદુ કારીગરોએ હુન્નર-કસબ વધાર્યા.

દિલ્હી અને તે તરફના મુલકોમાંથી આવેલો હાથીદાંત અને વણાટની કારીગરી અમદાવાદ અને ચાંપાનેરમાં દાખલ થઈ. ગુજરાતના સુલતાનો પદભ્રષ્ટ થવાની સાથે ઉક્ત હુન્નરો મોગલોના બંદર સુરતમાં સુલતાનોના પાટનગર અમદાવાદથી આવ્યા. મુસલમાની સત્તા દરમ્યાન આવા અનેક હુન્નરો સુરતમાં ખીલ્યા. યુરોપીયનોના સહવાસે તેમના હુન્નરો અને રસજ્ઞતાનો પાસ પણ એ હુન્નરોને લાગ્યો.

ખંભાતની ભૂરચના વેનિસ જેવી હશે પરંતુ વેનિસ અને એથેન્સની રસિકતા તો ખંભાત કરતાં સુરતમાં જ નજરે ચડે છે. બેશક અમદાવાદનું મુસલમાન સ્થાપત્ય સુરતમાં નથી; તોપણ લોકોની ઇમારતો અને હવેલીઓ જેટલી સુરતમાં આકર્ષક ને મનહર છે તેટલી ગંદા, અંધારા અને ધૂળીયા અમદાવાદમાં નથી. સુરતના કવિઓ કરતાં અમદાવાદ કાઠિયાવાડના કવિઓની રસિકતા ઉન્નત નીવડી છે, પણ લોકસમૂહ જોતાં સાર્વજનિક રસિકતા અમદાવાદ કરતાં સુરતમાં વધારે છે.

અમદાવાદ, ચાંપાનેર, ભરૂચ ને ખંભાતની સંચિત શક્તિ સુરતમાં મુસલમાનો અને યુરોપીયનોથી સંસ્કૃત થઈ અને આજે એ શક્તિ કાઠિયાવાડ, કચ્છ અને દખ્ખણની શક્તિઓમાં સંયમ પામી મુંબઈમાં નવો જ પ્રભાવ દાખવે છે.

અમદાવાદ, સુરતના ભેદ હવે રહ્યા નથી અને રહ્યા હોય તો જવા જોઈએ. હવે દરેકે ગુજરાતી થવું જોઈએ, અને ગુજરાતના પાટનગર અમદાવાદ અને મુંબઈનું નાયકત્વ સ્વીકારવું જોઈએ. ગુજરાતી થઈ હિંદીની ભાવના જગાવી હિંદની એક પ્રજા બનવું એ દરેક ગુજરાતી ભાષા બોલનાર સ્ત્રીપુરુષનો અભિલાષ થવો જોઈએ.

પ્રજાઓના ઇતિહાસમાં નગરો, જેવી તેવી સેવા બજાવતાં નથી; તેમાંયે ...ન અને બંદરો તો મુખ્યત્વે ઘણી જ મોટી સેવા બજાવે છે. ત્યાંના

આ જુસ્સો પ્રજાહક્કના સિદ્ધાંતો કે સ્વદેશાભિમાનથી પ્રેરાયેલો ન હોવાથી સુરતીઓ પોતાના વતનને મોગલો, મરાઠા કે યુરોપીયનોનાં લૂંટાલૂંટ ત્રાસ કે આક્રમણથી પાયમાલીમાંથી બચાવી શક્યા નહીં. કવિ કેમ્પબેલે જેવો આદેશ ઇંગ્લેંડના લોકોને સંદેશ્યો હતો તેવો આદેશ પોતાનાં સંતાનોને આપવાનું ભાગ્ય સુરતીઓ કોઈ કવિના લલાટે નિર્માણ કરી શક્યા નહીં, ઊલટું નર્મદાશંકર અને મલબારીને આંસુ સારવાં પડ્યાં.

ઉપર વર્ણવેલી આબાદી ઝાઝું ટકી નહીં. બ્રાહ્મણી રાજ્યોના બુદ્ધિશાળી સેનાપતિ મહમદ ગાવન અને મલિક અમ્બરે તેમ જ ફિરંગીઓએ કોટ વગરનું સુરત લૂંટ્યું. કોટ બંધાયા પછી પણ 'મહારાષ્ટ્ર ધર્મ' ફેલાવનાર શિવાજી બે વખત આવી મુસલમાનોના બાબુલ-મક્કાની લક્ષ્મી હરી ગયો, અને સુરત તથા તેની પાછળ પથરાયેલી ગુજરાતની સોનાની વાડી લૂંટવાનો રસ્તો પોતાના લોકોને બતાવી ગયો. મોજશોખમાં મશગૂલ થયેલા સુરતીઓએ એક પણ વખત આ ધાડપાડુઓને તાપ બતાવ્યો નહીં. સુરતીઓને ભાગવત, મહાભારત કે રામાયણની કથા કહેનાર પ્રેમાનંદ ભટ્ટે પણ એ ધાડો પડી જ નહીં હોય તેમ પોતાની માણ વગાડ્યા કરી, અને વર્તમાનમાં ભૂતકાળ તરફ લોકોનું લક્ષ ખેંચ્યું; વર્તમાન ભૂલાવી ભૂતકાળમાં તેમને રચાવ્યા.

ધાડપાડુઓની માફક દિલ્હીના શાહુકારોની પણ ખોટ નહોતી. ચાઇલ્ડ નામના અંગ્રેજ પ્રેસિડન્ટે સુરતના શરાફો પાસેથી પુષ્કળ નાણાં વ્યાજે કાઢી માલ લઈ વહાણ ભરી ઇંગ્લેંડ પાઠવ્યાં. બારામાંથી વહાણ હંકારાઈ ગયાં, એટલે વ્યાજે નાણાં કાઢવાનો ઇન્કાર કર્યો અને વેપારીઓને ડુબાવ્યા.

તાપી નદીમાં વારંવાર આવતા પૂરે પણ શહેરની ખરાબી કરવા માંડી. કામડાં અને સાદડીથી ગરીબોનાં ઘરો બાંધવામાં આવતાં. શ્રીમંતાની હવેલીઓમાં પણ સસ્તાં લક્કડને લીધે લક્કડકામ વધારે પ્રમાણમાં રહેતું. આથી સહેજ ભડકો થતાં આગ સારા શહેરમાં ફરી વળતી અને પાયમાલી વધારતી.

લૂંટ, રેલ, આગ અને અંધાધૂંધીથી સુરતની જાહોજલાલી ઘટવા માંડી. લોકોના બાલીશ વહેમે, પાયમાલીનું કારણ નવાબી દરમ્યાન શહેરના બંધ દરવાજા ઉઘાડવામાં નહીં આવવાથી ગુસ્સે થયેલા એક ફકીરના શાપમાં આરોપ્યું, અને એ રીતે તકદીર આગળ કરી તદબીરો અમલમાં ન મૂકી અને પડ્યા તેટલા પ્રહાર તેઓ ખમ્યા.

મુંબઈ અંગ્રેજોની સત્તાનું મુખ્ય સ્થાન થવાથી, મરાઠાના દરોડાની હરકત અને બીક ત્યાં ન હોવાથી તેમ જ સુરત કરતાં ત્યાંનું બારુ વિશેષ સગવડવાળું હોવાથી વેપાર સુરતથી ઊપડી મુંબઈ ગયો.

કવિત્વની સાથે ભળી, ગુજરાતમાં વીર કવિતાની પ્રબળ રેલ રેલાવે, અને ગુજરાતીઓમાં જુસ્સો ને બળ પ્રેરે એવી દરેક સુરતીની આંતરવાંછના હો !

ત્યારે શું સુરતના ભૂતવર્તમાન લજ્જાસ્પદ છે ? કયા નગરનો આવો સમર્થ અને જ્યોતિર્મય ઇતિહાસ છે ? લડાયેલાં સુરતનાં સૌંદર્ય અને સૌરભ ઘટ્યાં છે ? નહીં ઘટ્યાં હોય તો હજુ તે ક્યાં ક્યાં પ્રસરશે તે કોણ કહી શકશે ? અનેકવાર પરાધીન થવા છતાં ઇટાલી સ્વતંત્ર થયું છે, તેમ સુરતનો ઉદય નહીં થાય ? અથવા ઉદય નહીં થાય તોયે શું ? ઇતિહાસમાં એ નગરનું સ્થાન અંકાઈ ગયું છે. માનવીની સેવા એણે કરી છે.

સુરતની હાલની સ્થિતિ તેથી આપણને હતાશ કરતી નથી. અમદાવાદ, ચાંપાનેર, ભરૂચ, ખંભાત આદિ નગરો ભાંગી થયેલું સુરત અવસન્ત થઈ મુંબઈને પોષે અને જેવી રીતે સુરતે આર્ય પ્રજાનો ઉત્કર્ષ સાધ્યો હતો તેવી રીતે મુંબાઈ નવી હિંદી પ્રજાનો ઉત્કર્ષ સાધે તેમાં સુરતને ખિન્ન થવાનું છે કંઈ ? ‘સબ ભૂમિ ગોપાલકી’ કહેનાર પ્રજાના વંશજોને સુરતની પાયમાલી નિરુત્સાહી અને આશાભંગ નથી કરતી.

સુરતના પુત્રો જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં રહી પોતાના નગરનું નામ ગજાવશે, અને ભારતવર્ષનો ઉદ્ધાર કરશે ત્યાં લગી સુરત પાયમાલ નથી થયું, પણ જ્વલંત ચેતનવાળું અને સોળે કળાની જાહોજલાલીમાં તે ઝૂકતું જ છે ! *

* ઈ. સ. ૧૯૦૭માં સુરતમાં પ્રોવિન્સિયલ કોન્ફરન્સ ભરાઈ ત્યારે એક મંડળમાં વાંચવા આ લેખ લખ્યો હતો. ત્યાર પછી એને વિસ્તારી ‘સુરતની તવારીખ’ લખવા મુરાદ થયેલી પણ વિવિધ સબબોને લીધે તે મુરાદ હાલ હાંસલ થઈ શકે એમ ન હોવાથી લેખમાં સહેજ ફેરફાર કરી છપાવ્યો છે.

રહેવાસીઓ સમગ્ર દેશની પ્રજાનું ભવિષ્ય ઘડે છે. માટે જ શહેરોની તવારીખ લખાવી જોઈએ; તેમના જન્મદિવસ કે શત યા સહસ્ર વર્ષની સાલગીરી ઊજવવી જોઈએ.*

આજ સુરત મુફલીસ અને નિરુદ્યમી છે. પણ વેપાર અને રાજ્યનીતિમાં ધુરન્ધર એવા તેના પુત્રો પરદેશમાં બિરાજે છે અને પરદેશીઓને પોતાની બુદ્ધિ અને હૃદયના પ્રભાવથી દોરે છે. બાબુલ–મક્કાનો સપકો અને પવિત્રતા ગયાં છે પણ અમદાવાદથી આવેલી વોરાઓના મુલ્લાજીની ગાદીથી તે પવિત્રતા લુપ્ત થતી રહી ગઈ છે. અકિંચન સુરત પરદેશ ગયેલા પુત્રોની કમાણીથી સમૃદ્ધ થતું જાય છે. જૈન ઝવેરાતનો વેપાર કરી, પારસીઓ અને વોરાઓ ફાવે તે મુલકમાં જઈ વેપાર કરી લક્ષ્મી મેળવી સુરતમાં લાવે છે. પરદેશ વેરાયેલા સુરતીઓ ગુજરાતના કે આફ્રિકાના હિંદી વતનીઓમાં ચેતન ચમકાવે છે અને પોતાની રસિકતા સત્કારાવે છે.

દુર્ગારામ મહેતાજીએ વેગ આપેલી સુધારાની પ્રવૃત્તિ ગુજરાતનાં બીજાં શહેરો કરતાં સુરતમાં ડહાપણથી અને વ્યવહારથી ચાલી રહી છે. પરદેશગમનની બીજે ચૂંથાચૂંથ થયાં કરે છે, પણ સુરતમાં તેની છૂટ થઈ છે. સ્ત્રીજાતિના સહજ હક્કને પણ ત્યાં સારું સન્માન અપાવું શરૂ થયું છે. સુરતના લાલીયાઓ અંગ્રેજોની નોકરીમાં સમગ્ર હિંદમાં ફરી વળે છે; ગુજરાતી ભાષા પોતાની સાથે લઈ જાય છે, અને બ્રાહ્મણોના સનાતન ( ? ) વર્ણાશ્રમને ભરીખી જ્ઞાનથી સંપન્ન થાય છે તેમ જ સ્પર્શાસ્પર્શનાં કૃત્રિમ બંધનોમાંથી પોતાની જાતને મુક્ત કરે છે.

સુરતીઓની બુદ્ધિ હજુ મંદ નથી પડી; તેમનું હૃદય હજુ ઠંડું નથી થયું. અમલદારીમાં તેમ જ્ઞાનકળામાં તેઓ હજુ પાછા નથી પડયા. બંગભંગને પરિણામે જાગેલા વીર્યવાન ચેતનની 'શક્તિ' ગુજરાતને આપવા એ જ નગરે કમર કસી છે. એ નગરમાં શૌર્ય અને પ્રેમનાં મહામંત્રો જગાડી જનાર પેગમ્બર નર્મદનું મંદિર ખબરદારની કવિતામાં સ્મરણ અને સન્માન પામે છે અને દેશમાં જાગેલા નવચેતનને પ્રતાપે એ મહામંત્રોથી ખેંચાયેલા ગુજરાતીઓ એ મંદિર તરફ વળે છે. વળતા જાય એમાં શી નવાઈ? નર્મદના અનુયાયી અને સુરત પ્રત્યે અત્યંત વહાલ રાખનાર ડો. હરિ હર્ષદ ધ્રુવનું કવિત્વ નર્મદના

* પારસીઓએ નવસારી અને સુરતની તવારીખ લખી છે; પણ ફક્ત પારસીના દષ્ટિબિંદુથી લખાયેલી હોવાથી તે અપૂર્ણ છે. અમદાવાદ, ખંભાત, પાટણ, વડોદરા, ચાંપાનેર, ભરૂચ, જૂનાગઢ આદિ શહેરોની તવારીખ લખાવનાર કોઈ નીકળશે? ગુ. વ. સોસાયટી આ દિશામાં લક્ષ આપશે? ઇંગ્લેંડમાં તો તવારીખ લખાઈ છે એટલું જ નહીં પણ નાટક, સરઘસ, ચિત્રો, પ્રદર્શન આદિથી શહેરોની સહસ્ર સંવત્સરીઓ પણ ઊજવાઈ છે અને ઊજવાય છે.

મંડળોથી બીજી કાંઈ કાર્યસિદ્ધિ નહીં થતી હોય તોપણ એક કુટુંબનાં સગાંવહાલાંની પેઠે સૌ એકઠાં થઈ સ્નેહ અને સહજીવનનો આનંદ ભોગવે છે. તમારા કુટુંબના મેળાવડામાં હું પણ કુટુંબી તરીકે જ એવા આનંદનો લહાવો લેવા આવ્યો છું. આપણે સાથે સૌ એટલું કરી શકીશું તો શોચને અવકાશ નહીં રહે. જ્યાં જ્યાં કુટુંબો સુખી અને સમર્થ છે, ત્યાં ત્યાં દેશોદય અને પ્રગતિ છે. તમે પ્રતિ વર્ષે આનંદ મેળવો છો, તો તમારી પ્રવૃત્તિઓનું ભવિષ્ય આશાવંત છે.

એ પ્રવૃત્તિઓનું જે વર્ણન આપના મંત્રીશ્રીએ હમણાં કર્યું, તેનું સંક્ષેપમાં સિંહાવલોકન કરીશ તો આજના કાર્યવ્યવહારમાં આપણને પ્રકાશ મળશે.

આ અધિવેશનથી આપણા મંડળનું શિશુત્વ સમાપ્ત થાય છે અને કૌમાર્યનો આરંભ થાય છે. એના સભાસદોમાંથી અનેક વિદ્યાર્થીદશામાંથી ગૃહસ્થ થયા છે. એટલે હવે તમારી મહેચ્છાઓ પણ પ્રમાણમાં વધશે અને અભ્રમય (nebulous) સ્વરૂપને બદલે શક્ય આકાર તેઓ પામશે. પાછલાં વર્ષોના સિંહાવલોકનથી જેવો આપને સૌને સંતોષ થાય છે તેવો જ યૌવનના પ્રારંભે કૌમાર્યના સિંહાવલોકનથી થશે એવી મારી શ્રદ્ધા છે.

તમારી પ્રવૃત્તિના ભિન્ન ભિન્ન અંગો પ્રત્યે હવે દૃષ્ટિ વાળીશું. ખાસ આકર્ષણ કરનાર અંગ સમાજસુધારણાના સંબંધમાં આજ લગી થયેલી વ્યવસ્થા છે. તમારા સામાજિક જીવનમાં જે દૂષણો, જે ન્યૂનતા લાગી છે, તે વિષે તમે ચર્ચા કરો છો અને તેમનો ધ્વંસ કરવા પ્રતિજ્ઞારૂપી 'સત્યાગ્રહ' ધરવા તમે તત્પર થયા છો. સામાજિક જીવનના પ્રશ્નો સંકુલ હોવાથી તેમના ઉકેલ માટે તમે અલાયદી સભા યોજી છે તે ઠીક થયું છે.

કેળવણીના સંબંધમાં માત્ર વિચારો કે પ્રતિજ્ઞાઓ આગળ અટક્યા નથી પરંતુ સંસ્થાઓ સ્થાપી છે એ બહુ જ હર્ષજનક છે. તમારી ચર્ચાઓમાંથી ચરોતર કેળવણી મંડળ (Charotar Education Society) જન્મ પામ્યું છે અને તમારા સભાસદો પોતાની મેળે રાત્રિશાળા, પ્રાથમિક નિશાળ, વિદ્યાર્થીગૃહ આદિ ચલાવે છે એ સર્વ ઊજળાં ભવિષ્યનાં પ્રકાશવન્તાં કિરણો છે.

ગયે વર્ષે સ્વદેશી ચીજોનું પ્રદર્શન ભરી આપણા દેશના આર્થિક પ્રશ્નના ઉકેલ પ્રત્યે તમારું લક્ષ તમે દોર્યું છે.

આટલું આટલું કર્યા છતાં તમારે ટીકાઓ સાંભળવી પડી છે, તમે આક્ષેપને પાત્ર થયા છો, તમારા ઉત્સાહનો ભંગ કરવામાં આવ્યો છે.

*

તમારા રિપોર્ટ ઉપરથી જણાય છે કે, એ આક્ષેપોથી તમને ઓછું આવ્યું

# વિદ્યાર્થીઓને

આપના મંડળના સપ્તમ અધિવેશન* પ્રસંગે પ્રમુખસ્થાન મને સોંપી જે કર્તવ્યની અપેક્ષા આપે રાખી છે તેનો સંતોષકારક નિર્વાહ આપ સૌની મમતા અને મદદથી થશે એવી મને આશા છે. મારી પોતાની કોઈ પણ પ્રકારની યોગ્યતા કરતાં આપની મમતાથી જ આ કર્તવ્ય મને સુપ્રત થયું છે, એટલે જ હું આવો આશાવંત છું. સ્થૂલ સ્વરૂપે ગોચર થાય એવી કોઈ પણ દેશસેવા મેં કરી નથી, જેના ફળરૂપે આવું સ્થાન મેળવવા હું ભાગ્યશાળી થાઉં. ત્યારે પ્રશ્ન ઊઠે છે કે કેવી રીતે આજે હું આપની અંદર આ પ્રતિષ્ઠા મેળવી શક્યો છું? રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટની કૃપાભરી મિત્રતા આ પ્રતિષ્ઠાનું મૂળ કારણ છે. પ્રો. ગજ્જર દ્વારા વડોદરામાં કલાભવનની સ્થાપના વર્તમાન ગુજરાતના જીવનમાં જેવો આકર્ષક અને પરિણામશીલ પ્રસંગ છે તેથી ભિન્ન રીતે એ કલાભવનની સાથે શિક્ષણશાળા(ટ્રેનિંગ કૉલેજ)નું સંયોજન કરી શિક્ષણશાળાના મુખ્ય અધ્યાપકપદે રા. રા. મણિશંકરની નિમણૂક પ્રો. ગજ્જરે કરી એ પ્રસંગ પણ વડોદરા રાજ્યના કેટલાક વતનીઓના આંતરજીવનનો માત્ર રસિક જ નહીં પણ આધ્યાત્મિક પ્રસંગ નીવડ્યો છે. રા. રા. મણિશંકરના સર્વે શિષ્યોના સમાગમમાં આવવાનો લહાવો મેં માણ્યો નથી; પરંતુ જે બેચાર શિષ્યો અને તેમના દસ-પંદર શિષ્યોના સહવાસમાં આવવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું છે, તે ઉપરથી ઉક્ત કથન કરું છું. આજે જે જે પ્રવૃત્તિઓ તમે કરો છો તેનું મૂળ પ્રેરક બળ રા. રા. મણિશંકર કે તેમના પ્રિય શિષ્ય રા. રા. કરુણાશંકર નહીં હોય તોપણ તેમના આત્માનો પ્રભાવ આ પ્રવૃત્તિઓ ઉપર અંકાયા વિના રહ્યો નથી. રા. રા. મણિશંકરને લીધે હું રા. રા. કરુણાશંકરના સમાગમમાં આવ્યો અને એમણે મારો પરિચય તમને—એમના શિષ્યોને કરાવ્યો. તમે પુનામાં ફરગ્યુસન કૉલેજમાં ભણવા ગયા અને મારે પણ ત્રણ વર્ષ પુનામાં રહેવાનું થયું એટલે આપણી મિત્રતા જન્મી. આ સર્વ સંબંધોના અંતરમાં રહેલા સ્નેહથી તમે મને આજની સેવા સોંપી છે અને મેં પણ એ જ સ્નેહવશ થઈ તે સ્વીકારી છે. તમારા કાર્યમાં સલાહ આપી શકવાનો અનુભવ મને નથી તેમ એવી કોઈ સ્થાયી દેશસેવા મારી નથી જેની સિદ્ધિમાં મારા ચારિત્ર્યનો પ્રભાવ જોઈ તમે તેને માર્ગદર્શક કરી શકો. પરંતુ તમે રિપોર્ટમાં એક સ્થળે બહુ રમ્ય વર્ણન કર્યું છે કે આવાં

---

* પેટલાદ બોર્ડિંગના જૂના વિદ્યાર્થીઓના મંડળ સમક્ષ ધર્મજમાં ૧૯૧૬ના ઓક્ટોબરની ૧૯-૨૦મીએ કરેલું પ્રવચન.

રાજદ્વારી, સામાજિક; આર્થિક, કલાવિષયક, શિક્ષણવિષયક, જે જે પ્રવૃત્તિઓ જન્મે છે અથવા વ્યવહારમાં છે તેમના સંબંધમાં આવી અધીરાઈ પ્રગટ થતી કોણે અનુભવી નથી ? મનુષ્યસ્વભાવને એ સહજ છે. ખિન્ન કે ક્રુદ્ધ થવાનું એક જ કારણ છે. ટીકાકાર માત્ર ટીકા જ કરવા આપણું લક્ષ્ય એને ઇષ્ટ ન હોવા છતાં, આપણી પ્રવૃત્તિનો નાશ કરવા ટીકા કરતો હોય ત્યારે આપણો પિત્તો ઊછળ્યા વિના ન રહેવો જોઈએ. ટીકાકાર ટીકા કરી સંતોષ નહિ પામતાં આપણી પ્રવૃત્તિઓમાં સક્રિય સામેલ થતા હોય તો સોનાથી પીળું શું ? તમારા ટીકાકારો કેવી કોટિના છે તેનો નિર્ણય તમે જ કરજો.

વિચાર અને આચારની મોટી તકરાર પરત્વે મારું એવું માનવું છે કે વિચાર વિપુલ અને સતત ન હોય ત્યાં લગી આચાર સંભવતો જ નથી. સમગ્ર વાતાવરણ વિચારથી પરિપૂરિત થાય છે ત્યારે આચારો સ્વયંભૂ—કોઈ પણ પ્રકારના conscious પ્રયત્ન વિના ઘડાય છે. આચાર અને વિચાર પર પરસ્પરનો પ્રભાવ પડે છે. વિચાર મંદ પડે છે તો આચાર જડ થઈ જાય છે. વિચાર તો નિરંતર પ્રવાહિત હોવો જોઈએ. જે જે પ્રશ્નો ઊઠે તેના ઔચિત્ય, આવશ્યકતા, લાભ માટે જેટલા વિચાર સતત ચાલ્યા કરે તેટલા હિતકારી છે. આપણા સામાજિક પ્રશ્નોનો પોતાની સમૃદ્ધ બુદ્ધિથી ગોવર્ધનરામે વિચાર કર્યો માટે ગુજરાતે હવે એમના સંબંધમાં વિચાર જ ન કરવો એ હાસ્યાસ્પદ અને વિઘાતક છે. આ જમાનામાં પીવાનું પાણી નળ દ્વારા ઘેર ઘેર તો શું પણ ઓરડે ઓરડે પહોંચાડાય છે. દીવાનો પ્રકાશ પણ રાત્રિનો અંધકાર અજવાળવા જોઈએ એટલો અને જ્યાં જ્યાં જોઈએ ત્યાં પહોંચાડાય છે. એ જ પ્રમાણે વિચાર ન પહોંચાડાય ત્યાં વળી આચાર શી રીતે ઘડાશે ? વિચારનો પ્રસાર સર્વત્ર જ્યાં લગી ન થાય ત્યાં લગી વિચાર કરવાને અવકાશ છે. મનુષ્યો ચિરંજીવ નથી, દર પળે નવા મનુષ્યો જન્મતાં જાય છે અને હયાત મરતાં જાય છે. એક જમાનાનું જ્ઞાન બીજા જમાનાને વારસામાં રુધિરમાંસ પેઠે મળતું નથી. નવા અજ્ઞાનના છેદન માટે વિચાર સતત ચાલુ રહેવો જોઈએ. બીજી વાત લક્ષમાં લેવા જેવી છે, પાણી જે ભૂમિ પરથી વહે છે તે ભૂમિમાં રહેલાં રાસાયણિક દ્રવ્યોવાળું તે જેમ થાય છે તેમ વિચાર જે આચારોને જન્મ આપે છે અથવા જેમની ભૂમિકા પર નિવાસ કરે છે તેનાથી રચાય છે. આચાર સાથેના સંઘર્ષણથી વિચારને અંગે ગંભીરતાની વધઘટ થાય છે, દૃષ્ટિબિંદુ નવાં ઉત્પન્ન થાય છે. વિચારના ક્યાં અને કેવા સ્વરૂપને આચારમાં ઉતારવો તેની વ્યવહારુ ચર્ચા ચાલુ રાખવી હોય તો વિચારને કોઈ દિવસ તિલાંજલી અપાતી નથી.

વિચાર સામે જે આક્ષેપોનો પ્રહાર કરવામાં આવે છે તેનું બીજું મુખ્ય કારણ એવું છે કે વિચાર કરનારાઓના જીવનમાં વિચાર અને આચાર વચ્ચે એકતા કે એકરાગ જોવામાં આવતાં નથી. ઘણીવાર વિરોધ અથવા અંતર જોવામાં

છે. જેમણે કર્તવ્યપરાયણ થવા વ્રત લીધું છે અને પોતાની શક્તિ અને સંજોગોના પ્રમાણમાં વ્રત આચરવા માંડ્યું છે, તેમને આવું લાગે એ સ્વાભાવિક છે; છતાં મારું પોતાનું દઢ માનવું છે કે જ્યાં લગી આક્ષેપો, ટીકા નથી ત્યાં લગી ગતિ નથી. નવી પ્રવૃત્તિ આપણે ઉપાડીએ છીએ તે માત્ર આપણે પોતાને માટે નહીં પરંતુ સમસ્ત સમાજના હિત સારુ, એ પ્રવૃત્તિમાં સમાજ રસ લેવા માંડે, પછી ભલે તે આક્ષેપથી રસ લે પરંતુ એથી એટલું પ્રતીત નથી થતું કે સમાજ તમારી પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીન નથી ? તમને ઉત્સાહિત કરવા આ શું નાનીસૂની વાત છે ? સમાજ આજે ઉદાસીન નથી તો કાલે સમભાવી થશે એવી શ્રદ્ધા આથી તમારા હૃદયમાં નિવસશે.

પ્રવૃત્તિ આદરનાર પોતાના મનથી પોતાનું લક્ષ્ય નક્કી કરે છે અને લક્ષ્યપ્રાપ્તિનાં સાધનો અને દરજ્જા યોજે છે. મનુષ્યસ્વભાવ વિવિધ અને માતબર હોવાથી સર્વે ટીકાકારો ઉક્ત લક્ષ્ય, સાધનો અને દરજ્જા પસંદ નહીં કરે અને તેમાં વાસ્તવિક કે કાલ્પનિક દોષ અથવા ન્યૂનતાનું આરોપણ કરે એ સમજી શકાય એવું છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી નિરાશ થવાનું કે વિલાપના રૂપમાં પ્રત્યાક્ષેપ કરવાનું પ્રયોજન રહેવું ન જોઈએ, ટીકાઓથી આપણને નવાં સાધનો અને માર્ગો સૂઝે છે, ઉત્સાહ કજળતો હોય તો વધારે પ્રદીપ્ત થાય છે. ટીકાઓ આપણને અને સમાજને માટે હિતાવહ છે.

ટીકાઓનો મુખ્ય મુદ્દો એવો છે કે, વિચારો તો બહુ પ્રકટ્યા છે પણ હવે વિચાર પ્રમાણે આચાર થવા જોઈએ. આ ટીકા ગેરવાજબી અથવા હાનિકારક છે એવું કોઈ કહેશે નહીં છતાં એને જરા તપાસવી પડશે. જે જે પ્રશ્નો તમે હાથમાં લેવા માંડ્યા છો તેમના સંબંધમાં આપણા દેશમાં ઉહાપોહ થયેલો છે. તેમનું અગત્ય વિચારો વેરી સમજાવવામાં આવ્યું છે. હવે એ વિચારો આચારમાં દઢ થાય ત્યારે જે જે લાભ એનાથી થવાનો ઘોષ કરવામાં આવ્યો હતો તે તે લાભ મેળવવા સમાજ ઉત્કંઠ છે. એ ઉત્કંઠા અધીરી બની તમારા પર પ્રહાર કરે તો મુંઝાશો નહીં, યુવાવસ્થામાં આપણે સૌ અધીરા હોઈએ છીએ. દિલમાં જે જે વાંછના, મહેચ્છા, અભિલાષ, બુટ્ટા, તરંગ, શેખચલ્લીપણાં ઊઠે તે તે સર્વે સિદ્ધ થયેલા જોવા અને આપણા ઉપભોગમાં લેવા આપણે અતિશય આતુર હોઈએ છીએ. લોકસમૂહની ગતિ આપણને મંદ લાગે છે—ઘણી વાર સ્તબ્ધ હોય એવી લાગે છે અને એ ગતિને વેગવતી કરવા—માણસજાત જેટલો વેગ આપી શકે એટલો વેગ (ધક્કો!) આપવા આપણે થન થન થઈએ છીએ; આવી અધીરી ઉત્કંઠા સર્વે પ્રવૃત્તિઓના સંબંધમાં, પ્રવૃત્તિઓના પ્રવાહમાન ઊતરેલાં એવા દૃષ્ટાંતોમાં આવિર્ભાવ પામે છે. આપણા દેશમાં અત્યારે ધાર્મિક, સાહિત્યિક,

આંબાનું ઝાડ ઉગાડવાનો અને તેનાં મિષ્ટ ફળ ચાખવાનો ભભૂકતો ઉત્સાહ હોય પણ શક્તિ, આવડત, તપશ્ચર્યા, સંજોગ વગર તે નકામો છે. આપણા દેશમાં ઉક્ત વસ્તુઓની ગેરહાજરીને લીધે ઘણા ઘણા ઉત્સાહો જન્મતાં જ સૂકાઈ જાય છે. ઉત્સાહ આવ્યો એટલે સિદ્ધકાર્ય થવાની એવી પ્રતીતિ આપણને અને બીજાને થઈ જાય છે. પરંતુ જેને માટે ઉત્સાહથી આવિષ્ટ થયા છીએ તે સિદ્ધ કરવા જોઈતી શક્તિ આપણામાં છે? શક્તિ હોય તો તેને કેળવવા જે તપશ્ચર્યા કરવી પડે તે કરવા તત્પર છીએ? કેળવાયેલી શક્તિને વાપરવાનું મનોબળ મેળવવા શું શું કરવું જોઈએ? મનોબળ હોય તો વર્તમાન સંજોગોમાં આપણાં કૃત્યોના દૂરગામી પરિણામ ભવિષ્યની પ્રજાને સુખ કે દુઃખકારક નીવડશે તે કલ્પવા થોભવું જોઈએ? ફેરફાર તે માત્ર એક વ્યક્તિના ક્ષણિક વિલાસ માટે નથી, પરંતુ સમષ્ટિના સામર્થ્ય માટે છે એવી જોખમદારી સમજાય છે? આવા આવા પ્રશ્નોના સમાધાન જ્યાં લગી નથી થયાં ત્યાં લગી ઉત્સાહ વ્યર્થ છે. પરંતુ જ્યાં સમાધાન થયાં છે, નવા વિચારોમાં રહેલું કલ્યાણ સર્વ રીતે આવશ્યક અને હિતાવહ છે એવી દઢ પ્રતીતિ થઈ છે અને એ વિચારો પ્રમાણે જીવન ઘડવાનું ન કજળે એવો આગ્રહ જીવનમાં વ્યાપ્યો હોય તો ઉત્સાહ કેવાં પરાક્રમો કરાવે તેની કલ્પના ભવ્ય છે તો પછી તેમનો આવિર્ભાવ તો કેવોય ભવ્ય હશે?

વિચાર પ્રમાણે આચાર થતાં વાર લાગે તો બન્ને પક્ષે આ વસ્તુસ્થિતિ લક્ષમાં લેવી ઘટે છે. જેઓ વિચાર કરે છે તેમણે માત્ર વિલાસની ખાતર વિચાર ન કરવો. વિચારથી બને તેટલું મનોબળ કેળવવું અને આગ્રહ પ્રાપ્ત કરવો. ટીકાકારોએ સમભાવ બતાવી તેમને પોતાના વિચારો પ્રમાણે આચરણ કરવાની અનુકૂળતા કરી આપવી. બને તેટલી મદદ આપવી. જો આવો સ્નેહ બન્ને વચ્ચે હશે અને બન્નેનું ઇષ્ટ લક્ષ્ય એક જ હશે તો પછી આચારમાં વિચારોને મૂર્ત થયેલા જોવાનો અવસર દૂર નહિ રહે.

પુનરાવર્તન કરતાં અર્કરૂપે એટલું કહેવાનું પ્રાપ્ત થાય છે કે, વિચારના પ્રસારણની બહુ જ જરૂર છે. વિચાર વિના આચાર દોષિત થાય છે. મનુષ્ય માત્ર બુદ્ધિપૂર્વક જ પોતાનો બધો સંસાર ચલાવતો નથી. જે પ્રવાહમાં પડ્યો હોય છે તેમાંના ગમે તેવા વ્હોને વશ થઈ તે જીવનયાત્રા કરે છે. આવા વ્હોને આપણે સંજોગો અથવા આર્થિક ભીંસ (economic pressure) કહીએ છીએ. તેમના દોર્યા દોરાવવું પડે છે તે વખતે અખિલ વસ્તુસ્થિતિના વિચારથી આબેહૂબ ખ્યાલ નથી હોતો તો બહુ હેરાન થવું પડે છે. સંજોગોને લીધે સંયુક્ત કુટુંબો વિચ્છિન્ન થતાં જાય છે. આપણે બુદ્ધિપૂર્વક તેમને વિભક્ત નથી કરતા એટલે એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે તેને અનુકૂળ જે સામગ્રીઓ, નવાં વિભક્ત (વ્યક્તિપરાયણ) કુટુંબોમાં હોવી જોઈએ તે મોજૂદ નથી હોતી. આથી જબરી

આવે છે. જે વિચાર આચારમાં ઊતરી શકતો નથી તે જાતે જ નિર્બળ અને નિરર્થક હોવો જોઈએ. જે માણસો પોતાના આચાર પોતાના વિચાર અનુસાર નથી કરી શકતા તે પરાક્રમહીન હોવાથી જુગુપ્સાને પાત્ર થાય છે. વિચાર અને આચાર જ્યાં વિરોધી હોય અથવા વિચારની ઝડપ પ્રમાણે આચાર ઝડપથી ફરતા ન હોય ત્યાં ટીકા થતી હોય તો તે સહન કરવી અને પોતાના દોષો, ન્યૂનતા, સ્ખલનનોની નિરીક્ષા કરી બને એટલું સામંજસ્ય જીવનમાં લાવવા યત્નશીલ થવું જોઈએ.

ટીકાકારોનાં દૃષ્ટિબિંદુ સમભાવની ઉદારતાથી આપણે જોયાં. ટીકાને પાત્ર જેઓ થાય છે તેમની સ્થિતિ પણ એવી જ રીતે જોવી ઘટે છે. સ્વરક્ષણને માટે આપણા સમાજે કેટલાક નિયમો ઘડયા હતા અને તેથી અનેક સદીઓમાં તેની સંસ્થા અખંડ રહી શકી. પરિણામ આવું શુભ નીવડવાથી સમાજને એ નિયમોમાં વિશ્વાસ બેસે અને તેમનો ત્યાગ કરવા તે તદ્દન અનિચ્છુ બને એ સ્વાભાવિક છે. પોતાને અનુકૂળ સ્થિતિ હોય, પોતાની શક્તિઓના પ્રમાણમાં એ અનુકૂળતાનો લાભ લઈ પોતાના સુખવૈભવ વધારી શકાતા હોય તો બંધન જેવા નિયમોને વશ કોઈ સમાજ રહેતો નથી. પણ પ્રતિકૂળ સંજોગોમાં જે નિયમોથી આત્મરક્ષા થઈ હોય તેનો વર્તમાન પરિસ્થિતિમાં—જે પરિસ્થિતિનાં લાભાલાભની કસોટી કાઢવાનો અનુભવ પોતાના અતીત કાળના નિયમોની કસોટી કાઢવાના અનુભવ જેવો મળ્યો નથી એવી પરિસ્થિતિમાં એ નિયમોનો ભંગ અથવા ત્યાગ સહન ન કરી શકે તો ફરિયાદ કરવા જેવું નથી. જ્યારે એ નિયમો ઘડાયા ત્યારે આપણા આગેવાનોને એ હિતાવહ લાગેલા અને તેમને અમલમાં મૂકવા એમણે શું શું કર્યું હશે તેનો ઇતિહાસ મોજૂદ ન હોવાથી આપણે એમની મુશ્કેલીઓ, વિટંબણાઓ અને હાડમારીઓથી અજ્ઞાન છીએ. જો અજ્ઞાન ન હોત તો હાલની મૂંઝવણો વિષમ સાલત નહીં. હાલ આપણને ઉક્ત નિયમો બંધનરૂપ લાગે છે અને નવી પરિસ્થિતિ સમાજના ઉત્કર્ષ માટે હિતાવહ લાગે છે. આપણે સાબિત કરવાનું છે, પછી જનસમૂહ વગર વિલંબે એનો અખત્યાર કરશે. પરંતુ આ સંક્રાન્તિ અને સંઘર્ષણના યુગમાં શાણપણાને પણ સ્થાન હોય છે. પરિસ્થિતિને તદ્દન વશ રહી—જૂના નિયમો પ્રમાણે આચારો રાખી નવા, હિતાવહ લાગતા વિચારો કરનારા ઘણા શાણાયે હોય છે. વિચાર અને આચાર વચ્ચેનું અંતર એમને ખેદ નથી ઊપજાવતું, કારણ કે વિચાર પ્રમાણે આચાર ફેરવવામાં મહાભારત આપદાઓ નડતી ઊભેલી તેઓ અનુભવે છે. પણ તેઓ એવું માને છે કે વિચારનું બળ એવું છે કે ગમે તેટલા સૈકાઓથી ચણાયેલી સામાજિક ભીંતો દોદળી થયા વિના રહેશે નહીં. વિચારોનો સખત મારો હશે તો જ સમાજનાં અનિષ્ટ બંધનો તૂટશે.

ઉત્સાહ ગમે તેટલો હોય પણ તે પ્રમાણે સિદ્ધિ મેળવવા શક્તિ જોઈએ.

શ્રીમંત થાય છે અથવા પ્રજાનો મોટો બુદ્ધિશાળી વર્ગ ત્યાગવૃત્તિથી દેશસેવા કરવા પ્રવૃત્ત થાય છે. મને પોતાને એવું લાગે છે કે આ સર્વેના આશ્રયથી આપણો ઉદ્ધાર છે; માત્ર એકાદનાથી નહીં. દુનિયાના સર્વે દેશોના સંબંધમાં, દુનિયાની સર્વે પ્રજાના સંબંધમાં, દુનિયાની સર્વે સંસ્કૃતિના સંબંધમાં હવે આપણે આવ્યા છીએ. વેપાર-ઉદ્યોગની વૃદ્ધિ બીજે થાય છે ત્યારે આપણે ત્યાં કર્યા વિના છૂટકો નથી. આપણે ત્યાં જે જે દ્રવ્યો ઉત્પન્ન થાય છે તે સર્વેમાંથી ઉપયોગી માલ તૈયાર કરવાની તજવીજ આપણે ત્યાં જ થાય તો (૧) એવો માલ તૈયાર કરવાનાં જ્ઞાન અને આવડત આપણા દેશમાં વધે (૨) આપણા દેશના લોકોને નવા ધંધાથી રોજી મળે (૩) પરદેશ જતો પૈસો આપણા દેશમાં રહે (૪) આપણા લોકોને રોજિંદી જરૂરી ચીજો સસ્તી મળે વગેરે વગેરે ફાયદા થાય. આ ઉપરથી એટલું પ્રતીત થાય છે કે વેપાર-ઉદ્યોગ માટે આપણે વધારે ઊંચું જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. રાજ્યતંત્ર આપણા હિત માટે પરાયણ થાય તો જ પ્રગતિ થશે. રાજ્યતંત્રને આપણું હિતપરાયણ કરવા આપણા પુષ્કળ રાજ-પુરુષો જોઈએ. એમની પદવી પામવા ઊંચું જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. અત્યારે મોટામાં મોટી જરૂર આપણા દેશની હોય તો દુનિયામાં જ્યાં જ્યાં ઊંચામાં ઊંચું જ્ઞાન મળતું હોય ત્યાં ત્યાં જઈ વિદ્વાન થઈ આવવાનું છે. દુનિયાના બીજા દેશોમાં જેટલી ઊંચી વિદ્યા છે તેટલી ઊંચી વિદ્યા આપણા દેશમાં લાવી નહીં વસાવીએ ત્યાં લગી આપણો ઉદ્ધાર નથી. ઊંચી વિદ્યા આવશે તો આપણે ધનાઢ્ય અને સ્વાવલંબી થઈશું.

રાજદ્વારી કારણોસર સ્વર્ગસ્થ ગોખલેએ પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરાવવા ઉપક્રમ કર્યો ત્યારથી એ પ્રશ્ન પ્રજાના હૃદયમાં સ્થાન પામતો ગયો છે અને તેનો આવિર્ભાવ જુદે જુદે સ્થળે થાય છે. તમને પણ એ ચળવળનો અને નામદાર ગાયકવાડ સરકારે ફરજિયાત પ્રાથમિક શિક્ષણ માટે કરેલી વ્યવસ્થાનો પાસ લાગ્યો છે. તમે ઊંચામાં ઊંચી કેળવણી મેળવવા સર્વે શક્તિઓ વાપરવા કરતાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના પ્રસારણ માટે યત્નશીલ થયા છો. મારું પોતાનું એવું માનવું છે કે જેમ કેટલાંક કુટુંબોમાં અગવડો વેઠી એક દીકરાને ભણાવવામાં આવે છે અને તેની કમાણીથી આખું કુટુંબ સુખી થવા ઈંતેજાર હોય છે તેમ આપણે અત્યારે થેડાક માણસોને ઊંચામાં ઊંચું જ્ઞાન પ્રાપ્ત કરવાની જોગવાઈ અને પ્રેરણા આપવી જોઈએ, અને પ્રેરણા આપવી જોઈએ. તેમના પ્રયાસથી દેશમાં પંડિતો વધશે અને ધન વધશે એટલે આપોઆપ ગામડાંઓમાં ન આવશે. સમસ્ત દેશ અગવડ વેઠી જેમને સમર્થ કેળવણી આપે તેઓ ત્યાગ-થી દેશની અને લોકોની પ્રગતિ અર્થે પ્રયત્ન કરશે તો તેમને કેળવવા પાછળ વેલી જેહમતનો બદલો શતધા કે સહસ્રધા વધી જશે. તમારા મંડળનું ખાસ

હેરાનગતિ ભોગવવી પડે છે. પરંતુ જો વિચાર સતત ચાલતો હોય તો આવી દુઃસ્થિતિના નિવારણના ઉપાયો ચર્ચાયા વિના રહે જ નહિ. તમે બાળલગ્ન બંધ કરવા પ્રયત્નશીલ છો. એ બંધ કરતાં બીજા પ્રશ્નો નવા ઊઠશે તેમનો વિચાર કરવાની જરૂર રહેવાની. બાળલગ્ન બંધ થતાં મોટી ઉંમરે લગ્ન થાય તો (૧) બ્રહ્મચર્યપાલન (૨) છોકરાઓના મોટી ઉંમરે લગ્ન તો છોકરીઓની તે પ્રમાણમાં કઈ ઉંમર લગ્નયોગ્ય ઠરાવવી તે (૩) મોટા થઈ છોકરીઓ અને છોકરાઓ પરણે તો સ્નેહથી પરણે કે કેમ? તે (૪) સ્ત્રીકેળવણી (૫) ભણેલા વરો માટે બહુ માગણી થાય તો 'વરવિક્રય'નો રિવાજ ઊભો થવાનો સંભવ (૬) મોટી ઉંમરે છોકરીઓ પરણાવવાની હોય ત્યારે કોઈને આજન્મ કુંવારા રહેવાની વૃત્તિ થાય તો તે વગેરે વગેરે પ્રશ્નોના પ્રતીકાર અથવા નિરાકરણ માટે જો સતત વિચાર નહીં કરો તો તમે કેવી રીતે તૈયાર રહી શકો? બીજું, યૌવનમાં સંક્રાંત થતી પ્રજાના જીવનમાં પેઢીએ પેઢીએ નવાં બળો ઉત્પન્ન થાય છે અને તેમને લીધે જીવનયાત્રાની દિશા નક્કી કરવાનાં દૃષ્ટિબિંદુ બદલાય છે. એક સમયે આપણા સમાજને નીતિ અને અર્થશાસ્ત્રની દૃષ્ટિથી આપણે તપાસતા હતા અને જે દોષો લાગ્યા તેના નાશ માટે ચળવળ કરતા હતા. આજે રાજ્યશાસ્ત્રની દૃષ્ટિથી સમાજને તપાસવાનો છે અને આપણી પ્રજાને સ્વાવલંબી આત્મશાસક થવામાં આપણો સમાજ કેવી રીતે ઉપયોગી થાય? ઉપયોગી થવામાં અંતરાય નાંખે એવા સમાજમાં કોઈ દોષો છે? હોય તો તેમનું નિકંદન કેવી રીતે કરવું? એ પ્રશ્નો પૂછતું દૃષ્ટિબિંદુ આવી ઊભું રહે છે. આવાં આવાં દૃષ્ટિબિંદુથી સમાજની નિરીક્ષા કરતાં જે સુધારા ઉચિત લાગે તે અમલમાં મૂકવા જતાં જે અનુભવો થાય છે તેમને લીધે ઇતિહાસના, માનવશાસ્ત્રના, ચેતનશાસ્ત્રના, અર્થશાસ્ત્રના, ધર્મસંપ્રદાયોના, સંસ્કૃતિના અનેક તંતુમય દૃષ્ટિબિંદુઓ ઊઠે છે અને તે સર્વેનું દાણ આપ્યા વિના આગળ જવાતું નથી. માટે મારો તમને આગ્રહ છે, બહુ વિચાર કરો, જેટલી ચર્ચા થાય તેટલી કરો, જીવનના પ્રશ્નો જેટલા દૃષ્ટિબિંદુથી તપાસાય તેટલા દૃષ્ટિબિંદુથી તપાસો. ટીકા કે ફરિયાદથી મુંઝાશો નહીં પણ ઊલટા અધિક ઉત્સાહવાળા થજો. માત્ર એક વાત લક્ષમાં રાખજો કે વિચારવિલાસ નહીં થઈ જાય. વિચારને આચારમાં પરિણત કરવો છે એ નિશાન ચૂકશો નહીં અને તે માટે તમારા દિલમાં પ્રખર પ્રજ્વલિત અગ્નિ પ્રકાશ અને ઉષ્મા માટે જાગવી રાખજો.

*

આપણાં સર્વે સંકટો, દુઃખો, આપદાઓ, આધિઓ, વ્યાધિઓ, મૂંઝવણો, વિટંબણાઓ વગેરેનો ઉપાય આ જમાનામાં એક જ જડ્યો છે. જ્ઞાનનું પ્રસારણ થશે એટલે આ સર્વેનું નિવારણ થઈ શકશે. જ્ઞાન પ્રસારવા કેળવણી લેવાની

વિનંતિ છે. નવા ઉદ્યોગો માટે કેવાં જ્ઞાન, અનુભવ, દ્રવ્ય, આવડત, સંજોગો, રાજ્યસહાય વગેરેને કેવી અને કેટલી જરૂર છે તેનો ક્યાસ કઢાવવા અને થઈ શકે તેટલું કરવા વિનંતી છે. આજે આ પ્રશ્ન વિષે અધિક બોલવા મારો વિચાર નથી.

ઉપસંહારમાં ફરીથી એટલું જ કહેવાનું છે કે પુષ્કળ વિચારો-ચર્ચાઓ કરો. સ્ત્રીકેળવણી માટે અને ઊંચામાં ઊંચી કેળવણી માટે તમારી સર્વ શક્તિઓ વાપરો.

તમારા જીવન ઉપર અને તમારા મંડળ ઉપર જે દેશસેવકની ગાઢ છાપ પડેલી છે તેમનો પ્રત્યક્ષ નામનિર્દેશ અત્યાર લગી મેં નથી કર્યો. હવે તે ઉદારચિત્ત પુરુષને આપ સૌ જાણો છો કે કોણ ઉદ્દિષ્ટ છે—રા. રા. મોતીભાઈ નરસિંહભાઈ અમીનને, તમને સૌને ગુજરાતના સુપુત્રો થવા, ભારતવર્ષના ઉત્કર્ષમાં તમારા દ્વારા ગુજરાતને સામેલ કરવા તેઓ પોતાની વગ, પોતાનો અનુભવ, પોતાનું જ્ઞાન, પોતાનું ચારિત્ર્યબળ, પોતાની દેશદાઝ આદિ સર્વનો સંપૂર્ણ લાભ આપવા સમગ્ર ગુજરાતની ખાતર મારી વિનંતિ છે.

જય જય ગરવી ગુજરાત

ધ્યાન આ પ્રશ્નપરત્વે હું મારાથી બને એટલા આગ્રહથી ખેંચું છું અને આશા રાખું છું કે એનું ફળ આવશે.

આ પ્રસંગે, અત્યાર લગી તમે જે જે સેવાઓ કરી છે અને જે જે સંસ્કારો કેળવ્યા છે તેમની હું ઉપેક્ષા બિલકુલ કરતો નથી. તમે આટલું કર્યું છે અને હજુ ઘણું કરી શકો એમ છો માટે જ મેં આ બે મહત્ત્વની બાબતો તમારી આગળ આગ્રહથી રજૂ કરી છે.

જ્યારે તમારું આવું મંડળ છે, જ્યારે તમારામાં સંઘશક્તિ છે, જ્યારે તમારામાં ચેતન છે, જ્યારે તમે સેવાનિષ્ઠ છો ત્યારે આપણા ગુજરાત પ્રાંતની ભિન્ન ભિન્ન હાજતો પૂરી પાડવા સમર્થ એવા તમારા સભાસદોમાંથી થવા જોઈએ. તમને સૌને રા. રા. કરુણાશંકરે ગુજરાતી સાહિત્યનો પરિચય કરાવેલો છે. ગુજરાતી સારું લખતાં તમને આવડે છે છતાં તમારી જન્મભાષામાં સારાં પુસ્તકો લખવાની તમને ઊર્મિ ઊઠી હોય એવું અદ્યાપિ મેં જાણ્યું નથી. તમારા મંડળમાં આટલા બધા સભાસદો છે તો શું તેમની ફરજ નથી કે જુદા જુદા વિષયો પરત્વે માત્ર એકેક પુસ્તક લખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરે અને સાહિત્ય દ્વારા જનસમૂહનું અજ્ઞાન ફેડે? ગ્રામ પુસ્તકાલયોની સંસ્થા તમારી કોમને લીધે જ ગુજરાતમાં જન્મી છે અને પ્રસાર પામી છે. એવી સંસ્થાઓ યોજતાં તમને ગુજરાતી સાહિત્ય અધૂરું, અલ્પ અને નિર્ધન નથી લાગ્યું? નિશાળો કાઢવાથી જ જ્ઞાન વધે છે એમ નથી પરંતુ ગ્રંથો લખવાથી પણ જ્ઞાન વધે છે. તમને સૌને મારી આગ્રહપૂર્વક વિજ્ઞાપના છે કે તમે તમારી જન્મભાષાના સાહિત્યને સમૃદ્ધ કરવાનું ચૂકશો નહીં. જ્ઞાન પ્રસારણનું બીજું મુખ્ય સાધન આ જમાનામાં વર્તમાનપત્રો છે. આપણા ગુજરાત પ્રાંતની અનેક દુર્દશામાંની એક દુર્દશા તેને પોતાનાં રાષ્ટ્રીય વર્તમાનપત્રો નથી તેની છે. આપણાં વર્તમાનપત્રોમાં (૧) સરકારની રાજનીતિની કોંગ્રેસની દૃષ્ટિથી ટીકા અને (૨) દેશદેશાવરોના ખબરો સિવાય કાંઈ આવતું નથી. પ્રજાનું જીવન ઘડવાનો ઉત્સાહ કોઈમાં નથી. ઊલટું છાલકાપણું, ગંભીરતાનો અભાવ બહુ દૃષ્ટિગોચર થાય છે. ગુજરાતના એવાં કમભાગ્ય છે કે વર્તમાનપત્રો અલ્પશિક્ષિત મનુષ્યો શરૂ કરે છે પછી તેમના નોકર તરીકે સંસ્કારી અથવા ગ્રેજ્યુએટ થયેલા નોકરો તે વર્તમાનપત્રોના તંત્રીનું કામ કરે છે. આવી સ્થિતિમાં કોઈપણ વર્તમાનપત્રને આદર્શ કે લક્ષ્ય નથી હોતું. વર્તમાનપત્ર માત્ર પૈસા કમાવાનું સાધન થઈ રહે છે. આવી સ્થિતિમાં તમારામાંથી અનેક જણને મારી વિજ્ઞાપના છે કે તમે વર્તમાનપત્રના તંત્રી થવાની લાયકાત મેળવો અને અંગ્રેજીમાં તથા ગુજરાતીમાં વર્તમાનપત્ર ચલાવી શકો એવા સમર્થ થાઓ અને તમારી કલમથી ગુજરાતનું નવજીવન

એવી સંખ્યાબંધ બહેનોથી ગુજરાત વિભૂષિત નથી એ આપણાં કમભાગ્ય છે અને એ આપણામાં સ્ત્રીશિક્ષણની ચાલતી મંદ ગતિ બતાવે છે.

૧૪ મી જુલાઈના અંકમાં આવેલા એક પરિચ્છેદ પરથી આ લેખ લખવાનું સૂઝયું છે.

વસ્ત્ર અને અલંકારથી સુંદરતા આવે છે; સ્નાન અને તેમાંના સંમર્દનથી શરીર તેજ મારે છે; પણ એ સર્વ ઉછીનું છે. શરીર કસરત અને આરોગ્યથી ઘાટદાર અને તેજદાર જેવું થાય છે તેવું આથી થતું હશે ?

આપણો પહેરવેશ એવો છે કે શરીરના માંસલ ભાગ ઘાટદાર અને રમણીય બનાવવાની વૃત્તિ જ ન થાય. શરીરના બે અથવા ત્રણ અવયવ ખુલ્લા રહે છે. મોં, કોણીથી આંગળા લગીનો હાથ અને પગની પાની. ઘૂમટો કાઢનાર અથવા ઘરેણાથી હાથ અને પાની ભરી નાખનારને તે અંગો ઘાટીલાં અને તંદુરસ્તીથી લોહિયાળ અને તેજસ્વી કરવાની દરકાર ક્યાંથી હોય ?

ગરદન, છાતી, કેડ, હાથ, આંગળીઓ અને પગના માંસલ નળાનું સૌષ્ઠવ આણવા ઇંગ્લિશ રમણીઓ ભિન્ન ભિન્ન પ્રકારની કસરત કરે છે. પાણીનું બેડું માથે ભરી લાવવાથી કે દળણું દળવાથી ગરદન અને છાતીને કસરત મળતી, પણ લક્ષપૂર્વક આકૃતિ ઘડવામાં ન આવતી હોવાથી સૌંદર્યનો બહાર ખીલતો નહિ.

શરીરદષ્ટિની પ્રમાણબદ્ધ ઘાટરેખા મેળવવા અને જાળવી રાખવા, ચામડીની કુદરતી પ્રફુલ્લ તંદુરસ્તી સાચવી રાખવા, હાથ અને પગની ગતિમાં લાલિત્ય (grace) અને આરામ (ease) આણવા, ઊભાં રહેતી વખતે કે બેસતી વખતે શરીરની સ્થિતિ (pose) આકર્ષક, પ્રતાપપૂર્ણ અને ભાવસ્નિગ્ધ રાખવા, અંગ્રેજ-રમણીઓ જાતજાતની દીવાનખાનાની (indoor) અથવા આંગણાની (outdoor) રમત ખેલે છે. એ રમતોનું ટૂંકું વર્ણન ઉપયોગી થશે. આપણા સંસારના બંધારણને લીધે, આપણી સાંપત્તિક સ્થિતિને લીધે અને કેળવણીની ન્યૂનતાને લીધે, એ બધી રમતો આપણે રમી શકીએ એમ નથી, તેમ રમવાની જરૂર પણ નથી. છતાં શરીરને સુષ્ઠુ અને સુંદર બનાવવા પ્રત્યે લક્ષ દોરાય તો આપણી પરિસ્થિતિને અનુકૂળ આપણી પ્રચલિત રમતોમાંથી આપણા નિરંતરના કાર્ય-વ્યવહારમાંથી, અને પરદેશી રમતોમાંથી પસંદગી કરી શકાય.

સારી સ્થિતિવાળી ઇંગ્લિશ સુંદરીઓ ગોલ્ફ, ટેનિસ અને હોકી[1] રમે છે. આથી એમનું શરીર તંદુરસ્ત અને આરામ રહે છે. ઘોડેસ્વારી અને તરવાથી પણ સારો ફાયદો થાય છે.

---

૧. આ રમતો વિશે આપણી ભાષામાં ગાયકવાડ સરકારના આશ્રયથી રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદીએ પુસ્તકો લખ્યાં છે.

# શરીરની સુષ્ઠુતા અને સુંદરતા

કુદરતી રીતે સ્ત્રીઓને સુંદર થવું ગમે છે. કુદરતે સુંદર ઘાટ, રૂપ કે રંગથી સંપન્ન કરી હોય કે ન હોય તોપણ નાનાવિધના અલંકાર, વસ્ત્ર, પ્રસાધન આદિથી દેખાવડી થવા દરેક સ્ત્રી પ્રયત્ન કરે છે. પતિને પ્રસન્ન કરવા, આત્મ-સંતોષ પામવા અથવા દુનિયાનું આકર્ષણ કરવા કેવાં કેવાં પ્રસાધન સ્ત્રીઓએ પ્રયોજવાં, તેનું વિગતવાર વર્ણન સંસ્કૃત અને હિંદી ગ્રંથોમાં અપાયેલું છે. કુમારિકાઓ અને સૌભાગ્યવતીઓએ વર્ણન પ્રમાણે યથારુઢિ શણગાર સજતી. ઘણા કાળથી ચાલ્યા આવતા ચીલે સૌ ચાલતાં.

હવે આ સ્થિતિ પલટાઈ ગઈ છે. અંગ્રેજી કેળવણી અને અંગ્રેજ સંસારના વિશેષ પરિચયથી યથારુઢિ નહીં પણ યથારુચિ શણગાર સજવાનો – પ્રસાધન (toilet) કરવાનો રિવાજ દાખલ થતો જાય છે.

'સુંદરીસુબોધે' આજ લગી 'પતિની પ્રભુપૂજા' અને 'વિદ્યાર્થીઓના સ્નેહ-જીવન'નાં ચિત્રો આંકયા કર્યાં; પણ સુંદરીઓને પ્રિય અને સુંદરીસુબોધની દૃષ્ટિથી પણ આવશ્યક પહેરવેશ, શણગાર અને પ્રસાધનનાં વિષયો કેમ નહિ ચર્ચ્યા હોય ?

'સુંદરીસુબોધ'ના લેખકો અને વાચકો જીવનની ગંભીરતા પૂરેપૂરી સમજતા હોવાથી આવા સ્વચ્છંદ શોખ (frivolity)ના વિષયો પ્રત્યે ઉદાસીન રહ્યા હતા; એવો બચાવ કરવામાં આવે, તો તેને 'બચાવ' જ લેખી, જનસમાજમાં જે સ્થિત્યંતર થતું જાય છે તેની નોંધ લેવા આજથી શરૂઆત કરીશું. કોઈ સુશિક્ષિત બહેને આ વિષયનો મંગલ પ્રારંભ કર્યો હોત તો સૌને અને મને ઘણોક આનંદ થાત.

ઇંગ્લિશ કાપડ અને ફેશનના પ્રવેશથી પારસી, મુસલમાન અને બંગાળની હિંદુ સન્નારીઓએ પહેરવેશમાં જે રમણીય તત્ત્વ ઉમેર્યું છે તેની, કે અલંકાર-(દાગીના)ના ઘાટમાં જે વિવિધતા દાખલ થઈ છે તેની, કે તે પહેરવાની પદ્ધતિનું સૌંદર્યતત્ત્વ નવું જન્મતું જાય છે તેની, અથવા કેશ અને શરીરસંમાર્જનની વધુ લેવાતી સંભાળની, આ નાના લેખમાં નોંધ નથી. વાચક બહેનોમાંથી કોઈ એ નોંધ લેશે તો ઉપકાર થશે.

મુંબઈના સુપ્રસિદ્ધ ઇંગ્લિશ દૈનિક ધિ ટાઇમ્સ ઓફ ઇન્ડિયામાં દર સોમવારે સ્ત્રીઓના ઉપયોગની બાબત પર લેખ તથા ચિત્રો આવે છે. એ પત્ર વાંચી શકે

નીવડે છે, કારણ કે એથી હાથના કોણી પરના ભાગ (arm) અને મણિબંધ પહોંચી (wrist)માં દક્ષતા (dexterity) આવે છે તથા નજર ચાલાક (quick) થાય છે. ગરદન અને ગળાની ઘાટીલી ખૂબસૂરતી માટે પણ દડાની રમત ઘણી અગત્યની છે અને ઘણી સ્ત્રીઓ પોતાના શરીર પ્રમાણે એ રમતોની નવનવી રીતો યોજે છે.

હાથની ગતિને લાલિત્ય અને આરામ (ease) આપવા નાના પ્રકારની સૌંદર્યજનક રમતો રમાય છે.

આંગળીઓ અને પહોંચી(wrist)ને સહેલાઈથી વળે એવાં (supple) બનાવવા પંખાનો ઉપયોગ કરવામાં આવે છે. ઓરડામાં પંખાથી આકડાનું રૂ ઉડાડવામાં આવે છે અને રૂની પાછળ પાછળ દોડવામાં આવે છે. આકડાનું રૂ ન હોય તો પરમેશ્વરની ગાયની પાછળ પણ ફરી શકાય. બેથી વધારે આ રમત ઘરમાં અથવા ઘર બહાર રમી શકે છે અને રૂને વીંઝવાથી આંગળાં અને પહોંચીને સુષ્ઠુ વ્યાયામ મળે છે તેમ જ ગતિમાં લાલિત્ય અને કુશળતા (dexterity) આવે છે.

આ તો અતિશય સંક્ષેપમાં કથન થયું. વિશેષ જાણવાની આતુરતા અતૃપ્ત રહેશે. પણ વિષય પ્રત્યે અંગુલિનિર્દેશ થયો છે : એટલે બીજાં ભાઈબહેનો એ અતૃપ્તિ છિપાવવા પ્રયત્નશીલ થશે.

ચર્ચિત વિષય અગત્યનો લાગે તો પહેરવેશ, અલંકાર, પ્રસાધનની વિવિધતા, સુંદરતા અને આવશ્યકતાની કથા રસથી 'સુંદરીસુબોધમાં' થવાની આશા રાખું છું. આ ઉપરાંત વાતાવરણ એટલે ઘરની રચના, સરસામાનની ગોઠવણ, આંગણાની ફૂલઝાડથી શોભા; સમાજમાં હળતીમળતી વખતે વર્તવાનું લાવણ્ય અને લાલિત્ય અને સૌથી વિશેષ મહત્ત્વનું આત્માનું સૌંદર્ય વર્ણવવામાં પણ આવશે, એમ આશા છે.

એક કદરૂપા ગુલામને બાદશાહે પૂછ્યું 'ખુદાએ હુસ્નની વહેંચણી કરી ત્યારે તું ક્યાં હતો ?' ગુલામે અદબથી જવાબ આપ્યો, 'ગરીબનવાજ ! ત્યારે હુસ્નના બજારમાં નહિ, પણ નસીબના બજારમાં હું હતો.'

અમારી ગરવી, ગુણવંતી રસાળ ગુજરાતની સુંદરીઓ—જેમના સૌભાગ્યથી શ્રીનિવાસ ચંપુકાર મુગ્ધ થયો હતો—તે નિરંતર હુસ્ન–અને નસીબના બજારમાં હાજર રહો !

*

આ ઘર બહારની રમતો છે. ગુજરાતની હિંદુ સુંદરીઓના ભાગ્યમાં એ રમવાનું હાલ નથી. નિશાળો પણ બેદરકાર છે. ઊલટું રમાતી હતી તે રમતો નિશાળ અને કેળવણીથી બંધ થઈ છે. ગરબા, રાસડા, ફૂદડી વગેરેનો સાર્વજનિક પ્રચાર સાર્વજનિક રહ્યો છે? નિશાળોમાં કસરત માટે આંગણું કે વાડો ન હોય તો છાપરાને ઠેકાણે અગાસી બાંધી રમતનું સ્થાન ત્યાં ન કરી શકાય? નિશાળો અગાસીવાળી બનાવવાનો આગ્રહ સમાજે કરવો જોઈએ છે. અગાસીથી જગ્યાનો સંકોચ નડશે નહીં, તેમ મલાજો જાળવવો હશે તો તે પણ જળવાશે.

હવે દીવાનખાનાની રમતો જોઈએ. તરવા ન જઈ શકાય તો ઓરડામાં ભોંય પર ઓશીકાં મૂકી હવામાં તરવાની સર્વે ક્રિયા કરવામાં આવે છે. તકીયા પર લાંબા થઈને સૂઈ જઈ અમુક વખત લગી હાથપગ તરતી વખત હલાવાય તેમ હલાવે છે.

આ પછી વજનમાં હલકો, નાનો ગાળો (hoop) હવામાં ઊંચે ઉડાડવામાં આવે અને બે લાકડીથી પડતો ઝીલવામાં આવે; પછી ઝડપથી ચક્કર ફેરવી એકદમ પાછો ઊંચે ફેંકવામાં આવે. આ રમત રમવાથી ગતિનાં લાલિત્ય અને આરામ (ease) આવે છે.

ઘર બહાર દડાની મરદાની રમતો જેમનાથી નથી રમાતી, તેઓ રંગીન ઊનના દડાથી ઘરની અંદર રમે છે. ત્રણ જુદી જુદી જાતના રંગના દડા હોય છે: સફેદ, રાતો અને આસમાની. જાદુગરની પેઠે એક પછી એક હવામાં તે ઉછાળવામાં આવે છે અને ઝીલવામાં આવે છે. આપણી બાળાઓ પાંચીકા(કુંકા)ની રમતો રમે છે તેને મળતી આ રમત લાગે છે. જાણીને વાંચનારી બહેનો અજાયબ થશે કે યુરોપ–અમેરિકાની કન્યાઓ પણ આ રમત ખેલે છે અને અહીંની માફક ત્યાંયે એમના જુદા જુદા દાવ છે. ઘણા દાવ મળતા આવે છે.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં કન્યાઓ દડો (કન્દુક) ઉછાળવાની રમતો રમતી. દશકુમારચરિતમાં કન્દુકખેલનનું વર્ણન છે. દડાની રમત વિશે કન્દુકાગમ નામનો ગ્રંથ હતો, એવું એનો એક ટીકાકાર લખે છે.[1]

દડો ઉછાળવાં અને ઝીલવાની દરેક રીત સૌંદર્ય સાધવામાં વિજયવંત

---

૧. કન્દુક કેવી રીતે ખેલાતો હશે. તે મૂર્તિમંત નિહાળવાની દશકુમારચરિત ભણતી વખતે હોંશ થઈ હતી. ઈ. સ. ૧૯૦૯ કે ૧૯૧૦ની સાલનાં ધિ ઈલસ્ટ્રેટેડ લંડન ન્યૂઝ નામના સચિત્ર સાપ્તાહિકમાં સાગરિકા (Oceania) દ્વીપસમૂહના અસંસ્કૃત લોકોની દડાથી રમતી કન્યાનું ચિત્ર જોવામાં આવ્યું. સંસ્કૃત ભાષામાં વાંચેલા વર્ણન સાથે ચિત્રમાં આંકેલી ગતિ આબેહૂબ મળતી આવી હતી.

નીવડે છે, કારણ કે એથી હાથના કોણી પરના ભાગ (arm) અને મણિબંધ પહોંચી (wrist)માં દક્ષતા (dexterity) આવે છે તથા નજર ચાલાક (quick) થાય છે. ગરદન અને ગળાની ઘાટીલી ખૂબસૂરતી માટે પણ દડાની રમત ઘણી અગત્યની છે અને ઘણી સ્ત્રીઓ પોતાના શરીર પ્રમાણે એ રમતોની નવનવી રીતો યોજે છે.

હાથની ગતિને લાલિત્ય અને આરામ (ease) આપવા નાના પ્રકારની સૌંદર્યજનક રમતો રમાય છે.

આંગળીઓ અને પહોંચી(wrist)ને સહેલાઈથી વળે એવાં (supple) બનાવવા પંખાનો ઉપયોગ કરવામાં આવે છે. ઓરડામાં પંખાથી આકડાનું રૂ ઉડાડવામાં આવે છે અને રૂની પાછળ પાછળ દોડવામાં આવે છે. આકડાનું રૂ ન હોય તો પરમેશ્વરની ગાયની પાછળ પણ ફરી શકાય. ખેથી વધારે આ રમત ઘરમાં અથવા ઘર બહાર રમી શકે છે અને રૂને વીંઝવાથી આંગળાં અને પહોંચીને સુષ્ઠુ વ્યાયામ મળે છે તેમ જ ગતિમાં લાલિત્ય અને કુશળતા (dexterity) આવે છે.

આ તો અતિશય સંક્ષેપમાં કથન થયું. વિશેષ જાણવાની આતુરતા અતૃપ્ત રહેશે. પણ વિષય પ્રત્યે અંગુલિનિર્દેશ થયો છે : એટલે બીજાં ભાઈબહેનો એ અતૃપ્તિ છિપાવવા પ્રયત્નશીલ થશે.

ચર્ચિત વિષય અગત્યનો લાગે તો પહેરવેશ, અલંકાર; પ્રસાધનની વિવિધતા, સુંદરતા અને આવશ્યકતાની કથા રસથી 'સુંદરીસુબોધમાં' થવાની આશા રાખું છું. આ ઉપરાંત વાતાવરણ એટલે ઘરની રચના, સરસામાનની ગોઠવણ, આંગણાની ફૂલઝાડથી શોભા; સમાજમાં હળતીમળતી વખતે વર્તવાનું લાવણ્ય અને લાલિત્ય અને સૌથી વિશેષ મહત્ત્વનું આત્માનું સૌંદર્ય વર્ણવવામાં પણ આવશે, એમ આશા છે.

એક કદરૂપા ગુલામને બાદશાહે પૂછ્યું 'ખુદાએ હુસ્નની વહેંચણી કરી ત્યારે તું ક્યાં હતો?' ગુલામે અદબથી જવાબ આપ્યો, 'ગરીબનવાજ ! ત્યારે હુસ્નના બજારમાં નહિ, પણ નસીબના બજારમાં હું હતો.'

અમારી ગરવી, ગુણવંતી રસાળ ગુજરાતની સુંદરીઓ—જેમના સૌભાગ્યથી શ્રીનિવાસ ચંપુકાર મુગ્ધ થયો હતો—તે નિરંતર હુસ્ન–અને નસીબના બજારમાં હાજર રહો !

*

જે વર્તમાનપત્ર પરથી આ લેખ લખવા પ્રેરણા થઈ તેમાં જ બીજો એક લેખ ' સુંદરતાથી કેવી રીતે રહેવું ? ' એવા ગૌણ મથાળાથી આવ્યો હતો. તેમાં સાધારણ વેપારીની વહુ, મધ્યમ સ્થિતિવાળી અને ઘણાં છોકરાંની માતા—માર્ગરેટ નામની કેવી રીતે સુંદરતાથી જીવન ગાળે છે, તેનું ટૂંક બયાન આપેલું છે. માર્ગરેટનું આનન સુંદર છે, તેની શરીરયષ્ટિ અતિશય લલિત છે અને ઊંચાઈના પ્રમાણમાં તે પાતળી (Slim) છે. જોનારની આંખને આનંદ આપવા ઉપરાંત એની સુંદરતામાં ઘણું વિશેષ છે. કેવી રીતે સુંદરતાથી જીવન ગાળવું તેનો મંત્ર એને હાથ આવ્યો છે. દુનિયા એનું જીવન નીરખે અને તેની સર્વતઃ પૂર્ણતામાંથી લેવાય એટલો આનંદ લે, એવું એનું વર્તન છે.

એની ટીકા કરનાર ઘણા છે, અને તેમાં પણ સ્ત્રીઓ છે. ધણી, બચ્ચાં અને ઘરમાંથી તેઓ શરીર કે મનના સંસ્કાર માટે નવરાશ મેળવી શકતી નથી. તેથી એમને એવું લાગે છે કે માર્ગરેટ નિર્દય અને સ્વાર્થી હોવી જોઈએ. સ્ત્રીના કર્તવ્યથી વિમુખ હોવી જોઈએ, પણ આ સાચી હકીકત નથી.

અલબત્ત, સુંદર જીવન ગાળવા સારી આવક જોઈએ. પગારદાર માણસો મારફત કામ લેવાથી નવરાશ વધારે મળી શકે છે. માર્ગરેટ નાનાંસૂનાં કામો નોકરને સોંપે છે, અગત્યનાં પોતે કરે છે.

નવરાશ કેવી રીતે ગાળે છે ? સવારમાં નાના પ્રકારની કસરત કરે છે. આથી જાજ્વલ્ય આરોગ્ય અને લલિત આકૃતિથી ભાગ્યશાળી થઈ છે. પટાબાજી ખેલવાનો, ઘોડેસવારી કરવાનો, તરવાનો અને નાચવાનો એને શોખ છે.

બપોરે સંગીતની તાલીમ જાતે લે છે. પિયાનો વગાડતી ગાય છે અને કુદરતી રીતે સૂરને ખીલવા દે છે. સાથે સાથે જાતજાતનાં ગીતોનો સ્મરણસંચય કરી લે છે અને વખત આવે ત્યારે મિત્રોને તેથી ખુશમિજાજ કરે છે.

કપડાં પર પુષ્કળ ધ્યાન આપે છે, જાતે જ કપડાં સીવવાની અજબ આદત એને છે. રંગમાં અને નમૂનામાં (design) તે ઉત્તમ હોય છે, એટલું જ નહીં પણ કોઈના પણ પહેરવેશને જરાયે મળતાં નથી હોતાં.

એવું એકે નવું પુસ્તક વાંચવા જેવું નહીં હોય જે એણે ન વાંચ્યું હોય; કે એવો નવો ખેલ એણે ન જોયો હોય. સારામાં સારું શોધી કાઢવામાં તે પાવરધી છે. નિર્માલ્ય જોવામાં વખત બિલકુલ ગાળતી નથી.

આ ઉપરાંત જાતજાતના મનુષ્યો સાથે મિત્રતા વધારવાના પ્રસંગો તે મેળવે છે. જીવનમાં સૌંદર્ય તે ભરે છે તે આવા પ્રસંગે મિત્રોમાં વેરે છે. એની

સાથે પત્રવ્યવહાર રાખવાનું ભાગ્ય જેમને પ્રાપ્ત થયું છે તેઓ હંમેશ એના પત્રોની આતુરતાથી રાહ જુવે છે. કારણ કે તેમાં આનંદથી જિંદગી ભોગવનારીનો શ્વાસોચ્છ્વાસ ચાલી રહેલો હોય છે. સમભાવથી તે છલકાતા હોય છે.

તે હૃદયહીન નથી, એની સાક્ષી એનાં બાળકો અને પતિ આપે છે. બીજી અનેક પ્રવૃત્તિમાં પડવા છતાં પત્ની અને માતાનાં કર્તવ્યો તે બજાવી શકે છે. એનાં બાળકોના ખંડમાં એનું સૌંદર્ય સવિશેષ દીપી નીકળે છે. એનાં બાળકો માતાની ખૂબસૂરતીથી રાચે છે અને તે માટે મગરૂર હોય છે. રાત્રે સુતી વખતે ગવાતા માનાં ગીતો દિલથી તેઓ સાંભળે છે અને તે માટે ઉત્સુક હોય છે. એનો પતિ મોઢે પ્રશંસા કદી કરતો નથી તેમ એને વિશે વાત પણ નથી કરતો; છતાં એના તરફ વારંવાર દૃષ્ટિ નાખતાં જોવામાં આવ્યો છે અને માર્ગરેટ પાછી વળી એની નજર સાથે નજર મેળવતી પણ પકડાઈ છે. તે એના જીવનનો મંત્ર જાણે છે અને એની ખૂબી પિછાને છે અને એનાથી પૂરો સંતુષ્ટ છે.

*

—લેખમાં મૂળ મુદ્દા આટલા છે :

(૧) વિશ્વની સુંદર વસ્તુઓમાં સ્ત્રીનું સૌંદર્ય અનુપમ છે. તે જેટલું દૃષ્ટિને આહ્‌લાદક, વૃત્તિને મોહક છે, તેટલું જ આત્માને સાંત્વનપ્રદ અને મનને ઉલ્લાસપ્રદ છે. વિશ્વવ્યવસ્થામાં એ સૌંદર્યને સ્થાન છે. એની આવશ્યકતા છે. એ સત્ય આપણા દેશમાં હાલ જોઈએ તેટલું સમજાયું નથી. જીવનના પ્રત્યેક વ્યવહારમાં એ સૌંદર્યનાં પ્રકાશ—ઉષ્મા ઓતપ્રોત થવાં જોઈએ.

(૨) કુદરતી સૌંદર્ય હોય, તો તેનું જતન કેવી રીતે કરવું, તેમ જ તેને કેવી રીતે ખીલવવું ? સૌંદર્યની રસવૃદ્ધિ માટે આરોગ્ય ખાસ જરૂરનું છે. સંસ્કૃત સાહિત્યમાં જે સ્ત્રૈણલાવણ્ય વર્ણવાયું છે, તેનું સૂક્ષ્મ નિરીક્ષણ પણ આ જ હકીકત જણાવે છે. આરોગ્ય કસરતથી આવે છે. ફ્રાન્સની સુંદરીઓએ એક વેળા શરીરના કુદરતી ઘાટને અનુકૂળ પોષાક પહેરવાનો સંકલ્પ કર્યો. પ્રચલિત કૃત્રિમ પોષાકમાં, એ ખાતર, ફેરફાર કરતાં સૂઝયું કે, શરીરને રૂપવાન અને ઘાટીલું બનાવવા કપડાંની કરામત કરતાં કસરત કરવી વધારે લાભદાયક છે. રસ્તો સૂઝયો કે તરત જ તેનો અમલ શરૂ થયો. એકદમ ચમત્કાર થયો. વિરૂપતાને સ્થાને સુંદરતા અને ચિર તારુણ્ય આવી ઊભાં. કસરત અને આરોગ્યનું મહત્ત્વ સુંદર થવા માટે છે, તેમ ચિરાયુ થવા માટે પણ છે. અકાળે કાચી કળીની માફક

જે વર્તમાનપત્ર પરથી આ લેખ લખવા પ્રેરણા થઈ તેમાં જ બીજો એક લેખ 'સુંદરતાથી કેવી રીતે રહેવું?' એવા ગૌણ મથાળાથી આવ્યો હતો. તેમાં સાધારણ વેપારીની વહુ, મધ્યમ સ્થિતિવાળી અને ઘણાં છોકરાંની માતા—માર્ગરેટ નામની કેવી રીતે સુંદરતાથી જીવન ગાળે છે, તેનું ટૂંક બયાન આપેલું છે. માર્ગરેટનું આનન સુંદર છે, તેની શરીરયષ્ટિ અતિશય લલિત છે અને ઊંચાઈના પ્રમાણમાં તે પાતળી (Slim) છે. જોનારની આંખને આનંદ આપવા ઉપરાંત એની સુંદરતામાં ઘણું વિશેષ છે. કેવી રીતે સુંદરતાથી જીવન ગાળવું તેનો મંત્ર એને હાથ આવ્યો છે. દુનિયા એનું જીવન નીરખે અને તેની સર્વતઃ પૂર્ણતામાંથી લેવાય એટલો આનંદ લે, એવું એનું વર્તન છે.

એની ટીકા કરનાર ઘણા છે, અને તેમાં પણ સ્ત્રીઓ છે. ધણી, બચ્ચાં અને ઘરમાંથી તેઓ શરીર કે મનના સંસ્કાર માટે નવરાશ મેળવી શકતી નથી. તેથી એમને એવું લાગે છે કે માર્ગરેટ નિર્દય અને સ્વાર્થી હોવી જોઈએ. સ્ત્રીના કર્તવ્યથી વિમુખ હોવી જોઈએ, પણ આ સાચી હકીકત નથી.

અલબત્ત, સુંદર જીવન ગાળવા સારી આવક જોઈએ. પગારદાર માણસો મારફત કામ લેવાથી નવરાશ વધારે મળી શકે છે. માર્ગરેટ નાનાંસૂનાં કામો નોકરને સોંપે છે, અગત્યનાં પોતે કરે છે.

નવરાશ કેવી રીતે ગાળે છે? સવારમાં નાના પ્રકારની કસરત કરે છે. આથી જાજ્વલ્ય આરોગ્ય અને લલિત આકૃતિથી ભાગ્યશાળી થઈ છે. પટાબાજી ખેલવાનો, ઘોડેસવારી કરવાનો, તરવાનો અને નાચવાનો એને શોખ છે.

બપોરે સંગીતની તાલીમ જાતે લે છે. પિયાનો વગાડતી ગાય છે અને કુદરતી રીતે સૂરને ખીલવા દે છે. સાથે સાથે જાતજાતનાં ગીતોનો સ્મરણસંચય કરી લે છે અને વખત આવે ત્યારે મિત્રોને તેથી ખુશમિજાજ કરે છે.

કપડાં પર પુષ્કળ ધ્યાન આપે છે, જાતે જ કપડાં સીવવાની અજબ આદત એને છે. રંગમાં અને નમૂનામાં (design) તે ઉત્તમ હોય છે, એટલું જ નહીં પણ કોઈના પણ પહેરવેશને જરાયે મળતાં નથી હોતાં.

એવું એકે નવું પુસ્તક વાંચવા જેવું નહીં હોય જે એણે ન વાંચ્યું હોય; કે એવો નવો ખેલ એણે ન જોયો હોય. સારામાં સારું શોધી કાઢવામાં તે પાવરધી છે. નિર્માલ્ય જોવામાં વખત બિલકુલ ગાળતી નથી.

આ ઉપરાંત જાતજાતના મનુષ્યો સાથે મિત્રતા વધારવાના પ્રસંગો તે મેળવે છે. જીવનમાં સૌંદર્ય તે ભરે છે તે આવા પ્રસંગે મિત્રોમાં વેરે છે. એની

(૯) સુંદરતા લાવવા સ્વચ્છતાનો આશ્રય કરવો પડશે.

(૧૦) સુંદરતા એટલે ભભક નહીં.

(૧૧) આગળ સ્ત્રીનું સ્થાન કુટુંબમાં હતું—સ્ત્રીઓમાં અને નોકરોમાં બેસવા-ઊઠવાનું હતું. આજે કુટુંબ કરતાં પતિના સ્નેહી-સંબંધીઓમાં તેની પ્રતિષ્ઠા થવા માંડી છે. પતિની સંસ્કારવાંછના ઊંચી થઈ છે, સંતતિની પણ થતી જાય છે. આવે વખતે સ્ત્રીઓએ સંપન્ન (accomplished) થવાની જરૂર છે. આ સંપન્નતાનો સુંદરતા મોટો અંશ છે.

સુશ્લિષ્ટ રૂપમાં લખાયેલી નહીં, પણ આ વેરણછેરણ રહેલી વિચારગર્ભ વાક્યાવલિ વાંચવાની તસદી આપું છું અને તકલીફ માટે ક્ષમા માગું છું.

ખરી જતી સ્ત્રીઓ આયુષ્ય માટે નહીં તો સુંદર થવા કસરત કરશે તોપણ ગુજરાત એમનું ઋણી થશે.

(૩) સુંદર થવા કૃત્રિમ સાધનોની જરૂર નથી; આ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. અત્તર કે સેન્ટના મઘમઘાટથી જનસમૂહમાં ઘૂમતી સુંદરી કરતાં પોતાના સૌંદર્યથી—તેમાંથી ફોરતી સુગંધથી સમાગમમાં આવનારને ડોલાવતી સુંદરી ધન્યાસ્પદ છે. કસરતથી યૌવન અને લાવણ્ય જળવાય છે, તેવું પાઉડર વગેરેના લેપથી નથી થતું.

(૪) કસરત કેવી કરવી ? આ લેખમાં તેનું રેખાંકન પણ નથી કરી શકાયું. યુરોપની સુંદરીઓ જે રમતો ખેલે છે તે આપણે ખેલી શકીએ એમ નથી. પ્રશ્ન ગંભીર છે અને વિચારણીય છે. ઉકેલ એકદમ થાય એમ નથી. અજમાયશો ઘણી કરવી પડશે. આમ ધારી એની વિગતોમાં નથી ઊતર્યો.

(૫) આપણે ત્યાં પૈસાદારની સ્ત્રીઓને તેમ જ મુંબઈ જેવા શહેરોમાં વસતી સ્ત્રીઓને જરૂર કરતાં વધારે નવરાશ મળે છે. આ નવરાશમાં તેઓ સુંદર થવાનો પ્રયત્ન કરી શકે. દેશસેવા કરવાના પ્રયત્ન કરતાં આ પ્રયત્ન સહેલો અને મુશ્કેલી વિનાનો છે.

(૬) વસ્ત્રો, આભરણ, પ્રસાધન, સંલાપ, ધર્મવ્યવહાર વગેરેમાં વિવિધ રીતે, પોતાનું વ્યક્તિત્વ સ્ફૂટ કરે એવું સૌંદર્ય આપણી સુંદરીઓ ધારે તો ખીલવી શકે. દેખાદેખી નકલ કરવા કરતાં જાતે વિચારી નવા નમૂના યોજી કાઢે તો એટલી આપણી માનસિક સંપત્તિ વધશે. પોલકા ચોળીના ફુગ્ગા અથવા તેના પર મુકાતી 'રસીઅન' વગેરે(સ્ત્રીઓના પહેરવેશના પારિભાષિક શબ્દો સાચાખોટા વપરાયા હોય તો મારી બહેનો દરગુજર કરશે)માં રહેલું સૌંદર્યતત્ત્વ કોઈ બતાવશે ? ભોજનકાળે પણ સુંદર થઈ શકાય છે—આસપાસ પણ સુંદર કરી શકાય છે. 'સુંદરીસુબોધ'ના તંત્રીને મારી નમ્ર વિનંતિ છે, કે ઇંગ્લેંડ જઈ આવેલા કોઈ ગુજરાતી બન્ધુ પાસે ઇંગ્લિશ રમણીઓના જીવનવ્યવહાર વિશે લેખ લખાવે. એવા લેખ ઉક્ત સુંદરતાનું સવિસ્તર વર્ણન આપશે.

(૭) સુંદરતાને માટે આગ્રહ જન્મતાં લલિતકલાઓ માટે આદર વધશે અને તેમની યોગ્ય ખીલવણી થશે. રૂમાલ ગૂંથવામાં વખત કાઢનારી સુંદરીઓમાંથી કેટલીને સારું ગાતાં આવડતું હશે ? ઘણી સ્ત્રીઓને ત્યાં ગૂંથેલા રૂમાલનો બિલકુલ ખપ નહીં હોય, પણ તેનાં બાળકો અને પતિને તેના મધુર કંઠનો ખપ હોય છે.

(૮) સુંદરતાની કદર ધર્મવૃત્તિનું શોધન કરશે. મંદિરમાં અથવા ઘરના દેવાયતનમાં જે જે અસુંદર અને અનીતિભર્યું હશે તે દૂર થશે. રસિક વૃત્તિની જાગૃતિ અધમ અને નિશ્ચેતન ધર્મ ક્રિયાઓથી રાચશે નહિ.

(૯) સુંદરતા લાવવા સ્વચ્છતાનો આશ્રય કરવો પડશે.

(૧૦) સુંદરતા એટલે ભભક નહીં.

(૧૧) આગળ સ્ત્રીનું સ્થાન કુટુંબમાં હતું—સ્ત્રીઓમાં અને નોકરોમાં બેસવા-ઊઠવાનું હતું. આજે કુટુંબ કરતાં પતિના સ્નેહી-સંબંધીઓમાં તેની પ્રતિષ્ઠા થવા માંડી છે. પતિની સંસ્કારવાંછના ઊંચી થઈ છે, સંતતિની પણ થતી જાય છે. આવે વખતે સ્ત્રીઓએ સંપન્ન (accomplished) થવાની જરૂર છે. આ સંપન્નતાનો સુંદરતા મોટો અંશ છે.

સુશ્લિષ્ટ રૂપમાં લખાયેલી નહીં, પણ આ વેરણછેરણ રહેલી વિચારગર્ભ વાક્યાવલિ વાંચવાની તસ્દી આપું છું અને તકલીફ માટે ક્ષમા માગું છું.

# કેટલીક નોંધ

## હિંદી સ્ત્રીઓનું ડેપ્યુટેશન

લખત કરી પરદેશ જતા મજૂરોને અટકાવવા હિંદી સ્ત્રીઓનું 'ડેપ્યુટેશન' વાઇસરૉય સમક્ષ ગયું હતું. આવું નિયુક્તિગણ મોકલવાનો વિચાર મુંબઈમાં ઉદ્‌ભવ્યો હતો અને મુંબઈની સન્નારીઓ એમાં અગ્રેસર હતી. પરદેશમાં આ નવી જાતની ગુલામગીરીથી હિંદી સ્ત્રીઓના શીલનું કેવું ખંડન થાય છે તેનું દારુણ ચિત્ર ડેપ્યુટેશન તરફથી સ્વ. ગોખલેનાં સખી સૌ. જાઈજી જહાંગીર પીટીટે વાઇસરૉય પાસે રજૂ કર્યું હતું અને દાદ માગી હતી. યુરોપમાં સ્ત્રીઓ મોટી ઉંમરે પરણે છે. ત્યાં જ્ઞાતિવ્યવસ્થા નથી તેમ હલકી વર્ણોમાં શીલભ્રંશ બહુ જ નિંદ્ય લેખાતું નથી. આવી સ્થિતિમાં પોતાનો દેશ છોડી પરદેશ ગુજરાન માટે જતી સ્ત્રીઓ પરદેશમાં ઇચ્છા મુજબ લગ્નસંબંધ કરે તો તેથી યુરોપી સમાજને બહુ હાનિ થતી નથી પરંતુ આપણાં દેશની ગુજરાન માટે જતી સ્ત્રીઓ પરણેલી હોવાનો સંભવ છે, નાતજાતને લીધે ઊંચનીચના તફાવત હોય છે, મુસલમાન હિંદુના ધર્મભેદ હોય છે અને પતિવ્રત અખંડ રાખવાનો આપણી સંસ્કૃતિનો ખાસ આગ્રહ હોય છે ત્યાં વેશ્યાની સ્થિતિમાં આવી પડાય એવા સ્થળે તેમને મોકલવામાં આપણે ઘોરમાં ઘોર પાતક કરીએ છીએ. એ પાતક બંધ કરવા હિંદી સ્ત્રીઓ પોતાનાં ગૃહકાર્યોમાંથી બહાર નીકળી રાજકાર્યોમાં અગ્રેસર થઈ. લૉર્ડ હાર્ડિંજ અને તેમની પત્નીના સંબંધમાં હિંદી સ્ત્રીઓએ સમગ્ર હિંદમાં ઠેર ઠેર સાર્વજનિક જીવનની શરૂઆત કરી હતી. તે જીવનનો ચિરકાળ ઉજ્જ્વળ રહે એવો પ્રસંગ આ ડેપ્યુટેશનથી એમણે ઊજવ્યો છે. રશિયાએ સ્ત્રીજાતિને પુરુષની સંપૂર્ણ સમાનતા બક્ષી છે. ઇંગ્લૅંડ અને બીજા યુદ્ધપરાયણ દેશોમાં સ્ત્રીઓએ પુરુષોનાં કાર્યો કરવા માંડી રાજ્ય અને સમાજની વ્યવસ્થા જાળવી રાખી છે અને પ્રજાઓના સ્વાતંત્ર્ય માટે પોતાના પુરુષ સંબંધીઓને લડાઈમાં ઉદ્યુક્ત રાખ્યા છે. રાજ્યજીવનમાં તેમને ઉચિત સ્થાન આપવા ઇંગ્લૅંડમાં પણ વચન અપાયું છે. આવા વિશ્વવ્યાપી પ્રસંગે હિંદવાણીઓ પણ ચેતનવાળી થવી જ જોઈએ. તેમની દાદ દૂર કરવાનું વચન આપી, સામાજિક પ્રશ્નોના નિ
માટે વાઈસરૉયે તેમના સહકાર્યનું નિમંત્રણ કર્યું છે તેનું દૂરગામી

આવશે એવી અમને આશા છે. આ ડેપ્યુટેશનમાં કોઈ ગુજરાતી હિન્દુ સન્નારી નહોતી — મુંબઈમાંથી બધી વ્યવસ્થા થવા છતાં નહોતી એથી અમને સખેદ લજ્જા આવે છે. શું ગુર્જર દેશની હિન્દુ સન્નારીઓમાં જાતિપ્રેમ, શીલપ્રેમ નથી? સાર્વજનિક જીવનની ઉપેક્ષા છે? કે શું અંગ્રેજીનું તેમનું અજ્ઞાન એટલું બધું છે કે તેઓ દિલ્હી જતાં શરમાઈ હતી? સૌ. કસ્તૂરબાઈ ગાંધી ડેપ્યુટેશનમાં કેમ ન ગયાં? લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ, લેડી વિઠ્ઠલદાસ ઠાકરસી, લેડી પટણી, લેડી ચીનુભાઈ, સૌ. વિદ્યા, સૌ. શારદા, મિસિસ ચિમનલાલ સેતલવાડ, મિસિસ ભૂલાભાઈ દેસાઈ આદિમાંથી કેમ કોઈ તત્પર ન થઈ શક્યું? મુંબઈની અંગ્રેજ સન્નારીઓ — તેમાંયે અધિકારીઓની વહુઓએ આ દુષ્ટ રિવાજ વિરુદ્ધ જાહેર તિરસ્કાર દર્શાવ્યો હતો તે પણ આ પ્રસંગનું એક સ્મરણીય અંગ છે.

## મુંબઈ યુનિવર્સિટીના નવા દેશી વાઈસ ચાન્સેલર

લૉર્ડ વિલિંગડને યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલરનું પદ દેશીઓને આપવામાં ઉદારતા બતાવી છે. સર ફિરોજશા મહેતાનો બુદ્ધિબળ અને સાર્વજનિક સેવાને લીધે એ પદ માટે કેટલાં વર્ષોથી હક થયો હતો પરંતુ લૉર્ડ વિલિંગડને જ એમને એ પદ પર નિયુક્ત કર્યા હતા. સર ફિરોજશાના અચાનક અવસાન પછી એ સ્થાન સર પ્રભાશંકર પટણીને આપવા ગવર્નરને ઇચ્છા થયેલી પરંતુ તેઓ ગ્રેજ્યુએટ ન હોવાથી એ પદ ઉપર ડૉ. મેકીકનની નિમણૂક કરવામાં આવી હતી. હવે પાછું એ પદ ખાલી પડતાં તે ઉપર રા. રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડને નીમવામાં આવ્યા છે એથી સર્વે હિંદીઓ ઘણા રાજી થયા છે. આ પદ ઉપર તેઓ પ્રાયઃ પાંચમા હિંદી, બીજા ગુજરાતી અને પહેલા ગુજરાતી હિન્દુ છે. ઘણાં વર્ષો લગી તેઓ સ્થાનિક ધારાસભામાં યુનિવર્સિટીના પ્રતિનિધિ હતા. કેળવણીના સંબંધમાં એમણે ઘણાં વર્ષો લગી લડત ચલાવી છે જેનું વૃત્તાંત એમણે અમદાવાદની પહેલી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખસ્થાનના ભાષણમાં આપ્યું છે. મુંબઈની મ્યુનિસિપાલિટીની શિક્ષણ કમિટીના તેઓ વર્ષો લગી સભાસદ હતા અને હાલ પ્રમુખ છે. આ ઉપરાંત દેશના રાજદ્વારી સાર્વજનિક જીવનમાં તેમણે અગ્રેસર ભાગ લીધો છે. એમની બુદ્ધિનો જેટલો પ્રતાપ છે તેના પ્રમાણમાં એ અગ્રણીનાં પદવીપ્રતિષ્ઠા નથી મેળવી શક્યા તેનું કારણ સાર્વજનિક સેવા કરતાં વકીલાતમાં તેઓ વધારે નિમગ્ન રહ્યા છે તે છે. તેઓ મોટા પંડિત નથી કે શિક્ષણશાસ્ત્રી નથી પરંતુ બાહોશ વકીલ છે અને એક દિલથી વર્ષો લગી સતત થઈ શકી એટલી અને એવી સાર્વજનિક સેવા કરી છે. એ સેવાની ...વી કદર થઈ છે તે નાનીસૂની વાત નથી. સર આશુતોષ મુખોપાધ્યાય જેવી

# કેટલીક નોંધ

## હિંદી સ્ત્રીઓનું ડેપ્યુટેશન

લખત કરી પરદેશ જતા મજૂરોને અટકાવવા હિંદી સ્ત્રીઓનું 'ડેપ્યુટેશન' વાઇસરૉય સમક્ષ ગયું હતું. આવું નિયુક્તિગણ મોકલવાનો વિચાર મુંબઈમાં ઉદ્ભવ્યો હતો અને મુંબઈની સન્નારીઓ એમાં અગ્રેસર હતી. પરદેશમાં આ નવી જાતની ગુલામગીરીથી હિંદી સ્ત્રીઓના શીલનું કેવું ખંડન થાય છે તેનું દારૂણ ચિત્ર ડેપ્યુટેશન તરફથી સ્વ. ગોખલેનાં સખી સૌ. જાઈજી જહાંગીર પીટીટે વાઇસરૉય પાસે રજૂ કર્યું હતું અને દાદ માગી હતી. યુરોપમાં સ્ત્રીઓ મોટી ઉંમરે પરણે છે. ત્યાં જ્ઞાતિવ્યવસ્થા નથી તેમ હલકી વર્ણોમાં શીલભ્રંશ બહુ જ નિંદ્ય લેખાતું નથી. આવી સ્થિતિમાં પોતાનો દેશ છોડી પરદેશ ગુજરાન માટે જતી સ્ત્રીઓ પરદેશમાં ઇચ્છા મુજબ લગ્નસંબંધ કરે તો તેથી યુરોપી સમાજને બહુ હાનિ થતી નથી પરંતુ આપણાં દેશની ગુજરાન માટે જતી સ્ત્રીઓ પરણેલી હોવાનો સંભવ છે, નાતજાતને લીધે ઊંચનીચના તફાવત હોય છે, મુસલમાન હિંદુના ધર્મભેદ હોય છે અને પતિવ્રત અખંડ રાખવાનો આપણી સંસ્કૃતિનો ખાસ આગ્રહ હોય છે ત્યાં વેશ્યાની સ્થિતિમાં આવી પડાય એવા સ્થળે તેમને મોકલવામાં આપણે ઘોરમાં ઘોર પાતક કરીએ છીએ. એ પાતક બંધ કરવા હિંદી સ્ત્રીઓ પોતાનાં ગૃહકાર્યોમાંથી બહાર નીકળી રાજકાર્યોમાં અગ્રેસર થઈ. લૉર્ડ હાર્ડિંજ અને તેમની પત્નીના સંબંધમાં હિંદી સ્ત્રીઓએ સમગ્ર હિંદમાં ઠેર ઠેર સાર્વજનિક જીવનની શરૂઆત કરી હતી. તે જીવનનો ચિરકાળ ઉજ્જ્વળ રહે એવો પ્રસંગ આ ડેપ્યુટેશનથી એમણે ઊજવ્યો છે. રશિયાએ સ્ત્રીજાતિને પુરુષની સંપૂર્ણ સમાનતા બક્ષી છે. ઇંગ્લેંડ અને બીજા યુદ્ધપરાયણ દેશોમાં સ્ત્રીઓએ પુરુષોનાં કાર્યો કરવા માંડી રાજ્ય અને સમાજની વ્યવસ્થા જાળવી રાખી છે અને પ્રજાઓના સ્વાતંત્ર્ય માટે પોતાના પુરુષ સંબંધીઓને લડાઈમાં ઉદ્યુક્ત રાખ્યા છે. રાજ્યજીવનમાં તેમને ઉચિત સ્થાન આપવા ઇંગ્લેંડમાં પણ વચન અપાયું છે. આવા વિશ્વવ્યાપી પ્રસંગે હિંદવાણીઓ પણ ચેતનવાળી થવી જ જોઈએ. તેમની દાદ દૂર કરવાનું વચન આપી, સામાજિક પ્રશ્નોના નિરાકરણ માટે વાઈસરૉયે તેમના સહકાર્યનું નિમંત્રણ કર્યું છે તેનું દૂરગામી પરિણામ

આ યોજનાને ખરા દિલથી અમલમાં મૂકશે તો આજે ગુજરાતમાંથી સ્વેચ્છા-સૈનિકો નહીં નીકળે તો દશ વર્ષ પછી તો નીકળી શકશે. આ સંબંધમાં સાહિત્ય સારું પ્રકટ થયેલું છે અને યુરેઝીયન કુમારોનાં એવાં સૈન્ય હોય છે એટલે પ્રત્યક્ષ માહિતી મેળવવાની પણ મુશ્કેલી નથી. ગુજરાત કેળવણી પરિષદની આવતી બેઠક વખતે આ સંબંધે વ્યવહારુ પરિણામ આવશે એવી આશા છે. સાથે સાથે ગુજરાતના યુવકોનું શરીરબળ વધારવા, બાળલગ્ન નાબૂદ કરવા, નિયમિત કસરત કરવા, અખાડા વગેરેની સંસ્થા ખીલવવા, પુષ્ટિકારક ખોરાક ખાતા કરવા, અભ્યાસની અને ગરીબાઈની આધિવ્યાધિ ઓછી કરવાના ઉપાયો પણ ચર્ચાશે.

### લેંકેશાયરના કાપડ ઉપર ૭।। ટકાની જકાત

વર્તમાન મહાયુદ્ધમાં હિંદુસ્તાને દોઢ અબજ રૂપિયા લોનથી મેળવી લડાઈ ચલાવવા ઈંગ્લેંડને આપવા નક્કી કર્યું છે. એ લોનનું વ્યાજ ચાલુ ઊપજ-માંથી નહિ આપી શકાય માટે હિંદી સરકારને નવા કર નાખવાની જરૂર પડી છે અને તે મુજબ લેંકેશાયરથી આવતા કાપડ ઉપરની જકાત વધારી સાડાસાત ટકાની કરવામાં આવી છે. આ વધારો રદ કરાવવા અથવા હિંદી મિલોમાં બનતા કાપડ ઉપર એવી જ જકાત નંખાવવા લેંકેશાયરવાળાઓએ જબરી ચળવળ કરી છે. પ્રથમ તો એમનું એક ડેપ્યુટેશન હિંદી પ્રધાન મિ. ચેંબરલેનને અને મુખ્યપ્રધાન મિ. જ્યોર્જને મળવા ગયું હતું અને પછી ખુદ આમની સભામાં તેમણે આ પ્રશ્ન ચર્ચાવ્યો હતો. મિ. ચેંબરલેને જવાબમાં સંગીન દલીલોથી અને ઉદાર રાજનીતિથી વધારેલી જકાતનો બચાવ કર્યો હતો. (૧) હિન્દુસ્તાનને સ્વયંભૂ ઊર્મિથી જે મહોદાર ભેટ યુદ્ધના કટોકટીના સમયમાં કરી છે અને તે ભેટના વ્યાજ માટે જકાત વધારી છે તો તે રદ કરાવવાથી ભેટની કફોડી સ્થિતિ થશે અને તેની અસર હિંદુસ્તાનમાં સારી નહીં થાય (૨) વસ્તુતઃ લેંકેશાયર અને હિંદુસ્તાન વચ્ચે હરીફાઈ જ નથી. લેંકેશાયર બધો માલ-મસાલો બિનજકાતે મેળવે છે પણ હિંદુસ્તાનની મિલોવાળાને રૂ સિવાય સાંચાકામ, મસાલા વગેરે સર્વે ચીજો જકાત આપી મેળવવી પડે છે. જો સક્રિય સ્પર્ધા હોય તો માત્ર બે ટકા વેપારની છે અને તે કાંઈ બહુ મોટી ન કહેવાય. છેલ્લાં દશ વર્ષમાં લેંકેશાયરની શાળોમાં ૧,૨૦,૦૦૦ નો વધારો થયો છે. આ વધારા જેટલી શાળો પણ હિંદમાં કામ કરતી નથી. (૩) હિંદમાં આયાત થતા બીજા અંગ્રેજી માલને કોઈ પણ જાતનું રક્ષણ નથી અને લેંકેશાયરના કાપડ માટે હિંદી મિલોમાં બનતા કાપડ ઉપર જકાત છે તે ગેરવાજબી

એમની કારકિર્દી ઝળકતી નહીં નીવડે છતાં આ શાણા, વ્યવહારકુશળ, અનુભવી અને દાઝવાળા ગુજરાતી ધારાશાસ્ત્રી પોતાની યુનિવર્સિટીને પ્રગતિને પંથે લઈ જશે એવી આશા છે. આ પત્ર એમને અભિનંદન આપે છે અને યશસ્વી થવાનું બળ પ્રેરે છે.

## હિન્દરક્ષકસૈન્યના નિયમો

આ નિયમો પ્રકટ થયા છે અને ઘણા જ અસંતોષકારક છે છતાં સૈનિક થવાનું એથી બંધ થયેલું દ્વાર ઊઘડ્યું છે એટલા ખાતર એનો આદર દરેક હિંદી કરે છે. સૈનિક શિક્ષણ માટે મધ્યવર્તી સ્થળો નિયત કરવામાં આવ્યાં છે. મુંબઈ ઈલાકા માટે પૂણા પસંદ કરવામાં આવ્યું છે. હાલ એક હજાર સૈનિક માટે દરેક સ્થળવાર માગણી કરવામાં આવી છે. અઢીસો – અઢીસોના ભાગમાં તેમને તાલીમ આપવામાં આવશે. ત્રણ મહિના લગી તાલીમ લેવી પડશે. તાલીમ લેતી વખતે દરેક સૈનિકને ખાવાનું તથા રહેવાનું મફત મળશે અને રૂ. ૧૧/- માસિક પગાર મળશે. પોતાને ગામથી પૂણે જવા-આવવાનો ખર્ચ મળશે. ત્રણ મહિના પૂરા થતાં તે પોતાને સ્થાનકે જઈ શકશે અને સરકારને ખપ પડે ત્યારે બોલાવશે અને જ્યાં રક્ષણ માટે મોકલે ત્યાં હિન્દુસ્તાનમાં જવું પડશે. હાલમાં ઉંમરની મર્યાદા ૧૮ અને ૩૦ ની રાખી છે. કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ આમાં સારી રીતે સામેલ થઈ શકશે.

ગુજરાત આ પ્રસંગે પાછી પાની નહિ કરે એવી અમને આશા છે. વધારે નહીં પણ અઢીસો ગુજરાતીઓ પણ નહીં નીકળે? ગુજરાતીઓનું શરીરબળ બહુ ઓછું છે, બાળલગ્નના પ્રચારને લીધે નાનપણથી જ જંજાળી થયેલા હોય છે, રહેણીકરણીના ખર્ચ અને ધોરણ વધારે હોય છે છતાં પણ આ પ્રસંગનો લાભ નહિ લેવામાં આવે તો ગુજરાતીના જીવનમાં તેજ, પ્રતાપ, બળ નહીં આવે. બીજી પ્રજાઓનાં મહેણાં, ટપલાં, ગાળો, અપમાન, અનાદર, અવજ્ઞા, લાત આપણે ખાવી પડશે અને હંમેશ માટે શરમના માર્યા આપણે અને આપણી સંતતિને નીચું જોવું પડશે. છેલ્લા વસ્તીપત્રકમાં વાંઢા અને વિધૂર ગુજરાતી હિન્દુ મુસલમાનની ૧૮ અને ૪૦ ની વચ્ચે સંખ્યા છે. હવે એમાંથી માત્ર બસો કે અઢીસો સેનામાં જવા તૈયાર નહિ થાય તો પછી આપણે અને આપણો દેશ હતભાગ્ય ને? નર્મદની વીર હાક ભૂલી ગયાં છો?—

> સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
> યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે;

આ સંબંધમાં બીજી હર્ષજનક વાત એવી બની છે કે નામદાર સરકારે કુમારસેના (Boy Scouts) કેળવવાની બહાલી આપી છે. ગુજરાતનાં વિ

સાધી રાજદ્વારી બાબતોમાં સામેલ ન થાય ત્યાં લગી તેમના વેપારી લાભો સચવાતા નથી. કોઈ પણ નાનોમોટો પ્રતિકૂળ પ્રસંગ ઉપસ્થિત થતાં જ તેને દૂર કરવા પોતાથી થઈ શકે તેટલી બધી હિલચાલ કરવી જોઈએ. સહેજ પણ પ્રમાદ, વિલંબ કે કુસંપને વશ થયા વિના સામટો મોરચો મારવામાં જ વિજય છે.

હિંદી સરકારે જકાત વધારી સાડા સાત ટકાની કરી એટલે આપણી રાજ્યદ્વારી ચળવળ કરનારા પુરુષો અને કેટલાક મિલમાલિકો હર્ષમાં આવી ગયા હતા. ઘણાં વર્ષોથી ચલાવેલી લડતનું ફળ આવવાથી નિરાંત થઈ હતી. પણ ઇંગ્લૅંડમાં કરાયેલી ચળવળથી તેમની આંખ ઊઘડી હશે. હિંદ માટે નવા હકો મેળવવા કોંગ્રેસ અને મુસ્લિમલીગનું સંયુક્ત ડેપ્યુટેશન ઇંગ્લૅંડ જવાનું છે. ત્યારે મિલવાળાઓનું પણ ડેપ્યુટેશન જાય અને ઇંગ્લૅંડનો પ્રજામત પોતા તરફ વાળી શકે તો જ કાંઈ લાભ થશે. સામ્રાજ્યના સર્વે અંગોની અરસપરસની આર્થિક નીતિનો નિર્ણય જ્યારે થશે ત્યારે કાં તો બાંધછોડ કરવી પડશે અથવા સર્વેએ એકસરખા ધોરણની નીતિ અખત્યાર કરવી પડશે. તેમ હિંદ દેશમાં કાચો માલ પુષ્કળ થાય છે પણ તે સર્વે પરદેશ જઈ તૈયાર થઈ પાછો આવે છે. નિર્ધન હિંદ એથી ધનાઢ્ય થતું નથી પણ વધારે ધનહીન થાય છે તો એ સ્થિતિ કેમ ફેરવવી એ પ્રશ્ન અને બીજું આ વિગ્રહથી તદ્દન સ્પષ્ટ થયું છે કે દરેક દેશમાં પોતાની સર્વે જરૂરતો પૂરી પાડવાની વ્યવસ્થા હોવી જોઈએ, તેણે પારકા પ્રદેશો—જે કોઈ વખતે દુશ્મન થઈ જવાનો સંભવ છે તેમના ઉપર દૈનિક આવશ્યકતાઓ માટે આધીન રહેવું ન જોઈએ એ પ્રશ્નનો હિંદુસ્તાનનો હિતસાધક નિર્ણય કરાવી લેવાની જરૂર છે. જેમ રાજ્યદ્વારી ફેરફારો માટે હોમરૂલ લીગો ચળવળ ચલાવી રહ્યા છે તેમ આર્થિક ફેરફારો માટે ચળવળ થવાની જરૂર છે.

લેંકેશાયરનો ઉદ્યોગ બ્રિટિશ સામ્રાજ્યની ખાસ વસ્તુ છે અને તેને હાનિ થાય તો સામ્રાજ્યના ગૌરવને હાનિ થાય. હિંદુસ્તાનના ઉદ્યોગો તેમ હિંદુસ્તાનને ખાસ જરૂરના છે અને તેમનું ખંડન થવાથી હિન્દુસ્તાનના સુખને હાનિ થશે એ ઇંગ્લિશ પ્રજાને સમજાવવાની ખાસ જરૂર છે.

બંગાળના વિભાગ કરવામાં આવ્યા ત્યારે સ્વદેશી વસ્તુઓ વાપરવાનો જુસ્સો આપણા દેશમાં વ્યાપ્યો હતો અને પરિણામે આપણી મિલને કમાણીનો સરો દહાડો આવ્યો હતો. તે વખતે કમાણી ઓછી કરાવવાના હેતુથી અને

અને હાનિકારક છે એવું હિંદીઓ જ માને છે એટલું જ નહીં પણ અંગ્રેજ અમલદારો અને અંગ્રેજ વેપારીઓ પણ માને છે. આખી પ્રજાનો મત એની વિરુદ્ધ છે.

મિ. ચેમ્બરલેનના સમર્થનમાં બીકાનેરના મહારાજાસાહેબ અને સર સત્યપ્રસન્નસિંહે પણ હિન્દુસ્તાનની આ વિષય સંબંધમાં શી લાગણી છે તે બતાવી હતી. પણ લેંકેશાયરનો સ્વાર્થ આથી ટાઢો પડચો નહિ અને આ પ્રશ્નની ચર્ચા આમની સભામાં કરાવી. આ પ્રશ્ન આર્થિક છે અને એ સંબંધમાં ઇંગ્લેંડમાં બે પક્ષ છે. એક પક્ષ બિનજકાતી નીતિનો (free traders) છે. તેઓ આયાત અથવા નિકાસ ઉપર જકાત નાખવાની બિલકુલ તરફેણમાં નથી એટલે એમને આ પ્રસંગ ભયંકર, વિનાશક અને અનુપયોગી લાગે જ: તેમ આ પ્રસંગે મૌન ધારણ કરે તો રખેને આમ દાણો ચાંપી જોતાં કોઈ વાંધો લેતું નથી તો પછી રક્ષક નીતિનો પ્રચાર કરનારાઓનું બળ વધી જાય. આ બીજા પક્ષનો એવો વિચાર છે કે બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા દેશો વચ્ચેના વેપાર ઉપર કોઈએ જકાત નાખવી નહિ પણ પરરાજ્યોના વેપાર ઉપર જકાત નાખવી. હજુ આ વિચારવાળા પોતાના મત પ્રમાણે કોઈ પણ પ્રકારનો ફેરફાર કરી શકચા નથી. એમને પણ હિંદી સરકારે નાખેલી જકાત ગમી નથી. સામ્રાજ્ય અંગે એકબીજા સામે જકાત નાખવી એ એમના મનને પ્રતિકૂળ છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી બન્ને પક્ષ નવી જકાતની સામે થયા હતા. માજી મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથે તોડ ન કાઢચો હોત તો પ્રધાનમંડળની આ પ્રશ્ન પરત્વે હાર થાત. વર્તમાન વિગ્રહના અન્ત પછી સામ્રાજ્યની સમગ્ર આર્થિક નીતિનો વિચાર કરવો પડશે ત્યારે આ જકાત વિશે પણ વિચાર કરવો અને ત્યાં લગી જ એ અમલમાં રહે. મુખ્ય પ્રધાન મિ. જ્યોર્જે અને મિ. બોનર લોએ પણ આ નિર્ણયને સંમતિ આપી છે.

આ વૃત્તાંત ઉપરથી અનેક વિચારો ઊઠે છે. હિંદુસ્તાનની આર્થિક નીતિ હિન્દુસ્તાનના જ લાભની દૃષ્ટિથી વર્તવી જોઈએ કે ઇંગ્લેંડના અમુક સત્તાવાળા કારખાનાવાળાઓના સ્વાર્થની દૃષ્ટિથી? આજ વીસ વર્ષ થયાં હિંદી મિલો જકાત નીચે કચરાય છે. હજુ તેમને ન્યાય કરવાનો સમય નથી આવ્યો? આ જકાતની વિરુદ્ધ આખું હિન્દુસ્તાન – પ્રજા, સરકાર, પરદેશી વેપારીઓ સર્વે હોવા છતાં આમની સભામાં લેંકેશાયરના પાંચ મત એ વિરોધની દરકાર ઇંગ્લેંડના પ્રધાનમંડળને કરવા દેતા નથી.

એમાંથી આપણે ઘણું શીખવાનું છે. વેપારીઓ જ્યાં લગી સંગીન એ

પત્રની પ્રસિદ્ધિથી હિંદીઓએ કરેલી ટીકાઓથી, ફેરવ્યો છે. આ પ્રકટપત્રમાં તેઓ કેટલોક ખુલાસો કરે છે અને લખનૌનો બનાવ ભૂલી જવાનું કહે છે. કેળવાયેલા હિંદીઓને સંપૂર્ણ અને વધારે વિસ્તારી સહકાર પોતાની હિલચાલમાં મેળવવાની એમને જરૂર લાગી હોય એમ લાગે છે. માત્ર હિંદની ખાતર જ નહિ પણ બ્રિટિશ મહાપ્રજારાજ્યની ખાતર હિંદીઓની માગણીઓ બરાબર સમજાવી જોઈએ અને વિગ્રહના અંત પછી વગર વિલંબે તેમનો વિચાર થવો જોઈએ. જો આવો સમભાવ 'રાઉન્ડ ટેબલ'વાળાનો હોય તો હિંદી આગેવાનોએ એ સંસ્થાની પત્રિકામાં હિંદની માગણી વિશે લેખો લખી ગ્રેટબ્રિટન અને સંસ્થાનોના અનુભવી અને બાહોશ આસામીઓ પાસે તેમની ચર્ચા થવા દેવી જોઈએ. સંસ્થાનો જાતે જ કહે કે અમારે હિંદ ઉપર સત્તા ચલાવવી નથી તો પછી બધી તકરારનો છેડો આવી જાય. 'આ જુવાન પ્રજાશાસક લોકોને સ્વરાજ્યનો સિદ્ધાંત શ્વાસ અને પ્રાણ જેવો છે. લગભગ ધર્મ છે. એક પ્રજા બીજી પ્રજા ઉપર અમલ ચલાવે એમાં એમને અંતર્ગત દોષ લાગે છે.'

મિ. કર્ટિસના કાગળના મુદ્દાઓ આ પ્રમાણે છે :

(૧) બ્રિટિશ પ્રજારાજ્યની પુનર્ઘટના કરતાં સમગ્ર પ્રજારાજ્યની સલામતી માટે જવાબદાર રહે એવી સમ્રાટ પાર્લમેન્ટ અસ્તિત્વમાં આણવી જોઈએ. આમાં પ્રજા રાજ્યોના સર્વ અંગોના પ્રતિનિધિઓને સ્થાન મળવું જોઈએ. પાર્લમેન્ટના બે વિભાગ રાખવા. એક જ્યેષ્ઠ અને બીજાને કનિષ્ઠ વિભાગ કહેવો. હિંદના પ્રતિનિધિઓને બંને વિભાગમાં પ્રતિષ્ઠા આપવી જોઈએ. હમણાં સામ્રાજ્યની વિગ્રહપરિષદમાં બીકાનેરના મહારાજા અને સર સત્યપ્રસન્નસિંહ ગયા છે એટલે બન્ને વિભાગમાં પ્રતિનિધિઓ મોકલવામાં અંતરાય નહીં આવે.

(૨) હિંદની રાજ્યવ્યવસ્થા જવાબદાર થવી જોઈએ. પ્રજાને જવાબદાર શાસન કરવા હિંદી મતદારમંડળને હિંદી બાબતોમાં છેવટની સત્તા સોંપવી પડશે એટલે હિંદમાં પ્રાંતિક અને વરિષ્ટ પાર્લમેન્ટની સ્થાપના કરવી પડશે. આમ લક્ષ્ય નક્કી કરવું પડશે.

(૩) આમ જવાબદાર શાસન કરવા બે બાબતો નજરે ચડે છે :

(ક) એક જ સપાટે એવું શાસન સ્થાપી શકાય—

(ખ) ફેરફારોની પરંપરાથી એવું શાસન સ્થાપવું, પણ તેમ કરતાં વખત લાગશે.

મિ. કર્ટિસ બીજા પક્ષની તરફેણમાં છે. આમ એની અને કોંગ્રેસની વચ્ચે બહુ મહત્ત્વનો ફેર નથી. ફેરફાર ક્યારે કરવો એ કાળનો તફાવત છે તે તો

લેંકેશાયરને થતી ખોટ ઓછી કરાવવા ખાતર મિલના મજૂરોની સ્થિતિ સુધારવાનો બુટ્ટો અંગ્રેજોએ ઉઠાવ્યો અને મિલો ઉપર નવો જાપ્તો નંખાવ્યો હતો. અત્યારે પણ એવી જ બૂમ ઊઠી છે. પોતાનો સ્વાર્થ નવી જકાતથી બગડ્યો છે એટલે આ સ્વાર્થી અંગ્રેજો પરોપકારી થઈ ગયા છે. તેમને હિંદુસ્તાનના ગરીબ લોકોની, ખેડૂતોની, મિલના મજૂરોની એકદમ દયા આવી ગઈ છે. જકાત વધી એટલે ગરીબ લોકોને પહેરવાનાં કપડાં મોંઘાં થયાં. મિલમાલિકો કમાય છે પણ મજૂરોની સ્થિતિ સુધારતા નથી. વધેલી કમાણીમાં તેમને યોગ્ય હિસ્સો આપતા નથી આવી આવી પરદુ:ખભંજક વાતો તેઓ કરવા મંડ્યા છે તેથી ચેતીને ચાલવાની જરૂર છે અને મિલવાળાઓએ દુર્યોધનની જાંઘ કાંઈ પણ ન રાખવા વેળાસર તજવીજ કરવી ઘટે છે.

નવી જકાતથી હિંદનો મિલઉદ્યોગ ખીલવાનો નથી. નવા સંચા હમણાં પરદેશથી આવી શકે એમ નથી તેમ હિંદુસ્તાનમાં તે બનતા નથી. લડાઈ પર્તતાં જકાત ચાલુ રહેશે કે નહિ તે નક્કી નથી એટલે ધનાઢ્યો એ ઉદ્યોગમાં વધારે નાણાં નાખશે કે કેમ તે સંશયગ્રસ્ત છે. ઇંગ્લેંડ હાલ લડાઈમાં એટલું બધું રોકાયેલું છે કે પહેલાં જેટલું પૂરતું કાપડ મોકલી શકતું નથી એટલે આ જકાતથી ત્યાંથી થતી આયાત ઘટવાની અને તેથી લેંકેશાયરને નુકસાન થવાની દહેશત નથી. જાપાને આ લડાઈનો અવસર સાધી પોતાનો ઉદ્યોગ ખીલવ્યો છે અને પોતાનો માલ હિંદમાં દાખલ કરી દીધો છે તેને થોડુંક ખમવું પડશે પણ તે તો સારી વાત છે. જર્મની અને ઑસ્ટ્રિયા હિંદમાંથી જે કરોડો રૂપિયા લઈ ગયા છે તેનો ઉપયોગ આજે આપણી સામા કરે છે એ ઉપરથી પરદેશીઓને આપણે ભોગે શ્રીમંત થવા દેવામાં અને એ લક્ષ્મી પાછી આપણને પરાસ્ત અને પાયમાલ કરવા વાપરવા દેવામાં કોઈને ડહાપણ કે દૂરંદેશી નથી લાગતી.

અલબત્ત હિંદી સરકાર પોતાની ફરજ સમજી કાપડના ઉદ્યોગને ખીલવવા સર્વ પ્રકારની મદદ કરે તો જ કાંઈ લાભ થાય. પણ એનો સંભવ બહુ ઓછો છે.

## મિ. કર્ટિસે લખેલો નવો કાગળ ×

લખનૌની કોંગ્રેસ વખતે પ્રસિદ્ધિમાં આવેલા મિ. કર્ટિસે પોતાના વિચારો ફેરવ્યા છે. 'રાઉન્ડટેબલ'ના મંત્રી મિ. કેર ઉપર લખેલો એમનો ખાનગી કાગળ પ્રગટ થયો હતો તેમાં હિંદુસ્તાનને એમણે સંસ્થાનોને આધીન રાખવા બાબત લખ્યું છે તે વિચાર, હિંદમાં સર્વત્ર ફરવાથી, અધિકારીઓ અને લોકનાયકોના સમાગમમાં આવવાથી, લોકસંસ્થા અને લોકજીવનનો પરિચય કરવાથી, પોતાના

× આ નોંધ લખવામાં કૉમનવીલ, એપ્રિલ ૨૦, ૧૯૧૭–નો ઉપયોગ કર્યો છે.

બતાવવા જાય તો બીજી વખતની નિમણૂક થતી અટકી જાય છે અને સરકારી અમલદારોની મહેરબાનીથી જે બીજા ઐહિક લાભ મળતા હોય તે પણ બંધ થઈ જવાનો સંભવ છે. સરકારથી નિમાયેલા સભાસદોની અધોગતિ આટલેથી નથી અટકતી પણ તેઓ ઘણીવાર અધિકારીઓ આગળ લોકનિયુક્ત સભાસદોનું વાંકું બોલી તેમને અધિકારીઓને અપ્રિય કરવાનું ચૂકતા નથી. સરકાર અમલદારી આપી શકે છે, કૉન્ટ્રેક્ટ આપી ધનાઢ્ય કરી શકે છે, માનચાંદઈલકાબ આપી શકે છે, લોકોમાં આગેવાન થવાની સ્થિતિ પ્રાપ્ત કરાવી શકે છે, અને લોકો એમાંનું કાંઈ આપી શકતા નથી. સરકારનિયુક્ત સભાસદો પ્રત્યે લોકોમાં તિરસ્કાર બતાવાય છે પણ તેમાં નીતિનું પીઠબળ નથી. લોકહિતની વિરુદ્ધ વર્તનારનો સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવતો નથી એટલે માત્ર સામા પક્ષના વર્તમાનપત્રોની ટીકા અસરકારક નીવડતી નથી.

સરકાર સભાસદો નીમે અથવા પ્રજાને ન નીમવા દે તેનાં કારણો હોવાં જોઈએ. પ્રજાનાં સુખ માટે સરકાર જવાબદાર છે અને લોકનિયુક્ત સભાસદો હજુ અનુભવી ન હોવાથી, લોકસેવા માટે પવિત્ર આગ્રહ ન હોવાથી એ સુખની કાળજી બરાબર ન રાખે તો સરકારે ધ્યાન રાખવું જોઈએ. પેલાઓ ભૂલો કરે ત્યારે ત્યારે વચ્ચે પડી ફેરફાર કરવાથી સરકાર લોકોમાં અપ્રિય થઈ જાય અને વહીવટનું આખું સાંચાકામ બગડી જાય. એટલે રસ્તો કાઢવામાં આવ્યો કે લોકનિયુક્તની સામેલગીરીમાં સરકારનિયુક્ત સભાસદો રાખવા. તેઓ સરકારની ઇચ્છા પ્રમાણે કામ કરે છે અને પ્રગટ રીતે લોકમાં અપ્રિય થવાનું જોખમ સરકારને નડતું નથી. બીજું કારણ એવું છે કે આપણા દેશમાં હજુ રાજદ્વારી જીવન ખીલ્યું નથી. મ્યુનિસિપાલિટીમાં અથવા ધારાસભામાં માત્ર લોકસેવાની દૃષ્ટિથી જનારાની સંખ્યા બહુ ઓછી હોય છે પણ એથી મળતા માનમરતબા ખાતર જનાર ઘણા હોય છે. આવી ક્ષુદ્ર વાસનાવાળાઓ ચૂંટણી વખતે એવી રીતિઓ અંગીકાર કરવાના જે સુજ્ઞ, નિપુણ અને વિશુદ્ધ સજ્જનોને બિલકુલ રુચવાની નહીં અને એવી રીતિ વિના ચૂંટણી ન થઈ શકે એટલે તેઓ આગળ આવતા નથી અને દેશને એમની શક્તિ કે અનુભવનો લાભ મળતો નથી. આવી સ્થિતિમાં સરકાર એવા પુરુષોની નિમણૂક કરે તો ઘણું સારું. પહેલા કારણને જેટલું વજન આપવામાં આવે છે એટલું બીજાને નથી આપવામાં આવતું એ શોચનીય છે.

સ્થિતિ આવી હોવાથી સરકારથી નીમાયેલા માણસો ખુશામતીઆ, સ્વાર્થી, ચાડિયા, લોકસેવા માટેની ઊંચી ધર્મબુદ્ધિરહિત, પરતંત્ર, લોકેચ્છાનો આભાસ

બંને પક્ષ વિશ્વાસથી સહકાર્ય કરશે એટલે તેનો નિકાલ થશે. મિ. કર્ટિસ જો ખરો આગ્રહ રાખતા હોય તો એમણે કોંગ્રેસવાળાઓને મદદ કરવી જોઈએ અને સામ્રાજ્ય નવેસરથી રચાય ત્યારે હિંદને એવું યોગ્ય સ્થાન અપાવવા પૂરતી સહાયતા કરવી જોઈએ.

## મ્યુનિસિપાલિટીના લોકનિયુક્ત સભ્યો

પૂણાની મ્યુનિસિપાલિટીએ ઠરાવ કર્યો છે કે એ મંડળના સર્વે સભાસદો લોકનિયુક્ત હોવા જોઈએ. હાલ સરકાર અમુક સભાસદોની નિમણૂક કરે છે તે બંધ થવું જોઈએ. રાજકીય બાબતમાં પુણા હંમેશાં મોખરે રહે છે અને વાજબી હક્ક મેળવવામાં તત્પર રહે છે. વર્તમાન મ્યુનિસિપાલિટીઓમાં લોકનિયુક્ત, સરકારી અધિકારી અને સરકારથી નિમાયેલ. સભાસદો હોય છે. આથી સ્વરાજ્યની ગતિમાં ઘણો વાદવાદ જામે છે. જ્યારે જ્યારે લોકોની અને સરકારની (અથવા સ્થાનિક સરકારી અમલદારોની) વચ્ચે વાંધો પડે છે ત્યારે ત્યારે સરકારથી નિમાયેલા સભાસદો ઘણુંખરું અધિકારીઓની ઇચ્છા મુજબ મત આપે છે પછી ભલેને તે લોકહિતની વિરુદ્ધમાં હોય. હમણાં જ મુંબઈમાં મ્યુનિસિપાલિટીના પ્રમુખપદ માટે મિ. બેપ્ટીસ્ટા અને મિ. મેકબેઈન ઉમેદવાર થયા હતા. મિ. બેપ્ટીસ્ટાએ વર્ષોથી મ્યુનિસિપાલિટીમાં બેસી લોકસેવા કરી છે. એમની હોંશિયારી મશહૂર છે પણ તેઓ હોમરૂલ લીગના પ્રમુખ છે અને અંગ્રેજ અધિકારીઓ અંદરથી એ સંસ્થા પ્રત્યે વિરોધ નહીં તો અણગમો ધરાવે છે એટલે મિ. બેપ્ટીસ્ટાને એમની મદદ કે સહાનુભૂતિ નહોતી. મિ. મેકબેઈન માટે એમણે ખુલ્લી રીતે મત મેળવ્યા નહીં હોય પણ રાજદ્વારી વાતાવરણમાં અમસ્તી વાતચીતમાં અધિકારીઓ એકબે શબ્દ બોલી જાય છે એટલે તરત ફેરફાર થઈ જાય છે. અધિકારી કહેવા ન જાય પણ સરકારથી નિમાયેલા સભાસદો તરત સમજી જાય છે કે એમણે શું કરવાનું છે. આવું માત્ર મ્યુનસિપાલિટીઓમાં જ બને છે એમ નથી પણ પ્રાંતિક અને વરિષ્ટ ધારાસભામાં પણ બને છે. આપણે ત્યાં કોઈ મિસિસ હમ્ફ્રી વોર્ડ જેવી નવલકથાકાર હોય તો આપણી ધારાસભાઓ વિશે ચિત્તરંજક વાર્તા લખી શકે એટલી બધી સામગ્રી છે. સરકાર સભાસદો નીમતી વખતે એવું વિચારે છે કે એ માણસ સલામત છે? અર્થાત્ આપણી સામો થાય એવો નથી ને? મૂળ પોતામાં લાયકાત ન હોય અને અધિકારીઓની ખુશામતથી જે માણસ સભાસદ થયો હોય તેનામાં લોકહિતની તરફદારી કરી સરકાર વિરુદ્ધ મત આપવાનું અથવા સ્વતંત્ર વિચાર કરવાનું નીતિબળ નથી હોતું. ભોગજોગે સ્વતંત્રતા

પટેલ સજા કરે છે. શ્રાદ્ધ સારતાં કોઈ દાઢીમૂછ ન આપે અથવા આખું માથું ન મુંડાવે તો તેને જ્ઞાતિભોજનમાં આવવાનું નિમંત્રણ થતું અટકે છે. પોતાના ગોળ બહારથી કન્યા લાવનાર અથવા આપનારને જ્ઞાતિ દંડ કરે છે. પેટા નાતો વચ્ચે લગ્ન થાય તો લગ્ન કરનારાઓ પોતપોતાની નાતોની બહાર મુકાય છે. લગ્નની, બારમા તેરમા અથવા વર્ષીની અને સીમંતની મુકરર કરેલી નાતો ન જમાડે તેને નાત બહાર કરવામાં આવે છે. પરદેશગમન અથવા સમુદ્રપર્યટન કરનારને દંડ કરવામાં આવે છે અને દંડ ન આપે તો નાત બહાર કરવામાં આવે છે. કન્યાઓને પરણાવવાની જે ઉંમર ઠરાવી હોય તેથી વધારે મોટી ઉંમર લગી દીકરીને કુંવારી રાખનારને નાત બહાર મૂકવામાં આવે છે. આવા આવા પ્રસંગોમાં છૂટ મુકાવી જોઈએ અને ખોટી કનડગત થાય છે તે બંધ થવી જોઈએ એમ દરેક સુજ્ઞ સજ્જનને લાગશે. આ બાબતો એવી નથી કે જેથી નાતનું નાતપણું કે હિંદુપણું ખંડિત થાય; છતાં પણ ઘણા માણસો હેરાન હેરાન થાય છે. આમાં જો ઊંડા ઊતરી તપાસ કરવામાં આવે તો સોમાંથી નેવું પ્રસંગોમાં નાતનો મોભો સાચવવાનાં બહાનાં હેઠળ અંગત રાગદ્વેષથી કનડગત કરવામાં આવે છે એવું જણાઈ આવે છે; અને એવા હરામખોરોને કાયદા પ્રમાણે સજા કરવાની જોગવાઈ હોવી જોઈએ. વડોદરા રાજ્યે વ્યક્તિઓને આવી આવી હેરાનગતિમાં ન્યાયાલયનો આશરો આપવાની જોગવાઈ કરી આપનારો ખરડો હાલમાં પ્રગટ કર્યો છે.

આ પત્ર પ્રાગતિક છે અને આ લેખકને 'સુધારા' પ્રતિ પક્ષપાત છે અને આ કાયદાની જરૂરત લાગે છે છતાં એના સંબંધમાં કેટલાંક દૃષ્ટિબિન્દુઓ રજૂ કર્યા વિના રહેવાતું નથી.

પૂર્વે હિન્દુઓના સામાજિક જીવનમાં ફેરફાર કરવા આવા કાયદા કોઈ હિન્દુ રાજાએ કર્યા હોય એવું આ લેખકની જાણમાં નથી. અંગ્રેજી રાજ્યના અનુકરણમાં વડોદરા રાજ્ય આવા કાયદા ઘડવા તત્પર થયું છે તો એણે બેત્રણ બાબત ઉપર લક્ષ આપવું ઘટે છે. હાલ કાયદાની સત્તા સર્વત્ર વ્યાપેલી હોવાથી સામાજિક રિવાજોને હાનિ કર્યા વિના કાયદાની મંજૂરી આપવાની જરૂરત લાગે ત્યાં આપવાની ફરજ સરકારની છે. વિધવા પરણે તો તેની નાત ભલે તેને નાત બહાર મૂકે પણ લગ્નથી થયેલાં છોકરાં કાયદાની નજરે અનૌરસ ન ગણાવાં જોઈએ. હિન્દુઓ નાતજાતના તફાવતની દરકાર ન કરતાં ગમે તેમ પરણે તો ભલે તેમની નાતો તેમને નાત બહાર મૂકે પણ કાયદાની નજરમાં લગ્ન મંજૂર રહેવું જોઈએ. આવી રીતે કાયદો ઘડી સરકાર વ્યક્તિઓને કાયદાની રાહત આપી શકે તો ખોટું નથી એટલુંજ નહીં પણ આવશ્યક છે; પણ જ્યારે સરકાર સમાજના હાથમાં રહેલા પ્રજાશાસનને ખંડિત કરવા જાય ત્યારે તેની વર્તમાન સ્થિતિના

આપનારા હોય છે. એથી નથી સરતું પ્રજાનું હિત કે નથી પ્રગતિ થતી સ્વરાજ્ય ચલાવવાની લાયકાતમાં. મુંબઈમાં બોમ્બે ક્રોનીકલે મિ. બેપ્ટીસ્ટાની ચૂંટણી પ્રસંગે સહી સાથેના કાગળો પ્રગટ કરી ખુશામતીઆ સભાસદોનું પોગળ ખુલ્લું કર્યું. તેવું કરનાર કોઈ વર્તમાનપત્ર મુફસિલમાં ન હોવાથી આવા સભાસદો ઉપર અંકુશ રહેતો નથી. એટલે તેમનો સદંતર નાશ કરવો બહેતર છે એવો લોકમત થયો છે અને તે અનુસાર પુણા મ્યુનિસિપાલિટીએ ઠરાવ કર્યો છે. સિદ્ધાંત તરીકે આ સ્થિતિ સ્પૃહણીય છે પણ ગુજરાતમાં અમને એનો અમલ હાલ થયેલો જોવાની ઉત્કંઠા નથી. ચૂંટણી ઉપરાંત નિમણૂકની જરૂર હજુ અમને લાગે છે. પણ ફેરફાર એવો થવો જોઈએ કે નિમણૂક સરકાર અને ચૂંટાયેલા સભાસદો મળી કરે અને એકથી વધારે વખત કોઈની નિમણૂક ન કરવી. આથી આ રિવાજના દોષો ગળી જશે અને ચૂંટણીની ખર્ચાળ, પક્ષા-પક્ષીભરેલી, લાગવગથી કંટકિત રીતિથી જવાનું જેમને રુચતું નહીં હોય તેઓ આ રીતે લોકસેવા કરવા શક્તિમાન થઈ શકશે.

## વડોદરા જ્ઞાતિ રિવાજ કાયદો

એ તો મશહૂર વાત છે કે ગુજરાતમાં જ્ઞાતિઓ ઘણી છે. તેમનાં વિભાગ, તડ, ચોરાં, એકડા, ગોળ વગેરેનો સુમાર પણ મોટો છે. આ સંસ્થાઓને અમુક જાતનું બંધારણ હોય છે અને એ બંધારણના બળથી જ્ઞાતિઓ વ્યક્તિઓને પોતાની સત્તાને વશ રાખી શકે છે. કેળવણીનો ફેલાવો જેમ જેમ થતો જાય છે તેમ તેમ વ્યક્તિઓનાં આદર્શો અને ભાવનાઓ પલટાતાં જાય છે. ખરું નીતિમય આધ્યાત્મિક જીવન તો તે જ જે વિચાર પ્રમાણે આચાર કરી શકે છે. જેમ કેટલાંક પ્રાણીઓ ખોળ ઉતારી નવી ચામડી પરિધાન કરે છે તેમ સમાજે પણ અવારનવાર જૂના રિવાજો કાઢી નવા રિવાજો દાખલ કરવાની જરૂર છે. જે શુભ હેતુથી શરૂ કરવામાં આવે છે તે હેતુઓ કાળ જતાં વીસરાઈ જાય છે અને હેતુઓ રૂપાંતર પામ્યા હોય તો પણ જૂના રિવાજોનો ત્યાગ કરવામાં આવતો નથી, અથવા તેમનું રૂપાંતર થવા દેવામાં આવતું નથી. પ્રજામાં બહુ અજ્ઞાન વ્યાપેલું હોય છે અથવા રાજદ્વારી ઊથલપાથલને લીધે પ્રજાનું જીવન સ્તબ્ધ થઈ ગયું હોય છે ત્યારે આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે. આપણી જ્ઞાતિઓ ઉક્ત સ્થિતિમાં આવી છે. એટલે તેમ જ જ્ઞાતિઓના આગેવાનો વર્તમાન જીવન અને તેને પ્રેરતી ભાવનાઓથી અજ્ઞાત હોવાથી નવા ફેરફારોને અનિષ્ટ અને શિક્ષાપાત્ર લેખે છે. વ્યક્તિઓને તેઓ નાની નાની બાબતોમાં બહુ હેરાન કરે છે. કોઈ માણસને ત્યાં મરણ થયું અને રોવાકૂટવાનો રિવાજ પાળવામાં ન આવે તો તેને નાત

સુધારકો માને છે અને જ્ઞાતિસંસ્થાનો સહેજ પણ ઉપયોગ કરવાથી એનાં મૂળ વધારે દૃઢ થશે એવી એમને બીક લાગે છે. સર સયાજીરાવ ગાયકવાડ આવા સુધારક છે એટલે જ્ઞાતિઓ મારફત સુધારો કરવાનું ઉચિત ધારતા નથી. પ્રજાને રાજકાજમાં વધારે સામેલ કરી, રાજના ઊપજખર્ચનો સર્વે અંકુશ પ્રજાના પ્રતિનિધિઓને સોંપી, પ્રજાની પાસે સામાજિક ફેરફાર કરાવવા કોઈ પણ પ્રકારનાં પગલાં ભરવામાં આવે તો કલ્યાણ થશે. બાકી આમ તો ગુજરાતની રાંક, શાણી અને પોતાના વ્યવસાયમાં રત પ્રજાને ભડકાવી મૂકવામાં આવશે અને કાયદાના જાપ્તામાંથી છૂટવાની બારીઓ શોધવાની અનીતિ શીખવવામાં આવશે અને જ્યાં એખલાસ હશે ત્યાં વિખવાદ વવાશે.

## બગદાદ

બગદાદ—મુસલમાનોની જાહોજલાલી—સર્વ પ્રકારની જાહોજલાલીનું પાટનગર હતું તે આજે પરાસ્ત થયું છે એટલે મુસલમાનોની પણ પડતી આવી છે એવું સમજવામાં વાંધો નથી. એ પડતીથી મુંઝાયા કે સ્તબ્ધ થયા વિના અવનતિનાં કારણો શોધી ઉન્નતિના માર્ગ વિચારી તે પ્રમાણે આચાર કરવાની જરૂર છે. દરેક પ્રજાને દોરનાર તેમના ધર્માચાર્યો હોય છે અને તેઓ ઉદાર, પ્રાગતિક અને વિચારશીલ હોય છે, સ્થિતિચુસ્ત, પ્રમાદી, પ્રગતિશત્રુ, વિચારથી ભડકનારા, સ્વાર્થી કે ધર્મના પ્રાણથી વિમુખ ન હોય તો તે પ્રજાઓ અવનત થયાં છતાં ઉન્નત થઈ શકે છે.

હિન્દુસ્તાનમાં વસતી હિન્દુ અને મુસલમાન પ્રજા—બન્નેની અવનતિ થયેલી છે; ઉન્નતિ આણવા બન્ને હાલમાં પ્રયત્નશીલ છે. મુસલમાનોની રાજસત્તા જતી રહેવાથી તેઓ એવી મુર્ચ્છા પામી ગયા હતા કે હિન્દુઓ જેટલી ત્વરાથી અને દીર્ઘદૃષ્ટિથી એમણે નવા સંજોગોનો લાભ લીધો નથી. હિન્દુત્વે એવા માર ખાધા છે કે એના અંતરમાં ચેતન જાગતું રહ્યું છે અને ઉપરથી અગતિક કે સ્તબ્ધ લાગતું હિન્દુત્વ જીવતું ધબકતું હોય છે અને ધીરે ધીરે વિરોધીઓને હિન્દુમય કરતું જાય છે. આ જમાનામાં એણે જેવી ચેતના બતાવી છે તેવી ઇસ્લામે નથી બતાવી. પણ હાલમાં ઇસ્લામ માથે વીતવામાં બાકી રહ્યું નથી. એની જાહોજલાલીનાં અવશિષ્ટ ચિહ્નો છિન્નભિન્ન થતાં જાય છે. ઇસ્લામનું સામ્રાજ્ય ભૂતકાળની વાત બની ગયું છે. આજ ઇસ્લામીઓની સૌથી અધિક સંખ્યા ચંદ્રકલાના વાવટા નીચે નહીં પણ બ્રિટિશ સામ્રાજ્યમાં વસે છે: હિન્દુસ્તાન એ સામ્રાજ્યનું અંગ છે એટલે એમાં વસતા મુસલમાનો ઉન્નતિને માટે ચળવળ કરે છે તેની અસર બીજે પણ થશે.

પ્રાપ્ત અધિકારની બહાર જાય છે. આ જમાનો પ્રજાશાસનનો છે. પ્રજાશાસન ન હોય ત્યાં વિકસાવવાનું છે, નાતોની સત્તાની વચ્ચે પડવું તે આ સૂત્રથી ઊલટું છે. પ્રજાની ઇચ્છા વિરુદ્ધ તેના જીવનવ્યવહારમાં હાથ નાંખવાની સત્તા કોઈ પણ રાજ્યને હોવી ન જોઈએ. જો આ સૂત્રનું પરિપાલન થાય તો પછી ગુજરાતમાં સામાજિક પ્રગતિ શી રીતે થાય ? વર્ષોનાં વર્ષો વહી જાય છતાં વ્યક્તિઓ બિચારી કચરાઈ જશે અને સામાજિક અંધાધૂંધી છે તેવી ને તેવી જ રહેશે તેનું કેમ ? અમને તો એવું લાગે છે કે જ્ઞાતિઓ અજ્ઞાનને લીધે આવા ફેરફારની વિરુદ્ધ છે. કેળવણી જેમ ફેલાશે તેમ વિરોધ મટી જશે એટલું જ નહીં પણ ગુજરાતમાં ઘણી જગ્યાએ બનતું જાય છે તેમ જ્ઞાતિઓ પોતાની મેળે જ સુધારા કરતી જશે. ગાયકવાડી રાજ્યમાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ છે અને તેની અસર વધતી જશે તેમ આ શુભ અને વાંછનીય સ્થિતિ આવતી જશે. પ્રજા જાતે જે ફેરફાર કરશે તે સ્થાયી થશે અને તેમાં રાગદ્વેષનો પ્રવેશ નહીં થાય. પ્રજા તેથી ભડકશે નહીં, મુંઝાશે નહીં. રાજ્યની સજામાંથી છૂટવા અનીતિમાન ઉપાયો શોધશે નહીં પણ ફેરફાર ઇષ્ટ, આવશ્યક અને શ્રેયસ્કર ગણી તે પ્રમાણે અમલ કરશે. બાળલગ્ન પ્રતિબંધક કાયદાની જે દશા વડોદરામાં થઈ છે તેનો ઇતિહાસ જોવા જેવો છે.

એક વખત એવી સૂચના થઈ હતી કે સામાજિક રિવાજોના સંબંધમાં કાયદા-કાનૂનો ઘડવા જુદી જ જાતની સામાજિક ધારાસભા બ્રિટિશ રાજ્યમાં અસ્તિત્વમાં લાવવી જોઈએ. અમને આ સૂચના વિચારવા જેવી લાગે છે. વડોદરા જેવા રાજ્યમાં પ્રત્યેક નાતના બે પ્રતિનિધિ (એક નાતનો શેઠ અથવા પટેલ અને બીજો નાત તરફથી ચૂંટાયેલો) આવે એવી ધારાસભા હોય—જરૂર લાગે તો ગાયકવાડ સરકાર તેમાં પોતા તરફથી જૂના અને નવા વિચારના થોડા પ્રતિનિધિઓ નીમે—અને ત્યાં આગળ સામાજિક ફેરફારોની ચર્ચા થાય અને દરેક નાતવાળા પોતપોતાની નાત પાસે નક્કી થયેલા ફેરફારો મંજૂર કરાવે અને જ્યાં કાયદાની જરૂર લાગે ત્યાં કાયદો ઘડવામાં આવે, અલબત્ત આ તો માત્ર રૂપરેખા છે. કુશળ અને અનુભવી રાજપુરુષો આ સંસ્થાનો વિકાસ સારો કરી શકશે અને એમાં આવતી મુશ્કેલીઓ દીર્ઘદૃષ્ટિથી, સમભાવથી અને કુનેહથી દૂર કરી શકશે. શરૂઆતમાં સફળતા બહુ ઓછી મળશે પણ પરિણામે યશ જ આવશે. આજકાલ જ્ઞાતિપરિષદો મળે છે, જ્ઞાતિમંડળો, જ્ઞાતિવિદ્યાર્થીગૃહો, જ્ઞાતિવિદ્યોત્તેજક ફંડો વગેરે વગેરે અસ્તિત્વમાં આવતાં જાય છે અર્થાત્ જ્ઞાતિઓ જાતે પોતાના ઉદ્ધારના પ્રયત્નો કરે છે તો રાજ્યાશ્રય હોય તો તેઓ શું ન કરી શકે ? પણ આમ નથી થતું તેનાં કારણો છે. જ્ઞાતિઓનાં ઉન્મૂલન વગર હિંદુઓની સામાજિક પ્રગતિ થવાની જ નથી એવું

માટે તમે ફરો. બુદ્ધિનો પ્રકાશ મુસલમાનો અને બીજી કોમોમાં ફેલાવો. આખા ભાપણમાં આગ્રહ અને દેશાભિમાનનો જુસ્સો વ્યાપેલો છે. ભાષણ માત્ર મુસલમાનોને નહીં પણ હિંદુઓને પણ ઉદ્બોધક છે.

અલીગઢમાં મુસલમાન વિશ્વવિદ્યાલય કાશીના હિંદુ વિશ્વવિદ્યાલયની શરતો પ્રમાણે સ્થાપવાનું નક્કી થયું છે અને તે સંબંધમાં સત્વરે ઘટતાં પગલાં લેવાશે. મુસલમાનોએ વ્યવહારબુદ્ધિ વાપરી એક મહાપ્રશ્નનો ઉકેલ કર્યો છે.

અલીગઢની કૉલેજ બહુ ખર્ચાળ હોવાથી ગરીબ મુસલમાન વિદ્યાર્થીઓને મોંઘી પડે છે માટે દહેરાદુનમાં તેમને માટે નવી કૉલેજ સ્થાપવા અને તેને સસ્તી કરવા પ્રોફેસરો દયાનંદ ઍંગ્લો વૈદિક કૉલેજ, ફર્ગ્યુસન કૉલેજ અને ભારત સેવકસમાજની પેઠે થોડે પગારે ત્યાગ અને સેવાની ઊંચી ભાવનાવાળા રાખવા યોજના થઈ છે. પુણાએ જે ઊંચો નીતિમંત્ર હિંદને આ જમાનામાં આપ્યો છે, તેનો સ્વીકાર આમ જોઈ આનંદ થાય છે.

ગુજરાતના મુસલમાનોમાં હજુ જાગૃતિ આવી નથી. ગયે વર્ષે કાઠિયાવાડમાં મુસલમાનોની કેળવણી પરિષદ થઈ હતી તે પણ કેટલી મહેનતે. મુંબઈના ગુજરાતી મુસલમાનો પુણામાં મુસલમાનો માટે નિશાળ અને કૉલેજ સ્થાપવા બાદશાહી રકમો આપે છે પણ વહોરા, ખોજા, મેમણ જેવી ધનાઢ્ય ગુજરાતી મુસલમાન કોમો ગુજરાતમાં શિક્ષણપ્રસારણના કાર્યમાં હવે ઉદાસીન ન રહેવી જોઈએ.

### નાસિકની સામાજિક સુધારણાની પરિષદ

સ્થિતિચુસ્ત હિન્દુઓના નિવાસ અને તીર્થના સ્થાન નાસિકમાં પરિષદ મળી અને એના સંમેલનની સતતતા તૂટી નહીં એથી હિંદી ઉન્નતિના વાંછુઓને આનંદ થયા વિના રહેશે નહીં. આપણા દેશમાં જે નવી પરિસ્થિતિ થતી આવે છે અને તેને લીધે નવા આદર્શો, નવી ભાવનાઓ, નવી કાર્યપદ્ધતિઓ જન્મતી જાય છે અને આપણા દેશના સમગ્ર અભ્યુદય માટે અનેકદેશી સુધારણા આવશ્યક લાગતી જવાથી જૂના વિરોધો ઘટતા જાય છે અને સર્વ પ્રવૃત્તિઓ વચ્ચે સ્નેહ અને સહકાર્યના સંબંધ કરવા તરફ આગેવાનો વળતા જાય છે. રાજદ્વારી અને સામાજિક સુધારણા થવી જોઈએ એવા એવા મતમતાંતરોને હવે સ્થાન રહ્યું નથી. આપણે એક હિંદી રાષ્ટ્ર થવું છે અને આપણા પૂર્વજોએ જેવી ઉજ્જવળ અને પ્રતાપી સંસ્કૃતિ ખીલવી હતી, તેવી આપણે પણ ખીલવવી છે. આ લક્ષ્ય સાધવા આપણા જીવનના સર્વે પ્રદેશોમાં જ્યાં જ્યાં સુધારણાને અવકાશ હોય ત્યાં ત્યાં તે થવી જોઈએ. આ ભાવનાની વાત, વ્યવહારમાં રાજદ્વારી ચળવવાની અજ્ઞાત

મુસલમાન ઓલ્માઓનું વાર્ષિક સંમેલન થાય છે તે નડવત–ઉલ–ઉલ્માના નામથી પ્રસિદ્ધ છે. તેનું છેલ્લું અધિવેશન મદ્રાસમાં થયું હતું. એ સંમેલને લખનૌમાં દર–ઉલ–ઉલૂમની સ્થાપના કરી છે, જેણે અરબી ભાષાની નિશાળોનો અભ્યાસક્રમ વ્યવસ્થિત કર્યો છે. અરબી હજુ જીવતી ભાષા છે છતાં તેનું વ્યાકરણ અટપટું શીખવામાં જીવન ગાળવું એ મિથ્યા કાલક્ષેપ છે. જીવતી ભાષાની માફક એનો અભ્યાસ થવો જોઈએ.

મદ્રાસના સંમેલનના સ્વાગતમંડળના પ્રમુખ ન્યાયમૂર્તિ અબ્દુલ રહીમ હતા. તેમનું ભાષણ પ્રાગતિક, સંસ્કારી અને ઉત્સાહપ્રેરક મુદ્દાઓથી તરવરતું હતું. મનુષ્યજાતિને ઇસ્લામે બે લાભ કર્યા છે. વહેમ અને કનિષ્ઠ વસ્તુપૂજામાંથી જંગલી જાતોની બુદ્ધિની મુક્તિ કરી તેમને એકેશ્વરવાદના સાત્ત્વિક અર્ચનમાં વાળી તે અને મનુષ્યો માત્ર ભાઈઓ છે તેવું વિચારથી અને આચારથી બતાવ્યું તે. બુદ્ધિના પાયા ઉપર તેની રચના હતી પણ હાલમાં પૃચ્છકતા મૃત્યુ પામી છે. બુદ્ધિ પ્રગતિશાળી નથી પણ દૂરસ્થ ભૂતકાળમાં વસે છે. જે લોકો પોતાના જમાનાની હકીકતો અને સંજોગો પ્રત્યે, વાસ્તવિક પરિસ્થિતિ અને સંનિધિ પ્રત્યે આંખ બંધ કરે છે અને હજારો વર્ષ ઉપર થઈ ગયેલા પુરુષોના વચનોના અક્ષરો પ્રમાણે (અર્થ પ્રમાણે નહીં) પોતાની જિંદગી ઘડવાનો પ્રયત્ન કરે છે તેમની પ્રવૃદ્ધિ માટે નહીં જ જેવો અવકાશ છે. આજના જમાનામાં જિંદગીની સ્થિતિઓ કેવી થશે તેનો કલ્પનાના દૂરગામીમાં દૂરગામી ઉડ્ડયનથી પણ કયાસ લોકો જે કરી ન શકત તેમના વચનો પ્રમાણે ચાલવામાં શી ગતિ છે? આમ મુખ્ય મુદ્દો નિરૂપી બુદ્ધિનો પ્રમાદ દૂર કરવા સક્રિય ઉપાયો યોજવા આગ્રહ કર્યો. મુસલમાની રાજ્ય હતું ત્યારે ઉલમાઓ ન્યાય કરતા અને મજહબને લગતું કામકાજ કરતા. હવે બ્રિટિશ રાજ્યમાં ન્યાય કરવાનું એમને માટે રહ્યું નથી. મજહબના સંબંધમાં તાત્ત્વિક કેશાકેશીમાં કેળવાયેલાઓને આનંદ પડતો નથી. ઉલમાઓએ પોતાની પ્રતિષ્ઠા અને સત્તા જાળવવાં હોય તો મુસલમાનોના સામાજિક સંસ્કરણ માટે પ્રયત્ન કરવો જોઈએ. ભૂતકાળની પેઠે આજે એમણે સમજવું જોઈએ કે મજહબની સેવા તે આદમીની સેવા છે. સરકારી નિશાળે લોકો વધારે જતા થશે તેમ અરબી મક્તબોમાં જતા ઓછા થશે માટે મક્તબોને સરકારી ધોરણોવાળી પ્રાથમિક નિશાળો જેવી કરી નાખવી. ઉર્દૂ સાહિત્યમાં કેળવણીને લગતા ગ્રંથોની વૃદ્ધિ કરવી. અંત્યજવર્ગના ઉદ્ધાર માટે ખ્રિસ્તી ઉપદેશકો અને હિંદુ સુધારકો જેવું કામ કરે છે તેવા પરોપકારી કામમાં મુસલમાનો દાખલ નથી થયા તે ઉલમાઓ માટે લજ્જાસ્પદ છે. જમાનો ફર્યો છે

કમાણી ઉપર તાગડધિન્ના કરનાર આળસુઓ અને નિરુદ્યમીઓનો મોટો વર્ગ દેશને ભારરૂપ છે. સ્ત્રીઓને પોતાના ધણીની મિલકતના વારસામાંથી બાતલ રાખવામાં આવી છે તે ધારો ફેરવાવો જોઈએ. હિન્દુઓ હિન્દુઓ વચ્ચે લગ્નસંબંધ કરવાનો પ્રતિબંધ છે તે દૂર કરવા કાયદો થવો જોઈએ. સરકારે આવી બાબતમાં ઉદાસીન ન રહેતાં લોકોને કાયદાઓ ઘડી મદદ કરવી જોઈએ. (૫) જ્ઞાતિઓથી ભેદવિભેદ બહુ છે. સ્નેહ અને સમવાયમાં જ્ઞાતિઓથી અંતરાય આવતો હોય તો તેમનો નાશ કરવો જોઈએ. આપણે અવિશ્લિષ્ટ અને દૃઢ સુસંહત રાષ્ટ્ર કરવું છે. જ્ઞાતિઓની ઉત્પત્તિ, સત્તાના વિવર્ધન અને સંકોચન વગેરેનો અભ્યાસ કરવો. જ્ઞાતિની નદીઓ રણમાં ન જવી જોઈએ પણ રાષ્ટ્રજીવનના મહાપ્રવાહમાં ભળવી જોઈએ. (૬) સામાજિક સુધારણાના પ્રસાર અને પ્રચાર માટે સારી સંવ્યવસ્થાની જરૂર. ભાષણો અને લેખો ઉપરાંત કામકાજ કરવાની તાલીમ આપી કામ આગળ વધારવું જોઈએ. એક મધ્યસ્થ સંસ્થા સ્થાપવી અને ત્યાં આ ચળવળના વિવિધ પ્રશ્નોને લગતી માહિતી સંગ્રહવી, કોઠાવાર ગોઠવવી અને સમન્વિત કરવી, અને પૃચ્છક તથા અભ્યાસીઓને માટે તૈયાર રાખવી. સ્ત્રીકેળવણી, વિધવાવિવાહ, કેળવણી વગેરે વગેરે પરત્વેની કમિટીઓ નીમવી. પરદેશોમાં ચાલતી આવી જ હિલચાલો – યુનિવર્સિટી સેટલમેન્ટ, મુક્તિફોજનું કાર્ય વગેરે સંબંધી પુસ્તકો, વસ્તીપત્રકો વગેરેનું પુસ્તકાલય કરવું અને મુક્તિફોજ કરે છે તેમ સામાજિક સેવા કરવાની કેળવણી આપવાની જોગવાઈ કરવી. વર્ષમાં ગમે તેવું એક પુનર્લગ્ન કરાવી કૃતકૃત્ય થતી મંડળીનો જમાનો ગયો છે, હવે તો સમગ્ર પ્રજાના આધ્યાત્મિક કલ્યાણ માટે સર્વતઃ પ્રવૃત્તિ કરવા પુરુવ્યવસાયી મંડળની જરૂર છે. અત્યારે છૂટું છૂટું જે કામ થાય તે સર્વેને એકત્ર અને સમન્વિત કરે એવા મંડળની જરૂર છે. અત્યારે મુંબઈમાં (૧) ઋણમોચન મંડળ (૨) સમાજસેવા સંઘ (૩) અંત્યજોદ્ધાર મંડળી (૪) સગીર છોકરાંઓના રક્ષણની મંડળી (૫) વિદ્યાર્થીઓનું બંધુમંડળ (૬) રાત્રિશાળાઓ (૭) મદ્યનિષેધક મંડળી (૮) છૂટેલા કેદીઓને મદદ કરનારી મંડળી (૯) પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી અને (૧૦) મુંબઈ ઈલાકાની સંસાર સુધારા સમાજ છે. આ સર્વેને એકત્ર કરવાં જોઈએ.

સંસાર સુધારાથી નાહક ભડકનારાઓ તેના ન્યાય, દયા અને સ્વતંત્રતા ઉપર સ્થાપિત મૂળ સિદ્ધાંતોનો પરિચય મેળવશે અને સામાજિક અને રાજકીય સુધારણાનું અલગપણું મટી ઐકચ થશે તો આપણા દેશને ઘણો લાભ થશે. વિશ્વમાં આજે પ્રલયકારી ફેરફારો થાય છે તે પ્રસંગે આપણે શાંત અગતિક રહી

અસર આપણા સમગ્ર જીવન ઉપર થતી આવે છે. આપણે ન્યાય, સ્વતંત્રતા, અધિકાર, સ્વાવલંબન, ગૌરવ વગેરે મેળવવા રાજદ્વારમાં તુમુલ સંક્ષોભન હલમલાવી રહ્યા છીએ ત્યારે આપણને ક્ષણે ક્ષણે સ્પર્શતા સંસારમાં એ સર્વેનો અભાવ આપણને સાલવો જોઈએ અને રાજ્યદ્વારના કંટકો સાફ કરવાની સાથે સંસારના કંટકો સાફ કરવા જોઈએ.

પરિષદના પ્રમુખનું ભાષણ આવી વિશાળ અને ઉદાર દૃષ્ટિથી પ્રેરાયેલું હતું. મિ. જયકર મુંબઈના યુવાન ધારાશાસ્ત્રી મંડળમાં પ્રતિષ્ઠાસંપન્ન છે. હિંદુ વ્યવહાર(કાયદાઓ)ના તેઓ ઊંડા અભ્યાસી છે, આપણા દેશના નાનામોટા પ્રશ્નોના અભ્યાસી છે એટલું જ નહિ પણ તે સર્વેના નિરાકરણ અને સમન્વય માટે એમણે પુષ્કળ વિચાર કર્યા છે, અને જ્યારે જ્યારે પોતાના વિચારો પ્રગટ કર્યા છે ત્યારે ત્યારે તેમની પ્રગલ્ભતા, સચોટતા, ઉદારતા, વ્યાપકતા, બુદ્ધિદ્યોતકતા ચકિતતા વગેરે વગેરેથી શ્રોતાઓના વિચારો જાગૃત કર્યા છે. નાસિકનું એમનું ભાષણ પણ એ જ ગુણોથી અલંકૃત હતું. એ ભાષણ ઇંગ્લિશ કેળવણીવાળાઓ અને રાજદ્વારી ચર્ચામાં રચીપચી રહેલાને ઉદ્દેશીને હોય એવું લાગે છે. હિન્દુધર્મના આરૂઢ ભક્તોને સુધારાના માર્ગ ઉપર સંચલિત કરે એવું નથી. એમણે આ પ્રમાણે મુદ્દાઓ ચર્ચ્યા હતા: (૧) સામાજિક અને રાજદ્વારી સુધારણાનો સંબંધ. બન્ને તદ્દન અલગ નથી, બન્ને વચ્ચે અનુલ્લંઘનીય ગિરિમાળા નથી. બન્ને વિરોધી નથી તેમ ઇતિહાસ પ્રમાણે અથવા પ્રજાના મનોબંધારણ પ્રમાણે એક પહેલી અને પછી બીજી થવી જોઈએ એ પણ ભ્રમજનિત છે. સામાજિક શ્રેષ્ઠતા વિના રાજદ્વારી પ્રગતિ નથી અથવા રાજદ્વારી સ્વરાજ્ય વિના સામાજિક દુઃખો નાશ પામવાનાં નથી એ બન્ને અંતિમ (ઉદ્દામ) વાદ છે. રાજદ્વારી અને સામાજિક ઉન્નતિ સરખાં જ લક્ષણોથી સાધ્ય છે. એક પ્રદેશમાં ઉન્નત થવા પ્રયત્નશીલ પ્રજા બીજા પ્રદેશની ઉન્નતિ અવગણે છે તો તેથી હાનિ થાય છે. હિંમત, ઉપાયજ્ઞતા, ઉપક્રમકારકતા, સ્વાવલંબન આત્મનિગ્રહ અને આત્મપ્રતિપાદનના ગુણો ખીલવવામાં આવશે તો બંને પ્રદેશમાં પ્રગતિ થયા વિના રહેશે નહીં. આપણા ગુજરાતમાં તો સામાજિક ઉન્નતિ રાજદ્વારી ઉન્નતિ કરતાં વધારે આવશ્યક લેખાય છે; પણ બન્ને સાથે થવાં જોઈએ. (૨) કેળવણીના ફેલાવાથી લોકોનાં હૃદયબુદ્ધિ જાગૃતિ પામે છે ત્યારે સુધારો થાય છે અને અજ્ઞાન તથા નિરક્ષરતામાં એ જાગૃતિ અશક્ય છે. સામાજિક પ્રગતિને અર્થે ફરજિયાત અને મફત કેળવણી કરવાની અત્યંત જરૂર છે. (૩) અંત્યજ અને અસ્પૃશ્ય જ્ઞાતિનો ઉદ્ધાર. (૪) પ્રચલિત કાયદાઓથી હિન્દુ સમાજને થતી હાનિ. અવિભક્ત કુટુંબોમાં થોડાની

વર્તમાન સંસ્કૃતિનાં પ્રેરક તત્ત્વો સાથે તેમનો સમન્વય કરી આપણા સમાજનું પરિવર્તન એ તત્ત્વોથી પ્રેરિત કરવું. અંગ્રેજી કેળવણી, અંગ્રેજી સંસ્કારો આગન્તુક છે. તેમનો નિવાસ સ્થાયી નથી માટે તેમને અનુચિત મહત્ત્વ આપવાનું નથી પણ તેમને આપણામાં પચાવી એકરસ કરવાં અને આપણા ઇતિહાસશાયી સંસ્કારો દ્વારા પ્રગતિ કરવી. ભાવના સાથે વ્યવહાર પર લક્ષ રાખવું. બાળલગ્ન ન કરવાં એ ભાવના પ્રગટાવીએ ત્યારે ક્યારે લગ્ન કરવાં? અવિવાહિત સ્થિતિમાં કેવું જીવન ગાળવું? એ પ્રશ્નોનો પણ વિચાર કરવો. આમ પ્રત્યેક પ્રશ્નની કાલિક મર્યાદાઓ નિરુપાશે. બીજું આપણે વર્તમાન યુગના વેપાર–ઉદ્યોગ ખીલવવા અને પ્રતિનિધિમંડળો દ્વારા રાજ્ય કાર્ય કરવાં છે તો આપણી ત્યાગની, સંતોષની, સંન્યાસની, અધિકારની ભાવનાઓને કેવી રીતે જાળવી રાખી યુરોપી સંસ્કૃતિની પ્રેરક વૈભવ, વિલાસ, આત્મવિભાવ, સત્તા, આદિની પ્રેરક ભાવનાઓનો કેવા સ્વરૂપમાં સ્વીકાર કરવો? આપણે શરીરબળમાં, મનોબળમાં, અધ્યાત્મ શક્તિમાં બીજી પ્રજાઓથી ઊતરતા હોઈએ તો કેવી રીતે શ્રેષ્ઠ થઈ શકીએ? આ જમાનામાં આપણી જે જે રાજદ્વારી, આર્થિક, શિક્ષણવિષયક મહેચ્છાઓ છે તેમની સાધના માટે કેવા પ્રકારના આંતર અને બાહ્ય પરિવર્તનની જરૂર છે તે સમજી કાર્યક્રમ ઘડાવો જોઈએ. આવી વિગતોમાં પ્રસંગ પ્રાપ્ત થશે તો ઊતરવામાં આવશે. પણ આટલાથી સ્પષ્ટ થયું હશે કે હાલની ચળવળ સંકુચિત છે. ગુજરાતમાં જે જ્ઞાતિઓ અને વ્યક્તિઓ સુધારણા પ્રત્યે સંચલિત છે તેમણે આ દૃષ્ટિથી વિચાર કરવો ઘટે છે. મિ. જયકરનું બુદ્ધિને ઉદ્દીપક, ઊંચી દેશભક્તિથી ભરપૂર વ્યવહારુ થવાના આગ્રહવાળું અને કેટલાક ખરેખરા મુદ્દાઓની ચર્ચાવાળું ભાષણ ગુજરાતીઓને ગયા વર્ષના પ્રિ. પરાંજપેના ભાષણથી વિશેષ રુચશે એવી અમને આશા છે અને અમદાવાદમાં એની અસર થઈ ગુજરાતને અમદાવાદની સંસ્થાઓ મારફત લાભ કરાવશે.

### હોમરૂલ લીગ સંમેલન

મહારાષ્ટ્રની હોમરૂલ લીગનું વાર્ષિક સંમેલન પણ નાસિકમાં મિ. બેપ્ટીસ્ટાના પ્રમુખપદે થયું હતું. વર્ષના કાર્યનું સિંહાવલોકન થયું હતું, ટીકાઓ, આક્ષેપોના રદીયા અપાયા હતા અને ઇંગ્લેંડ જલદીથી ડેપ્યુટેશન મોકલી અંગ્રેજ મતદારોને હિંદની સ્થિતિ અને માગણીઓથી વાકેફ કરવાની જરૂરિયાત બહુ જ સ્પષ્ટતાથી અને આગ્રહથી પ્રદર્શિત કરવામાં આવી હતી.

### હિન્દી રક્ષક સૈન્ય

હિંદી સરકારનો એક ઠરાવ ૧૯ મી મેના હિંદી સરકારી ગેઝેટમાં પ્રગટ થયો છે. કાયદો પસાર થયાને વખત થઈ ગયો અને છ હજાર સૈનિકો માટે માગણી

શકીએ એમ નથી અને સર્વે સુધારણા સમન્વિત અને એક લક્ષ્યગામી કરવામાં જ આપણો ઉદ્ધાર છે.

અનેક જ્ઞાતિઓથી સંખચિત અને નાનાં મોટાં દેશી રાજ્યોથી સંકુલ ગુજરાત સામાજિક સુધારણા માટે જેટલું સંચલિત છે, તેટલું રાજકીય સુધારણા માટે નથી. સામાજિક સુધારણાનો પ્રશ્ન આખા રાષ્ટ્રની ઉન્નતિનો પ્રશ્ન છે અને રાજકીય, આર્થિક વગેરે સુધારણાથી ભિન્ન નહીં પરંતુ અન્યોન્યાશ્રયી છે એ સ્વરૂપ ઉપર ગુજરાતનું લક્ષ્ય આકર્ષવા આટલા વિસ્તારથી ભાષણ આપ્યું છે. સામાજિક સુધારણાની પ્રચલિત ગતિ અને રીતિ હવે ફેરવાવી જોઈએ. ગમે તેમ ખાય કે ગમે તેવી વિધવાઓના લગ્ન કરાવે તે 'સુધારાવાળા' ન રહેવા જોઈએ. વસ્તુતઃ ગુજરાતમાં ખરો સુધારો પ્રવેશતો જાય છે અને જીવનનો અગત્યનો પ્રશ્ન છે એમ સમજાતું જાય છે એ હર્ષજનક છે. અમારો વિચાર આવી જાતનો છે : આપણે એક રાષ્ટ્ર થવું છે, દુનિયાના પ્રગતિશાળી રાષ્ટ્રોની હારમાં ગૌરવથી અને પ્રતાપથી આપણે સ્થાન લેવું છે, અને આપણા પૂર્વજોએ જે સંસ્કૃતિ ખીલવી હતી તે પુનઃ સચેતન થાય તેટલી કરી આપણા અને જગતના કલ્યાણ અર્થે તેને ઉપયોજવાની છે. આ દૃષ્ટિબિંદુથી આપણી સામાજિક પ્રગતિનો ક્રમ ગોઠવવાનો છે. પ્રચલિત સંસ્થાઓના નાશમાં શક્તિ અને કાળનો વ્યય કરવા કરતાં તેમની દ્વારા લક્ષ્ય પ્રતિ ક્રમણ કરવું ઇષ્ટતર છે. જ્ઞાતિઓના નાશ માટે જે તલવારો હાલ ઊછળે છે તે મિથ્યા ઊછળે છે. મિ. જયકરે એમની ઉત્પત્તિ, ઇતિહાસ, આચારો વગેરેના અભ્યાસ માટે આગ્રહ દર્શાવ્યો છે તે યથાસ્થાને છે. સંસ્કારોની, કેળવણીની, આર્થિક તથા રાજદ્વારી સરખી સ્થિતિ અને એક લક્ષ્ય થવાથી જ્ઞાતિઓના ભેદવિભેદો ઓગળી જશે. મિ. જયકર એક વાત બહુ જ સ્પષ્ટ પામ્યા છે. આપણા લોકોને એક થવાના રાજદ્વારી પ્રસંગો જ નથી. લશ્કર, સમુદ્રસૈન્ય, રાષ્ટ્રીય સભા (પાર્લમેન્ટ) વગેરે વગેરેમાં જવાઆવવાનું નિરંતર બનતું હોય તો એની મેળે વિખવાદ જઈ એખલાસ થશે. આ પ્રત્યે ગુજરાતના દેશી રાજાઓનું અમે ધ્યાન ખેંચીએ છીએ અને આવા પ્રસંગો ઉપસ્થિત કરવા એમને વિનંતી કરીએ છીએ.

હાલ આપણે ચળવળ આ રીતે કરવાની છે. માત્ર બુદ્ધિપ્રધાન દૃષ્ટિનો ત્યાગ કરી, ઇતિહાસ, અર્થ, રાષ્ટ્ર, અધ્યાત્મ આદિના આશ્રયે આપણા સમાજને સુસંસ્કૃત કરવાના ઉપાયો વિચારી આચારમાં મૂકવા. આપણાં પ્રાચીન શાસ્ત્રો અને ઇતિહાસનો ઊંડો અભ્યાસ કરી એમાંથી જે તત્ત્વોને અવલંબી અવારનવાર આપણા સમાજે પોતાનું અસ્તિત્વ જાળવ્યું છે તે તત્ત્વો તારવી કાઢી, યુરોપની

વર્તમાન સંસ્કૃતિનાં પ્રેરક તત્ત્વો સાથે તેમનો સમન્વય કરી આપણા સમાજનું પરિવર્તન એ તત્ત્વોથી પ્રેરિત કરવું. અંગ્રેજી કેળવણી, અંગ્રેજી સંસ્કારો આગન્તુક છે. તેમનો નિવાસ સ્થાયી નથી માટે તેમને અનુચિત મહત્ત્વ આપવાનું નથી પણ તેમને આપણામાં પચાવી એકરસ કરવાં અને આપણા ઇતિહાસશાયી સંસ્કારો દ્વારા પ્રગતિ કરવી. ભાવના સાથે વ્યવહાર પર લક્ષ રાખવું. બાળલગ્ન ન કરવાં એ ભાવના પ્રગટાવીએ ત્યારે ક્યારે લગ્ન કરવાં? અવિવાહિત સ્થિતિમાં કેવું જીવન ગાળવું? એ પ્રશ્નોનો પણ વિચાર કરવો. આમ પ્રત્યેક પ્રશ્નની કાલિક મર્યાદાઓ નિરુપાશે. બીજું આપણે વર્તમાન યુગના વેપાર–ઉદ્યોગ ખીલવવા અને પ્રતિનિધિમંડળો દ્વારા રાજ્ય કાર્ય કરવાં છે તો આપણી ત્યાગની, સંતોષની, સંન્યાસની, અધિકારની ભાવનાઓને કેવી રીતે જાળવી રાખી યુરોપી સંસ્કૃતિની પ્રેરક વૈભવ, વિલાસ, આત્મવિભાવ, સત્તા, આદિની પ્રેરક ભાવનાઓનો કેવા સ્વરૂપમાં સ્વીકાર કરવો? આપણે શરીરબળમાં, મનોબળમાં, અધ્યાત્મ શક્તિમાં બીજી પ્રજાઓથી ઊતરતા હોઈએ તો કેવી રીતે શ્રેષ્ઠ થઈ શકીએ? આ જમાનામાં આપણી જે જે રાજદ્વારી, આર્થિક, શિક્ષણવિષયક મહેચ્છાઓ છે તેમની સાધના માટે કેવા પ્રકારના આંતર અને બાહ્ય પરિવર્તનની જરૂર છે તે સમજી કાર્યક્રમ ઘડાવો જોઈએ. આવી વિગતોમાં પ્રસંગ પ્રાપ્ત થશે તો ઊતરવામાં આવશે. પણ આટલાથી સ્પષ્ટ થયું હશે કે હાલની ચળવળ સંકુચિત છે. ગુજરાતમાં જે જ્ઞાતિઓ અને વ્યક્તિઓ સુધારણા પ્રત્યે સંચલિત છે તેમણે આ દૃષ્ટિથી વિચાર કરવો ઘટે છે. મિ. જયકરનું બુદ્ધિને ઉદ્દીપક, ઊંચી દેશભક્તિથી ભરપૂર વ્યવહારુ થવાના આગ્રહવાળું અને કેટલાક ખરેખરા મુદ્દાઓની ચર્ચાવાળું ભાષણ ગુજરાતીઓને ગયા વર્ષના પ્રિ. પરાંજપેના ભાષણથી વિશેષ રુચશે એવી અમને આશા છે અને અમદાવાદમાં એની અસર થઈ ગુજરાતને અમદાવાદની સંસ્થાઓ મારફત લાભ કરાવશે.

### હોમરૂલ લીગ સંમેલન

મહારાષ્ટ્રની હોમરૂલ લીગનું વાર્ષિક સંમેલન પણ નાસિકમાં મિ. બૅપ્ટીસ્ટાના પ્રમુખપદે થયું હતું. વર્ષના કાર્યનું સિંહાવલોકન થયું હતું, ટીકાઓ, આક્ષેપોના રદીયા અપાયા હતા અને ઇંગ્લૅંડ જલદીથી ડેપ્યુટેશન મોકલી અંગ્રેજ મતદારોને હિંદની સ્થિતિ અને માગણીઓથી વાકેફ કરવાની જરૂરિયાત બહુ જ સ્પષ્ટતાથી અને આગ્રહથી પ્રદર્શિત કરવામાં આવી હતી.

### હિન્દી રક્ષક સૈન્ય

હિંદી સરકારનો એક ઠરાવ ૧૯ મી મેના હિંદી સરકારી ગૅઝેટમાં પ્રગટ થયો છે. કાયદો પસાર થયાને વખત થઈ ગયો અને ૭ હજાર સૈનિકો માટે માગણી

કરવામાં આવી હતી છતાં માત્ર ત્રણસો જ જણે નામ નોંધાવ્યાં છે. આ હકીકત આગળ ધરી હિંદીઓને સરકાર ઠપકો આપે છે કે સૈનિક થવાની આતુરતા સૌ બતાવતા હતા છતાં કેમ લશ્કરમાં જોડાવા હવે આગળ પડતા નથી? પણ આ ઠપકો ખોટો, ગેરવાજબી અને વિવેકહીન છે. કાયદો પસાર થયા પછી સૈનિકોની ભરતી કરવાના અમલદારોની નિમણૂક કરવામાં આવી નહોતી. ભરતીનાં છાપેલાં ફારમો તૈયાર નહોતા. મોટા મોટા અધિકારીઓએ આખી પ્રવૃત્તિને બને એટલી મંદ કરવા પ્રયત્ન કર્યા હતા. લડાઈની લોન ભરાવવા અને અંગ્રેજોને ફરજિયાત સૈનિક કરવા જે સત્વર વ્યવસ્થા થઈ હતી તેવી વ્યવસ્થા એને માટે કરવામાં આવી નહોતી. નિયમો એવા પ્રગટ કરવામાં આવ્યા હતા કે બિલકુલ આકર્ષણ રહ્યું નહીં. જે ઉમ્મરને લાયક ગણવામાં આવી છે તે ઉમ્મરે વિદ્યાર્થીઓની મોટી સંખ્યા મળવાનો સંભવ છે પણ નિયમો બહાર પડયા પછી તરત જ પરીક્ષાઓ આવી અને કોલેજો બંધ થઈ એટલે જ્યાં લગી કોલેજો ઊઘડે નહીં ત્યાં લગી કાંઈ કામ ન જ થઈ શકે. સરકાર માત્ર ત્રણસોનો નિર્દેશ કરે છે, પણ મિસિસ બેસંટે સાડી ત્રણસો નામ નોંધાવ્યાં છે. આ બધી હકીકત લેતાં અંગ્રેજ અધિકારીઓની વૃત્તિનું ખરું સ્વરૂપ કળાઈ આવે છે. હિંદીઓને લશ્કરી તાલીમ આપવાની એઓ વિરુદ્ધ છે અને નછૂટકે આટલી પણ દોરી ઢીલી મૂકવી પડી છે. હિંદના સર્વે અંગ્રેજોને આયુધબદ્ધ કરવામાં આવે અને લશ્કરી તાલીમ આપવામાં આવે તો હિંદમાં અસંતોષ જબરો ફેલાય અને હથિયારો કરતાં શાસિત પ્રજાનો અસંતોષ સમૂળ વિનાશ કરી શકે છે એની કાંઈ ઇપટ્ઠ ઝાંખી હોવાથી અને ઇંગ્લેંડનાં પ્રધાનમંડળના આગ્રહથી આટલું કર્યું છે, પણ આપણા અધિકારીઓની ખૂબી છે કે હિંદી પ્રજાને નછૂટકે કમને હક આપી તેની અસર ફલહીન કરી દે છે. કારોબારી સભામાં એક હિંદીની નિમણૂક કરવી પડશે તો બીજી બે ત્રણ મોટા પગારની નોકરીઓ અંગ્રેજ અધિકારીઓને માટે ઊભી કરશે. મ્યુનિસિપાલિટીઓને પોતાના પ્રમુખ ચૂંટવાનો હક આપશે ત્યારે તે જ વખતે અથવા પછીથી અંગ્રેજ અધિકારીને મ્યુનિસિપાલિટીના કારોબારી અમલદાર તરીકે નિમાવશે. ધારાસભામાં સભાસદોની સંખ્યા વધારશે ત્યારે મતદારમંડળ એવાં નિયોજશે કે તેમના તરફથી સરકારી અધિકારીઓના ખુશામતીયા અને ખાંધીયાઓ જ ધારાસભામાં જઈ સરકારનો હાથ ઢીલો નહીં પડવા દે. આવું જ આ હકની બાબતમાં કર્યું છે. અંગ્રેજોની સાથે કેળવાયેલા હિંદીઓને સરખા ગણ્યા નથી. પગાર, તાલીમ, ઉંમર, 'સ્કાઉટ્સ' 'રિઝર્વ' વગેરે સર્વેમાં હિંદીઓના સ્વમાન અને પદવીને લાંછન લગાડે એવા ભેદ રાખવામાં આવ્યા છે. આ ભેદો

ખૂંચે એવા છે છતાં તેમની પરવા કીધા વિના ઉક્ત હકનો લાભ લેવા હિંદી યુવકોને હિંદી લોકનાયકોએ નિરંતર આગ્રહ કર્યો છે પણ સાથે સાથે આ હીણપતની અને લાંછનની સ્થિતિની સખતમાં સખત ટીકા કર્યા વિના તેમનાથી રહેવાયું નથી. આ ટીકાને રદિયો આપવા સરકારે પ્રયત્ન કર્યો છે. ઇંગ્લેંડમાં પણ ટેરિટોરિયલ લશ્કરને સ્થાયી લશ્કર જેવી જ અનુકૂળતાઓ આપવામાં આવી હતી. પોતાના ધીકતા ધંધા છોડી સ્થાયી સૈનિકના જૂજ પગાર ઉપર નિર્વાહ ચલાવવા અને રણક્ષેત્રમાં પોતાનાં લોહી રેડવા તેઓ બિલકુલ આનાકાની વગર તૈયાર થયા હતા તેમનો દાખલો આપણને શરમાવા અને ગર્ભિત રીતે આપણા પર આક્ષેપ કરવા આપવામાં આવ્યો છે. ઇંગ્લેંડ પ્રમાણે અહીંની રાજ્યનીતિ ચાલતી નથી. ત્યાંના લશ્કરીખાતામાં અંગ્રેજોને સ્થાન છે; તેમની સત્તા પ્રમાણે કામ થાય છે અને ત્યાંનાં વર્તમાનપત્રો અને પાર્લમેન્ટના સભાસદો તે ખાતાની સમીક્ષા કરી શકે છે. આપણે ત્યાં આમાંનું કાંઈયે નથી. ઇંગ્લેંડમાં ચાલતી સારી કલ્યાણકર નીતિ અહીં દાખલ કરવા આપણા અધિકારીઓ કદી ઉત્સુક નથી હોતા પણ અંકુશને માટે, દાબને માટે, ઠપકાને માટે દાખલા આપવાના હોય ત્યારે ત્યાંના અપાય છે અને બતાવાય છે કે જુઓ અંગ્રેજો કેમ આવા કાયદાઓ અને આવી શરતોને અનુકૂળ થાય છે. આમારો જવાબ એટલો જ છે કે અમને સરખી સ્થિતિમાં મૂકો ને પછી અમે ફરિયાદ નહીં કરીએ.

ત્રીજી વાત સરકારી ઠરાવમાં છે કે લશ્કરમાં હિંદીઓને અમલદારી આપવાનો પ્રશ્ન બહુ વિકટ અને ગંભીર છે અને અત્યારે લશ્કરી ખાતું એટલું બધું રોકાયેલું છે કે એનું નિરાકરણ કરી નહીં શકે. ઇંગ્લેંડનું પ્રધાનમંડળ સામ્રાજ્યના અને જગતના પ્રશ્નોના નિરાકરણ આવા મહાભારતવિગ્રહની સર્વતો-મુખી વ્યવસ્થા, જંજાળ, ચિંતા આદિ દરમ્યાન કરી શકે અને મોજશોખ, રમતગમત, નાચરંગ, ખાણાપીણામાં મહાલતા, બાદશાહી મકાનોમાં અને મનને ગમે એવી હવામાં વસતા, અસંખ્ય કારકુનો અને ખિદમતગારોથી વીંટળાયેલા ભારે પગારના અંગ્રેજ અમલદારો આ એક નાના પ્રશ્નનું નિરાકરણ નહીં કરી શકે તો દુનિયા હિંદના અંગ્રેજ અધિકારીઓની બુદ્ધિ અને સ્વાર્થવૃત્તિ વિશે શું ધારશે તે કળવું અઘરું નથી.

મહત્ત્વની વાત સરકાર વીસરી જાય છે. આખા દેશને અર્ધા સૈકાથી નિ:શસ્ત્ર કર્યો છે. લડાયક જુસ્સો જેથી જાગૃત રહેતો તે સર્વે પરિસ્થિતિ પલટી નાંખી છે. શાંતિ પ્રસરવાથી વિલાસો વધ્યા છે અને વિલાસો અથવા

કરવામાં આવી હતી છતાં માત્ર ત્રણસો જ જણે નામ નોંધાવ્યાં છે. આ હકીકત આગળ ધરી હિંદીઓને સરકાર ઠપકો આપે છે કે સૈનિક થવાની આતુરતા સૌ બતાવતા હતા છતાં કેમ લશ્કરમાં જોડાવા હવે આગળ પડતા નથી? પણ આ ઠપકો ખોટો, ગેરવાજબી અને વિવેકહીન છે. કાયદો પસાર થયા પછી સૈનિકોની ભરતી કરવાના અમલદારોની નિમણૂક કરવામાં આવી નહોતી. ભરતીનાં છાપેલાં ફારમો તૈયાર નહોતા. મોટા મોટા અધિકારીઓએ આખી પ્રવૃત્તિને બને એટલી મંદ કરવા પ્રયત્ન કર્યા હતા. લડાઈની લોન ભરાવવા અને અંગ્રેજોને ફરજિયાત સૈનિક કરવા જે સત્વર વ્યવસ્થા થઈ હતી તેવી વ્યવસ્થા એને માટે કરવામાં આવી નહોતી. નિયમો એવા પ્રગટ કરવામાં આવ્યા હતા કે બિલકુલ આકર્ષણ રહ્યું નહીં. જે ઉમ્મરને લાયક ગણવામાં આવી છે તે ઉમ્મરે વિદ્યાર્થીઓની મોટી સંખ્યા મળવાનો સંભવ છે પણ નિયમો બહાર પડયા પછી તરત જ પરીક્ષાઓ આવી અને કૉલેજો બંધ થઈ એટલે જ્યાં લગી કૉલેજો ઊઘડે નહીં ત્યાં લગી કાંઈ કામ ન જ થઈ શકે. સરકાર માત્ર ત્રણસોનો નિર્દેશ કરે છે, પણ મિસિસ બેસંટે સાડી ત્રણસો નામ નોંધાવ્યાં છે. આ બધી હકીકત લેતાં અંગ્રેજ અધિકારીઓની વૃત્તિનું ખરું સ્વરૂપ કળાઈ આવે છે. હિંદીઓને લશ્કરી તાલીમ આપવાની એઓ વિરુદ્ધ છે અને નછૂટકે આટલી પણ દોરી ઢીલી મૂકવી પડી છે. હિંદના સર્વે અંગ્રેજોને આયુધબદ્ધ કરવામાં આવે અને લશ્કરી તાલીમ આપવામાં આવે તો હિંદમાં અસંતોષ જબરો ફેલાય અને હથિયારો કરતાં શાસિત પ્રજાનો અસંતોષ સમૂળ વિનાશ કરી શકે છે એની કાંઈ ઇપદ્ ઝાંખી હોવાથી અને ઇંગ્લેંડનાં પ્રધાનમંડળના આગ્રહથી આટલું કર્યું છે, પણ આપણા અધિકારીઓની ખૂબી છે કે હિંદી પ્રજાને નછૂટકે કમને હક આપી તેની અસર ફલહીન કરી દે છે. કારોબારી સભામાં એક હિંદીની નિમણૂક કરવી પડશે તો બીજી બે ત્રણ મોટા પગારની નોકરીઓ અંગ્રેજ અધિકારીઓને માટે ઊભી કરશે. મ્યુનિસિપાલિટીઓને પોતાના પ્રમુખ ચૂંટવાનો હક આપશે ત્યારે તે જ વખતે અથવા પછીથી અંગ્રેજ અધિકારીને મ્યુનિસિપાલિટીના કારોબારી અમલદાર તરીકે નિમાવશે. ધારાસભામાં સભાસદોની સંખ્યા વધારશે ત્યારે મતદારમંડળ એવાં નિયોજશે કે તેમના તરફથી સરકારી અધિકારીઓના ખુશામતીયા અને ખાંધીયાઓ જ ધારાસભામાં જઈ સરકારનો હાથ ઢીલો નહીં પડવા દે. આવું જ આ હકની બાબતમાં કર્યું છે. અંગ્રેજોની સાથે કેળવાયેલા હિંદીઓને સરખા ગણ્યા નથી. પગાર, તાલીમ, ઉંમર, 'સ્કાઉટ્સ' 'રિઝર્વ' વગેરે સર્વેમાં હિંદીઓના સ્વમાન અને પદવીને લાંછન લગાડે એવા ભેદ રાખવામાં આ

સમોવડીયું થશે? હિન્દ આત્મશાસક ન હોય તો તે કેવી રીતે પોતાનો મત ગ્રેટબ્રિટનથી સ્વતંત્ર, અધિવાસોની જેમ વાપરી શકશે? સામ્રાજ્યની પાર્લામેન્ટમાં ગ્રેટ બ્રિટનથી સ્વતંત્રપણું એ આંતરવ્યવસ્થામાં ગ્રેટબ્રિટનથી સ્વતંત્રપણું હોય તેના કરતાં રાજ્યબંધારણની દષ્ટિએ વધારે મહત્ત્વનું છે. આપણને મોટી ચીજ આપવામાં આવશે અને નાનીથી પરાઙ્મુખ રાખવામાં આવશે? ભવિષ્યના મહાપ્રજાશાસનમાં સમોવડીયું સ્થાન લેવા હિંદમાં સ્વરાજ્ય હોવું અમને તદ્દન જરૂરનું લાગે છે. હિંદીઓ સામ્રાજ્યસંયોજન (Federation) માટે બહુ ઉત્સાહપૂર્ણ નથી. આંતરવ્યવસ્થામાં સ્વરાજ્ય મેળવવા તેમણે નિશ્ચય કર્યો છે. રાજ્યબંધારણની કલમો ગમે તેવી હોય, પણ જ્યાં લગી આંતરશાસનમાં હિંદના પ્રતિનિધિઓનો સહેજ પણ પ્રભાવ ન હોય ત્યાં લગી બાહ્ય વિષયોમાં તેમનો પ્રભાવ શૂન્યવત્ રહેવાનો. પણ જો હિંદ આત્મશાસક થાય તો સામ્રાજ્યના મોટાં મંત્રમીડળોમાં પોતાના વાજબી હક તે મેળવી શકશે.

સામ્રાજ્યની પાર્લામેન્ટ સ્થાપવાનું હજુ નક્કી કર્યું નથી. પણ હિન્દુસ્તાન પોતે સ્વતંત્ર રીતે પસંદ કરેલા પ્રતિનિધિઓને તેમાં સ્થાન મળવું જોઈએ અને સર્વેને માટે પ્રતિનિધિત્વનું ધોરણ એકસરખું—લોકવસ્તી અથવા સામ્રાજ્યના કોશમાં અપાતાં દ્રવ્યને અનુલક્ષી હોવું જોઈએ.

હિંદમાં સ્વરાજ્ય મેળવવા વરિષ્ટ ધારાસભાના ૧૯ સભાસદોએ એક યાદી વાઈસરૉયને નજર કરી છે અને લખનૌમાં ગયે વર્ષે કોંગ્રેસ અને મુસ્લિમ લીગે એક યોજના મંજૂર કરી છે. એ સંબંધમાં જે ટીકાઓ થઈ છે તેમની મીમાંસા કરતાં આયર્લૅન્ડના વિકટ પ્રશ્નને અંતે બ્રિટિશ પ્રધાનોએ જે વચનો કહ્યાં છે તેમનું અવતરણ કરી હિંદના સ્વરાજ્યના પ્રશ્નને તે લાગુ પાડયાં છે. હિંદની જે માગણીઓ છે તેથી પરિક્રાંતિ નથી થવાની પણ અટકવાની છે. વહીવટનું રૂપ બદલાશે નહીં, મુખ્ય સુબાઓ અને કારોબારી સભાઓ, ધારાસભાઓ હાલની માફક રહેશે. રાજ્યસેવકો, નાણાવ્યવહારની પદ્ધતિ, ન્યાય પદ્ધતિ, કેળવણીની પદ્ધતિ અખંડ રહેશે, વેપાર કે ખેતીને ધક્કો નહીં પહોંચે. કોઈ કોમની સ્વતંત્રતા કે ગમે તે ધર્મ પાળવાની છૂટ છે તેવાં જ રહેશે. લશ્કરી બાબતો વિગ્રહ અને સંધીકરણ જેમના હાથમાં છે તેમના હાથમાં જ રહેશે તો પછી પરિક્રાંતિ ક્યાંથી થવાની?... એમ કહેવાય છે કે અમને અમારા અભિપ્રાયો સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાની સ્વતંત્રતા છે પછી એથી વધારે શું જોઈએ! એથી હવે અમને સંતોષ નથી. અમારે રાજ્યદ્વારમાં સત્તા જોઈએ છે; અમારે અમારા ઉપર શાસન કરવાનો હક જોઈએ છે...... હિંદ સમૃદ્ધ અને સુખી હોય છતાં પણ

દૈનિક અવશ્યક હાજતો પૂરી પાડવા શ્રમ વધારે કરવો પડે છે તેથી તેમ જ ચેપી રોગો અને દુકાળો ઉપરાછાપરી વધવાથી લોકોનાં શરીરબળ ક્ષીણ થતાં જાય છે, ઝનૂન નરમ પડી જાય છે અને લડાયક જુસ્સો ઓગળી જાય છે. શસ્ત્ર પકડવાથી પ્રતિષ્ઠા, દ્રવ્ય, સત્તા, રાજ્ય મળતાં ત્યારે હિંદમાં અસંખ્ય સૈનિકો ઉત્પન્ન થતા પણ આજે બધું પરિવર્તિત થઈ ગયું છે એટલે સૈનિકો મળતાં વાર લાગે તેમાં નવાઈ નથી. એ પેશો બને એટલો આકર્ષિત કરવો જોઈએ અને સમગ્ર રચનામાં સમભાવ, ઉદારતા અને શાસિતોનું હિત ઓતપ્રોત હોવાં જોઈએ. પણ આટલે વખતે જોઈ શકાયું છે કે તેમની ન્યૂનતા છે.

સર્વ દૃષ્ટિથી જોતાં આ સરકારી ઠરાવ ડહાપણ વગરનો અને વસ્તુ-સ્થિતિની ઉપેક્ષા કરનારો છે.

મુંબઈ યુનિવર્સિટીની લશ્કરી ટુકડી કરવા વાઈસ ચાન્સેલર મિ. સેતલ-વાડની આગેવાની સાથે મુંબઈની અને પૂણાની કેટલીક કોલેજોના પ્રિન્સિપાલો અને બીજા કેટલાકો નામદાર ગવર્નર પાસે ગયા હતા. આખા ગુજરાતની ચાર કોલેજોનો કોઈ પ્રતિનિધિ નહોતો એ અતિશય લજ્જાસ્પદ છે.

ગુજરાત કોલેજ સરકારી સંસ્થા છે. તેનો પ્રિન્સિપાલ અંગ્રેજ છે. ત્યાં હજુ કાંઈ પણ હિલચાલ થયેલી સાંભળવામાં નથી આવી. અમદાવાદમાંથી 'વૉર-લોન' માટે નાણું મેળવવા સરકારી અમલદારો જેટલા ઉત્સુક છે તેના સહસ્રાંશે ગુજરાતીઓની હિંદ રક્ષક સૈન્યમાં ભરતી કરવા ઉત્સુક હોત તો કેવું સારું ! બીજી ત્રણ કોલેજો દેશી રાજ્યોમાં છે. એ ત્રણે રાજ્યોમાં લશ્કર હોવા છતાં કેળવાયેલાઓને તેમાં રાખવા માટે તદ્દન ઉદાસીનતા અને બેપરવા આજ લગી બતાવાઈ છે તે એકદમ પલટો ખાય એમ નથી. ગુજ-રાતમાં ડો. મૂલિક, પ્રિ. પરાંજપે જેવો કોઈ આગેવાન નથી. તેમ ગુજરાતીઓમાં એકતા નથી. ભાટિયાઓએ પોતાની જ્ઞાતિના સ્વેચ્છાસૈનિકો મેળવવા અલાયદી ગોઠવણ કરવા માંડી છે. કાઠિયાવાડનાં દેશી રાજ્યો પોલિટિકલ એજંટની ઇચ્છા વિના આ દિશામાં સહેજ પણ સંચલન કરે એવા નથી તેમ મંદિરોમાં અને લગ્નાદિ પ્રસંગે પૈસાની લખલૂટ લહાણી કરનાર ગુજરાતી ધનાઢ્યો યોગ્ય સ્વેચ્છા-સૈનિકોને આકર્ષવા પોતાનું દ્રવ્ય આપવા હજુ તત્પર થયા નથી. સર્વત્ર નજર કરતાં અમને નિરાશા, ખેદ, લજ્જા, માનહાનિ, અભિમાનક્ષોભ, ગૌરવચ્યુતિ, વિલાસ-પ્રિયતા, નિર્વીર્યતા, ઉપાલંભ અને નિંદાની પાત્રતા દેખાય છે. જ્યાં મર્મ વીંધાઈ

માંગણીઓનાં મૂળ તત્ત્વો અને બને તો વિગતો જાહેરમાં મુકાવી જોઈએ. વળી અંગ્રેજ પ્રજા પાસેથી હક મેળવવાના છે, માટે બંધારણને વળગી રહી આપણે ફેરફાર કરાવવા છે એટલે આવું થવાની જરૂર છે. ભાષણો અને ઠરાવો માત્ર ઉભરા જેવા છે એમનું સંગીન પરિણામ ઓછું છે. હવે એક બીજી વાત. આ બધી ચળવળમાં સરકાર પાસે માગણી કર્યા કરવામાં આવે છે પણ જે લક્ષ્ય માટે એ માગણી થાય છે તે પ્રાપ્ત કરવા આપણે જાતે શું કરવું જોઈએ— આપણાં સ્વભાવ, ઉછેર, કેળવણી, રીતરિવાજો, સામાજિક વ્યવહારોમાં શાં શાં પરિવર્તન કરવાં જોઈએ, સરકાર ન કરે અથવા કરવામાં ઢીલ કરે તો આપણે શું કરવું જોઈએ. આપણા હાથમાં જેટલું હોય તેનો દેશના કલ્યાણ અને પ્રગતિ માટે વધારે સારામાં સારો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ વગેરે બાબતોનો વ્યવહારુ વિચાર કરવા પણ પરિષદ થવી જોઈએ. હકને માટે લડીએ છીએ પણ સાથે સાથે કર્તવ્યનો પણ વિચાર કરી તે આચરવા મનોબળ વાપરીશું નહીં ત્યાં લગી આ બધું એકદેશી છે અને તેમ આપણો ઉદ્ધાર અધૂરો રહેશે.

## વડોદરાનો જ્ઞાતિરિવાજ કાયદો

આના સંબંધમાં અમારા વિચાર ગયા અંકમાં પ્રગટ કરી ગયા છીએ. સર નારાયણ ચંદાવરકર જેવા સુધારકોના નાયકનો એના સંબંધમાં અભિપ્રાય પૂછવામાં આવેલો તે એમણે ટાઇમ્સ ઑફ ઇંડિયામાં છપાવ્યો હતો. આપણા દેશમાં પ્રાચીન કાળમાં કાયદા કેવી રીતે ઘડાતા તેનું વર્ણન આપી આ યુગમાં રાજા પોતાના અધિકારીઓ અથવા ધારાસભાની સંમતિથી આચારો ફેરવી શકે એવું એઓ પ્રતિપાદન કરે છે. જ્યારે આર્ય સમાજમાં શિષ્ટો હતા અને તેમને જનસમૂહ માન આપતો અને તેઓ લોકકલ્યાણ લક્ષમાં રાખી વર્તતા ત્યારની વાત જુદી છે. અત્યારે એવા શિષ્ટો છે? વળી જેમને માટે આ કાયદો ઘડવામાં આવે છે તેમને શિષ્ટશાસન પ્રિય છે કે આત્મશાસન? વળી જે રાજાઓ આ પ્રમાણે કાયદાઓ ઘડવા તૈયાર હોય તેઓ રાજ્યવ્યવહારમાં શિષ્ટોના અંકુશનો સ્વીકાર કરે છે? જો ન હોય તો અને નથી એ સાબિત કરવું મુશ્કેલ નથી— પછી આ ઉદાહરણ અપ્રસ્તુત છે. આ માર્ગે જવાથી ગુજરાતને ઘણો મોટો ભય છે. ગુજરાતમાં એક રાજ્ય નથી પણ અનેક રાજ્યો છે. એક રાજા સારો હોવાથી રૈયતનું હિત વિચારી આ રીતે કદાચ સારા કાયદા ઘડશે, પણ મોરબી અથવા જામનગરમાં આજે પ્રજાના રંજાડ માટે જે આપખુદ અને જોહુકમી

હાલની રાજ્યવ્યવસ્થાથી અસંતુષ્ટ હોય – પોતાના અભિમાન અને સ્વમાનના ભંગથી અસંતુષ્ટ હોય તો તે સમૃદ્ધિ, તે સુખ નકામાં છે.

હિંદને સ્વરાજ્ય મેળવતાં વાર છે; ક્રમે ક્રમે મળશે એમ કહેવામાં આવે છે પણ કેટલા ક્રમ પછી? કેટલા વખત પછી? મિ. શાસ્ત્રી ઇતિહાસની તારીખો ગોઠવી બતાવે છે કે અતિશય મંદગતિએ પ્રજાશાસન આપણે ત્યાં ચાલે છે. કાયદામાં આપણે અંગ્રેજોના સમોવડીયા ગણાયા ને ૮૪ વર્ષ થયાં છતાં રાજ્યવહીવટની નોકરીઓનો ચોથો કે ત્રીજો ભાગ મેળવવાની વાતો ચાલે છે. રાહ જોઈજોઈને કંટાળી ગયા. અમારી ધીરજને પણ હદ હોવી જોઈએ.

આમ બે મહત્ત્વના પ્રશ્નો (૧) સામ્રાજ્યમાં હિંદનું સ્થાન અને (૨) પોતાની આંતરવ્યવસ્થા પોતાની મેળે કરવાના હિંદના હક વિશે મુદ્દાસર, વિવેકથી અને આગ્રહપૂર્વક એમણે ચર્ચા કરી છે. એમના ભાષણમાં બીજા મુદ્દાઓ છે પણ તેમનો નિર્દેશ આવતા અંકમાં કરીશું.

નાસિકમાં જે દેશજનો એકત્ર થયા હતા તેમાં કહેવાય છે કે માત્ર ૧૦–૧૫ ગુજરાતીઓ હતા અને તેમાંયે ફક્ત શ્રી. ગોકળદાસ પારેખ જ સુપ્રસિદ્ધ ગુજરાતી અગ્રણીઓમાંથી હતા. અમદાવાદમાં વર્ષ ઉપર અતુલ ઉત્સાહ બતાવનાર પ્રજાનો ઉમંગ અને આગ્રહ મોળા પડી ગયા એ અતિશય ખેદની વાત છે. બીજી જાણવા જેવી બાબત ત્યાં બની હતી તે સત્કાર મંડળના પ્રમુખોનાં ભાષણો મરાઠીમાં થયાં હતાં તે. મહાત્મા ગાંધીના શબ્દોની અસર થઈ ખરી.

આવી પ્રાંતિક પરિષદોનો ઉદ્દેશ (૧) જ્યારે દેશમાં મહત્ત્વના પ્રશ્નો ચર્ચાતા હોય ત્યારે તે પ્રશ્નો વિશે લોકમત કેળવવાનો અને પ્રગટ કરવાનો હોવો જોઈએ. જેમ મિ. શાસ્ત્રીએ કર્યું છે અથવા (૨) પ્રાંતના ખાસ પ્રશ્નો લઈ તેની સબળ અને સુઘટિત મીમાંસા કરવી જોઈએ. હાલમાં આખા દેશના પ્રશ્નો પ્રત્યે ધ્યાન આવી નાની પરિષદોમાં જેટલું અપાય છે તેટલું સ્થાનિક પ્રશ્નો પ્રત્યે નથી અપાતું. પરિષદોમાં માત્ર વર્ષ દિવસે આખા વર્ષ દરમિયાન લોકમત વ્યક્ત થયો હોય તે એકરૂપે પ્રગટ થાય છે પણ એ મત કેળવવા વર્તમાનપત્રો સિવાય બીજાં સાધનો નથી તે અસ્તિત્વમાં આણવાં જોઈએ. પરિષદોમાં ભાષણો અને ઠરાવો કરી કૃતકૃત્ય થવાય છે પણ પ્રશ્નોના અભ્યાસ પરત્વે જોઈએ તેટલું ધ્યાન અપાતું નથી. અત્યારે જે મોટા પ્રશ્નો હિંદની સમક્ષ ઊભા થયા છે, રાજ્યવ્યવહારના, નાણાંના, વેપારના, ઉદ્યોગના; કેળવણીના, સામ્રાજ્યના અંગો સાથેના સંબંધના વગેરે સંબંધમાં પુખ્ત વિચાર કરવા આગેવાન નિપુણ હિંદીઓની પરિષદો મળવી જોઈએ અને સર્વે પ્રશ્નો વિશે સર્વાંગ વિચાર કરી સર્વે પ્રદેશની આપણી

વર્તનથી, પોતાના આગ્રહથી, પોતાની નિષ્ઠાથી, પોતાની જ્ઞાતિ-હિતપરાયણતાથી પોતાના વિચાર તરફ જ્યાં લગી બહુમતીને વાળી નથી ત્યાં લગી આવી જાતની રાજમદદ કલહજનક નીવડશે. અમને આ કાયદો અત્યારે બિનજરૂરી લાગે છે. ખરું જોતાં લોકમત કેળવવા નામદાર ગાયકવાડ સરકારે થઈ શકે તેટલા પ્રયત્ન કરવા જોઈએ. વડોદરા રાજ્યમાં વસતી પ્રત્યેક જ્ઞાતિની પરિષદ બોલાવી સામાજિક રિવાજોના ફેરફાર માટે પોતાની દેખરેખ નીચે ચર્ચા કરાવી નાતો પાસે જ પોતાના રિવાજ ફેરવાવે તો ઇષ્ટ પરિણામ સત્વરે આવશે. જો ગુજરાતના હિન્દુ સમાજને સબળ, શ્લિષ્ટ અને એક રાખવી હોય તો અમે દર્શાવેલા રસ્તાઓ અંગીકાર કરવાની જરૂર છે.

કાયદાઓ સવાર પડતાં રોજ પ્રગટ થાય છે તેવા કાયદાઓ સર નારાયણના શિષ્ટવાદને અનુલક્ષીને ઘડાશે અને ગુજરાતની રાંક પ્રજાને હેરાની અને રંજાડનો સુમાર રહેશે નહીં.

*

સર નારાયણ કહે છે કે આરોગ્યની જાળવણી માટે, નીતિના સંરક્ષણ માટે રાજ્ય કાયદા કરી શકે છે તો આ બાબતમાં પણ કાયદા કરી શકે અને એની બીજી નહિતર લોકોના વિચાર અને પ્રત્યય ઉપર તો અસર થશે જ. જ્યાં સુધી કાયદો લોકો માગે નહીં ત્યાં સુધી કાયદા ઘડવાથી તેની ધારેલી અસર થતી નથી. આ જમાનામાં કાયદા ઘડવાની ઘેલછા પ્રત્યેક રાજ્યને લાગી છે. ધારાસભા હોય અને તેનું નિયમિત સંમેલન થાય ત્યારે નવા ધારા ઘડવા જ જોઈએ પણ ધારા ઘડતાં પહેલાં લોકમત કેળવવા કે સમજવા અને વસ્તુસ્થિતિનો સર્વતોમુખી પરિચય મેળવવા પ્રયાસ થતો નથી. મુંબઈમાં ખરાબ દૂધ મળે છે એટલે તેને અટકાવવા કાયદો ઘડાયો અને દૂધના ઇન્સ્પેક્ટરો નિમાયા, પણ ખરાબ દૂધ આવવાનું કારણ શું ? સારું દૂધ આપવા કેવી તજવીજ થઈ શકે ? મ્યુનિસિપાલિટી અને સરકાર એ બાબતમાં કેટલે દરજ્જે સહાય થઈ શકે ? ખરાબ દૂધ આવવાનાં કારણો નીતિગત છે કે આર્થિક છે કે રાસાયણિક છે ? આ સર્વેનો વિચાર કરવામાં આવ્યો જ નહીં અને ગ્રાહકો અને દૂધવાળાઓને નરસા દૂધથી થતા ગેરફાયદા સમજાવવા પણ પ્રયત્નો થયા નહીં, સારું દૂધ નહીં મળે તો ચલાવી લઈશું પણ હરગીજ નરસું નહીં વાપરીએ અને નઠારું વેચનારને સજા કરાવીશું એવો પ્રબળ લોકમત જાગૃત કરી કાયદો ઘડવાને બદલે કાયદો ઘડેલો દૂર કરવા પ્રયત્ન થયો અને ખરાબ દૂધ વેચાતું હતું તે તો વેચાયે જાય છે. આવું જ સામાજિક કાયદાઓનું ફળ થવાનું. માટે સર નારાયણનું આ ઉદાહરણ પણ અમારા વિચાર ફેરવી શકતું નથી.

છેલ્લે મહત્ત્વની એક વાત એઓ કહે છે : જ્ઞાતિના ¾ જણોને કોઈ આચાર ન ગમ્યો તો તે ફેરવવા તેઓ રાજ્યની મદદ મેળવી શકે એ કલમ હાનિકારક છે. આચાર લોકકલ્યાણ કે રાજ્યહિતનો વિઘાતક હોય તો જ આવું પગલું ભરી શકાય. નહિતર અનિષ્ટ રિવાજ પણ દાખલ થઈ જશે. જ્યાં અનેકપત્ની વિવાહ નહીં હોય ત્યાં જ્ઞાતિના ચોથા ભાગની મરજી થઈ તો તેઓ તે રિવાજ દાખલ કરાવી શકશે ? અલ્પમતીને આવી રીતે બહુમતીને રાજ્યાશ્રયથી કચરવા દેવી એ તો રૂઢિના બળથી બહુમતી કચરે છે તેના જેવું જ થયું. અલ્પમતીએ પોતાના

દૃષ્ટિ; (૩) 'દેશી રાજ્યો છે, તેમનો આવતી કાલે નાશ થવાનો નથી, તો પછી તેમને એવી રીતે સુધારવાં જેથી તેમનું પોતાનું અને દેશનું ઉત્તમ હિત સાધવા તેઓ સમર્થ થાય.' એવી વિદ્યાચતુરની દૃષ્ટિ; અને (૪) 'દેશી રાજ્યો દેશી લોકોનાં સંસ્થાનો જેવાં હિંદુસ્તાન દેશમાં રહેવાં જોઈએ.' એવી પ્રવીણદાસ તથા શંકર શર્મા જેવા દેશી રાજ્યના અમલદારોની દૃષ્ટિ. આ ચાર દૃષ્ટિઓમાંથી અત્યારે વિદ્યાચતુરની દૃષ્ટિથી દેશી રાજ્યોના પ્રશ્ન તરફ જોવું એ ઉત્તમ છે એમ મને લાગે છે.

દેશી રાજ્યો કેવી જાતનાં છે? સરકારે તેમના સાત વિભાગ પાડ્યા છે. તે વિભાગનું મુખ્ય ધોરણ વિસ્તાર છે, પરન્તુ કેટલેક સ્થાને ઐતિહાસિક અગત્ય ઉપર પણ ધ્યાન આપવામાં આવ્યું છે. દાખલા તરીકે ધ્રાંગધ્રાનો વિસ્તાર મોટો નથી, છતાં તે પ્રથમ વર્ગમાં મુકાયું છે. કચ્છ, જૂનાગઢ, ભાવનગર, જામનગર, એવાં મોટાં રાજ્યો ભલે રહે એમ કદાચ આપણે કહીએ તોપણ નાનાં નાનાં રાજ્યોનું શું એ પ્રશ્ન ઊભો થાય છે. રાજાઓ મોટા ભાગે રજપૂત, કોળી અને મરાઠા એટલા હિંદુમાંથી છે અને બીજા મુસલમાનો છે.

દેશી રાજ્યોની ઉત્પત્તિ કેમ થઈ? તેમની સ્થિતિ કેવી હતી? દેશી રાજ્યોની ઉત્પત્તિ તલવારથી જ થઈ છે. જે જીતે તે રાજા. રૈયત તદ્દન ઉદાસીન રહેતી. પરિણામે જાણ્યેઅજાણ્યે એવું સૂત્ર સ્વીકારાય એ સ્વાભાવિક છે કે 'રાજા તે રાજ્ય', હાલનું 'રૈયત તે રાજ્ય' એ લોકશાસનનું સૂત્ર અજાણ્યું હતું. છતાં રાજાની સત્તા તદ્દન અમર્યાદરૂપ હતી એમ કાંઈ નહોતું. પ્રજાના લડાયક વર્ગની મદદથી કાં તો તે ઘણીવાર રાજ્ય મેળવી શકતો અથવા પોતાને હસ્તક સાચવી રાખતો એટલે રાજ્યવ્યવસ્થામાં તેમનો પ્રભાવ રહેતો. રાજા અને પ્રજાની વચ્ચે તકરારો થાય ત્યારે સમાધાન કરવાની ત્રણ પદ્ધતિઓ હતી: એક તો બહારવટું; બીજી ઉચાળા ભરીને ચાલ્યા જવાની મહાજનની અને ખેડૂતોની પદ્ધતિ; અને ત્રીજી બખેડો, ફિસાદ અને રાજસત્તાનો ઉઘાડો અનાદર.

ઈ. સ. ૧૮૮૨માં કાઠિયાવાડમાં પહેલો પોલિટિકલ એજંટ નિમાયો, ત્યારથી ધીમે ધીમે દેશી રાજ્યો ઉપર અંગ્રેજોની અસર થવા માંડી. ઈ. સ. ૧૮૬૦માં રાજાઓની સત્તા મુકરર થઈ. ઈ. સ. ૧૮૭૫માં રાજકુમાર કોલેજ સ્થપાઈ.

બ્રિટિશ સરકારે આપેલી શાંતિ અને નિશ્ચિંતતા પછી કાઠિયાવાડનાં દેશી રાજ્યોની સ્થિતિ કેવી થતી ગઈ છે? અંગ્રેજી વહીવટની દેશી રાજ્યોના વહીવટ ઉપર ઘણી અસર થઈ છે અને વધારે થતી જાય છે. Personal Governmentને બદલે Impersonal Governmentનો સ્વીકાર– અલબત્ત ઘણો જ

# આપણાં દેશી રાજ્યો

આપણાં દેશી રાજ્યો એટલે ગુજરાતનાં દેશી રાજ્યો, સમસ્ત હિંદુસ્તાનનાં નહીં. ગુજરાતનું ક્ષેત્રફળ આશરે ૬૫,૦૦૦ ચોરસ માઈલનું છે; તેમાંથી ૫૫,૦૦૦ ચોરસ માઈલમાં દેશી રાજ્યો છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે તેમના વિશે વિચાર કરવાની કેટલી અગત્ય છે.

દેશી રાજ્યો સાથેનો મારો સંબંધ તટસ્થનો છે, તેમનામાં નિમગ્ન થયેલાનો નહીં.

દેશી રાજ્યો તરફ અંગ્રેજો કેવી રીતે જુએ છે અને આપણે પોતે કેવી રીતે જોવું જોઈએ? અંગ્રેજ અમલદારોનાં ભાષણોમાં તથા લેખોમાં બે દૃષ્ટિ પ્રધાન હોય છે: (૧) અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે દેશી રાજ્યોની સ્થિતિ કેવી હતી? (૨) દેશી રાજ્યો સુધારવામાં અંગ્રેજોએ કેટલો ભાગ લીધો? લીવૉર્નરે કાઠિયાવાડ વિશે ઇંગ્લંડમાં આપેલું ભાષણ અને તે પ્રસંગે પ્રમુખ તરીકે લૉર્ડ વિલિંગ્ડને કાઢેલું ગર્વવચન એ આ બાબતમાં ઉદાહરણ છે. ટૂંકામાં, 'અમે આવ્યા ત્યારે દેશી રાજ્યોમાં અંધેર અને ગેરવ્યવસ્થા હતાં, અને અમે તે દૂર કર્યાં.' એ અંગ્રેજોની દૃષ્ટિનું તાત્પર્ય છે. આપણી દૃષ્ટિ આથી જુદી જાતની હોવી જોઈએ. આપણા દેશની પ્રગતિમાં દેશી રાજ્યોએ શો ભાગ ભજવવો જોઈએ અને તે ભજવવા દેશી રાજ્યો તૈયાર અને લાયક છે કે કેમ એ આપણો મોટામાં મોટો પ્રશ્ન છે. આ સંબંધમાં આપણા સાક્ષરોએ શું રજૂ કરેલું છે તે આપણે પ્રથમ જોવું જોઈએ. એમનામાંથી કોઈએ આ પ્રશ્ન વિશે ઊંડામાં ઊંડો અને વિશાળમાં વિશાળ વિચાર કર્યો હોય તો તે ગોવર્ધનરામે કર્યો હતો. 'સરસ્વતીચંદ્ર'ની નવલકથામાં દેશી રાજ્યો વિશેની ચર્ચા ઘણું અગત્યનું સ્થાન રોકે છે. ગોવર્ધનરામે તેમની વ્યાપક પદ્ધતિ પ્રમાણે દેશી રાજ્યોના સંબંધમાં ચાર દૃષ્ટિઓનો નિર્દેશ જુદા જુદા પાત્રો દ્વારા કર્યો છે: (૧) એક તો 'દેશી રાજ્યો તદ્દન સડેલાં છે, તેમનો સમૂળો નાશ થશે તો જ આપણી રાષ્ટ્રીય ઉન્નતિ થશે.' એવી વીરરાવ ધમ્પાટેની દૃષ્ટિ; (૨) 'દેશી રાજ્યોને સત્તાહીન બનાવી બંગાળના જમીનદાર જેવા તેમને કરવા અને તેઓને નવી રાજ્યરચનામાં 'હાઉસ ઑફ લૉર્ડ્ઝ'નું સ્થાન આપવું.' એવી ચન્દ્રકાંતની

# એક સૂચન

આપણા પાટનગરમાં થોડા દિવસમાં સમાજસુધારક પરિષદ મળશે. 'સુધારા' ની ગતિ અનેક કારણોથી ધીમે ધીમે વેગવંતી થતી જાય છે. છતાં 'સુધારાવાળા' નો કાર્યક્રમ વિચારશીલ ગુજરાતીઓને ઊણો લાગ્યો છે—એ કાર્યક્રમમાં ફેરફાર થવો જોઈએ એવું લાગ્યું છે. બે કારણથી:

૧. 'સુધારા' ની ઉત્પત્તિ પછી અર્ધી સદી વીતી ગઈ છે. એ વખત દરમ્યાન એની ગતિ કેવી ચાલી છે. એનું સ્વરૂપ શરૂઆતમાં હતું તેવું ને તેવું જ રાખી શકાય એમ છે? ધર્મ—હિંદુ ધર્મ—ની દૃષ્ટિથી અને રાજકીય પ્રગતિના હિત ખાતર એ સ્વરૂપનું સમીક્ષણ (criticism) સખત રીતે થયેલું છે. મણિલાલ અને 'સુધારા' નો સંબંધ આપે બહુ સબળતાથી બતાવેલો છે. આ પચાસ વર્ષ દરમ્યાન એના કયા કયા પ્રશ્નો સત્વરે ઉકેલાતા જાય છે, કયા ક્યાનો ઉકેલ ગૂંચવાયો છે, કયા કયા ઉકેલાઈ ગયા છે, અને કયા કયા નવા પ્રશ્નો ઊઠ્યા છે, વગેરે વિચારવા જેવું નથી?

'સુધારાવાળા' તરફથી હાસ્યપાત્ર લેખાતી National and Shastraic Lines પર ચાલતી પ્રવૃત્તિ તરફ સમાજનું સબળતાથી લક્ષ દોરવું નથી ઘટતું? 'સુધારાવાળા' ને આપણા પ્રજાજીવનનાં કેટલાંક અંગ નિરર્થક લાગ્યાં હતાં તેમાં હવે આપણે spirituality અને સૌંદર્ય જોઈ શક્યા છીએ. કેટલાંક અંગો હાલ તૂટે એમ નથી છતાં કાળે કરીને તૂટવાં જોઈએ. પણ હાલ જ્યાં લગી તેઓ હયાત છે ત્યાં લગી તેમની દ્વારા સમાજની જે જે પ્રકારની ઉન્નતિ થઈ શકતી હોય તે શા માટે ન સાધવી? પાશ્ચાત્ય રાજ્યઘટના, ઉદ્યમ-વ્યવસ્થા અને કેળવણીના પ્રવેશ અને પ્રસારને લીધે આપણાં જીવન પર પાશ્ચાત્ય સંસ્કૃતિની અજબ અસર થતી જાય છે. આપણે ગમે તેટલા સંરક્ષક રહેવા માગીએ તોપણ રહી શકીએ એમ નથી. વળી એ અસરને લીધે નવા પ્રકારના પ્રશ્નો ઊઠ્યા છે: શહેરોના જીવનના વગેરે.

અર્થાત્ પચાસ વર્ષના અનુભવ પરથી શું લાગે છે?

૨. ઉપલા પેરેગ્રાફમાં આ વાત્ આવી ગઈ છે છતાં સ્પષ્ટતાથી લખું તો જગતની પ્રજાઓમાં આપણે આપણું સ્વતંત્ર સ્થાન લઈ શકીએ, આપણા

ધીમો સ્વીકાર થતો જાય છે. 'રાજાની મરજી એ કાયદો' એ સૂત્ર હવે પૂરેપૂરી રીતે ખરું રહ્યું નથી. મોટે ભાગે હવે ખાતાંઓથી કામ થાય છે. વસૂલાત માટે ઇજારદારોને બદલે અમલદારો દ્વારા કામ કરાય છે. પોતાદારીને બદલે રાજ્યની તિજોરી, બૅન્ક વગેરે હયાતીમાં આવ્યાં છે. દેશી રાજ્યોમાં લશ્કરનાં ખર્ચ ઘટયાં છે, પરંતુ જાહેર બાંધકામ, કેળવણી વગેરેનાં ખર્ચ વધ્યાં છે, કેટલાંક નાનાં રાજ્યોમાં ખર્ચના પ્રમાણમાં ઊપજ ઓછી હોવાથી રાજાઓ ઉદ્યોગ–વેપાર રાજ્ય મારફત કરે છે.

રાજ્યની ઊપજ એ ખાનગી ગૃહસ્થની ઊપજ હોય એવી રીતે હજી રાજાઓ વર્તે છે. રાજાઓના ખાનગી ખર્ચો વધતાં જાય છે. રૈયતની જરૂર તો ઊભી રહે પણ રાજાના શોખ અને મોજ ઊભા ન રહે. રાજ્યને માથે દેવું થાય તો થાય પણ રાજાના ખર્ચા થવાં જ જોઈએ.

હાલમાં રાજાઓના પ્રશ્નો એ છે કે દોલત અને ઊપજ કાયમ કેમ રહે, અને બ્રિટિશ સરકારની સાથે ક્ષોભ વિનાનો સંબંધ કેમ જળવાય? રૈયતનો પ્રશ્ન એ છે કે સારો વહીવટ કેમ થાય? લોકશાસન અને લોકોન્નતિના સિદ્ધાંતો હજી સ્વીકાર પામ્યા નથી, રાજ્યવહીવટમાં રૈયતને સામેલ કરવામાં આવી નથી.

દેશી રાજ્યો પાસેથી આપણે શી આશા રાખીએ છીએ? દેશી રાજ્યોને માટે આપણે શું કરવું જોઈએ? દેશી રાજ્યોના રાજાઓ જમાનાને અનુસરી પોતાની પ્રજામાં લોકશાસનનું તત્ત્વ વ્યાવહારિક રીતે ફેલાવે, પોતાના રાજ્યમાં લોકશાસનના સિદ્ધાંતો યથાશક્તિ અજમાવે, પોતે રાજ્યના ટ્રસ્ટીઓ છે એમ માને અને હિંદના સમસ્ત રાષ્ટ્રની પ્રગતિમાં પોતાના રાજ્યને ભાગ ભજવવાનો છે એમ સમજે; એ પહેલા પ્રશ્નનો ઉત્તર છે. બીજા પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે બ્રિટિશ હિંદની પ્રજાએ ઉપરના પ્રયત્નોમાં સદ્‌ભાવથી તથા પ્રસંગાનુસાર સહાયથી દેશી રાજ્યોની પ્રજા તરફ સહાનુભૂતિ બતાવવી જોઈએ. આવી જાતનો પરસ્પર સંબંધ બંધાશે અને સચવાશે ત્યારે જ બ્રિટિશ પ્રજાની પ્રવૃત્તિઓમાં દેશી રાજ્યની પ્રજા ભાગ લેતી થશે અને બન્નેનું અંતિમ સાધ્ય એક બનશે.

૨૨-૨-'૧૪

# ગુજરાતની રંગભૂમિ

**( એક ચર્ચાપત્ર )**

'વસંત'ના મેહરબાન તંત્રી સાહેબ,

સંવત ૧૯૭૨ ના માર્ગશીર્ષના અંકમાં સત્યેંદ્રરાવ દિવેટિયાનું ચર્ચાપત્ર છે તે સંબંધમાં મને જે સૂઝયું છે તે લખી મોકલું છું. આશા છે કે આપ તેને 'વસન્ત'માં સ્થાન આપશો.

આપણી રંગભૂમિના દોષો જે પ્રકારે સત્યેંદ્રરાવે બતાવ્યા છે તે પ્રકાર ગુજરાતના ક્રમિક પત્રોની સૃષ્ટિમાં બહુ જૂનો અને જાણીતો છે. જિંદગીમાં એકવાર કોઈ વિદ્વાન અમુક કારણોસર એકાદ નાટક જોવા જાય અને આપણી રંગભૂમિની પ્રચલિત સ્થિતિમાં સ્વાભાવિક રીતે અસંતોષ પામે એટલે આખી રંગભૂમિની ઝાટકણી કાઢે, તેનામાં કાંઈ જ પ્રશંસાપાત્ર તત્ત્વ નથી એવો ડિંડિમ-નાદ કરે અને પછી જે નિદ્રામાંથી જાગી આ બધી પ્રવૃત્તિ કરી હતી તે જ નિદ્રાનો આશ્રય લે છે.

આપણી રંગભૂમિ નિર્દોષ છે એમ મારું માનવું કે કહેવું નથી. પણ તેને સંસ્કારી કરવાના માર્ગ સત્યેંદ્રરાવે સૂચવ્યા તેથી નિરાળા મને લાગે છે.

પ્રથમ તો આપણી રંગભૂમિ કોને માટે છે? કોના આશ્રય અને પોષણથી ચાલે છે? વિદ્વાનોના, સાક્ષરોના, લેખકોના, કવિઓના? બિલકુલ નહીં. અસંસ્કારી ધનાઢ્યો, અર્ધસંસ્કારી કેળવાયેલાઓ અને મહેનતુ અથવા કુત્સિતસંસ્કારી શૂદ્ર વર્ગને લીધે ગુજરાતમાં રંગભૂમિ છે. જ્યાં લગી એ વર્ગ સંસ્કારી નથી થયો અથવા વિદ્વાનોના આશ્રયથી નભતી અલાયદી રંગભૂમિ થાય નહીં. ત્યાં સુધી જે આદર્શ આપણે કલ્પીએ છીએ તે સાક્ષાત્કાર કરી શકવાના નથી. કેળવણીની વૃદ્ધિ અને વિશેષ પ્રસારણ વિના વર્તમાન રંગભૂમિના દૃષ્ટાંઓ સંસ્કારી થવાના નથી. વિદ્વાનો ધનાઢ્ય થાય અથવા ધનાઢ્યો વિદ્વાન થાય તો જ રંગભૂમિના સંસ્કાર ઊંચા થાય.

આપણી રંગભૂમિ ઉપર ખેલ કરનાર વર્ગનો મોટો ભાગ પૂર્વે ભવાઈ કરનારી નાતોનો બનેલો છે. અભણ, અલ્પશિક્ષિત, અર્ધસંસ્કારી નટો હોય છે

પૂર્વજોની સંસ્કૃતિનો લાભ આપણે લઈ શકીએ અને બીજાને આપી શકીએ એવા આપણને બનાવવા આપણો સંસાર હાલ છે તેવો રહી શકે એમ નથી માટે ફેરવાવો જોઈએ. 'સુધારાવાળાઓ' એ સુધારાનો પાયો નીતિશાસ્ત્ર પર રચ્યો હતો. પણ હવે એ ઉપરાંત અર્થશાસ્ત્ર, રાજ્યનીતિ, ઇતિહાસ આદિને ઉમેરવાં જોઈએ.

સુધારાવાળાઓએ એમની શુદ્ધબુદ્ધિથી એક કાર્યક્રમ ઘડ્યો અને તે અમલમાં મૂકવા યથાશક્તિ તેઓ મહેનત કર્યે જાય છે. સંરક્ષકોએ એ કાર્યક્રમનું સખત સમીક્ષણ કર્યું છે. મદ્રાસમાં એક વેળા મિસિસ બેસંટ અને પ્રો. રંગાચાર્યે સંરક્ષકોની પરિષદ ભરવાનો પ્રયત્ન કર્યો હતો પણ તે ચાલ્યો નહિ. હમણાં બે વર્ષ થયાં એ જ પ્રાંતમાં પંડિતોની પરિષદ ભરાય છે. આ બે પ્રયત્નો સિવાય સંરક્ષકો તરફથી કાંઈ વ્યવહારુ થયું નથી એમ કહી શકાય.

આ સર્વ લખવાનો હેતુ એટલો જ છે કે આપને સગવડ હોય તો વસંતના એક અંકમાં સમાજસુધારણા વિશે લેખો પ્રકટ કરવા તંત્રીને વિનંતિ કરવી. આપ, ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, પ્રો. ઠાકોર, રા. રા. નાનાલાલ કવિ, રા. રા. ચંદ્રશંકર જેવાના લેખ ઉપરાંત રા. બા. રમણભાઈ, રા. રા. નરસિંહરાવ, સૌ. વિદ્યાગૌરી કુમારી ઊર્મિલા, રા. રા. હરગોવિંદદાસ, રા. રા. નંદનાથ કે. દીક્ષિત, રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. રા. અમૃતલાલ સુંદરજી પઢિયાર વગેરેના.

આ ઉપરાંત ગુજરાતમાં જેટલી નાતોની પરિષદ મળતી હોય તેના રિપોર્ટ પરથી તેમ જ જેટલાં નાતોનાં ચોપાનિયાં નીકળતાં હોય તે પરથી ઉપયોગી જાણવા જેવી હકીકત તારવી આપી શકાય. Census Reports નો સાર આપો. ૫૦, ૬૦ વર્ષથી પારસીઓએ ગાળવા માંડેલી પાશ્ચાત્ય જિંદગીના લાભાલાભ; રાજાઓ, ધર્મગુરુઓ અને શેઠિયાઓના જીવનમાં કેળવણી; જમાનો અને યુરોપીયનના સહવાસને લીધે 'સુધારા' ની ભાવના કેટલી પ્રવેશ પામી છે—ન પામી હોય તો કેવી રીતે પ્રવેશ અપાવવો અને એ ભાવના કેવી રીતે વ્યવહારુ રૂપ લે છે અથવા લેવું જોઈએ. ડૉ. શિવનાથ રામનાથ ભાવનગરવાળા મદ્રાસ ઈલાકાની પંડિત પરિષદમાં બે વખત જઈ આવ્યા છે તો તેઓ એ હિલચાલ વિશે લખી શકશે. સેવાસદન, વનિતાવિશ્રામની ભાવનાઓ અને આટલાં વર્ષમાં નીપજેલાં પરિણામ. સાચાંકામને લઈને થતાં કામોમાં અમુક વર્ણના લોકોમાં થયેલી દ્રવ્યપ્રાપ્તિની વૃદ્ધિ, તેનો સદુપયોગ, એ લોકોની ઉન્નતિ અર્થે કેવા પ્રયાસ થઈ શકે. આપને પ્રિય ગામના જીવનના પ્રશ્નો પણ આમાં આવે.—જોઈએ તેવા આ પત્ર સ્પષ્ટ કે માર્ગદર્શક નથી છતાં કહેવાનો હેતુ સમજી શકશો.

૧૯-૩-'૧૩

ધંધામાં પ્રાપ્ત થયેલી સિદ્ધિ(સાફલ્ય)ને લીધે હોય છે. જે સાધનોથી એ સાફલ્ય મળ્યું હોય તેમનો સમૂળો ત્યાગ કરી તદ્દન અપરિચિત અને સફળતા આણવામાં જેમનું મૂલ્ય અનિશ્ચિત એવાં સાધનોનો સ્વીકાર એમનાથી એક ઘૂંટડે થવો અશક્ય છે. સૂચિત સાધનો સિદ્ધિદાયક છે એવી ખાતરી થતાં કોઈની પણ સલાહની રાહ જોયા વિના તેઓ તેમનો અખત્યાર કરશે.

ગુજરાતનું દુર્દૈવ અને સૌભાગ્ય કહો તો સૌભાગ્ય કે આપણાં સંસારના નેતા પારસીઓ છે, હિન્દુઓ નથી. પારસીઓ જે ચીલો પાડે તે ચીલે ગુજરાતી હિન્દુઓ અને મુસલમાનો વિચરે છે. પારસીઓમાં સાચી ઊંડી સંસ્કારિતા નથી. દેશત્યાગની સાથે સંસ્કારિતા અને તેને પોષનાર પ્રવાહોનો પણ એમણે ત્યાગ કર્યો છે. જે જીવંત સંસ્કારિતા (Culture) હિન્દુ, મુસલમાન કે અંગ્રેજોના જીવનને રસી રહી છે તેવું એમને નથી. પોતાનું જ્યાં કાંઈ જ રહ્યું નથી ત્યાં પારકાનું ઉછીનું લેવું પડે છે. આવે પ્રસંગે જેની પ્રતિષ્ઠા ઊંચી હોય તેને ત્યાંથી ઊછીનું લેવાય. અંગ્રેજોને લીધે પારસીઓનો ઉદય છે અને અંગ્રેજોની પ્રતિષ્ઠા આજે ઊંચી છે, એટલે એમણે અંગ્રેજી સંસ્કારિતા ઉછીની લેવા માંડી. પણ ઘણાં શતકો લગી હિન્દુઓમાં રહેવાથી પૂર્વે ઉછીની લીધેલી હિન્દુ સંસ્કારિતાનો પટ એમના જીવન ઉપર હતો તેમ તેઓ ગુજરાતમાં હિન્દુઓ અને મુસલમાનો જેવા જ પ્રજાના અંગ હોય તેમ સંબંધમાં વસે છે, એટલે એમની નવી સંસ્કારિતા નરી અંગ્રેજી થઈ નથી પરંતુ મિશ્રણરૂપે છે. આ જમાનામાં હિન્દુઓની સંસ્કારિતા જે નવચેતન પામતી જાય છે તેનો પ્રભાવ પારસીઓમાં રસળતી રહેલી હિન્દુ સંસ્કારિતા પર પડવો જોઈએ તેવો પડ્યો નથી. એક તરફ આ સ્થિતિ તો બીજી તરફ એમને ત્યાં પણ આવી પ્રવૃત્તિઓ શરૂ કરનારાઓ ઊંચા સંસ્કારથી વિહીન હતા. જે ચેતનથી પ્રજાઓ સંચલિત થાય છે તે ચેતન એમનામાં નહોતું. રાજ્યસત્તા, ધર્મ, ભાષા, સાહિત્ય, સંસ્કારિતા, ઇતિહાસ, દંતકથા વગેરે જે જે વીર્યશાલી પુણ્ય સામગ્રીઓ એમણે દેશત્યાગની સાથે ખોઈ હતી. હિન્દુસ્તાનમાં આટલાં બધાં વર્ષોથી વસ્યાં છતાં ઈરાન એમને પોતાનો દેશ લાગતો અને અહીં દેશનિકાલ હોય એવું આછું આછું અનુભવાતું. પણ ઈરાનથી ઉદ્દીપ્ત થતી સર્વે ભાવનાઓ ભૂતકાળમાં દૂર દૂર ઝાંખી ઝાંખી લાગતી અને હિન્દુસ્તાનમાં પરદેશી જેવા થવાથી ત્યાંની ભાવનાઓ એમને સ્પર્શતી જ નહોતી. જ્યાં આખી કોમની આવી સ્થિતિ ત્યાં તે કોમના જે પુરુષો ઊંચા સંસ્કારિતાથી વિહીન હોય તેમની પાસેથી આદર્શનીય વસ્તુસ્થિતિની અપેક્ષા રાખવી મિથ્યા છે. એમણે સાહસ ખેડી જે જે શરૂઆત કરી તે માટે આપણે તેમના

એટલું જ નહીં પણ માલિકો અને વ્યવસ્થાપકોયે એવા જ હોય છે. સ્વાભાવિક રીતે આવા વર્ગ સાથે સંસ્કારી ઊંચી જ્ઞાતિના કોઈ માણસો રંગભૂમિ પર ન ઊતરે એ સ્પષ્ટ છે. એવા પુરુષો અલાયદી રંગભૂમિ ઉત્પન્ન કરે અથવા હાલના નટોને કેળવવાની વ્યવસ્થા થાય તો આ સ્થિતિ સુધરે. નાટક ભજવવાનું શીખવવાની નિશાળ સરકાર, કોઈ દેશીરાજ્ય, કોઈ મ્યુનિસિપાલિટી, કોઈ દેશભક્ત પરોપકારી ધનાઢ્ય ગૃહસ્થ, કે કોઈ નાટક કંપની સ્થાપે તો આશીર્વાદરૂપ થઈ પડે, પરંતુ શરૂઆતમાં સારા શિક્ષકો અને ઉમંગી વિદ્યાર્થીઓનો વાંધો પડવાનો. જે જે ધંધાઓમાં નાનપણથી દાખલ થઈ શકાય છે અને ત્યાં ને ત્યાં તાલીમ મેળવતાં ઊંચી પાયરીએ ચઢાય છે તે તે ધંધાઓના શિક્ષણ માટે જોઈએ તેવું આકર્ષણ થતું નથી. નાટક કંપનીમાં નોકર રહ્યા પછી આવી નિશાળોમાં ભણવાનું કંપનીના માલિકોની પરવાનગી, મરજી કે ઉત્તેજન વગર થઈ ન શકે. અલબત્ત આ બધા વાંધા કાળક્રમે વિનાશ પામવાના.

ભવાયાઓ રંગભૂમિ પર આવવાથી નટનું કામ આપણે ત્યાં આદર પામ્યું નથી. સારા માણસો એથી લોકપ્રતિષ્ઠા પામતા નથી. એથી એમેચ્યોર ખેલ કરવા પ્રતિ પણ ગુજરાતમાં ઉત્સાહ નથી—બલ્કે પ્રેરણા નથી. એટલે એવી રીતે જે લાભ થવા જોઈએ તે થતા નથી.

ગુજરાતનું એક કમનસીબ છે કે એ વેપારીઓનો દેશ છે, વિદ્વાનોનો નથી. બીજા પ્રાંતોમાં બ્રાહ્મણોનાં જે સન્માન, પ્રતાપ, ગૌરવ, પ્રતિષ્ઠા છે તે આપણે ત્યાં નથી. જે આગેવાની એમના હાથમાં હોવી જોઈએ તે વેપારીઓના હાથમાં છે. સરસ્વતી કરતાં લક્ષ્મીનું રાજ્ય ગુજરાતમાં વધારે ચાલે છે. દેશોદય સાધનારી જે જે પ્રવૃત્તિઓ વાસ્તવિક આદર્શરૂપ બ્રાહ્મણોના હાથમાં હોવી જોઈએ તે તે સર્વે ધનના અને ધન મેળવવામાં પ્રાપ્ત થયેલા અનુભવના બળે વેપારીઓના હાથમાં છે. (બ્રાહ્મણ અને વેપારીઓથી કોઈ જ્ઞાતિ ઉદ્દિષ્ટ નથી. માત્ર એવા સંસ્કારવાળો વ્યક્તિસમૂહ ઉદ્દિષ્ટ છે.) આપણાં વર્તમાનપત્રોની દશા પણ આપણી રંગભૂમિની દશાથી કોઈ રીતે ચડિયાતી છે? આ જમાનામાં જે સંસ્થાઓ દ્વારા રાષ્ટ્રનું ચેતન આપણામાં પ્રજ્વલિત થવું જોઈએ તે સંસ્થાઓ 'બ્રાહ્મણો' જેવા નિષ્કામ, એકનિષ્ઠ, સેવા-પરાયણ, પ્રખર બુદ્ધિમાન, ક્રાન્તદર્શી, જગતની માયાથી અનાવિષ્ટ અગ્રણીઓથી ચાલતી ન હોય ત્યારે પરિણામ શોચનીય જ હોય ને?

આ પ્રસ્તાવથી સમજાશે કે નાટકકંપનીના માલિકો, જે ભાવનાથી ખરેખર વિદ્વાનો પ્રજ્વલિત હોય છે તેથી મુક્ત હોય છે. તેમની યોગ

આપણી રંગભૂમિ પર સફળ થવાનો સંભવ બહુ જ ઓછો છે. બિલકુલ નથી કહીએ તો પણ ચાલે. હવે એમાં પણ ક્રમે ક્રમે જે ફેરફારો પછી સારા કે નરસા થતા જાય છે તેમની નોંધ લઈ એ વસ્તુઓ વધારે સારી શી રીતે થઈ શકે તે સૂચવવું જોઈએ. મુંબઈની ગુજરાતી નાટક કંપનીનાં એક નટે પ્રખ્યાત salome નૃત્ય 'પ્રતાપલક્ષ્મી'માં કરવા જે પ્રયત્ન કર્યો હતો તે કેટલાક અનિવાર્ય કારણોથી જોઈએ તેવો સફળ થયો નહોતો છતાં એ પ્રયત્ન કરનારી શક્તિની નિર્ભર્ત્સના કરતાં કદર થવી જોઈએ. કેટલી બધી વિવિધતાવાળા નાચ આપણી રંગભૂમિ પર થાય છે? તેમનો સંગ્રહ થાય તો એક જોવા જેવું પુસ્તક રચાય.

ત્રીજું, નાટક લખનારાઓમાં પણ હવે ધીમે ધીમે સંસ્કારી વર્ગ સામેલ થતો જાય છે. ધીમે ધીમે એમણે જે નાના ફેરફારો કરવા માંડયા છે તેની પણ નોંધ લેવી ઘટે છે. આપણે ત્યાં નાટક કંપનીની રચના એવી હોય છે કે કંપનીના સારા નરસા ઍક્ટરોની સંખ્યા અને અભિનયવિશારદતાના પ્રમાણમાં નાટક લખવાનું હોય છે; વસ્તુ જેવો વિકાસ માંગે કે સ્વીકારે તે પ્રમાણમાં નહીં. આવી સ્થિતિમાં સારા સારા લેખકોનું કાર્યક્ષેત્ર કુંઠિત થવાનો બહુ સંભવ રહે છે. છતાં આગ્રહ રાખી કેટલીક અનિષ્ટ બાબતો કળાથી અને વિવેકી સમજાવટથી ધીમે ધીમે દૂર કરાવવા તેઓ પ્રયત્ન કરે તો થઈ શકે.

વિદ્વાનો રંગભૂમિને યોગ્ય નાટકો લખતા નથી. વસ્તુતઃ નાટકનું સાહિત્ય જ ગુજરાતમાં ઘણું અલ્પ છે. લલિતાદુઃખદર્શક, (અશ્રુમતી), કાન્તા, અમરસત્ર, જયા અને જયન્ત, રાઈનો પર્વત[1] – ખલાસ થઈ યાદી સારાં ગુજરાતી નાટકોની. જે કદાચ તેઓ લખે છે તે રંગભૂમિ પર ભજવી શકાતાં નથી. પણ જો તેઓ થોડાં વર્ષ હાલમાં ભજવાતાં નાટકોનું નિરીક્ષણ કરે; તેનાં આવશ્યક અંગોનો પરિચય લે અને અનિષ્ટ અંશો ખૂણેખાંચરેથી શોધી તેમનો રફતે રફતે નાશ કરવાની કળા સંપાદન કરે તો રંગભૂમિને યોગ્ય નાટકો લખવામાં તેઓ સફળ થાય. આ ઉપરાંત ભજવાતાં નાટકોમાં બને ત્યાં ત્યાં થોડા થોડા ફેરફારો સૂચવી તેમને અમલમાં મૂકાવી કંપનીને દ્રવ્ય સંબંધી ધક્કો ન લાગે એવી રીતે નાટકોનું વિશોધન કરાય તોપણ ઓછો લાભ નથી. ખરી રીતે આમ કરવાથી રંગભૂમિની ખરેખરી જરૂરિયાત સમજાશે અને તે ઉચિત રીતે પૂરી પાડવાની કેળવણી મળશે. પણ આ કાર્ય મુંબઈમાં થવું જેટલું સહેલું અને શક્ય છે તેટલું બીજે નથી. ગુજરાતની બધી સારી કંપનીઓ અહીં આવવાની; મરાઠી,

---

૧. આમાં મણિશંકર રત્નજીનાં બે અપ્રસિદ્ધ નાટક ઉમેરો : રોમનું આત્મશાસન; ગુરુગોવિંદસિંહ. નાનાલાલે એક વેળા મીરાંબાઈ, પંચાસરનો ઘેરો, પાટણની સ્થાપના વગેરે નાં વસ્તુ ગોઠવ્યાં હતાં. લલિતે સીતાવનવાસ અને ગુણસુંદરી નામના નાટકો લખેલાં છે.

ઋણી છીએ. પણ એમના સંસ્કારની હીનતામાં જે રંગભૂમિને એમણે જન્મ આપ્યો તે રંગભૂમિ પ્રસવ અને બાલ્યકાળની અસરોવાળી હજુ રહે એમાં નવાઈ શી ? મિશ્ર રાગરાગીણી વૃથા પ્રાસાનુપ્રાસ વગેરે માટે જે કડવી ફરિયાદ આપના ચર્ચાપત્રી કરે છે તે એ જમાનાની અસર છે તેમ વર્તમાનમાં પણ પારસી અને મુસલમાન કંપનીઓ એ વસ્તુઓ વાપરતી હોવાથી તેમનો તદ્દન ત્યાગ આપણી રંગભૂમિને માટે અશક્ય છે.

પણ પ્રચલિત હીન સ્થિતિ સુધરે શી રીતે ? પ્રથમ તો આપણા વિદ્વાનોએ પોતાનું દૃષ્ટિબિન્દુ ફેરવવું જોઈએ. પોતાના ઘરમાં બેસી રહી, પોતાની મનઃકલ્પિત ભાવનાઓ પ્રમાણે રંગભૂમિની જે ટીકાઓ આજથી પચીસ ત્રીસ વર્ષ પર તેઓ કરતા તેવી ને તેવી જ ટીકા આજે પણ કર્યા કરવી એ એમને માટે મુનાસિબ નથી, એમની વિદ્વત્તાને અને એમના દેશને લાંછન લગાડનારું છે. આટલાં વર્ષો દરમ્યાન આપણી રંગભૂમિએ કોઈ પણ આદરણીય દિશામાં સહેજ પણ પ્રગતિ કરી નથી એવું માન્યા કરવું એ આપણા દેશભાઈઓની શક્તિઓની વાજબી કદર કરતાં અચકાવા જેવું છે. અથવા તેમનામાં કોઈપણ શુભ ઉન્નતગામી પવિત્ર શક્તિ નથી એવું કહેવા જેવું છે.

માટે જે જે યોગ્ય અને સારા ફેરફારો થયા હોય તેની સહર્ષ પ્રશંસા કરવી એ કર્તવ્ય છે. એ ફેરફારોની નોંધ લેતાં આપણાં લોકોમાં કેવી શક્તિઓ છે અને કયા વાતાવરણમાં તે પ્રફુલ્લ થાય છે તેનો અનુભવ થશે અને ભવિષ્યમાં આપણા આદર્શ પ્રમાણેની સ્થિતિ લાવવા કઈ રીતે કામ કરવું તે સૂઝશે.

બીજું, રંગભૂમિનો દેહ ઘડાઈ ગયો છે તે એકદમ ફરે એમ નથી. દાખલા તરીકે આપણી રંગભૂમિ પર સીનેરીને જેટલું પ્રાધાન્ય આપવામાં આવે છે એટલું હિંદુસ્તાનના બીજા કોઈ પણ પ્રાંતની રંગભૂમિ પર આપવામાં આવતું નથી. એથી ઘણીવાર અભિનય, સંગીત, નાટકનું વસ્તુ વગેરે ગૌણતા પામે છે છતાં સીનેરી તદ્દન ઓછી કરવાનું હવે બને એમ નથી. વર્તમાન રંગભૂમિ પર જે જાતજાતની સીનેરી યોજવામાં આવે છે તે ગુજરાતીઓ તૈયાર કરતા હોય તો એમની એ દિશામાં કામ કરતી શક્તિઓ માટે આપણે મગરૂબ થવું ઘટે છે અને હજુ એ જ દિશામાં એ શક્તિઓ કેવી રીતે કામ કરી ગુજરાતનું ગૌરવ વધારે તેનું સૂચન વિદ્વાનોએ કરવું જોઈએ. સંગીત, નાચ, ફારસ પણ ગુજરાતી રંગભૂમિ પર આવશ્યક થઈ ગયાં છે. માત્ર ગદ્યાત્મક નાટક અત્

નરસિંહરાવ ભોળાનાથ પાસેથી 'અભિનયકળા' પર વિસ્તૃત નિબંધ મેળવવામાં આવ્યો હતો. અફસોસની વાત છે કે તે હજુ અપ્રસિદ્ધ રહ્યો છે. બીજી અને પાંચમી પરિષદ વખતે મુંબઈની ગુજરાતી નાટક કંપનીના કવિ, અજબસુન્દરી, કૃષ્ણચરિત્ર, દેવકન્યા વગેરેના કર્તા મૂળશંકર હરિનંદ પાસે લેખ લખાવવા કરેલા પ્રયત્નો એમના વ્યવસાય અને ઉપાધિઓને લીધે ફાવ્યા નહોતા. પાંચમી પરિષદ પ્રસંગે વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય પાસે મુંબઈની રંગભૂમિનો અનુભવ, નૃસિંહદાસ વિભાકર પાસે વર્તમાન રંગભૂમિની સ્થિતિ અને રમણિકલાલ અમૃતરાય મહેતા પાસે ગુજરાતી નટો (ઍક્ટરો) વિશે લેખો લખાવવા મહેનત કરી હતી પણ તેમાંય સફળતા મળી નહોતી. આવા વિષયોની વિદ્વત્તાભરી ચર્ચા કરી શકે એવા લેખકોની સંખ્યા અતિશય જૂજ છે. નાટક કંપનીનાં માલિકો, વ્યવસ્થાપકો, કવિઓ, નટો વિદ્યાના ઓછા સંસ્કારવાળા હોવાથી પરિષદને યોગ્ય ચર્ચા કરવા અસમર્થ હોય છે; ઘણીવાર અનિચ્છુ પણ હોય છે. પોતાનો ધંધો સારો ચલાવી જાણે તે માણસો તેનું નિરૂપણ પણ કરી શકે એ વિદ્યાના ગાઢ સેવન વિના અશક્ય છે.

જ્યાં પરિષદમાં ચર્ચા કરવાનાં ફાંફાં છે ત્યાં જુદું નાટ્યસંમેલન કરવાની વાત જ શી?

પરિષદના કાર્યવાહકોને એ અભિલાષ ક્યારનોય થતો હતો પણ હાલ શક્ય ન હોવાથી મુલતવી રાખ્યો છે.

આપણે ગુજરાતીઓ આળા બહુ છીએ. ટીકા આપણાથી ખમાતી નથી. શુભ ટીકા પણ આપણને કડવી લાગે છે. મતભેદમાંથી દ્વેષ, વેર જન્મે છે. છે. નરસિંહરાવ, રા. બ. કમળાશંકર, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા વગેરેના વાદવિવાદને અંગે થયેલી અનિષ્ટ કડવાશથી કયો સુજ્ઞ ગુજરાતી ખિન્ન નથી થતો? જ્યારે વિદ્વાનોમાં આવું થાય છે ત્યારે પોતાના ધંધામાં સફળ થયેલા કમ વિદ્યા અને કમ સંસ્કારવાળા નાટકવાળાઓ જેમનાં લખાણો નાટકવાળાઓને માટે દ્રવ્યોત્પાદક નીવડતાં નથી અને જેઓ નાટકવાળાઓથી ભિન્ન સૃષ્ટિમાં વસતા હોય એવા વિદ્વાનોની વાજબી ટીકા પણ શી રીતે સહન કરશે? ટીકા ન થવી જોઈએ એવો અર્થ નથી. પણ હાલ છે તેથી વધારે વૈમનસ્ય ઊપજાવવા પરિષદ સાધનભૂત ન થવી જોઈએ.

કમિટી નીમવા માટે જે સૂચના સત્યેંદ્રરાવે કરી છે તે નકામી છે. એનું કાંઈ ફળ નથી. એવા વિદ્વાનો ક્યાં છે? છે તો તેમને અવકાશ છે? અવકાશ હોય

ઊર્દૂ, અંગ્રેજી. ખેલો સાથે સરખામણી કરવાની તક મળવાની; પણ એ કાર્ય માટે વિદ્વત્તા, અવકાશ, દ્રવ્ય, સ્વતંત્રતા અને દેશપ્રેમથી કોઈ સંપન્ન ન હોય ત્યાં લગી સંપૂર્ણ રીતે ઇષ્ટસિદ્ધિ અશક્ય છે.

આપણે ત્યાં એક એવો ભ્રમ છે કે માત્ર સર્વોત્કૃષ્ટની જ કદર કરવી ! હીનતમ અને ઉત્કૃષ્ટતમની વચ્ચે ગમે તેટલા અંશની યોગ્યતા હોય પણ તેની કદર કરવી જ નહીં ! કાલિદાસ, ભવભૂતિ કે શેક્સ્પિયર કે ઇબ્સન આપણે ત્યાં જન્મતા નથી એટલે જેટલા નાટકો લખે છે તેમનામાં પ્રશંસાપાત્ર કોઈ ગુણ જ નથી ! આ વૃત્તિ બદલાવી જોઈએ. દોષની જેમ નિન્દા કરીએ છીએ તેમ ગુણની પ્રશંસા કરવી એ પણ નીતિ છે.

આપણે બહુ પરગજુ છીએ; અધ્યાત્મજીવનમાં બહુ પ્રગતિ કરી હોય એવા છીએ. મમત્વ રાખવું એ પાપરૂપ છે. પારકી વસ્તુ અનુભવ કે સંપૂર્ણ પરિચય વિના પ્રશંસાપાત્ર લેખવી એ જ ખરેખરું પુણ્ય છે. ગુજરાતી લિપિ કે ગુજરાતી ભાષાનો જેટલો શક્ય વિકાસ હોય તે કરવા કરતાં નાગરી લિપિ અને હિંદી-ભાષાનો પ્રસાર કરવા આપણે તત્પર થઈએ છીએ. બંગાળી, મરાઠી, કે હિંદી સાહિત્ય કે સાહિત્યપ્રવૃત્તિનો સર્વાંગ પરિચય મેળવ્યા વિના ગુજરાતી સાહિત્ય કે સાહિત્ય પ્રવૃત્તિને આપણે ઊતારી પાડીએ છીએ અને પારકી વસ્તુઓની ખૂબ વાહ વાહ ગાઈએ છીએ. અલબત્ત કહેવાની જરૂર નથી કે આપણી વસ્તુઓનો પણ સર્વાંગ પરિચય મેળવવા ઉત્સુક નથી. તો પછી વ્યવસાય તો કરીએ જ શાના ? આ સ્થિતિમાંથી મુક્ત થઈ પ્રશંસનીય આપણે ત્યાં પણ જે જે કાંઈ હોય તેની કદર કરીએ તો એ પણ દેશોન્નતિનું પગથિયું છે. આવી રીતે આપણો દૃષ્ટિકોણ ફરશે ત્યારે આપણાં નાટકો, તેના લેખકો, તેનો અભિનય કરનારાઓ વગેરેમાં જે ઓછાવત્તા ગુણો હશે તેનું ભાન થશે; ગુજરાતીઓની શક્તિનું માપ જણાશે અને પરિણામ સારું હશે તો અભિમાન જાગશે અને વધારે મોટા વિજયો મેળવવા પ્રવૃત્તિ થશે. પરિણામ અસંતોષકારક નીવડશે તો ખામીઓ દૂર કરી આવશ્યક ગુણો ખીલવવા પ્રવૃત્તિ થશે.

*

સાહિત્ય પરિષદને આ સંબંધમાં કેટલાંક કર્તવ્યનો બોધ સત્યેંદ્રરાવે કર્યો છે, એટલે થોડીક માહિતી આપવાનું પ્રાપ્ત થાય છે. સાહિત્ય પરિષદના પ્રારંભથી જ આપણી રંગભૂમિ પરત્વે અમે લક્ષ આપ્યું છે. પહેલી પરિષદમાં કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટિયા પાસે એક નિબંધ લખાવ્યો હતો. બીજી પરિષદ

મધુસૂદન દત્તના કૃષ્ણાકુમારી નાટકનો તરજૂમો થોડો છાપ્યો હતો. આપણાં ક્રમિક પત્રો ચાલુ વાર્તાઓ આપે છે તેમ ચાલુ નાટકો આપવાં શરૂ કરે તેમ જ ગુ. વ. સોસાયટી, ફાર્બસ ગુજરાતી સભા; ગાયકવાડી કેળવણીખાતું, સસ્તુ સાહિત્ય વર્ધક ખાતું, સાહિત્ય પરિષદ ભંડોળ ફંડ વગેરે સંસ્થાઓ નાટકો લખાવે તેમ રંગભૂમિ સંબંધી એ સંસ્થાઓ ગ્રંથો લખાવે અને આપણાં માસિકો અવારનવાર એ જ સંબંધી ખાસ અંકો પ્રગટ કરે તો લાભ થશે. પરંતુ 'The harvest is great but the labourers are few.'

મુંબઈ તા. ૧૯-૩-૧૬.



તો દ્રવ્ય સુખ સગવડ વગેરેનો ભોગ આપવો પડે તો તે આપવા તૈયાર છે ? અને ધારો કે કમિટી થાય અને ઈપ્સિત વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરે તોપણુ રંગભૂમિને અંગે રહેલી આર્થિક સ્થિતિ ફેરવવાની અનુકૂળતા કે શાસનશક્તિ પરિષદ પાસે છે ? માત્ર લોકોની રુચિ સંસ્કારી કરવાનું વિદ્વાનો ધારે તો કરી શકે.

નાટકો રચાવ્યાં રચાતાં નથી. વર્તમાન રંગભૂમિથી અનભિજ્ઞ વિદ્વાનોનાં નાટકો રંગભૂમિને માટે અનુચિત નીવડે છે. પ્રચલિત સ્થિતિને વળગી તેને ઊંચે ચડાવવામાં ખરી વિદ્વત્તાપ્રતિભા છે પણ તે ક્યાં છે ?

અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી, મરાઠી વગેરેમાંથી સારાં ભાષાંતરો કરાવી શકાય અને લોકરુચિને સંસ્કારી શકાય. મોલીઅરના Mock Doctorના સફળ ભાષાંતર સિવાય એક પાશ્ચાત્ય નાટકનું એવું ભાષાંતર ગુજરાતીમાં થયું નથી. ભાવનગરના નરેશની કૃપાથી ત્યાંની શામળદાસ કૉલેજના નીતિશાસ્ત્ર અને તર્કશાસ્ત્રના પ્રોફેસર નરભેશંકર પ્રાણજીવન દવેએ સેકસ્પિયરનાં ચારપાંચ નાટકના તરજૂમા કર્યા છે. એમણે લોકપ્રિય તરજૂમા કરવા કરતાં ઉપોદ્‌ઘાત લખવા પર વધારે શ્રમ લીધો છે. તેમ જ તરજૂમો અક્ષરશઃ કરવાથી ભાષા અરુચિકર નીવડી છે એટલે એમના તરજૂમા જે લોકાદર પામવા જોઈએ તે પામ્યા નથી. રાજ્ય નાટકો મફત છપાવી આપતું હતું છતાં એમણે એમાંથી વિપુલ દ્રવ્યોપાર્જન થાય તેમ દરેક નાટકની કિંમત ઘણી વધારે રાખી હતી. છતાં ગમે તેમ એથી ગુજરાતી સાહિત્યમાં એક નવો રસ આવતો હતો. પરંતુ સાંભળવા પ્રમાણે ભાવનગરના પ્રેસના મેનેજર અને એમને અણરાગ જેવું થવાથી એ ગ્રંથમાળા પ્રકટ થવી બંધ થઈ છે તે જાણી ગુજરાતી સાહિત્યના ઉપાસકોને ખેદ થશે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ‘હેમ્લેટ’ નો તરજૂમો કરાવવા વિચાર થયો હતો પણ તે મોકુફ રહ્યો લાગે છે. કાઠિયાવાડના એક ગ્રેજ્યુએટે એ નાટકનો તરજૂમો કર્યાનું સાંભળ્યું છે.

સંસ્કૃત સારાં નાટકોનાં ઉજ્જ્વલ ભાષાંતરો થયાં છે. મરાઠીમાંથી પણ અવારનવાર થાય છે. મરાઠી રંગભૂમિ પર ભજવાતા ખેલોનાં વસ્તુઓ પણ ગુજરાતી રંગભૂમિ પર કદિક કદિક અભિનીત થાય છે. બંગાળમાંથી માત્ર બે નાટક અશ્રુમતી અને પુરુવિક્રમ સ્વ. નારાયણ હેમચંદ્ર દ્વારા ગુજરાતીમાં ઊતર્યાં હતાં. હાલમાં સર રવીન્દ્રનાથ ઠાકુરના ચિત્રાંગદા નાટકનું ઉત્તમ પ્રતિનું ભાષાંતર થયું છે. સ્વ. નરસિંહલાલ ધ્રુવનો વિચાર ઘણાં બંગાળી નાટકો ગુજરાતીમાં ઉતારવાનો હતો. એમના અવસાન ‘સાહિત્ય’ માસિકમાં એમણે બંગાળી મહાકવિ માઈકલ

કુટુંબીઓને દુ:ખમાં ડુબાડી ગયા હતા જ; અનેક મિત્રોને તેમની વિદ્વત્તાથી જે રસ, આનંદ, લાભ મળતો તે હંમેશ માટે ગયો હતો જ.

રણજિતરામભાઈનો જન્મ સં. ૧૯૩૮ના કાર્તિક સુદી બીજના રોજ સવારના પાંચ વાગતાં તેમના મોસાળના ઘરમાં સુરતમાં થયો હતો. તેમના પિતા મુંબઈ યુનિવર્સિટીના એલ.સી.ઈ. હતા અને ઈ. સ. ૧૯૧૧ના ડિસેમ્બરમાં તેમનું મરણ થયું ત્યારે અમદાવાદમાં નિવૃત્ત થઈ રહેતા હતા. તેમનાં માતા હાલ હયાત છે. એક ભાઈ મોતીભાઈ શોલાપુર મિલમાં ડાક્ટર છે; તથા એક બેન અમદાવાદમાં રહે છે. રણજિતરામભાઈ બધા ભાંડુમાં સૌથી મોટા હતા. તેમનાં વિધવા શાંતિબેન ૧૯૧૮ના તાવમાં સ્વર્ગવાસી થયાં. તેમની સંતતિમાં બેન અરુણાકિશોરી (જન્મ ઈ. સ. ૧૯૦૭ના નવેમ્બરમાં), ભાઈ અશોકકુમાર (જન્મ ઈ. સ. ૧૯૧૧નો ઑક્ટોબર) તથા બેન ઉર્વશી—રણજિતરામભાઈ સ્વર્ગવાસી થયા પછી ત્રણચાર માસે જન્મેલ છે તે—છે.

રણજિતરામભાઈની બાલ્યાવસ્થા અમદાવાદમાં તેમ જ પાલીતાણામાં પોતાના મોસાળમાં વીતી હતી. તેમનો સ્વભાવ નાનપણથી જ એકલશૂરો હતો. કોઈ તેમના મિત્રો નહોતા. ભાઈ જયસુખલાલ કૃષ્ણલાલ તથા હરિપ્રસાદ પિતાંબર મહેતા એ જ બે તેમના બાળપણના સ્નેહી; અને આ બન્ને સાથે હંમેશ સ્નેહસંબંધ વધતો જ રહેલો. પોતાની કે પોતાનાંની વાતો કહેવાની રણજિતરામભાઈને ટેવ જ નહીં. વરસોનાં વરસો સુધી ગાઢ પરિચય રહ્યો હોવા છતાં પોતાનાં સંબંધી તો એમણે બહુ ઓછું કહેલું. નાનપણની વાતો કરતાં એક વાત કરેલી મને ઘણી યાદ રહી છે. તેમના પિતાનો સ્વભાવ કડક હતો. બોલવાની ટેવ જ નહોતી. ઘરમાં હોય ત્યારે સામાન્ય રીતે વાંચવામાં જ ગૂંથાઈ રહેતા અને રણજિતરામભાઈ સૌથી મોટા એટલે મર્યાદાથી એમને તો બોલાવતા પણ નહીં. આવી કડક પ્રકૃતિ છતાં પુત્રમાં કોઈ જાતની કુટેવ કે દોષ દાખલ ન થઈ જાય તે ઉપર ખાસ ધ્યાન રાખતા. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં રણજિતરામભાઈ હતા ત્યારે કુસંગતથી બીડી-સિગારેટ પીવા માંડેલી. તેઓ જ્ઞાતે કાયસ્થ હતા. ધાર્મિક બાધ બીડી પીવામાં તેમને કાંઈ હતો નહીં. પરંતુ કુટુંબ વૈષ્ણવ પંથ પાળતું એટલે બીડી ન પીવાતી. રણજિતરામભાઈને રૂબરૂમાં કાંઈ કહ્યું નહીં પરંતુ એક વખત કોટના ખિસ્સામાંથી સિગારેટ હાથ લાગતાં ઘણી જ સખત શિક્ષા કરી. રણજિતરામભાઈએ જીવનમાં ફરી બીડી પીધી નહીં; ફરી કોઈની કુસંગત લાગી નહીં. આખું જીવન સ્વચ્છ, નિર્મળ પસાર થઈ ગયું. દુર્ગુણ અને અનીતિ તરફ એમને એટલો બધો તિરસ્કાર હતો કે તેવા લોકો સાથે તેઓ ભળી ન શકતા પરંતુ તેમનો લેશમાત્ર પરિચય પણ સહન ન કરી શકતા. વ્યવહારમાં પડ્યા પછીથી એવા કોઈ માણસના સંબંધમાં પ્રથમ આવવાનું

પરિશિષ્ટ

# રણજિતરામ વાવાભાઈ મહેતા

## શ્રી લાભશંકર પ્રભુલાલ ભટ્ટ

સંવત ૧૯૭૩ના જેઠ સુદી ૧૪ તા. ૪ થી જૂન ઈ. સ. ૧૯૧૭ ને સોમવારના રોજ ગુજરાતી ભાષાના એક પરમ ઉપાસક અને ગુજરાત તરફ અસાધારણ મમતા ધરાવનાર સાક્ષર ભાઈ રણજિતરામ વાવાભાઈનું અકાળ મરણ થયું. આજ એ વાતને પાંચ વરસ પૂરાં થાય છે તોપણ તે પ્રસંગ આંખ આગળ ખડો ને ખડો જ રહ્યો છે. દિવસોના દિવસો સુધી એ મરણનો પ્રસંગ આંખ આગળ તર્યા જ કર્યો છે અને આજે પણ મારી આંખ આગળ એ જ દૃશ્ય નજરે તરે છે. મરણ એ શરીરની પ્રકૃતિ છે; विकृति जीवितमुच्यते बुधैः એવું કવિવાક્ય છે. પરંતુ આ એક જ મરણના અનુભવથી મને ઘણી વિહ્વળતા થયેલી અને ઘણા દિવસો સુધી મને ગ્લાનિ રહેલી. આમ ખેદ થવાનું કારણ અસાધારણ કરુણ સંયોગોમાં ભાઈ રણજિતરામ ચાલ્યા ગયા તે જ છે.

હકીકત એવી છે કે કાશ્મીર કે મહાબળેશ્વર અથવા હવા ખાવાના કોઈ સ્થળમાં શેઠ નરોતમ મોરારજીએ પોતાના પુત્ર અને પુત્રીને નહીં મોકલતાં અંધેરી પાસે જુહૂમાં જ્યાં પોતાનો બંગલો છે ત્યાં જ ઉનાળામાં તેમને રહેવાનું ઠરાવ્યું અને ભાઈ રણજિતરામની દેખરેખ નીચે તેમને રાખ્યાં. રણજિતભાઈમાં નવું શીખવાનો અને જાણેલું બીજાને શીખવવાનો ઘણો શોખ હતો. તેના પરિણામે તરતાં શીખવા માટે તેમણે પ્રયત્ન આરંભ્યો અને એ આરંભમાં જ પોતાની જાત ખોઈ. એમના જેવા ધીરા માણસને પણ આ સાહસ થાય છે એટલું ધ્યાન રહ્યું નહીં એ વિધિની ક્રૂરતા. જુહૂ જેવું એકાંત સ્થળ—ટેલિફોનની પણ સગવડ નહીં; માણસો પણ થોડાં; શહેરમાં આવતાં-જતાં ઘણો વખત લાગી જાય તેથી સગાંસંબંધીઓમાં સમાચાર પહોંચાડવાની પણ મુશ્કેલી અને પાણીમાં તણાઈ ગયેલ શબ ત્રણચાર કલાક હાથ ન આવ્યું તેથી થયેલ વિહ્વળતા—આ બધું ભાઈ રણજિતરામનાં વિધવાએ અશ્રુપૂર્ણ નયને સહન કર્યું તેમાં શેઠનાં કુટુંબીઓના વાત્સલ્યથી જે દુઃખ ઓછું થયું જણાય તે જ. મોડી રાત્રે શબને અગ્નિદાહ થઈ રહ્યા પછીથી હું ઘેર પાછો આવ્યો ત્યારે મગજ ઉપર ઘણો જ ભાર જણાયો અને સવારમાં ઊઠયો ત્યારે આગલા દિવસનો પ્રસંગ ખરેખર બન્યો છે કે નહીં જ તે પણ કળી ન શક્યો. પરંતુ રણજિતરામભાઈ ગુજરી ગયા હતા જ; તેમનાં સંતાનોને અને પત્નીને ત

પ્રથમ સાહિત્ય પરિષદની યોજનાથી માંડી પૂર્ણાહુતિ સુધી તેમની જ મહેનત હતી એ સૌને દેખાય તેવું હતું. તેમને માટે જે સારો વિચાર મણિભાઈને હતો તેમાં આ પ્રત્યક્ષ અનુભવથી વધારો થયો અને ગજ્જરસાહેબને ત્યાં તેમને માટે ખાસ ભલામણ કરી. ગજ્જરસાહેબ સાથેના પરિચયથી રણજિતરામભાઈના જીવનમાં ઘણા ફેરફારો થયા અને તેની સારી અસર કાયમ સુધી રહી. ગજ્જર-સાહેબની વિદ્વત્તા, ભવ્ય કલ્પનાઓને મૂર્ત સ્વરૂપ આપવાની અસાધારણ ખંત અને સૌથી વિશેષ તેમની ઉદારતા અને ત્યાગવૃત્તિ, એનાથી એમના જીવનમાં ઘણા નવા સંસ્કારો રોપાયા અને આમરણાંત એમના ઋણી રહ્યાનું કહેતા. 'સાહેબરામ'ની વાર્તામાં ભૈરવનાથ શેઠનું પાત્ર ગજ્જરસાહેબ ઉપરથી યોજાયેલું સૌ કોઈ જાણી શકે તેમ છે, જોકે તે સંપૂર્ણ તો નથી જ.

ગજ્જરસાહેબ સાથે નિવાસ પ્રસંગે તેમને સ્વ. ગોરધનભાઈ સાથે પણ સંબંધ થયો. ૧૯૦૭ના જાન્યુઆરીમાં ગોવર્ધનરામ ગજ્જરસાહેબના બંગલામાં જ અવસાન પામ્યા તે વખતે રણજિતરામભાઈ પણ હાજર હતા. ગોવર્ધનરામ-ભાઈની હયાતીમાં અને અવસાન પછીથી તેમનું જીવનચરિત્ર રણજિતરામભાઈને હાથે લખાવી તૈયાર કરાવવા ગજ્જરસાહેબને આગ્રહ રહ્યા કરતો, પરંતુ તેમ બની શક્યું નહીં. જીવનચરિત્ર લખવા જેટલો નિકટ પરિચય ગોવર્ધનરામભાઈ સાથે તેમના મરણને લીધે થઈ ન શક્યો તે એક કારણથી પણ રણજિતરામ-ભાઈએ એ કામ શરૂ કરેલ નહીં.

ગજ્જરસાહેબને ત્યાં એક જ પ્રકારનું કામ નહોતું. રણજિતરામભાઈની હાજરીની તેમને વારંવાર જરૂર પડતી તેથી રહેવાનું પણ તેમની સાથે જ રાખ્યું હતું. કેટલાક મહિના ગીરગામ બૅકરોડ ઉપર એક ઊંચા માળામાં પાંચમે મજલે તેઓ રહેતા પરંતુ વાલકેશ્વર જેટલે જવાઆવવાની મુશ્કેલી પડવાથી થોડા દિવસ પછી એ ઘર કાઢી નાખ્યું અને સહકુટુંબ ગજ્જરસાહેબ સાથે જઈ રહ્યા. ગજ્જરસાહેબ જેવી પ્રકૃતિના માણસની સેવા ઉઠાવવી અને તેમાં સંતોષ આપવો એ કાંઈ સામાન્ય વાત નહોતી—રાત્રે બાર વાગે કે બે વાગે ગમે ત્યારે તેમને નવો વિચાર સૂઝે એટલે ઊંઘમાંથી પણ રણજિતરામભાઈને ઉઠાડી નોંધ લેવરાવતા. આ સ્થિતિમાં બીજો માણસ, ઓછા અનુભવવાળો અથવા જલદ પ્રકૃતિવાળો લાંબું ખેંચી શકે નહીં. પરંતુ રણજિતરામભાઈએ એ સ્થિતિ બે અઢી વરસ ચલાવી અને ગજ્જરસાહેબ સાથે તેમને ત્યાંથી છૂટા થયા છતાં હંમેશનો સંબંધ જાળવી રાખ્યો. ગજ્જરસાહેબની ઉદારતાની પણ હદ નહોતી. જુવાન રણજિતરામભાઈ ઉપર તેમને ગાઢ પ્રીતિ હતી. પોતાના નોકર તરીકે તેમના તરફ દષ્ટિ નહોતી. તેમના અગત્યના કામકાજમાં રણજિતરામભાઈ ભાવનગર હતા ત્યારે અને પછી ( હતા ત્યારે પણ તેમની એક મિત્ર તરીકે સલાહ લેતા. તેમના મિત્રો કે

થયું ત્યારે એ માણસના દુરાચારની વાત જાણતાં આખો દિવસ તેમનું સખત માથું દુઃખવા આવ્યું હતું અને તે માણસનું મોઢું પણ ફરીથી જોવું ગમ્યું નહોતું. કોમળ મગજ ઉપર, સામાન્ય રીતે, આવી જ અસર શરૂઆતમાં થાય છે એવો ઘણાને અનુભવ હશે.

રણજિતરામભાઈનો અભ્યાસ સહજ રીતે પૂરો થઈ ગયો. સ્થળની અનુકૂળતા હતી, વ્યવહારનો બોજો માથે પડ્યો નહોતો અને ભણવામાં પણ હોંશિયાર હતા એટલે કંઈ વિઘ્ન નડ્યું નહીં. જોકે મહેનત કરવાની તેમને ટેવ નહોતી એટલે તેમના જેવી શક્તિવાળો માણસ મહેનતથી તો કાયમ પ્રથમ વર્ગમાં જ આવે તેમ તેમના સંબંધમાં બન્યું નહીં. આવી મહેનત ન ઉઠાવી શકાય તેવી તેમની શરીરસંપત્તિ પણ હતી તે વાત લક્ષમાં રાખવાની છે. તદ્દન બાલ્યાવસ્થાથી જ તેમનું શરીર નિર્બળ હતું; હાડ મોટાં હતાં પરંતુ રુધિર અને માંસ નહીં જ. ઈ. સ. ૧૯૦૮માં ભાવનગરમાં નિવાસ કરી રહ્યા અને ત્યાંનું પાણી માફક આવ્યા પછીથી તેમની પ્રકૃતિ સંપૂર્ણ સુધરી એમ કહી શકાય. તોપણ અસલથી જ શરીર નિર્બલ હતું એટલે તેમનું શરીર પહેલવાન જેવું તો બન્યું નહીં જ. મને બરાબર યાદ છે કે જ્યારે મેં તેમને પ્રથમ જોયા ત્યારે મને લાગ્યું કે રણજિતરામભાઈ તો સાહિત્યમાં જ જીવે છે અને એ વાત તેમનો પરિચય વધતાં કહી ત્યારે હસીને સ્વીકારી લીધી.

અભ્યાસ પૂરો થયા પછીથી શું કરવું તેની ચિંતા થવા માંડી. એક વરસ તો 'ફેલો' તરીકે રહ્યા. ઉમરેઠ ખાનગી સ્કૂલમાં જગ્યા ખાલી હતી ત્યાં અરજી કરી અને તે સ્વીકારાઈ તેથી ઈ. સ. ૧૯૦૫ના એપ્રિલથી માંડી લગભગ છ–આઠ માસ ત્યાં હેડમાસ્તર તરીકે કામ કર્યું. તેમનો કંઠ ધીમો હતો તેમ જ શીખવવાની શક્તિ ખામીવાળી હતી એવો તેમનો પોતાનો અભિપ્રાય હતો. તેથી સ્થળ છોડ્યા પછીથી શિક્ષક તરીકે રહેવા તેમણે ક્યાંય ઇચ્છા કરી નહીં. છેલ્લાં વરસોમાં જ્યારે ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં રહેવાનો તેમનો વિચાર થયો ત્યારે પણ પોતાની ઉપલી બે ખામી બાબત કહ્યાં જ કરતા. તેમના પિતાની મરજી બી. એ. થયા પછીથી સરકારી નોકરીમાં તેઓ જોડાય તેવી હતી. પરંતુ તેવો યોગ આવ્યો નહીં અને મણિશંકર રતનજી ભટ્ટની ભલામણથી ઈ. સ. ૧૯૦૫માં જ ગજ્જરસાહેબના સેક્રેટરી તરીકે રહ્યા. ઈ. સ. ૧૯૦૫ના જૂન માસમાં પ્રથમ સાહિત્ય પરિષદ મળી એ અગાઉ રણજિતરામભાઈ ઘણા સાક્ષરોની સાથે પત્રવ્યવહાર રાખતા. મણિભાઈ સાથે પણ તેમને પત્રવ્યવહાર હતો જે ઉપરથી તેમની પ્રીતિ સંપાદન કરી હતી. મેં સૌ પહેલાં રણજિતરામભાઈનું નામ અને પત્રો ભાવનગરમાં મણિભાઈને ત્યાં જોયાં. તેમના મોતીના દાણા જેવા સ્વચ્છ અક્ષરો અને તેવું જ ઉચ્ચ લખાણ સૌ પહેલું જોયેલું તે હજી સ્મરણમાં છે.

રણજિતરામભાઈના જીવનમાં ભાવનગરના નિવાસને ઘણું મહત્ત્વનું સ્થાન મળે છે. તેઓ પોતે ભાવનગરથી થયેલા ફાયદાઓનું અનેક વખત વર્ણન કરતા. પ્રથમ તેમની પ્રકૃતિ—જે હંમેશાં શિથિલ રહેતી તે—ત્યાંના નિવાસથી ઘણી સુધરી. હાડકાંના માળખા જેવા શરીરમાં બહુ માંસ તો ન ભરાયું પણ દઢતા તો લોઢાની આવી હતી. માઈલોના માઈલો સુધી લેશ વિસામો ખાધા સિવાય રખડવાની—ફરવાની તેમનામાં સ્ફૂર્તિ હશે એમ કોઈ ઉપરથી જોનાર કહી શકે તેમ નહોતું; પરંતુ તેઓ તેમ ફરી શકતા અને તે ભાવનગર રહ્યા પછીથી જ.

ભાવનગર આવ્યા અગાઉ તેમનું માનસિક બંધારણ અમુક રીતે દઢ બંધાયેલું નહોતું. તાજા કૉલેજજીવનમાંથી છૂટી વ્યવહારમાં પડ્યા અને પ્રવૃત્તિનો બોજો માથે એટલો રહેવા માંડ્યો કે ગંભીર વિષયોનો અભ્યાસ કે ચિંતન કરવા અવકાશ નહીં મળેલો. સુધારાના પવનની સામાન્ય છાપ જેવી પડે છે તેવી ભાવનગર આવ્યા અગાઉ તેમના ઉપર હતી, જે સંસ્કારી લેવા અભ્યાસ અને અવકાશ ભાવનગરમાં મળ્યાં. અહીં ભાવનગરમાં તેમણે પોતાને યોગ્ય વાતાવરણ જમાવ્યું હતું. સહેજ પણ સાહિત્યમાં રસ લેનાર માણસો સાથે પરિચયમાં આવતા અને તેમનાં વિદ્વત્તા કે અનુભવ બીજાઓને ઉપયોગી થાય તેવો પ્રયાસ કરતા. મહુવા-નિવાસી કવિ ત્રિભોવન પ્રેમશંકર તથા હરગોવિંદ પ્રેમશંકરનો સંબંધ અહીં જ બંધાયો. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ જેમને ઇતિહાસનો, જૂની વાર્તાઓનો તથા ગીતો વગેરેનો શોખ છે તેમનો પણ પરિચય થયો. માનશંકર પિતાંબરદાસ મહેતા જેઓ એક સારા લેખક તથા અભ્યાસી છે તેમની પણ ઓળખાણ કરી. આ ઉપરાંત પ્રોફેસર વિઠ્ઠલરાય મહેતા તથા નરભેશંકર દવે જેઓ તેમની નજીકમાં જ રહેતા તેમની સાથે પણ તેઓ ભળતા. તેમણે પોતે સાહિત્યની અનેક પ્રકારે સેવા આદરી હતી અને તેમાં સૌની સહાય ઘણા જ ભાવપૂર્વક સ્વીકારતા. બીજાઓ જે જે વિષયમાં નિપુણાત હોય તે તે વિષય ઉપર લખે તેવી યોજનાઓ કરતા.

ભાવનગરની બાર્ટન લાયબ્રેરી સમૃદ્ધ છે—તેનો જૂનાં પુસ્તકોનો તથા સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ જોવા તેમણે અવકાશ મેળવ્યો હતો. કૉલેજ લાઇબ્રેરીમાંથી પણ વારંવાર પુસ્તકો મંગાવતા. આ ઉપરાંત પટ્ટણીસાહેબની પોતાની લાઇબ્રેરી તેમણે આખી તપાસી હતી. તેમાં અનેક નવીન પુસ્તકો તેમણે પોતે જ મંગાવ્યાં હતાં. આ બાબતમાં પટ્ટણીસાહેબની એમને એટલી બધી અનુકૂળતા હતી કે કોઈપણ નવીન પુસ્તક તેમને યોગ્ય લાગે તે ખુશીથી મંગાવતા. અંગ્રેજી માસિકો—સાહિત્યનાં, કલાનાં, ચિત્રનાં, બાલકોપયોગી—અનેક જાતનાં પુસ્તકો અને માસિકો તેઓ અહીં મેળવી શકતા અને તેમનો અભ્યાસ કરતા. એક સારા વિદ્વાને એક વખત વાતચીતમાં કરેલ વાત બરાબર છે કે હાલ સાક્ષરોમાં રણજિતરામભાઈ જેવો સાહિત્યનો સર્વદેશી વાચક કે અભ્યાસક કોઈ છે નહીં.

આ વખતથી જ તેમને ગુજરાતી વાંચવા તરફ વિશેષ આકર્ષણ થયું. નાનપણથી જ પોતાના ઘરમાં પ્રાચીન કાવ્યમાલાનાં પુસ્તકો હતાં તે વાંચવાનો તો તેમને શોખ હતો, પરંતુ આધુનિક ગુજરાતી સાહિત્ય તો એમણે કોલેજમાં દાખલ થયા પછી જ વાંચવા માંડ્યું. તેમનો ઉદ્યોગ ઘણો હતો. સારાં સારાં કાવ્યો ઉતારી લેતા. એવી એક આખી નોટબુક હાલ પણ મારી પાસે પડી છે જેમાં બાલાશંકર [illegible] ભાઈની દુષ્પ્રાપ્ય કવિતાઓ સ્વચ્છ અક્ષરે લખેલી છે. "[illegible]" જેવો સંગ્રહ કરે છે એ વાત તેમના જાણવામાં આ[illegible] એકઠો કરેલ કાવ્યોનો સમૂહ તેમને આપ્યો એમ તેમના કહેવા[illegible]ના ઉપર છાપ રહેલી છે.

ભાવનગરમાં તેઓ રહ્યા ત્યાર પછી લગભગ બેએક વરસ પછી તેમણે એક એવા ગૃહસ્થની ઓળખાણ કરી અને સંબંધ જમાવ્યો કે જેવો સંબંધ તેમને બીજા કોઈ સાથે હતો તેમ મને ખબર નથી. પ્રો. નૃસિંહપ્રસાદ કાલિદાસ એ વખતમાં કોલેજના પ્રોફેસર હતા. પરંતુ તેઓ ચુસ્ત સનાતનધર્મી અને નથુરામ શર્માના શિષ્ય હોવાથી તેમના સમાગમમાં આવતા રણજિતરામભાઈને સંકોચ થતો. ઈ. સ. ૧૯૧૦ના વરસમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન નામની સંસ્થાની સ્થાપના થઈ. અગાઉ એ સંસ્થા વિષે પટ્ટણીસાહેબ સાથે અનેક વખત ચર્ચા ચાલતી—શરૂઆતમાં કયા ધોરણ ઉપર સંસ્થા શરૂ કરવી એ પણ તેમની સાથે જ ચોક્કસ થયું હતું. આ ભવન સંબંધે જ ચર્ચા ચલાવવા એક પ્રસંગે ભાઈ નૃસિંહપ્રસાદ રણજિતરામભાઈને ઘેર આવી ચડ્યા અને ત્યાં કલાકો સુધી કેળવણી-વિષયક સંસ્થા કેવી હોવી જોઈએ એ બાબત વાતચીત ચાલી. સાંજે ભાઈ નૃસિંહપ્રસાદ ગયા પછીથી રણજિતરામભાઈએ કહ્યું કે આ ગૃહસ્થમાં આટલી બધી વિચારની ઉદારતા હશે એમ હું માનતો નહોતો.

ઈ. સ. ૧૯૧૦ના ડિસેમ્બરમાં ભવન 'સ્થપાયું' અને તેમાં રણજિતરામભાઈએ ઇતિહાસ શીખવવાનું માથે લીધું. આ શિક્ષણ લાંબી મુદત આપી ન શકાયું કારણ કે ૧૯૧૨ના ડિસેમ્બરમાં પટ્ટણીસાહેબ મુંબઈ ગયા તેમની સાથે તેમણે પણ ભાવનગર હંમેશ માટે છોડ્યું.

ભાવનગર છોડ્યા પછીથી ભાઈ નૃસિંહપ્રસાદ સાથે તેમણે ભવન સંબંધે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો. ભવનને તેમના વિચારોમાં હંમેશ પ્રથમ સ્થાન હતું અને એક સામાન્ય બોર્ડિંગમાંથી વધીને તે મોટી સંસ્થા થાય તેવાં તેમનાં સ્વપ્નો સાચાં પડ્યાં છે તે જોવા તેઓ હાલ હયાત નથી, પરંતુ ભવનના ચાલકો અત્યારે પણ માને છે કે રણજિતરામભાઈનો આત્મા હંમેશાં તે સંસ્થામાં હાજર છે.

ભાવનગરમાં એમનો સંસાર બહુ સુખરૂપ હતો. કોલેજ પાસેના એક એકાંત વિશાલ ઘરમાં તેઓ રહેતા. તેમનું મકાન સાહિત્યની સેવા કરનાર કે રાજકીય અથવા શિક્ષણશાસ્ત્રમાં રસ લેનાર ગૃહસ્થોનું વિશ્રામસ્થાન હતું. જે બધાં વરસો તેઓ ભાવનગરમાં રહ્યા તેમાં એકએ વખત જ મહિનો પંદર દિવસ તેઓ ભાવનગરથી અમદાવાદ ગયા હતા. આજે દસ બાર વરસે એ દિવસો હું ફરી સ્મરણમાં લાવું છું. રાત્રે ચાંદનીમાં મનોહર સરોવરના કિનારા તરફ, વિશાલ બાગમાં કે મિલની પાછળના મેદાનમાં તેઓ એક બે મિત્રો સાથે ફરતા. મંડળ જામ્યું હોય ત્યારે સ્વાભાવિક રીતે વાત તો તે જ કરતા. વિષય સામાજિક સુધારણાનો હોય, સાહિત્યપ્રવૃત્તિનો હોય, ચાલુ શિક્ષણપદ્ધતિનો અથવા દેશી રાજ્યોનો હોય, પણ તેઓ જ પ્રમુખ વક્તા હોય.

કવિ નાનાલાલ રણજિતરામભાઈના ગાઢ સ્નેહી હતા. તેમની કવિતા નવીન કવિતા તરીકે આદર પામી હાલ દરેક યુવાનોમાં વંચાય છે, તેની શરૂઆત રણજિતરામભાઈના જમાનાથી થયેલી. અમદાવાદમાં તેઓ હતા તે વખતે એક દિવસ ફરવા જતાં પ્રાર્થનાસમાજનો પટાવાળો 'જ્ઞાનસુધા' વેચતો હતો. રણજિતરામભાઈએ તે જોયું અને વેચાતું લીધું. એ અંક ૧૮૯૮ના માર્ચથી ડિસેમ્બર સુધીનો, ૧૮૯૯ના માર્ચમાં લગભગ બહાર પડેલો હતો. તેમાં 'વસંતોત્સવ' છપાયું હતું. રણજિતરામભાઈએ તે આખું જોયું અને પટાવાળા પાસેથી મળ્યા તેટલા બીજા અંકો પણ ખરીદ્યા. ઘેર જઈ તે કાવ્ય ધ્યાનપૂર્વક વાંચ્યું, અને તેની અંદર તેમને અનેક આકર્ષક અંશો જણાયા. 'વસંતોત્સવ' ઉપર તેમણે સૌ પહેલી ટીકા લખેલી,—જોકે તે અધૂરી જ રહેલી. તે 'સાહિત્ય' માસિકમાં કટકે કટકે છપાયેલી છે. મૂળ નિબંધ સુરત કાયસ્થ મંડળ સમક્ષ ભાષણરૂપે વાંચ્યો હતો.

આ વખતથી જ તેમને ગુજરાતી વાંચવા તરફ વિશેષ આકર્ષણ થયું. નાનપણથી જ પોતાના ઘરમાં પ્રાચીન કાવ્યમાલાનાં પુસ્તકો હતાં તે વાંચવાનો તો તેમને શોખ હતો, પરંતુ આધુનિક ગુજરાતી સાહિત્ય તો એમણે કૉલેજમાં દાખલ થઈને જ વાંચવા માંડયું. તેમનો ઉદ્યોગ ઘણો હતો. સારાં સારાં કાવ્યો નોંધી લેતા. એવી એક આખી નોટબુક હાલ પણ મારી પાસે પડી છે. જેમાં મણિશંકર રત્નજી ભટ્ટની દુષ્પ્રાપ્ય કવિતાઓ સ્વચ્છ અક્ષરે લખેલી છે. અંજારીઆ 'કાવ્યમાધુર્ય' જેવો સંગ્રહ કરે છે એ વાત તેમના જાણવામાં આવી ત્યારે પોતે એકઠી કરેલ કવિતાનો સમૂહ તેમને આપ્યો એમ તેમના કહેવા ઉપરથી મારા મન ઉપર છાપ રહેલી છે.

નાનાલાલ કવિ ભાવનગરમાં વારંવાર આવતા કારણ કે મણિભાઈ સાથે તેમને ઘણો સ્નેહ હતો. ઉતારો મણિભાઈને ત્યાં હોય પણ આખો દિવસ હરવા-ફરવાનું રણજિતરામભાઈ સાથે. એ બે જણનો મેળ કંઈ અદ્ભુત હતો. કવિના જેવા પ્રતિભાશાળી પુરુષની રણજિતરામભાઈને પૂરી કદર હતી અને તેમના લેખો માટે પક્ષપાત હતો. કવિ પણ ખરા મિત્રભાવથી દરેક લેખ તેમને જોવા અને સુધારવા મોકલી આપતા. રણજિતરામભાઈના હાથથી ઊભી થયેલી સાહિત્ય પરિષદનું અધિવેશન રાજકોટમાં ઈ. સ. ૧૯૦૯માં અગાઉના કોઈપણ અધિવેશન કરતાં વધારે વિશાળ ધોરણ ઉપર થયું. તેના એક મંત્રી બળવંતરાય ઠાકોર હતા. પરિષદને ફતેહમંદ કરવા તેમણે સ્થળે સ્થળે ભાષણો કર્યાં હતાં. ભાવનગરમાં પરિષદની એક પેટાકમિટી નીમી હતી અને તેના મંત્રી તરીકે રણજિતરામભાઈ હતા. તેમને તો પરિષદ કોઈ રીતે વિજયી નીવડે એવો જ આગ્રહ રહેતો અને તેથી તેમણે જાહેર સૂચનાઓ છાપાં દ્વારા કરવા માંડી. સહેજ અસાવધપણાથી, પરિષદના પ્રમુખ તરીકે નરસિંહરાવભાઈની પસંદગી થવી જોઈએ એમ

એમનાથી લખાયું અને તે લખાણુ ઉપર અનેક જાતના પ્રહાર થવા માંડ્યા. વાતાવરણુ જ તદ્દન બદલાઈ ગયું. ભાવનગરની સભાએ દરખાસ્ત પસાર કરી તે પણુ જુદી દૃષ્ટિથી જોવાઈ અને બે પક્ષ પડી ગયા. રણુજિતરામભાઈ કયા પક્ષમાં રહેશે તેની કોઈને શંકા નહોતી જ. પરિષદથી અલગ થવાય તેમ જ નહોતું. પરિષદના હરકોઈ કાર્યવાહકો—ગમે તેટલા શાણા અને દીર્ઘદર્શી હોયે—તેમને પણુ રણુજિતરામભાઈની ઉપયોગિતા જણાતી. રાજકોટમાં કોઈક ન સમજાય તેવા મતભેદથી કવિ પરિષદથી જુદા પડ્યા હતા અને તેવી વિષમ પરિસ્થિતિમાં રણુજિતરામભાઈએ પોતાનો ધર્મ બરાબર બજાવ્યો. કવિ સાથે એવો જ સંબંધ રહ્યો અને પરિષદથી પણુ પોતે જુદા ન પડ્યા. એ વખતે ઘણી કડવી ચર્ચાઓ ચાલતી હતી અને તે જ કલહના પરિણામરૂપે આજ પણુ હું ધારું છું, કવિ જેવા સાક્ષર પરિષદથી દૂરજ રહ્યા છે. રણુજિતરામભાઈને આ કલહ ઘણો જ સાલતો, પરંતુ લાંબી મુદતે 'સરળ કાઠિયાવાડીઓએ' પરિષદના સુકાનને જે રીતે ચલાવ્યું તે વ્યાજબી હતું એમ લાગેલું. પણુ એ માન્યતા થતાં વરસો વીત્યાં હતાં.

કવિનો સ્વભાવ મોજી અને તડફડ કહી દેવાનો એમ છતાં રણુજિતરામભાઈ તરફની ચાહના એમને ઘણી જ. તેઓ રણુજિતરામભાઈની ઉન્નતિ થાય તેમ હંમેશ ઇચ્છતા અને તેવા યત્નો પણુ વારંવાર કરતા. પરિણામ કાંઈ ન આવ્યું તે ખેદની વાત છે. કવિ ભાવનગરમાં હોય ત્યારે વાતોના બહાર ચાલે. રાત્રે સૂવાની વાત કેવી ? બબ્બે વાગ્યા સુધી એકઠા બેસીને અનેક પ્રકારની વાતો થાય, અનેક ચર્ચાઓ થાય. તેમાં કવિની પોતાની કવિતાઓ માટે પણુ બધું જ સારું કહેનાર સૌ ન બેઠા હોય. તેમની ખોડ બતાવતાં તેઓ હસે અને એમ જ કહે 'ત્યારે એમ માનો.' પરંતુ રણુજિતરામભાઈ કાવ્યની ખૂબી બહુ સારી રીતે સમજતા. ધ્વનિ અને વ્યંગ્ય ઉપર તેઓ બહુ પ્રસન્ન થતા. પરંતુ પિંગળ ન જાણુતા એટલે તેમને મન તો કવિની અપદ્ય કવિતા, અક્ષરમેળ કે માત્રામેળ છંદ બધું સરખું હતું. મને એમ લાગેલું કે કવિની કવિતા શાસ્ત્રીય નથી એ વાતથી તેમને ક્ષોભ નથી થતો તેનું કારણુ આ પિંગળનું અજ્ઞાન જ છે. ગમે તેવી મનોહર કલ્પનાઓ ભરી હોય, ઉચ્ચ ભાવનાઓ હોય પરંતુ જ્યાં ગેય જ નહીં ત્યાં કવિતા તરીકે તે કઈ રીતે સ્વીકારાય ? રણુજિતરામભાઈને કવિની કવિતા માટે એટલો પક્ષપાત હતો કે બળવંતરાય ઠાકોર તેમને કવિના શિષ્ય ગણુતા.

ભાવનગરના આ નિવાસનો ઈ. સ. ૧૯૧૨ના ડિસેમ્બરમાં અચાનક અંત આવ્યો. પટ્ટણીસાહેબ મુંબઈના ગવર્નરની કારોબારી કાઉન્સિલમાં નિમાયા. પટ્ટણીસાહેબ ભાવનગરથી જાય ત્યાર પછી ત્યાં રહેવા રણુજિતરામભાઈની ઇચ્છા નહોતી. આટલાં વરસના અનુભવ અને અવલોકનથી દેશી રાજ્યો માટે તેમને

તિરસ્કાર આવ્યો હતો. માત્ર ભાવનગરનો જ તેમણે અભ્યાસ નહોતો કર્યો. દરેક રાજ્યો તરફથી પ્રકટ થતા વાર્ષિક અહેવાલો તેઓ ધ્યાનપૂર્વક વાંચતા—તે બધા અહેવાલો ઉપર જાતે ટાંચણુ પણ કરતા અને તેમને ખાતરી થઈ હતી કે દેશી રાજ્યો સુધર્યા સિવાય રહેવા યોગ્ય નથી.

પટ્ટણીસાહેબે તો રણુજિતરામભાઈ સંબંધે શી વ્યવસ્થા કરવી તે ધારી મૂકેલું જ હોવું જોઈએ, રણુજિતરામભાઈએ ચાલવાનું હતું તેના આગલા દિવસ સુધી પોતે હવે શું કરવા ધારે છે તે બાબત પટ્ટણીસાહેબને કે તેમનાં ઘરનાં બીજાં કોઈને જણાવ્યું નહોતું. પરંતુ તે જ રાત્રે પટ્ટણીસાહેબે રણુજિતરામભાઈને મુંબઈ પણ સાથે જ આવવા કહ્યું. રણુજિતરામભાઈને કાંઈ તૈયારી કરવાની નહોતી જ. ભાવનગર છોડવું જ હતું તેથી ટ્રેનમાં બીજે દિવસે સાથે જ બેઠા.

ઈ. સ. ૧૯૧૩ થી માંડી ૧૯૧૬ના એપ્રિલ સુધી રણુજિતરામભાઈ પટ્ટણી-સાહેબ સાથે રહ્યા. મુંબઈના આવા ટૂંકા નિવાસમાં તેમણે ઘણું કામ કર્યું. પરિપક્વ અભ્યાસ વિના કોઈ લેખ લખવા તેઓ પ્રવૃત્ત ન થતા. મુંબઈમાં રહ્યા પછી તેમણે લેખો લખવા માંડ્યા. ગુર્જર સભામાં ભાષણો આપવા માંડ્યા. પૂના અને મહાબળેશ્વરમાં રહેવાનું થતું ત્યારે પણ ત્યાં સાહિત્યની ઉપાસના આદરતા. પૂનાની ડેક્કન કોલેજની લાઇબ્રેરીનો તેમ જ ધારાસભાની લાઇબ્રેરીનો સારો લાભ લીધો. ફર્ગ્યુસન કોલેજમાં શીખતા ગુજરાતી વિદ્યાર્થી સાથે તેઓ ભેળાતા. ઐતિહાસિક નોટ્સ તેમણે આ વખતે તૈયાર કરી કારણ કે તેઓ ભાવનગરમાં હતા ત્યારથી ઇતિહાસનું એક પ્રમાણભૂત પુસ્તક બહાર પાડવા ઇચ્છતા હતા પરંતુ જોઈએ તેટલાં સાધનો ત્યાં મળ્યાં નહોતાં. તામ્રલેખો અને શિલાલેખોમાંની અગત્યની સામગ્રી તેમણે ઘણી મહેનતથી નકલ કરી ઉતારી લીધી. એ સામગ્રીનો ઉપયોગ તેમના હાથથી થવા વારો આવ્યો નહીં. હાલ ફાર્બસ સભાએ ઉદારતાથી તે બધી નોટ્સ ખરીદી લીધેલી છે.

ઇતિહાસ ઉપરાંત તેમણે હિંદુસ્તાનની સ્ત્રી–કવિઓ ઉપર પુસ્તક લખવા ધાર્યું હતું. સંસ્કૃત, ઉર્દૂ, બંગાલી, મરાઠી સ્ત્રી–કવિઓની માહિતી તેમણે મેળવી હતી તે કટકે કટકે લેખરૂપે 'વસંત'માં પ્રસિદ્ધ કરવી હતી.

પરંતુ તેમને ખરેખરો શોખ તો વાર્તાનવલકથાનો હતો. તેમણે જુવાનીથી એક સારી નવલકથા લખવા ધારેલું. હાલ તેમની જે નોટો પડી છે તેમાં અનેક વાર્તાઓનાં ખોખાં તૈયાર કરેલાં છે. કોઈની લીટી, કોઈનું પાનું અને કોઈનાં ચાર પાનાં લખેલ છે. એ બધી વાર્તાઓ અપૂર્ણ જ છે. માત્ર તેમણે પૂનામાં હતા ત્યારે 'સાહેબરામ' સૌથી મોટી વાત લખવા માંડી—અમુક ભાગ લખાયો, પણ પછીથી અધૂરો રહ્યો, અને કદી તે ભાગ પૂરો ન થયો. એ વાર્તામાં એમનો

એમનાથી લખાણું અને તે લખાણ ઉપર અનેક જાતના પ્રહાર થવા માંડચા. વાતાવરણ જ તદ્દન બદલાઈ ગયું. ભાવનગરની સભાએ દરખાસ્ત પસાર કરી તે પણ જુદી દૃષ્ટિથી જોવાઈ અને બે પક્ષ પડી ગયા. રણજિત-રામભાઈ કયા પક્ષમાં રહેશે તેની કોઈને શંકા નહોતી જ. પરિષદથી અલગ થવાય તેમ જ નહોતું. પરિષદના હરકોઈ કાર્યવાહકો—ગમે તેટલા શાણા અને દીર્ઘદર્શી હોય—તેમને પણ રણજિતરામભાઈની ઉપયોગિતા જણાતી. રાજકોટમાં કોઈક ન સમજાય તેવા મતભેદથી કવિ પરિષદથી જુદા પડચા હતા અને તેવી વિષમ પરિસ્થિતિમાં રણજિતરામભાઈએ પોતાનો ધર્મ બરાબર બજાવ્યો. કવિ સાથે એવો જ સંબંધ રહ્યો અને પરિષદથી પણ પોતે જુદા ન પડચા. એ વખતે ઘણી કડવી ચર્ચાઓ ચાલતી હતી અને તે જ કલહના પરિણામ-રૂપે આજ પણ હું ધારું છું, કવિ જેવા સાક્ષર પરિષદથી દૂરજ રહ્યા છે. રણજિતરામભાઈને આ કલહ ઘણો જ સાલતો, પરંતુ લાંબી મુદતે 'સરળ કાઠિયાવાડીઓએ' પરિષદના સુકાનને જે રીતે ચલાવ્યું તે વ્યાજબી હતું એમ લાગેલું. પણ એ માન્યતા થતાં વરસો વીત્યાં હતાં.

કવિનો સ્વભાવ મોજી અને તડફડ કહી દેવાનો એમ છતાં રણજિતરામભાઈ તરફની ચાહના એમને ઘણી જ. તેઓ રણજિતરામભાઈની ઉન્નતિ થાય તેમ હંમેશ ઇચ્છતા અને તેવા યત્નો પણ વારંવાર કરતા. પરિણામ કાંઈ ન આવ્યું તે ખેદની વાત છે. કવિ ભાવનગરમાં હોય ત્યારે વાતોના બહાર ચાલે. રાત્રે સૂવાની વાત કેવી ? બબ્બે વાગ્યા સુધી એકઠા બેસીને અનેક પ્રકારની વાતો થાય, અનેક ચર્ચાઓ થાય. તેમાં કવિની પોતાની કવિતાઓ માટે પણ બધું જ સારું કહેનાર સૌ ન બેઠા હોય. તેમની ખોડ બતાવતાં તેઓ હસે અને એમ જ કહે 'ત્યારે એમ માનો.' પરંતુ રણજિતરામભાઈ કાવ્યની ખૂબી બહુ સારી રીતે સમજતા. ધ્વનિ અને વ્યંગ્ય ઉપર તેઓ બહુ પ્રસન્ન થતા. પરંતુ પિંગળ ન જાણતા એટલે તેમને મન તો કવિની અપદ્ય કવિતા, અક્ષરમેળ કે માત્રામેળ છંદ બધું સરખું હતું. મને એમ લાગેલું કે કવિની કવિતા શાસ્ત્રીય નથી એ વાતથી તેમને ક્ષોભ નથી થતો તેનું કારણ આ પિંગળનું અજ્ઞાન જ છે. ગમે તેવી મનોહર કલ્પનાઓ ભરી હોય, ઉચ્ચ ભાવનાઓ હોય પરંતુ જ્યાં ગેય જ નહીં ત્યાં કવિતા તરીકે તે કઈ રીતે સ્વીકારાય ? રણજિતરામભાઈને કવિની કવિતા માટે એટલો પક્ષપાત હતો કે બળવંતરાય ઠાકોર તેમને કવિના શિષ્ય ગણતા.

ભાવનગરના આ નિવાસનો ઇ. સ. ૧૯૧૨ના ડિસેમ્બરમાં અચાનક અંત આવ્યો. પટ્ટણીસાહેબ મુંબઈના ગવર્નરની કારોબારી કાઉન્સિલમાં નિમાયા. પટ્ટણીસાહેબ ભાવનગરથી જાય ત્યાર પછી ત્યાં રહેવા રણજિતરામભાઈની ઇચ્છા નહોતી. આટલાં વરસના અનુભવ અને અવલોકનથી દેશી રાજ્યો માટે તેમને

ઉમરેઠના ટૂંકા નિવાસ દરમિયાન તેમણે લોકગીતો ઘણાં એકઠાં કર્યાં હતાં. એ વરસે દુકાળ હતો અને કાઠિયાવાડ તથા ગુજરાતનાં અનેક નિર્ધન થયેલ કુટુંબો ગામડાંમાંથી નીકળી ઉદરનિર્વાહાર્થે શહેરમાં નીકળી પડતાં. રણજિતરામભાઈનાં વહુ આવાં સ્ત્રી–પુરુષોને ખાવાનું આપી ગીત ગવરાવે ત્યારે જ લખી લે. આ રીતે આ સંગ્રહ પતિપત્ની બંનેએ એકઠો કરેલો છે. ઘણાં ગીતોની મૂળ નકલ સ્વ. શાંતિબેનની લખેલી છે.

ભાવનગરમાં તેઓ હતા ત્યારે 'ઈસુનું વર્ષ ૧૯૦૮' એ નામનો લાંબો લેખ તેમણે 'બુદ્ધિપ્રકાશ' માટે લખ્યો. ગુજરાતની બધી હિલચાલોનું અવલોકન તેમાં કરેલું છે. એ પ્રથા ચાલુ રાખવા એમને અભિલાષા હતી પણ પાછળથી અનેક વ્યવસાયમાં રહેવાનું થવાથી તે નિયમસર લખી ન શકતા અને એવા નિબંધોની કિંમત અમુક કાળ સુધીની જ હોય છે એ વાત પણ તેઓ માનતા. એમના દાખલાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બે ગૃહસ્થોને જુદાં જુદાં વરસોનું અવલોકન લખવાનું કામ સોંપ્યું પણ ફળ કંઈ આવ્યું નથી. ગુજરાતની બધી પ્રવૃત્તિઓનું ટૂંકામાં દિગ્દર્શન કરાવનાર લેખ તરીકે એ જ લેખ હાલ માર્ગદર્શક છે.

એ નિબંધને લીધે અમુક રીતે ચર્ચા જાગી હતી. ગુજરાતમાં સ્થપાયેલી સંસ્થા સાહિત્ય મંડળના કાર્યની નોંધ લેતાં તેમણે, 'ગુજરાતી' પત્ર તરફથી એ સંસ્થાને ઉતારી પાડવા જે પ્રયત્ન થયો હતો તેનો જવાબ વાળ્યો હતો. પ્રત્યુત્તરરૂપે 'ગુજરાતી' પત્ર તરફથી પ્રકટ થયેલ એકાદશ સ્કંધની પ્રસ્તાવનામાં રણજિતરામભાઈનું નામ આપ્યા સિવાય તુચ્છ વિશેષણો વાપરી તેમના ઉપર કટાક્ષ કરેલ છે.

નરસિંહરાવની કવિતા માટે પણ એવી જ ચર્ચા જાગી હતી. તેમનાં કાવ્યોમાં સ્વદેશપ્રેમ કે વીરત્વ નથી એ વાત તેમણે સ્પષ્ટરૂપે ઉપલા નિબંધમાં કહી હતી અને કેટલાક સવાલો મૂક્યા હતા. નરસિંહરાવનાં બધાં કાવ્યો ઉપર વિસ્તારયુક્ત ટીકા લખવા તે નિબંધમાં પોતાની ઇચ્છા બતાવેલ છે પણ તેવી ટીકા તેઓ લખી શક્યા નહીં જ.

આ સિવાયના પણ બેત્રણ પ્રસંગો જેમાં કડવી ચર્ચામાં તેઓને ઊતરવું પડયું હતું તે નોંધી લઉં છું. 'વસંત'માં સત્યેંદ્રરાવ ભીમરાવે એક દશ્યકનું ચર્ચાપત્ર લખ્યું અને તેમાં નાટકના ઉદ્ધારનું કાર્ય કરવા સાહિત્ય [illegible]દને ભલામણ કરી. રણજિતરામભાઈએ એનો જવાબ આપ્યો અને ભાઈ [illegible]ન્દ્રરાવે પ્રત્યુત્તર આપ્યો. આ ચર્ચામાં કેટલાંક અયુક્ત વિશેષણો વપરાયાં છે. બંનેનો હેતુ નિર્મળ જ હતો પરંતુ રણજિતરામભાઈનાં લખાણોમાં મર્યાદા

અભ્યાસ જણાઈ આવે છે. પાછળથી મિત્રોમાં એ વાર્તા સંબંધે ચર્ચા કરવા માંડી અને હું ધારું છું ભાઈ ચંદ્રશેખર પંડ્યાએ વસ્તુ ફેરવવા કહેલું. રણજિતરામભાઈને પોતાને પણ આખી લખાઈ છે તે રૂપમાં વાર્તા પસંદ નહોતી આવતી તોપણ તે સહજ રીતે જ લખાઈ ગઈ છે. એટલે હવે કાંઈ ફેરવવું નહીં એવા અભિપ્રાયથી તેમણે સુધારો કરવો માંડી વાળેલો. 'સાહેબરામ' તથા 'સહિયરો'ના પાત્રઆલેખનમાં એમના પરિચયમાં આવેલી ઘણી વ્યક્તિઓની આછી છાપ જણાઈ આવે છે તોપણ ઉપર લખવા પ્રમાણે ભૈરવનાથ શેઠનું પાત્ર ગજ્જરસાહેબ ઉપરથી અને 'સહિયરો'માં પ્રો. નરનારાયણનું પાત્ર ભાઈ નૃસિંહપ્રસાદ ભટ્ટ ઉપરથી યોજેલું દેખાઈ આવે છે. વાર્તાના નાયક સાહેબરામની કલ્પના એક જ વ્યક્તિ ઉપરથી નથી ઊઠેલ પણ બેચાર વ્યક્તિના ચારિત્ર્યની મેળવણી છે. 'સરસ્વતીચંદ્ર'માં અલકકિશોરી અને નવીનચંદ્રનો પ્રસંગ વર્ણવાયો છે એને મળતો સેનાનો પ્રસંગ આવે છે તે વાત તેમને સાલતી. કેટલાકે એમ પણ ઠસાવવા યત્ન કરેલો કે આપણે ભણેલા માણસો વિદ્યાની આવી હાંસી કરીશું તો કન્યાઓને કેળવણી આપવા તરફ ભણેલા માણસોનું પણ વલણ રહેશે નહીં. તેમણે પોતે આ પ્રસંગનું કદી સમર્થન તો કરેલું નહીં જ એમ મને ખબર છે. માત્ર અનાયાસે લખાયું છે અને મનુષ્યસ્વભાવમાં એવી નિર્બળતા છે એવું અનુભવીએ છીએ માટે જ ફેરફાર નથી કર્યો. હકીકત તરીકે એક વાત જણાવવી જરૂરની છે. તેઓ કહેતા કે હું બધા સાથે ભળાઉં એવી પ્રકૃતિનો પહેલેથી જ નહીં, એટલે જીવનમાં ઘરના માણસો સિવાય કોઈને જાણવા કે મળવાનો પ્રસંગ સરખો આવ્યો નથી.

મુંબઈના એમના નિવાસ દરમિયાન તેઓ મોરારજી ગોકુલદાસની નવી ચાલીમાં રહેતા. ત્યાં ભાઈ ચંદ્રશેખર પંડ્યા, કનૈયાલાલ મુનશી, ઇંદુલાલ યાજ્ઞિક અને અંબાલાલ જાની સાથે ઘણા પરિચયમાં આવ્યા. ભાઈ ચંદ્રશેખરે તથા મુનશીએ પોતાના રણજિતરામભાઈ સંબંધેના અનુભવો જુદે જુદે સ્થળે આપ્યા છે. ભાઈ યાજ્ઞિકે પણ ધર્મજના વિદ્યાર્થીઓ સમક્ષના ભાષણ પ્રસંગે રણજિતરામભાઈ સંબંધે હાર્દિક ઉદ્‌ગારો કાઢ્યા હતા.

રણજિતરામભાઈએ લખવાનું ઈ. સ. ૧૯૦૨ થી શરૂ કરેલ. પ્રથમ 'વસંતોત્સવ' ઉપરની ટીકા તથા 'વિક્રમ સંવતના ૧૮ મા સૈકામાં ગુજરાતનું સાંસારિક અને ધાર્મિક દર્શન' જે 'M'ની સહીથી 'બુદ્ધિપ્રકાશ'માં કટકે કટકે પ્રસિદ્ધ થયેલ છે. તેમનું શાળામાં નામ રણજિતરામ હતું, પરંતુ કુટુંબમાં સૌ મણિભાઈ કહીને બોલાવતા તેથી 'M' એવા એ નામના પ્રથમાક્ષરથી એ નિબંધ છપાવેલ છે.

બંધારણનો ખરડો રચવામાં તેમણે ઘણો અગત્યનો ભાગ લીધો. રાજકોટમાં જે વિસંવાદ ઊભો થયો હતો તે અમુક અંશે શમ્યો હતો—જોકે કવિ તો હાજર નહોતા રહ્યા—અને પરિષદ ઘણી રીતે સફળ થઈ હતી.

પાંચમી પરિષદ ઈ. સ. ૧૯૧૫ના મે માસમાં સુરતમાં ભરાઈ. આ પ્રસંગે રણજિતરામભાઈએ ઘણું કામ કર્યું. પરિષદના સ્થાનિક મંત્રીઓમાં ભાઈ મનહરરામનો ઉદ્યોગ ઘણો જ હતો અને તેથી પરિષદ વિજયી નીવડી. પરંતુ રણજિતરામભાઈએ પણ ખાસ એક માસની રજા પરિષદ માટે જ લીધી હતી અને પરિષદસંબંધેનો ઘણો ભાર પોતાને માથે લીધો હતો. સુરતના વ્યવસ્થાપક મંડળમાં પ્રમુખની ચૂંટણી સંબંધી મતભેદ ઊભો થયો અને કમળાશંકર અને તેમનું મંડળ જુદું પડ્યું. મુંબઈના 'ગુજરાતી' પત્રનું વલણ મધ્યસ્થ ન રહ્યું અને એકપક્ષી થઈ ગયું. આ વખતે હકીકત પ્રકટ કરનાર કેટલાક લેખ રણજિતરામભાઈએ 'ગુજરાતી' પત્ર ઉપર લખી મોકલ્યા અને ભાઈ અંબાલાલ જાની ઉપર તે પ્રકટ કરવા ભલામણ કરી. રણજિતરામભાઈનો એ વખતે પરિષદના કાર્યવાહક મંડળમાં કાંઈ દરજ્જો નહોતો—તેઓ માત્ર સ્વાગત મંડળના સભ્ય હતા—તેથી તેમના લેખો જવાબદાર લેખ તરીકે કઈ રીતે છાપી શકાય એવો વાંધો 'ગુજરાતી'ના અધિપતિએ લીધાનું જાણવામાં છે—પરંતુ પાછળથી રણજિતરામભાઈનું નામ આપ્યા વિના એ ચર્ચાપત્રો પ્રકટ કર્યાં હતાં. રણજિતરામભાઈએ એ વખત સુધીનાં સાહિત્ય પરિષદનાં બધાં અધિવેશનોનો ઇતિહાસ રજૂ કરનાર એક લાંબો લેખ આ વખતે 'સમાલોચક'માં લખી મોકલ્યો. તે લેખ ઉપરથી સાહિત્ય પરિષદની બારીકમાં બારીક વિગતો પણ તેમને કેટલી અવગત હતી તે જણાઈ આવે છે. તે વિગતો સ્મરણમાં પણ તેમને કેવી રમી રહેતી તે કોઈપણ સાધન વિના લખાયેલા તે લેખ ઉપરથી દેખાઈ આવે છે.

સુરતની સાહિત્ય પરિષદે તેમને એક મંત્રી તરીકે નીમ્યા પરંતુ મંત્રી તરીકે વધારે ફરજ બજાવવાનો યોગ આવ્યો નહીં. છઠ્ઠી પરિષદ મુંબઈમાં બોલાવવી અને સફળ કરવી એવી એમની ધારણા હતી. એ માટે મિત્રો સાથે વાતો પણ કરવા માંડી હતી પણ તે વાત બધી દૂર જ રહી.

અહીં પરિષદ સાથેના એમના સંબંધનું વૃત્તાંત પૂરું કરું છું. યુવાવસ્થાના ઉત્સાહથી જન્મ પામેલ એ સંસ્થાએ દિવસો ગયા તેમ તેમ દેશના સાક્ષરોને અને નાયકોને આકર્ષેલ છે. તેઓને દૂરદર્શીપણાથી એનું ભવિષ્ય વધારે ઉજ્જ્વલ બનો એવી આપણે આશા રાખીએ છીએ. પરિષદ ભંડોળ કમિટીએ રણજિતરામભાઈની વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કરાવી પોતાનું ઋણ અમુક અંશે ફેડ્યું છે. રણજિતરામભાઈના સ્મારકરૂપ જ પરિષદ છે. છતાં પરિષદ તરફથી સ્થાયી રૂપનું કોઈ સ્મારક થાય એ ખરેખર ઇચ્છવાયોગ્ય છે.

['ગુજરાત' જુલાઈ ૧૯૨૨]



હતી જે ભાઈ સત્યેન્દ્રરાવે ઉલ્લંઘેલી અને રણજિતરામભાઈની જાત ઉપર પણ આક્ષેપ કરેલા. ઘણું કરી આ ચર્ચા ૧૯૧૬–૧૭માં થઈ હતી.

રણજિતરામભાઈના અવસાન અગાઉ બે ત્રણ મહિના પર 'નવજીવન અને સત્ય'ના તંત્રી ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક મેસોપોટેમીઆ ગયા હતા એ વખતે 'નવજીવન' ચલાવવાનું રણજિતરામભાઈને સોંપ્યું હતું. તંત્રી તરીકે તેમને ભાગે અવલોકન અને નોંધ લખવાનું હતું. તેમાં તે વખતે પ્રસિદ્ધ થયેલ 'ચચ્ચ અને સુહંધી' નામના પુસ્તકનું અવલોકન લખ્યું. એ પુસ્તક નારાયણ ઠક્કરનું લખેલું છે અને 'ગુજરાતી'ની ભેટરૂપે વહેંચાયેલું છે. 'ગુજરાતી'ની ભેટનાં જે પુસ્તકો નારાયણનાં લખેલાં હોય છે તે બધાં સરખાં હોય છે. ઐતિહાસિક નવલકથાઓ તરીકે તે ઓળખાય છે અને તેમાં હકીકતની સાથે અનેક બિભત્સ પ્રસંગો પણ મૂકેલ હોય છે. આ પુસ્તકોનું અવલોકન કોઈ શિષ્ટ સાક્ષરે અગાઉ કરેલું જાણવવામાં નથી—જનસમાજમાં એ પ્રકારના વાંચનના ફેલાવાથી કોઈ સાક્ષર તે પુસ્તકોની દરકાર કરતા નથી. રણજિતરામભાઈને આ સ્થિતિ અસહ્ય લાગતી અને તેથી તેમણે કડક રીતે વ્યાજબી અવલોકન લખ્યું. ઠક્કર નારાયણની કલમમાં જે ઝેર છે તે વિરલ છે; તેમણે પોતે કે દેલવાડાકરે આ નોંધનો જવાબ વાળેલો છે કે નહીં તેની મને ખબર નથી.

ઈ. સ. ૧૯૦૯ની ત્રીજી સાહિત્ય પરિષદમાં નરસિંહરાવનો પ્રેમાનંદનાં નાટકો ઉપર લેખ વંચાયો. તે લેખથી ઘણી ચર્ચા જાગી હતી. 'વસંત'માં 'જ્ઞ'ના લેખોની હારમાળા ચાલી. 'બુદ્ધિપ્રકાશ'માં પણ એક બે વખત નામ વિનાનાં ચર્ચાપત્રો છપાયાં. 'સમાલોચક'ના તંત્રીએ પણ લેખ લખ્યો. રણજિતરામભાઈ આ ચર્ચામાં ભળ્યા નહોતા. તેમાં ભળવા માટે પ્રાકૃત કે જૂની ગુજરાતીના અભ્યાસની જરૂર હતી અને તેમાં તેમનો પ્રવેશ નહોતો—પરંતુ 'સમાલોચક'માં એક નામ વિનાનો લેખ છપાયો—તેનું નામ યાદ નથી પરંતુ 'ગધેડાનો કાન ઝાલી તડકામાં ઊભા રહેલા ગંગારામ' એ નામનું કવિ નાનાલાલની શૈલીમાં લખેલ 'કાવ્ય' તેમાં ગોઠવેલું હતું. એથી રણજિતરામભાઈને માઠું લાગ્યું. કવિ નાનાલાલની શૈલીનો એ ઉપહાસ એમનાથી સહેવાયો નહોતો અને તેથી એક સખત ચર્ચાપત્ર લખી નાખ્યું. એ લેખ નરસિંહરાવનો લખેલ છે એમ તરત પકડાય તેમ છે અને ચર્ચાપત્રમાં પણ એમણે નરસિંહરાવને સખત રીતે ઉપાડ્યા. ચર્ચાપત્રની સાફ નકલ કરતાં વધારે ધીરજથી વિચાર કર્યો અને તે પ્રકટ કરવાથી વિશેષ ફળ નથી એમ લાગ્યું એટલે ત્યારે જ તે ફાડી નાખ્યું.

રાજકોટમાં ઈ. સ. ૧૯૦૯માં ત્રીજી પરિષદ મળી તે વખતે સામાન્ય મંત્રીઓ તરીકે પહેલી જ વાર રમણભાઈની સાથે પ્રો. આનંદશંકર અને પ્રો. ઠાકોર નિમાયા. ઈ. સ. ૧૯૧૨માં વડોદરામાં ચોથી પરિષદ મળી તે વખતે ભાવનગરથી રણજિતરામભાઈ મિત્રમંડળ સાથે ત્યાં ગયા હતા. તે વખતે પરિષદના